# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER.

[ January, February, March, April 1871, ]

પુ૦ ૧૦મું. જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ ૧૮૭૧ અંક ૧ ૨ ૩ ૪

| અનુક્રમણિકા. | પૃષ્ઠ. | CONTENTS | PAGE |
|---|---|---|---|
|  |



(કેળવણી ખાતાના હુકમથી.)

" સુરત સોદાગર " છાપખાનામાં નગીનદાસ દાદાભાઈએ

[illegible]

[ [illegible] ]

# ગુજરાતશાળાપત્ર.

પુસ્તક ૨૦ મું. જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ ૧૮૮૧, અંક ૧-૨-૩-૪

## મન.

જગતમાં ઇશ્વરે બનાવેલી અનેક ચીજોમાં માણસના શરીરનું બંધારણ તેની ચૈતન્ય શક્તિ, આત્મા, અને મન એ અજાયબ વસ્તુઓ છે. તેમણે વિદ્વાનોને ગુંચવણમાં નાખ્યા છે અને હજી પણ તેમના વિષે ખરી તપાસ થઈ શકી નથી. ધર્મના ઉપદેશકોએ પાપ કે પુણ્ય, ભગ કે મોક્ષ, એ વિષેના જ્ઞાનવડે અજ્ઞાન લોકોને આશ્ચર્યમાં ઉપજાવીછે. શરીરની અંદર શું છે, આત્મા ને મન શી વસ્તુ છે, અને તે ક્યાં છે એ જાણવું ઇશ્વરને જાણવાના જેવું ઘણું વિકટ છે અને તેજ કારણથી નરસિંહ મેહેતાએ કહ્યું છે કે:—

"જ્યાં લગી આતમા તત્વચિન્યો નહિં ત્યાં લગી સાધના સર્વ જુઠી", બીજા વિદ્વાનો અને જ્ઞાતા પણ કહી ગયાછે કે તું તને ઓળખ, અર્થાત્ તું જો આત્માને જાણી શકશે તો પરમાત્માને જલદી ઓળખી શકાશે. એવુંજ વચન વેદમાં છે અને ફીલસુફો પણ કહી ગયાછે કે, જો પ્રભુ ઓળખવો હોય તો પ્રથમ "know thyself" તું તને (પોતાને

અવયવોની હાલચાલ, ચેહેરો, આંખની ચિકિત્સા, ઉચ્ચાર અને હાવભાવ, એટલે આ બધી માણસની સ્વાભાવિક ભાષા કહીએ તો ચાલે. તે માણસ-ની અંદર મનનું કામ કરેછે તે કહી આપેછે પરંતુ બહારની અન્ય વસ્તુઓ ઉપર જે માણસ ક્રિયા કરેછે તે એના કરતાં પણ વધારે ખુબ્બી રીતે મનની ખાસીયત જણાવી આપેછે. માણસને દેખીતું લેછે અને ખાવા માંડેછે તે પરથી ભૂખની લાગણી જણાએછે. જેમ કોઇ મંત્રની શક્તિ તે જે કાંઇ કાર્ય કરેછે તે પરથી જણાયછે તેમ દરેક પ્રાણી તેની નજીકની વસ્તુ ઉપર જે ક્રિયા કરતું જોઇએ છઇએ તે પરથી તેની પ્રેરણા બુદ્ધિ આપણને માલમ પડેછે. માણસનો મનોવિકાર અને ક્ષોભ જે ચીજ ઉશ્કેરેછે તેથી અને તેના યોગે શરીરના બાંધાનું જે ઉશ્કેરાવું અને વલણ થાયછે તેથી, અને શરીરની ઉશ્કેરણીથી મૂળની ઉશ્કેરનાર ચીજ ઉપર જે પુનઃ ક્રિયા માણસ કરેછે તેથી, માણસના મનોવિકાર અને ક્ષોભ માલમ પડેછે. માણસના બહારના દેખાવથી ગુસો, ઉપકાર, પ્યાર, અને અદબ એ સર્વે જણાઇ આવેછે અને એ દેખવાથીજ આપણે એ મનોવિકારને ઓળખી શકીએ છઇએ, તેમનું વર્ણન કરી શકીએ છઇએ, અને તેમનું કાર્ય કારણ જાણી શકીએ છઇએ. એજ રીતે બાહારસ્તે યાદદાસ્ત શક્તિના, કારણ શક્તિના, બુદ્ધિના, માનતાના, અને અંતકરણના અંશો (ખાસીયતો-ગુણો), અને મેળવેલી ટેવ (સ્વાભાવિક નહિ) માલમ પડેછે. બીજો જે કરેછે તેની નકલ કરવાને છોકરું પ્રથમ યત્ન કરતું જણાયછે, બીજે દહાડે તે યત્નમાં કાંઇ સુધર્યું માલમ પડેછે, અને થોડા વખતમાં તેવું પોતે કરી શકેછે; અને આ ઉપરથી આપણને માલમ

નું, જડ પદાર્થોના અટકાવને જોરને જીતવા સારૂ લાયક હથીઆરો યોજવાનું, અને થએલા અનુભવને ભવિષ્ય કાર્યોમાં કામે લગાડવાનું થાયછે.

૩. શક્તિ સ્પષ્ટ રીતે બાહ્યના લક્ષણોથી માલમ પડેછે, અને મનુષ્યની તેથી થએલાં કૃત્યોના અસ્તિત્વપણાના સબબથી થઈ ગએલા જમાનાના લોકો શું શું કરતા, તેમનો શો હેતુ હતો અને તેમનામાં કેટલી શક્તિ (બુદ્ધિની) હતી તે હાલ માલમ પડી શકેછે. શેહેરો, કિલ્લાઓ, દેવળો, દરો, બજારો અને રાજ માર્ગોના જે જે ખંડેરો જોવામાં આવેછે તે તે ગંડીતો ઉપરથી એ જગાઓ જેમણે બાંધી ઉપભોગ કરયો હશે તેમનાં લક્ષણ અને ઉદ્યોગ માલમ પડેછે. વળી આ ખંડેરો ઉપરથી એક જાતના લોકો કેવા યત્નથી મથ્યા રહેતા, મોટી ગોઠવણોના વિચાર કરવામાં કેવા તર્ક ને અક્કલ વાપરતા ને તેમનામાં કેવી જાતનો શોક હતો તે માલમ પડેછે એ એકલુંજ નહિં પણ એ ઉપરથી બીજી જાતના લોકો કેવા શોધક શક્તિમાં પાછળ હતા અને વળી ત્રીજી પ્રજા જુલમી રાજાના ધુસરા નીચે કેવી ગુલામગીરી કરતી હશે તેનો પણ ખ્યાલ કરી શકાયછે. ધંધાદારી કામમાં જોઈતાં ઓજારો, લશ્કરની સયુક્તિક ગોઠવણો, સુધરેલા પાયાપર લોકોની મંડળીઓનું બંધાવું, અને વિદ્યાકળાના ગ્રંથો એ સઘળું માણસની અંદર શું છે તે બતાવી આપેછે, અને પ્રજાની હાજતો, ઈચ્છાઓ, દોલત, અને શક્તિ કેવી ને કેટલી છે તે સમજાવવાના ઉપરની ચીજો હમેશા દાખલા તરીકે વાપરવામા આવેછે. માટે આ બધા ઉપર વિચાર કરતાં એ ખુલ્લું નજર આવશે કે જીવતા પ્રાણીઓ જે સાધારણ રીતે કામકાજ કરયા જાયછે, જે ચીજો તેમનું વલણ પોતા તરફ કરતી, ઉશ્કેરતી ને ના ઉમેદ કરતી જણાયછે, વખતોવખત અને દરેક સ્થિતિમાં તેમનો (માણસનો) જે બાહારનો દેખાવ, અગણિત કામો જેમાં તેઓ રોકાયલાછે અથવા જેમની નિશાનીઓ પાછળ મુકી જનારછે તે સઘળું માણસનું મન જાણવાનું મોટું દ્વારછે. ટુંકામાં કહીએ તો માણસ દુનિયામાં આવી જે નાટક ભજવેછે, ટુંકા વખતમાં જે જે કાર્યો કરેછે, અને તેથી બહારના પદાર્થોપર જે જે ફેરફાર થાયછે તે માણસ જાતની ઉત્પત્તિથી આજસુધીનો ઇતિહાસ, અને તરેહ તરેહના સુધારા

તેમજ તો તે હબશીઓ ખાઈ ગયા; પણ, સાહેબો, મારી તો શુદ્ધ બુદ્ધિ ઠેકાણેજ હતી, તેથી બીજાઓની પેઠે હું તો જાડો થવાને બદલે દીન પર દીન વધારે સુકાતો ગયો, એમ તમે ધારી શકશોજ. ઓ, મારું મોત આવશે, ઓ, હું મરી જવાનો, એવીને એવી દેહેશતમાં મારું તો બધું ખાવાનું ઝેર રૂપ થઈ જતું. હું છેક ગળાઈ જવા લાગ્યો, અને તેથીજ હું બચ્યો, કારણ કે તે હબશીઓએ મારા સોબતીઓને મારીને ખાઈ ગયા. પછી મને સુકાઈ ગએલો, પાતળો, અને માંદો જોઈને મારી ખાવાનું બીજા વખત ઉપર મુલતવી રાખ્યું.

એવામાં મને પુષ્કળ છુટ મળતી હતી, તેથી હું જે કાંઈ કરતો તે ઉપર ભાગ્યેજ તેઓ નજર રાખતા; અને તેથી એમના ઘર આગળથી છેટે જઈને નાશી જવાની મને તક મળી. એક ડોસાએ મને દીઠો, અને મારા ઈરાદા ઉપર શક આવવાથી પાછો બોલાવવાને તેણે તેનું ચાલે એટલે મોહોટેથી મને બુમો પાડી; પણ તેની બુમો ઉપરથી પાછો ફરવાને બદલે મેં બેવડા જોરથી ડગલાં ભરવા માંડ્યાં, અને જલદીથી હું તેની નજરે હેઠોથી નિકળી ગયો. તે વેળાએ તે ઘરોની આગળ તે ઘરડા માણસ વગર બીજું કોઈજ હતું નહી, બીજા બધા બહાર નિકળી ગએલા હતા અને તેઓ રાત પડ્યા વગર પાછા આવે તેમ ન હતું, એ રીત એમનામાં ઘણી ખરી હમેશા દીઠામાં આવતી હતી; તેથી તેઓ મારી પાછળ લાગવા જેવા વખતમાં તેઓ આવી શકનાર નથી, એમ નક્કી જાણીને મેં રાત પડતા સુધી આગળી ચાલ-ચાલ કરયા કરયું, પછી થોડુંજ આરામ લેવાને અને જે થોડુંક ખાવાનું મેં સંભાળથી સાથે રાખ્યું હતું, તે ખાવાને હું અટક્યો; પણ હું ઉતાવળોજ પાછો આગળ ચાલવા લાગ્યો, અને જે જે ઠેકાણાં વસ્તીવાળાં દીસતાં, તેવી તેવી જગ્યાએથી દૂર રહીને સાત દીવસ લગી મુસાફરી કીધી અને ઘણો ખરો નાળીયેર ઉપરજ ચલાવતો; તે મને ભુખની તેમજ તરસની જગો પુરી પાડતું. આઠમે દહાડે હું દરિયા પાસે આવી પહોંચ્યો, અને એકદમ મારાં જેવા ગોરા માણસોને, તે જગાએ પુષ્કળ મરી હતાં, તે એકઠાં કરતાં મેં દીઠાં. મેં જાણ્યું કે એ સારા શુકનનાજ ભાવ છે, અને

કંઈ પણ વેહેમ આણ્યા વગર હું તેમની પાસે ગયો.

જે લોકો મરી એકઠાં કરતા હતા, તેઓએ જેવો મને દીઠો કે તેઓ મારી પાસે તરતજ આવી પહોંચ્યા, અને તેઓએ મને અરબીમાં પુછ્યું કે, 'તમે કોણ છો?' અને ક્યાંથી આવોછો? તેમને હું મારી સ્વભાષામાં બોલતા સાંભળીને હું ઘણોજ રાજી થઈ ગયો, અને મારું વહાણ ભાગવાના સમાચાર, અને હું હબશીઓના હાથમાં કેવી રીતે આવી પડ્યો, તે બધી હકીકત મેં તમને કહી ને તેમની જાણવાની ઇચ્છા મેં તૃપ્ત કરી. તેઓએ કહ્યું કે, "એ હબશીઓ તો મનુષ્યાહારી હોયછે, અને તમે તેઓના નિર્દય પંજામાંથી શા અદ્ભુત યુક્તિથી છટકી આવ્યા?" જે વાત હું તમને હમણા કહુંછું; તેજ વાત મેં તેઓને કહી સંભળાવી, જેથી તેઓ અજાયબ જેવી રીતે છક થઇ ગયા.

તેઓ મરી એકઠી કરી રહ્યા, ત્યાં સુધી હું તેઓની સાથેજ રહ્યો, અને પછી જે બેટમાંથી તેઓ આવ્યા હતા, તે બેટ તરફ તેમની સાથે હું ગયો. તેઓ મને તેમના રાજા પાસે લઈ ગયા, તે ભલો શાહાજાદો હતો. તેણે મારા સાહાસિક પરાક્રમોની હકીકત ધીરજથી, આશ્ચર્ય પામતો જઈને સાંભળી લીધી; અને તેણે પછી મને કપડાં આપ્યાં, અને મારી આસના વાસના સેવાને હુકમ કીધો.

એ બેટ સારી વસ્તીવાળો હતો, તે દરેક ચીજે ફળદ્રુપ હતો, અને રાજાની તો મોટા વેપારનું સ્થળ હતું. મારા ઉપર આફત ગુજર્યા બાદ આ પસંદ કરવા જોગ ઠેકાણું મને ચેન ભરેલું લાગતું હતું, અને એ ઉદાર દીલના પાદશાહની મારા ઉપર મેહેરબાની હોવાથી મારા સંતોષમાં કંઈ બાકી ન હતું. ટુંક બોલમાં કહીએ તો એટલુંજ કે તેની પાસે જે માણસો હતા, તેમાં તેની જેટલી મારા ઉપર મેહેરબાની હતી, તેવી બીજા કોઇ ઉપર ન હતી, અને તેથી દરબાર ભાતે તેમાં શેહેરમાં દરેક માણસ કંઇ કંઇ પણ મને ગુણ કરવાને મારી પાછળ લાગતા; તેથી ઘણીજ થોડી મુદતમાં હું પરદેશી ગણાવાને બદલે ત્યાંનો એક વતનીની પેઠે લોકોના પ્રેમ મનાતો

આ જંગલી રીવાજનો હેવાલ તેમને જેવામાં કહી સંભળાવતો હતો, અને જે સાંભળવાથી મને ઘણો ત્રાસ ઉપજે એવી રીતે દેહેશત લાગી, તેવામાં તેના સગાંવહાલા, અને સ્નેહિઓ પ્રેત સંસ્કાર કરવાને એકઠાં મળીને આવ્યાં. તે મુડદા ઉપર, જાણે તે સ્ત્રિનો તે દહાડે લગ્ન દિવશ હોય, એ પ્રમાણે સ્ત્રિનાં અતિશય કીમતી વસ્ત્રાલંકાર તેઓએ પેહેરાવ્યાં, અને તેના સઘળા શંગારથી તેને સજી; ત્યાર પછી તેઓએ તેને એક ખુલ્લી પેટીમાં મુકીને તે ઉંચકીને દાટવાની જગાએ તેને લઈ જવા માંડી. તે માણસોની ટોળીને મોખરે તેનો ધણી ચાલતો હતો, અને શબ તેની આગળ હતું. તેઓ એક ઉંચા ડુંગર ઉપર ગયા, અને ત્યાં આવીને તેઓએ એક ઘણા ઉંડા ખાડા ઉપર ઢાંકેલો એક મોટો પથ્થર ઉપાડયો, અને પેલા શબને તેના વસ્ત્રાલંકાર તેમજ સણગાર સહીત પેલા ખાડામાં ઉતારી દીધું. ત્યાર પછી પેલો ધણી પોતાના સગાં સ્નેહીઓને ભેટીને કાંઈ પણ અટકાવ કીધા વિના પોતાની મરજે એક બીજી ખુલ્લી પેટીમા પાણીનું એક વાસણ અને સાત નાની રોટલી સાથે મુકાયો, અને તેને પણ પેલી બઈરીની માફક માંહે ઉતાર્યો. એ ડુંગર કાંઈક લાંબો હતો, અને તે સમુદ્ર સુધી ઠેઠ પહોંચી વળયો હતો. ક્રિયા પુરી થવા બાદ તેઓએ તે ખાડાને પાછો પેલા પથ્થરથી ઢાંકી દીધો, અને પછી પાછા ફરયા.

ગ્રહસ્થો, આ પ્રેતસંસ્કારને સમયે સઘળા માણસોમાં માત્ર એકલો હુંજ શોક સાગરમાં બુડેલો હતો, એમ મારે તમને કંઈ બતાવવાની મને જરૂર જણાતી નથી, એથી ઉલટું એ લોકોમાં તો એ રીવાજ પણ જુનો હોવાથી તેઓના ઉપર બીલકુલ જરા પણ અસર થઈ હોય એ બાબતને લગતો મારો અભિપ્રાય મારાથી રાજાને જણાવ્યા વિના રેહેવાયું નહી. મેં કહયું કે, 'સાહેબ, મુએલા માણસની સાથે જીવતાને પણ દાટવાની રસમ આ દેશમાં જોઈને મને નવાઈ લાગ્યા વિના રેહેતી નથી. મેં ઘણીએક મુસાફરી કીધી છે, અને ઘણા દેશો જોયાછે, પણ આવી નિર્દય ચાલ કોઈ ઠેકાણે દીઠામાં આવી નથી" રાજાએ કહયું, 'સિન્દબાદ, એ તમે શું બોલો છો? એતો એક સાધારણ પગપર્ણનો રીવાજછે. જો માર્ગ સ્ત્રિ એટલે રા

ણી મારાથી પેહેલી મરી જાએ તો મારે પણ તેની જોડેજ દટાવું જોઈએ.' મેં કહ્યું, "પણ હા સાહેબ, એ કાયદા મુજબ પરદેશી લોકોને પણ વર્તવુ જોઈએશું ? એટલું હું આપ સાહેબ પાસે જાણવા માગુછું." તે રાજા (મારા સવાલનું તાત્પર્ય સમજી જઈને મ્હોં મલકાવીને) કેહેવા લાગ્યો કે, "બેશક, જો તેઓ આ ટાપુમાંજ પરણ્યા હોય તો તેઓ પણ એ કાયદામાંથી બાતલ નથી."

એ જવાબ સાંભળીને હું ઘણી ગીરફતારીમાં પેર ગયો; કારણ કે મારી સ્ત્રી મારાથી પેહેલી મરી જાય અને મારે તેની જોડે જીવતાંજ દટાવું જરૂરછે, એ દેહેશતથી મારા દીલમાં ઘણા શોકકારક વિચારો ઉઠવા લાગ્યા. પણ કંઈ ઈલાજ ન હતો; મારે ધીરજ રાખવાની અને ઈશ્વરેચ્છાને તાબે થવાની જરૂર હતી. તથાપી મારીબૈરી જરા બેચેન થાએ કે મારા પેટમાં મોટો પથર પડતો. પણ અફસોસ ! થોડા વખતમાં મારા ઉપર આફતનું વાદળું એકદમ ધસી આવ્યું કારણ કે તે માંદી પડી ને થોડા દહાડામાં મરણ પામી. મને કેટલી દલગીરી પેદા થઈ હશે, તેનો તમે વિચાર કરો; મારા મનને તો જીવતાં દટાવું તે મનુષ્યાહારી જંગલીઓના ભક્ષ થઈ પડવા જેટલુંજ અફસોસકારક લાગ્યું. પણ મારે એ નિયમને તાબે થવુંજ; રાજા અને તેનો બધો દરબાર એ પ્રેત સંસ્કારની ક્રિયા વેળાએ માન આપવાને હાજર થવાને ચુક્યા નહીં, અને તેજ મુજબ શેહેરના મોટા મોટા લોકોએ પણ એમજ કીધું. જ્યારે એ ક્રિયાને માટે સઘળું તઈઆર થઇ ચુક્યું, ત્યારે તે શબને તેના સઘળા શ્રૃંગાર અને ભપકાદાર પોશાક સહિત પેટીમાં મુક્યું. શબ મંડળ નિકળ્યું, અને આ શોક કારક બનાવમાં મારી બઈરીને દરજ્જે મારે ભોગવવાનું હતું; તે હું પેલા શબની પાછળ આંસુ ટેપકાવતો અને મારા કમનશીબ ઉપર અફસોસના પોકાર મારતો ચાલ્યો. પહાડ ઉપર આવી પહોંચતાં પેહેલાં મેં તમાશગીરોના દીલપર અસર કરવાની કોશીશ કીધી.

૧. પ્રથમતો મેં રાજાને વિનંતી સાથે કેહેવા માંડ્યું; અને પછી જેઓ મારી આસપાસ ઉભેલા હતા, તેમના જમાને માનની બક્ષી કરવાને

છેક ભોંય સુધી નીચે નમી જઈને કેહેવા લાગો કે મારા ઉપર દયા કરો. કહ્યું કે, "તમે વિચાર કરો કે હું તો એક પરદેશી છું, અને એ સખાઈ ભરેલા કાયદાને તાબે મને કરવો તમને ઘટતું નથી, અને વળી મારા પોતાના વતનમાં મારે મારી બઇરી છોકરાં છે" એ પ્રમાણે બોલવાથી કંઈ કામજ સર્યું નહીં. એથી કોઈના દીલપર કંઈજ અસર થવા પામી નહીં; એથી ઉલટું, એમ થયું કે મારી સ્ત્રીને જે પેટીમાં મુકી હતી, તેને પેલા ખાડામાં ઉતારી મુકવાને તેઓએ ઉતાવળ કરવા માંડી, અને પાણીનું એક વાસણ તથા સાત રોટલી સહીત મને પણ તરતજ હોમવાને તેઓ તૈયાર થયા. ટુંકાણમાં કેહેવાનું કે એ પ્રાણ ઘાતક ક્રિયા થઈ રહ્યા બાદ મેં અતિશય અફસોસના પોકાર માર્યા તથા શોકકારક બુમો પાડી તોપણ તેઓએ તે ખાડા ઉપરનું ઢાંકણું ઢાંકી દીધું.

જેવો કે હું તળીએ આવ્યો કે ઉપરથી જે સેહેજ અજવાળું અંદર આવતું હતું, તેથી આ ભોંયરાની ગોઠવણ મેં શોધી કાઢી. એ એક ઘણું લાંબું કોતર હતું, અને પચાશેક વામ ઊંડું હશે. મારી આજુબાજુએ જે મુડદાંનો ઢગ પડેલો હતો, તેમાંથી સહન ન થાએ એવી દુર્ગંધ મને તરતજ આવવા લાગી; અરે, મને એમ પણ ભાસવા લાગ્યું કે કેટલાએક તો તેમના આખરનો દમ કાઢતાં હોએ એમ સંભળાતું; એમ છતાં પણ હું જેવો કે નીચે ગયો, તેવો તરતજ મેં મારો સેઠી છોડીને તરતજ મુડદાંથી કાંઈક છેટે જઈને મારું નાક પકડ્યું, અને હું જમીન ઉપર આંસુએ નહાઈ ગએલો ઘણીવાર પડી રહ્યો. પછી આ મારા ઊપર આવી પડેલી આફત ઉપર વિચાર કરીને હું બોલી ઉઠ્યો કે, "એ વાત તો ખરી કે પરમેશ્વર પોતાની ધારણા પ્રમાણે સઘળી વસ્તુની વ્યવસ્થા કરેછે, પણ ગરીબ બાપડા સિન્દબાદ, આવું અજબ જેવું મોત લાવનાર તારી પોતાનીજ જાત શિવાય કોઇ બીજું છે વારુ? જે તોફાનોમાંથી તું ઉગરી આવ્યો, તેમાંના એકાદેકમાં તું ગેબ થઈ ગયો હોત તો, ઓ પરમેસર, કેવું સારું? તે વેળાએ સઘળી બાબતો જોતાં તારું મોત આવું ખેંચાયા કરતું અને ત્રાસદાયક નિપજત નહીં. પણ આ બધું તેં તારા શ્રાપિત પૈસાના લોભ વડે તેં તારા માથા ઉપર ખેંચી લીધુંછે. આ-

હા, અભાગીઆ દુખી માણસ! તારે શું ઘર આગળ રહીને તારી મજુરીના ફળ શાંત રીતે ભોગવવા પડતાં ન હોતાં વારુ?

એ પ્રમાણે હું નિર્થક શોક કરીને જે કોતરમાં હું પડયો હતો, તેમાં ગુસ્સે થઇ જઇને અને નિરાશ બની જઇને મારું માથું તથા પેટ કુટતો હતો અને અતિશય દુખદાયક વિચારોને મેં માર્ગ આપીને શોરબકોર કરી મુકયો. તથાપી મારે તમને કેહેવું જોઇએ કે એ દુખી હાલતમાં હું મોતને શરણે જઇને ઉભો રેહેવાને બદલે જીવવાને અને મારી જીંદગી ટકે તેમ કરવાને હજુ પણ મને મન થઇ આવ્યું. જે પેટીમાં હું અહિં આ ઉતર્યો હતો, તેમાંથી રોટલી તથા પાણી લાવવાને હું મારું નાક દાબીને ફાંફાં મારવા મંડયો, અને મેં તેમાંથી કંઇક લીધું. તે કોતરમાં એટલું તો અંધારું હતું કે રાત હશે કે દીવશ હશે, તે જણાઇ શકે નહીં, તોપણ હું ફરી ફરીને મારી પેટી શોધી કાઢતો, અને મને તે કોતર પેહેલા જેટલું મોટું લાગતું હતું, તથા શબથી ભરેલું જણાતું હતું, તે કરતાં વધારે મોટું, અને વધારે મુડદાંથી ભરપુર લાગયું. મેં કેટલાએક દીવશ સુધી તો મારી રોટલી અને પાણીવને ચલાવ્યું, અને તે થઇ રહ્યા બાદ આખરે હું મરવાને તયાર થયો.

હું જેવામાં મોત વિશેનો વિચાર કરતો હતો, તેવામાં તે ખાડા ઉપરથી પથ્થર ઉચકાયાનો મેં અવાજ સાંભળ્યો, અને તરતજ એક માણસનું શબ મુકી દેવામાં આવ્યું. જ્યારે માણસો ચોમેરથી કંઇ કંઇ તરેહની આફતોથી ઘેરાઇ જાયછે; ત્યારે એ તો સ્વાભાવિકજ છે કે તેઓ કંઇ આખરનો ઠરાવ કરી દેવાને પણ ચુકતા નથી. જ્યારે તેઓએ અંઇરીને માંહે ઉતારી, ત્યારે જે જગાએ તેની પેટી મુકાવાની હતી, ત્યાં હું જઇ પહોંચ્યો, અને મને જેવું માલમ પડયુ કે તેઓ તે ખાડાનું મોહો ઢાંકી દેતા હતા, તેવું તરતજ એક મોટું હાડકું મારા હાથમાં આવી લાગ્યુ, તેના વતી પેલી કમનસીબ ઓરતને મેં બે ત્રણ સપાટા ફેરવી કાઢયા, જેથી તે બેશુદ્ધ થઇ ગઇ, અથવા સાચું પુછાયો તો તે મરીજ ગઇ. તેણીની પેટીમાં કંઇ રોટલી તથા પાણી હતું, તે માટેજ મેં આ નિર્દય કામ કીધું, અને એ પરમીણે પાછું મારે તો કેટલાએક દીવસનું ખાધું આવી મળયું. જયારે એ પુરું થયું ત્યારે મેં

તેઓએ મને તેઓના વહાણમાં લઇ લીધો. જ્યારે હું વહાણ પાસે આવ્યો ત્યારે તે વહાણનો નાખુદા મને બચેલો જોઇને એટલો તો ખુશ થઈ ગયો તેમજ તે પોતાના કામમાં ને કામમાં અટલો તો રોકાયલો રહેતો કે તેણે પણ મારી વહાણ ભાગી જવા વિષેની બનાવી કાઢેલી વાતને સાચીજ માની ગયો, અને મેં તેને કાંઇક બખશેશ આપવા માંડ્યું, તે તેણે ઉદાર દીલથી લેવાની ના પાડી.

અમે કેટલાએક બેટ આગળ રહીને ગયા, અને જો પવન એક સરખો હોય તો સેરેનાદ્વિપથી આશરે દીવશ દસેકની સફરે પેલો બેલ્સ નામનો શ્ર પ્રુ આવેછે, અને કેલથી ત્યાં જતાં છ દીવશ લાગેછે, તે બેટમાં અમે ઉતર્યા. આ બેટમાં સીસાની ખાણો મળી આવેછે, ને તર નિપજેછે, અને ઘણી સરસ જાતનું કપુર પણ જડી આવેછે.

કેલ દ્વિપનો રાજા ઘણો દ્રવ્યવાન અને સમર્થછે, અને બેલ્સના ટાપુમાં ફરીવળતાં આશરે દીવશ બે એક લાગેછે, તે બેટ પણ એજ રાજાને તાબેછે. ત્યાંના રેહેવાશીઓ એવા જંગલી છે કે તેઓ હાલ પણ માણસનું માંસ ખાએછે. એ બેટમાં અમારી લેવડ દેવડ થઈ રહ્યા બાદ અમે પાછી દરીઆની મુલાકાત લીધી, અને બીજા ઘણાએક બંદરો પસાર કર્યા ગયા. આખરે હું બેહદ દોલત (તેની સવીસ્તર હકીકત કહીને તમને તસ્દી આપવાની હું જરૂર જોતો નથી.) લઇને દૈવયોગે બગદાદ શેહેર ખાતે આવી પહોંચ્યો. પરમેસરે મારા ઉપર જે દયાનો વરસાદ વરસાવ્યો હતો, તેના ઉપકારના ચિન્હને રૂપે કેટલીએક મસજીદોના આશ્રયને વાસ્તે અને ગરીબગરબાના નીર્વાહને અર્થે પુશ્કળ પૈસો ખરચ્યો, અને હું તો મારી જાતે મારા સગા સ્નેહિઓના સાથે રેહેવા કરવાથી નિપજતાં સુખનો લ્હાવો લેવા અને તેઓની સાથે આનંદમાં દીવશ ગુજારવામાં નિરંતર મારો કાળ ગીમન કરવા લાગ્યો.

અહિંયાં સિન્દબાદ તેની ચોથી સફરનો હેવાલ કહી સંભળાવી રહ્યો ત આણ્યો, અને એ હેવાલ પેહેલી ત્રણ સફરોના હેવાલ કરતાં સાંભળનારાઓને વધારે અચંબો ઉપજાવે એવો લાગ્યો. તેણે વળી સો સોના

રેજ
અને
પડી,
ને તે

લા હિન્દબાદને બક્ષીસ આપ્યા, અને બીજે દહાડે એજ વેળાએ પાછા એજ ગ્રહસ્થો સહિત આવીને બાજંજખાની અને પોતાની પાંચમી સફરનો હેવાલ સાંભળવાની વિનતી કરી. હિન્દબાદ અને બીજા આવેલા માણસો સિન્દબાદની રજા લઇને ઘેર ગયા. બીજે દહાડે સવારે જયારે તેઓ સઘળા એકઠા થયા ત્યારે તેઓ જમવા બેઠા, અને જમી રહયા પછી સિન્દબાદે પોતાની પાંચમી સફરનો હેવાલ નીચે મુજબ કેહેવા માંડયો. અધુરૂં.

તારીખ ૧૩મી ૧૮૭૧. Ganpatram Anupram.

માસ્તર અંકલેશ્વર ઇંગ્લિશ સ્કુલ.

---

# ગુજરાતિ કવિઓ.

ગુજરાતી ભાષા પ્રાકૃતમાંથી નીકળીછે એ વાત તો આજ કેટલા વરશ થી ઘણા ખરાઓના જાણવામાં આવીછે પણ એ ભાષાનો આરંભ કીયા સમયમાં—કીયા સૈકામાં થયો તેની બરાબર તપાશ થઈ નથી, અને તેથી તે બાબત હજી આપણે અજાણ્યા છઈએ, હવે ગુજરાતી ભાષામાં તેની બાલ્યાવસ્થામાં કોણ કોણ ગ્રંથકાર થયા તે કંઈ બરાબર માલમ પડેલું નથી. ગુજરાતી પુસ્તકો જે હાલમાં આપણા જાણવામાં આવેલાછે તેમાં ગદ્યના ભાગે સેંકડે એક બે નીકળે; અને આ ગદ્યના પુસ્તકમાં માત્ર ટીકાછે) એટલે કવિતા શિવાય એમાં બીજું કંઈજ આપણી નજરે નથી પડતું એમ કહીએ તો ચાલે. ત્યારે આપણામાં થઇ ગએલા જુના કવિયોમાં સહુથી પેહેલા જુનાગઢના નરશી મેહેતા થઈ ગયા. હવે એ નરશી મહેતા કયારે જન્મ્યા વીયા કયારે ગુજરી ગયા તથા તેની જીંદગીમાં શું શું હકીકત બની તે વાત કોઇને માલમ નથી. માત્ર પ્રેમાનંદના કૃત્ય ઉપરથી જેટલું આપણને જાણવામાં આવેછે તેથી વધારે કંઇજ માલમ પડેલું નથી તોપણ એટલું તો જણાયેલું છે કે નરશી મેહેતા સંવત ૧૫૧૨ના સાલમાં હયાત હતા ત્યારપછી જે કેટલાક વરશ તે જીવ્યા પણ તેના બરાબર વરશની આપણને ખબર નથી. કેટલાએક એમ ધારેછે કે ઇંગલંડમાં ચોસર કવિ થઈ ગયો તે સમયે

નરશહીં મહેતા જુનાગઢમાં હયાત હતા પણ એ વાત ખરી નથી; કેમકે ચોસર સને ૧૪૦૦ ના સાલમાં ગુજરી ગયો હતો. આપણે ઉપર કહયું કે નરશહીં મહેતા સંવત ૧૫૧૨ના સાલમાં હયાત હતાં. સંવત ૧૫૧૨ ના સાલમાં સન ૧૪૫૬ નું વરસ આવેછે. હવે નરશહી મહેતાની અગાઉ કોઈ કવિ થઈ ગયાછે કે નહી તે વાત આપણે નરશહીં મહેતાની કવિતા ઉપરથી શોધી કહડાવી જોઇએ. નરશહીં મહેતાની કવિતાની ભાશા હાલમાં ઘણીજ ફરી ગઇછે તોપણ એટલું તો માલમ પડેછે કે ઘણીજ ઘડાયલી ને કસાયલી છે. નરશહીં મહેતાના જુદી જુદી રીતના પદ, જુદા જુદા રાગ, ઊંડા વિચાર, ઘડએલી અને નહી કેળવાયલી એવી નહી. એવી ભાશા એ સઘળા ઉપર વિચાર કરતા નરશહીં મહેતાની પેહેલા કોઈ કવિ થઈ ગયા હશે એમ અનુમાન થાએછે. જે વખતે જુનાગઢમાં નરશહીં મહેતા કવિતાની ધુનમાં મસ્ત બની આસપાસ ગાજી રહયા હતા તે વખતે ઉદેપુરમાં કુંભો નામનો રાજા, તથા વિજ્યા નગરમીં મલીકા જુંન રાજ કરતો હતો. દીલ્હીમાં તે વખત લોદીવંશનો બાદશાહ ગાદી ઉપર હતો અને ઇંગ્લંડ દેશના તે વખત છઠો હેનરી રાજ કરતો હતો. નરશહીં મહેતા પંદરમાં સેંકડામાં થઈ ગયા પણ તે વખતે બીજો કોઇ પણ જાણવાજોગ કવિ થઈ ગયો હોય એમ જણાતું નથી. નરશહીં મહેતાને એ સમયનો રાજા કહીએ તો ચાલે. નરશહીં મહેતાની કવિતા ઉપરથી એટલું તો જણાયછે કે પાછલા વખતમાં નરશહીં મહેતાની વેદાંત ભણી વૃત્તિ થઈ અને તે પેહેલાં કંઈક શ્રંગાર અને કૃષ્ણ તરફ તેઓનું વળણ હતું. નરશહીં મહેતાએખંડ કાવ્ય લખ્યાં હોએ એમ જણાતું નથી પણ તેના છુટક છુટક પદ એટલા બધાછે કે તે બધાં એકઠા કીધાં હોય તો મોટું ખરેખર પુસ્તક થાય. તેને માટે એમ કહેવાયછે કે તેના લખેલા સવા લાખ પદ છે. નરશહીં મહેતાની સઘળી કવિતા ભકિત રસની તેથી નરશહીં મહેતા કવિને નામે ઓળખાયા નથી પણ ભકત તરીકે આખા ગુજરાતમાં તો શું પણ આખા હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ પામેલાછે. નરશહીં મહેતાની, અને તે ઉપરથી આપણે એમજ કહેવું જોઇએ કે સમયની ભાશા કંઈક ઉંચી શુદ્ધ, ટહેલ ભરેલી ને રસયુકત હતી.

તારપછી સંવત ૧૬૦૦ સુધીમાં કોઈ પણ કવિ થઇ ગયલો જણાતો નથી પણ તે સેંકડામાં કેટલાક થઈ ગયાછે તેમાં મુખ્ય કુંતલપુરમાં તુળસી જે સંવત ૧૬૧૪ અને ૧૫૫૮ માં, ધ્રુવાખ્યાનનો લખનાર, તથા વિષ્ણુદાસ જેણે આખું મહાભારત સંસ્કૃત ઉપરથી પ્રાકૃતમાં રચ્યું, તથા રામાયણ પણ લખ્યું તે સંવત ૧૬૫૪ અને ૧૫૯૮માં, હયાત હતા. આ સેંકડામાં વિષ્ણુદાસે અગરજો ગ્રંથનો ઘણો વધારો કીધો અને સંસ્કૃત પુસ્તકનો લાભ પ્રાકૃત જણનારાઓને આપ્યો તોપણ આગલા સેંકડા જેવો એ સારો ગયો એમ કહેવાય નહીં. તેમાં અગરજો નરશહીં મહેતા એકલા થઈ ગયા તોપણ તેની કવિતા એટલી તો ઉંચી પદવી ધરાવે એવી હતી કે એ સમયની કુવિતા તેની આગળ માન મુકે એમ કહ્યાવના ચાલતું નથી. નરશહીં મહેતા આળ કવિ હતા, તેણે મોટા પુસ્તક નથી લખ્યાં એટલી મોટી ખામી રહી ગઇ નહીતર એ પ્રથમ વર્ગના સારા કવિની પદવી ધરાવત. વિષ્ણુદાસની તથા તુલસીદાસની ભાશા કમજોર થઈ હતી અને આગલા સેંકડામાં જેવી રસયુક્ત હતી તેવી રહી નોતી. તુલસીદાસ અને વિષ્ણુદાસ એ બે આ સમયમાં આગળ પડ્યા પણ એ સમય ઘણો પ્રકાશી નીકળયો નહીં. વિષ્ણુદાશ એ સમયનો રાજા ગણાય તોપણ તે બીજા વર્ગમાં બેશેછે. એ સમયે ઉદેપુરમાં સુદેશીંહ તથા પ્રતાપ તથા મારવાડમાં માલદેવ તથા ચંદ્રશિહ. રાજા વિજય નગરમાં સદાશીવ તથા રામદેવ રાજ કરતા હતા. દીલ્હીમાં હુમાયુ અને તેની પછી અકબર બાદશાહ ગાદીએ બેઠા હતા. ઇંગલંડમાં એલીઝાબેથ રાણીનું રાજ એ વખતે વિદ્યાને માટે માણુંજ પંકાએલુંછે, અને સ્પેનસર તથા શેક્સપીઅર સરખા વિદ્વાનો ત્યાં શ્રમ કરી રહ્યા હતા તે વખતે ગુજરાતમાં વિષ્ણુદાસ શિવાય બીજો કોઈ નોતો: વિષ્ણુદાસે ઘણી મેહેનત કીધીછે તોપણ તેના બહુ પુસ્તક મધ્યે ઘણાજ થોડાં અસરકારક રસમય કડવાં નીકળી આવેછે. એ વખતની કવિતાનું બંધારણ પણ નિયમસર નોતું. અગરજો નરશહીં મહેતા કરતા તેઓની ભાશા વધારે કેળવાયલી હોવી જોઇએ તથા કવિતાના નિયમ પણ કંઈ જાણીતા થવા જોઇએ. તોપણ તેમ નોતું એમ માલમ પડેછે એટલુંજ નહી પણ ઉલટું બંધન ઢીલું પડેલું દેખાએછે. તુલસીદાશની ક–

વિશાનો તાલ તુટતો નથી. આ સૈકડામાં આગલા સૈકડા કરતા વધારો એટલોજ થયો કે છુટક છુટક લખાણ કરતા મોટા મોટા કાવ્ય લખવા ઉપર મન વધારે લાગ્યું. આ સૈકડામાં એટલે સંવત ૧૬૭૩ના સાલમાં શીવદાસ કવી તે ખંભાતમાં થઇ ગયોછે. અને તેણે પણ છુટક છુટક કકડા લખવા ઉપર મન નહી દોડાવતા મોટા ગ્રંથ લખવા તરફ લક્ષ આપ્યું છે પણ તે સારા કવિમાં ગણાવવા જોગ નથી.

જેવો સતરમો સૈકડો ઉતરી ગયો તેમજ અરાડમો કળકુપ નીકળયો. ગુજરાતી ભાશામાં થઈ ગએલા સારામાં સારા કવિ એજ સૈકડામાં પ્રકાશ્યા હતા. ઇંગલંડમાં પણ એ વખતે સારા વિદ્વાન થઈ ગયાછે. મિલ્ટન જે સંવત ૧૬૬૪માં જન્મી સંવત ૧૭૩૦માં મર્ણ પામ્યો, બટલર જે સંવત ૧૭૦૭ માં જન્મી ૧૭૪૧ માં ગુજરી ગયો, ડ્રાઈડન જે સંવત ૧૬૮૭ માં જન્મ્યો ને સંવત ૧૭૫૭માં મરણ પામ્યો, એડીસન જે સંવત ૧૭૭૭ સુધી જીવ્યો—તેમજ સ્ટીલ, પોપ, ટોમસન, વગેરે થઇ ગયા તે વખત આપણા ગુજરાતમાં ઝળઝળાટ અજવાળું થઇ રહેલું હતું. ગુજરાતી ભાશાનું અમુલ્ય મણી પ્રેમાનંદ, કે જેની બરાબરી કરી શકે એવો હજી સુધી તો એક પણ ગુજરાતી કવિ થઇ ગયો નથી તે, સામળ, અખોભકત, વલ્લભભટ, નેં રતનો એ ગુપળા સંવત ૧૭૦૦ થી તે સંવત ૧૮૦૦ સુધીમાં થઇ ગયાછે.* આ સૈકડામાં સહુ પોત પોતાનીજ બાનીમાં ઘુમી રહયા હતા અને તેથી તેઓની ..શા વિશે એકંદર વિચાર આપી શકાતો નથી. વડોદરામાં રહી પ્રેમાનંદ ભટે પ્રૌઢ, ને રસમય ભાશા લીધી, સામળભટે નવી બાની શરૂ કીધી, રતનાએ કોમળ ને સરળ ભાશા લખી ને વલ્લભ ભટ થડકારા મારવા લાગ્યા. અખા ભકતે ખીચડો કીધો. ફારસી શબ્દ સામળે વધાર્યા અને કેટલીક હિંદુસ્થાની દબછબ પણ એણેજ પ્રથમ આપણી ભાશામાં દાખલ કીધી. સામળની પહેલા છપા કોઈએ લખ્યા હોએ એમ જણાતું નથી. અખા ભકતના મગજના વેદાંતના નવા નવા વિચારો ભરેલા તે બહાર કહાડવાને જેમ ફાવ્યું તેમ તેણે લખ્યું. ગુજરાતી ભાશામાં વિદ્વતા તથા શીલસુરી તો અખા ભકતેજ દરશાવીછે એમ કહેવામાં જરાપણ આચકો ખાવા જેવું નથી. સામળ

ભટે ગાથા વાર્તા રૂપે કવિતામાં લખીને સાહિત્યના છપા તેમાં મુકયા. રત્નાએ કોમળ શ્રંગાર કહાડયો, વલ્લભ ભટે ઉકળતા ચટકારા ભરેલા ગરબા ગજાવ્યા, ને પ્રેમાનંદે ઘણું કરીને સઘળા સારા રસમાં હોશીઆરી બતાવી દીધી. પ્રેમાનંદની, વલ્લભની, અને રત્નાની ભાશા ઘણીજ ઉશાપલી માલમ પડી આવેછે. એક તરફથી સામળ ભટે ફારસી શબ્દની ભરણી કીધી ને બીજી તરફથી પ્રેમાનંદે સંસ્કૃતમાંથી ઉમેરો કીધો. પ્રેમાનંદ વડોદરામાં થઈ ગયો અને તેના વખતમાં દીલ્હીમાં ઔરંગજેબ બાદશાહ તખ્ત ઉપર બીરાજતો હતો. ઔરંગજેબે સને ૧૬૫૬થી તે સને ૧૭૦૭ના વરસ સુધી રાજ કીધું. જેપુરમાં બીજા શીવા જે શીંદે સને ૧૬૬૦ થી તે ૧૭૦૦ પછી ઘણા વરસ સુધી રાજ કીધું. અને ૧૬૩૫ થી તે સને ૧૭૦૭ સુધી મારવાડમા જસવતશહી રાજ કરતો હતો. અને સને ૧૬૫૨ થી તે ૧૬૮૦ સુધી શીવાજી સને ૧૬૮૦થી ૧૬૮૯ સુધી સંભાજી અને ૧૬૮૯થી તે ૧૭૦૭ સુધી રામરાજા. રામરાજા પછી વરશ આઠ સુધી બાજીરાવ એ પ્રમાણે મરાઠા રાજા થઇ ગયા. આપણી ગુજરાતી ભાશાના કવિયોના જન્મના અને મરણના વરશ મળી આવતા નથી તેથી તેઓના નિશ્ચય વરશ કહી શકતા નથી. તોપણ તેઓના ગ્રંથ ઉપરથી તેઓ કીયા વરશમાં હયાત હતા એટલું તો મળી આવેછે અને તે ઉપરથી એમ તો કહી શકીએ છૈયે કે પ્રેમાનંદ સંવત ૧૭૩૬—સને ૧૬૮૦માં અમદાવાદનો અખા ભક્ત સંવત ૧૭૭૫ સને ૧૭૧૯માં વેગણપુરના વાશી સામળભટ. સવત ૧૭૮૧ સને ૧૭૨૫ માં અમદાવાદના વલ્લભ ભટ સંવત ૧૭૯૦ સને ૧૭૩૪, ખેડાનો રત્નો સંવત ૧૮૯૫ સને ૧૭૩૯માં હયાત હતા." એ સેકડામાં બીજા ઘણા કવિયો પણ થઈ ગયાછે પણ તેમાંથી મુખ્ય સારા આજ છે. એ વખતમાં ગુજરાતી ભાશામાં શબ્દની ભરણી ઘણી થઈ. પદ ગરબીયો પુષ્કળ વધ્યાં, મોટા ગ્રંથ પણ રચાયા, અને શાધણી રીતે ગુજરાતી ભાશાને એ સમય સારો હતો. ગુજરાતી ભાશાના પહેલા વર્ગના કવિ પ્રેમાનંદ અને સામળ તે આ સેકડામાં થયા અને તેઓએ બંનેજણે પોતાની બાનીની જુદી જુદી શાખાઓ ચલાવી. એ કેવું અજાયબ જેવું કે જે વખતે મુસલમાનનું હીંદુસ્તાનમાં પ્ર-

ખુબ જોર તે વખતે આવો સારો સદ નીકળી આવ્યો. એ વખતે હીંદુ રાજાઓ, કોઇ કોઈ જગે હતા પણ તેઓ છેક નિર્બળ ને નામનાજ માત્ર હતા. જે વખતે હિંદુ રાજાઓનું ગુજરાતમાં બળ ગાજી રહ્યું હતું તે વખતે ગુજરાતી સારા પંકાયલા કવિ કોઇ થએલા જણાતા નથી. નરશઈ મહેતાને થયાને બસેં વરસ થયા તોપણ તેની ભાશામાં ને પ્રેમાનંદ વગેરે એ સમયમાં થએલા કવિની ભાશામાં બહુ ફેર માલમ પડતો નથી. શું આપણ લોકોએ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ કવિયોની ભાશા ચાલતી ભાશાને અનુકુળ કરવાને સુધારી ? બસેં ત્રણસેં વરશની ભારે જુની પ્રત હાથ લાગે તારે ખરેખરૂં માલમ પડે કે ભાશામાં શો ફેર પડયો. હવે એ સમયનો અવિધ અમારા વિચાર પ્રમાણે પ્રેમાનંદ શિવાય બીજો કોઇપણ થવાને લાયક નથી. વિશ્ણુદાસના કરતા પ્રેમાનંદના વખતમાં કવિતાનું બંધારણ વધારે નિયમિત થયું, ભાશા ઠરી, વ્યાકરણના નિયમ કંઈ ચાલ્યા, અને કવિતાનો શોક ઘણોજ વધ્યો, તે વખતે ઠેર ઠેર કવિતા ઉછળી રહી હતી. એ વખતમાં જેટલા સારા કવિ થયાછે તેટલા બધા કંઈક વિદ્વાન હતા અને સંસ્કૃત તેઓ સારૂં જાણતા હોય એમ જણાયછે, એ વખતમાં મોટા ગ્રંથ, પદ, ગરબી લખાયાં. ગરબીયોનો આરંભ એજ સમયથી થયો એમ જણાયછે.

તાર પછી સંવત ૧૮૦૦ થી તે ૧૯૦૦ સુધીમાં કવિતાનો શોક જારી રહયો ને તેમાં સારા કવિયો થઈ ગયા. ધ્રુવાખ્યાનવાળો વસાવડીનો કાળીદાસ સંવત ૧૭૧૭ સને ૧૭૪૧માં, રઘુનાથદાસ સંવત ૧૮૩૬ સને ૧૭૮૦ માં, સંધેસરનો પ્રીતમ સંવત ૧૮૩૮ સને ૧૭૩૨, જુનાગઢનો રેવાશંકર સંવત ૧૮૭૫ સને ૧૮૧૯, નિશ્કુળાનંદ સંવત ૧૮૭૭ સને ૧૮૨૨માં, મુકતાનંદ સંવત ૧૮૬૪ સને ૧૮૦૮ માં, ખાણીનો બ્રહ્માનંદ સંવત ૧૮૮૬ સને ૧૭૩૦માં વગેરે ઘણા કવિયો થઇ ગયા. કાળીદાસ, રઘુનાથદાસ તથા પ્રીતમદાસના વખતમાં ઈંગ્લંડમાં પણ સારા કવિયો થઈ ગયાછે. એડેનસાઈડ સને ૧૭૨૧થી ૧૭૭૦, એ, સને ૧૭૨૬થી તે ૧૭૭૨, ગોલ્ડસ્મીથ સને ૧૭૨૮થી તે સને ૧૭૭૪ સુધી થઇ ગયાછે. એ વખતમાં બર્નસ, કાઉપર, ને

અંગરેજી ભાશામાં ઘણાજ પંકાઇ ગયાછે તેઓ હયાત હતા. બર્ન્સ સન ૧૭૫૯માં જન્મ્યા ને સન ૧૭૯૬ માં મર્ણ પામ્યો તથા કાઉપર સને ૧૭૩૧ થી તે ૧૮૦૦ શુધી હયાત હતો. નિષ્કુળાનંદ, બ્રહ્માનંદ, રણછોડજી દીવાન, મુક્તાનંદ, એ સહુના વખતમાં, ઇંગલંડમાં ખરેખરા મોહરા થઇ ગયાછે. સન ૧૭૮૮થી તે ૧૮૨૪ સુધી બાયરન, ૧૭૯૨થી ૧૮૨૨ સુધી શેલી, સન ૧૭૭૧થી તે સન ૧૮૩૨ સુધી સ્કૉટ, તથા સન ૧૭૭૨થી તે સન ૧૮૩૪ સુધી કોલરીજ થઈ ગયાછે. આ વખતમાં ઘણું કરીને છુટક પદ ગરબા વધારે લખાયાં, મોટા ગ્રંથનો એ સમય નોતો, કવિતાની ભાશાએ આગલા સેકડા કરતા એ સેકડામાં પ્રૌઢી મુકી સરળને કોમળ થઇ. ઇશ્વર ભક્તિનું લખાણ વધ્યું; સંગીત કવિતા એ વખતમાં ઉછળી, અને શુરવીરનું કેટલું એક સારૂં લખાણ એ વખતમાં થયું, અગરજો સ્વામી નારાએણના પંથમાં થઇ ગયલા કવિની ભાશા થડકારા સહીત જુસ્સાથી વહેતી હતી તોપણ તેઓની સંખ્યા થોડીછે અને રણછોડજી દીવાન અને રેવાશંકર શિવાયના બીજા કવિયો પ્રૌઢ થડકારા વનાની ભાશા લખી ગયાછે તેથી અમે એકંદર વિચાર કરી ભાશાને માટે ઉપર મુજબ કહ્યુંછે. સંગીત કવિતા એ વખતે વધી. એ ઉપરથીજ વિચાર કરીશું તો માલમ પડશે કે આગલા સેકડામાં ગ્રંથને યોગ્ય જે ભાશા હતી તે આ સેકડામાં હોયજ નહી. ઘણું કરીને આ સમયમાં ખંડ કાવ્ય ઘણાજ થોડા લખાયાછે. ઘણું કરીને ગુજરાતી ભાશાની જાતમાં તો ફેર પડયોજ નથી, અનેજો કદાસ પડયોછે તો આપણા લોકો એ કવિયોની ભાશા ઘણીજ બદલી નાખીછે એમ આપણે માન્યા વગર બીજો ઇલાજ નથી. ઇંગલંડમાં એ વખત ઘણોજ સારો—ફળરુપ નીવડયો ને ગુજરાતમાં પણ તેમજ થયુંછે. કવિતાની બાબતમાં સંવત ૧૭૦૦થી ૧૯૦૦ સુધી ગુજરાત લીધું. કુંજર આંખ લજાવે ને હરાવે તેવું શોભી રહ્યુંછે. સંવત ૧૮૦૦થી તે સંવત ૧૯૦૦ સુધી જે કવિયો થઈ ગયાછે તેમાં એ સમયનો અધિપ કોને કેવો એ શોધી કહાડવું એ ઘણું કઠણ કામછે. કેમકે જે જે સારા થઈ ગયલાં ઉપર ગણાવેલાછે તેમાના ઘણા ખરા એવાછે કે તેમાંથી કોને સારો કેહેવો ને કોને પહેલી જગા આપવી તે મુશ્કેલ છે!

બધા પોતપોતાની બાનીમાં સારાછે. એક એકથી ઉતરે એમ કહેવાય એવું નથી. આવી ગુંચવણીમાં અમારા વિચારમાં એ ક્રમ ગોટો પ્રીતમદાશને આપવો યોગ્ય લાગેછે. ઉદેપુરમાં બીજા પ્રતાપ રાજાએ સને ૧૭૫૨ માં ગાદીએ બેસી ત્રણ વરશ રાજ કીધું ને તેના પછી સાત વરશ બીજા રાજા રાજસિંહ રાજ પદ્દી ભોગવી. ત્યારપછી વચ્ચે બે રાજા થઈ ગયા ને તેના પછી સને ૧૭૭૯ થી તે સને ૧૮૨૮ સુધી ભીમસીંગે રાજ કીધું. એ સેકડો જે સને ૧૭૪૪થી તે સને ૧૮૪૪ સુધીનો કહેવાય. તેમાં જેપુરમાં ઇશ્વરસીંગ સને ૧૭૪૨માં ગાદીએ બેઠો ને તાર પછી બે ત્રણ રાજા થઇ ગયા પણ તેના વરશ નકી નથી. મારવારના રાજાના વરશ મળી આવેછે. અભેસીંદની પછી સને ૧૭૫૩માં વખ્તસીંગ ને વખતસીંગ પછી સને ૧૭૬૧ માં વિજયસિંહ ને તેની પછી ભીમસિંહ ને માનસીંહ એ બે રાજા થયા. શાહુ રાજા સને ૧૭૭૮ માં થયા ને તેની પછી સન ૧૭૯૫ માં બાજીરાવ પેશવાને તેની પછી ૧૮૧૮માં પ્રતાપસિંહ નરનારાએણ થઇ ગયા. સતરસેંના પાછલા સેંકડામાં દીલ્હીમાં અહમદશાહ, બીજો આલમગીર, ને ૧૭૬૧ માં શાહઆલમ થઈ ગયા, અને અઢારસેની શરૂઆતમાં તેની પછી સને ૧૮૦૬ માં બીજો અકબરશાહ થયો—આવી રીતે કોઈ ઘણા નામીચા કીર્તિવંત પ્રતાપી રાજા થઈ ગયા નથી. મરાઠામાં બાજીરાવ પેશવાનો ઝળકારો ખરો છે બરોઃ આ સેકડામાં કવિયો તો સારા થયા પણ રાજા તેવા નહી નીકળ્યા.

હવે ચાલતો સેકડો આવ્યોછે. અને જ્યાં સુધી તે પુરો નથી થયો ત્યાં સુધી તે વીશે કાંઈ પણ વિચાર આપવો એ અગરજો ધરારત નથી તો પણ કમાઈવાળા દવ્યારામભાઇને છેક વીસારી મુકવા એ કંઇ નાની સુની ચુક નહીં કહેવાય. તેથી આ પ્રસંગે તે વીશે વધારે નહીં બોલતાં એટલુંજ કહેવું બસછે કે ગુજરાતી ભાશાના સારા કવિની ગણતીમાં દયારામભાઈનું નામ આવેછે, બાયરન અને દયારામભાઇને થોડોજ ફેરછે. ગુજરાતમાં બાયરનનું નામ તેમને આપવામાં આવ્યું છે તે યોગ્યછે ને એ સેકડાના આજ લગીમાં થઈ ગએલા કવિયો તે સર્વોપરીછે.

વિદ્યા વિલાસમાંથી.

## अर्थशास्त्र.

સાંધણ પાને ૧૮૯ થી.

હવે યૂરોપ જે આવી હાલતમાં આવ્યું એટલે તેને બીજી હાલતમાં આવ્યું એમ કહે છે. હરેક સંસ્થાનની અંદર બે જાતના લોક થયા એટલે એક જીતનારા (જમીનના ધણી અગર જમીનદાર) અને બીજા જીતાએલા અગર ખેડુત: તેમાં ખેડુત લોકો કેવળદાસ જેવા હતા નહીં પણ તેઓને ધન સંગ્રહ કરવાને છુટી હતી; ને જમીનદારોતો પોતાના લસ્કર, કુટુંબ સુધાં એક કીલ્લો બાંધી રહેતા હતા. તેઓનો બધો ખરચ ખેડુતો તરફની ચાલતો હતો. જો કે ખેડુતો ઉપર જુલમ ઘણો હતો તોપણ તેઓને છેક નિરાશ કરે એવો નહોતો. જમીનદારો ખેડુત લોકો પાસે પૈસો તો એકઠો થવા દેતા હતા કારણ કે તેઓને ઉદ્યમ કરવાને ઉત્તેજન મળે. ને તેથી ફળ એ થતું કે ખેડુતો ઉપર જમીનદારોએ જે કરો નાંખેલા હતા તેઓના પૈસા આપતાં પોતાની પાસે જે કંઈ બચતું હતું તેનો ઉપયોગ પોતાને મન ગમતી રીતે કરી શકતા હતા ને તેથી તેઓ પોતે ગુલામ છીએ એમ ધારતા ન હતા. વળી એમ કરતાં કોઈની પાસે પૈસો વધારે થાય તો તેઓ જમીનદારોને આપી સ્વતંત્રતા વેચાતી લેતા હતા. એટલે તેઓ વેરા ભરતાં નહીં. સ્વતંત્રતાનો અર્થ તે લોકો ઉપર પ્રમાણે કરતા હતા. માટે વેરો ન ભરી છુટા રહેવું એટલે સ્વતંત્રતા થયાં એમ તેઓ માનતાં હતા.

આવી રીતે પોતાનું સ્વતંત્રપણું વેચાથુ લઈ તેઓ મોટાં શેહેરોમાં વસવા જતા હતા. એવા શેહેરોમાં જાતી વેરો તો હોતોજ નથી પણ કદાપી સમગ્રે કંઈ આપવાનું આવે તો આપવું પડતું હતું. આવી રીતે સ્વતંત્ર થએલા લોકો વેપાર કરવા માંડતા હતા ને શેહેરોની આસપાસ કોટ કરીને રહેતા હતા; આવા શેહેરોમાં સ્વતંત્ર લોકો તથા કોઈ કોઈ નાહશી આવેલા ગુલામો હતા.

આથી યુરોપની પ્રજાના ત્રણ વર્ગ થયા તેમાં એક સંની, બીજા ક્ર

હેરમાં રેહેનારા અને ત્રીજા ગુલામો. એમાંથી જે શેહેરમાં રહયા તેઓએ હસ્તકૃત હુનરો કરવા માંડયા તેથી તેઓ પોતાની બનાવટની વસ્તુ બાકી રેહેતા બે જાતના લોકોને વેચી તેના પઈશા પોતે લેતા હતા. એમ કરતાં કરતાં શેહેરોમાં હુનરો ઉત્પન થયા. પણ એથી યુરોપને એશીઆમાં જેમ મોટા અધિ રાજો હતા તેવા ન થતા નાના નાના જાગીરદારો ઘણા થયા. તેમના માથા ઉપર કોઈ મુખ્ય રાજા તો હતો પણ તેનું પ્રાબલ્યં ઘણું ચાલતું નોહતું. એથી એશિયાના અધિ રાજોના દરબારમાં જેવો બનાવ થતો હતો તેવો ત્યાં થતો ન હતો. કેમકે નાહાના જાગીરદારોને પોતાના રક્ષણને સારૂ જે પઈશા મળતા હતા તેમાંથી ઘણા માણસ રાખવા પડતા હતા કારણ કે તે વખતના લોક ઘણા લડાયક હતા ને તેથી જ તેમની પાસે ઘણા પઈશા એકઠા થતા નહીં. પૈશા નોહતા તારે હીરા, માણેક, વગેરે મોજની ચીજો ખરીદ કરી શકાતી નોહોતી. આવી હાલતમાં યુરોપને એશિઆનામાં ફેર એટલોજ પડયો કે એશિઆમાં મોટાં-મોટા અધિરાજો હતા તેમનાજ હાથમાં બધી સત્તા હતી પણ યુરોપનાંમા એક એક જાગીરદારના હાથમાં વિશેષ સત્તા હતી. ને તેઓને પોતાની આબરૂ, સત્તા ને જાગીર જાળવવા સારૂ જાગૃત રહેવું પડતું હતું. જો કોઈ પરદેશ ઉપર ચડાઈ કરે તો તેઓ બધા એકના તાબામાં રહેતા હતા તેથી તેજ રાજા કેહેવાતો હતો. એથી કરીને એશિઆમાં જે સત્તા એક માણસના હાથમાં હતી તે યુરોપમાં ત્રણ માણસના વચે વેહેચાઈ ગઈ, એટલે ક્ષત્રીઓ, શેહેરમાં રેહેનારાઓ અને ગુલામો એ બધાના હાથમાં સત્તા હતી તેથી દરેક માણસ સ્વતંત્ર અને આબરૂદાર હતો. એથી તેમની સંસારી હાલતમાં સુધારો થવામાં ઓછી હરકત પડી. શરીર ને ધન રક્ષણનો વધારો પણ ધીમે ધીમે થતો ગયો. ને જીંદગીને સુખ આપનાર જે હુનરો તે પણ સુધરતા ગયા. આ પ્રમાણે ધન મેળવવાનો માર્ગ એટલે વેપાર, હુનર, ઇ૦ ઇટાલી, ફ્રાંસ, ફ્લાંડર્સ (બેલ્જીઅમ અને હોલંડ) જર્મની, અને ઇંગલંડ વગેરેના લોકોને માલમ પડયો ને તેથી તેઓમાંના ઘણાક શેહેરો સ્વતંત્ર થયા એટલે તે લોકોને જાતી વેરો

---

*આ પ્રમાણે એશિઆને વિશે પણ સમજવું.

હતો. નહી તેથી તેઓ હુનરવાળા અને વેપારી, બુદ્ધિમાન અને ઉદ્યોગીલા કારીગરો ઉત્પન થયા ને તેથી ધનવાન પણ થયા. આ રીતે ઇંગ્લંડમાં જેને કામન્સ કહેછે તે તથા ફ્રાંસમાં ટીઅર્સ ટેટ્ટ અને યુરોપના બીજા દેશોમાં જેને બરજીઓસી કહેછે તે વર્ગો ઉભા થયા. એ વર્ગો સંચય કરનાર એટલે પેદાશમાંથી ભાગે ખરચ કરનારા હતા તેથી તે લોકો પઈસાદાર થયા. હવે શેહેરની બહાર જે રહેનારા જાગીરદાર હતા તે ઘણા ઉડાઉ નિકળ્યા તેથી તેમની જમીન ધનવાન લોકોએ વેચાતી રાખી. આ પ્રમાણે જમીન અચળ ધણીના હાથમાં આવી જ્યાંને કાયદા પ્રમાણે એ લોકો કેટલીએક હરકત નાખતા હતા. વળી કેટલીએક જમીન સહેલથી પણ મળતી હતી એટલે શેહેરના લોકો લશકર રાખીને જીતી લેતા હતા. આ પ્રમાણે મધ્યમ વર્ગની જો કે જે બીચારા એકુનો હતા તેમનો પણ સુધારો થતો ગયો એટલે તેઓ દાસપણામાંથી છુટવા માંડયા ને ઘણે વરશે તે પણ સ્વતંત્ર થયા. આ વાત યુરોપના બધા દેશના લોકોને લાગુ પડતી નથી કેમકે બધા લોકો એકજ વખતે છુટા થયા નથી. જેમકે રૂશિઆની અંદર હવડાંજ લોકો કાયદાથી છુટા થયા; એજ પ્રમાણે યુરોપમાં જુદે જુદે વખતે લોકો છુટયા.

હાલમાં પૃથ્વી ઉપર ઘણા મોટા વિશાળ દેશોછે કે જેમાં દોલતના અનેક સાધનો એટલા બધાં ભરેલા છે કે જેના વિશે પ્રાચીન કાળનો લોકોના મનમાં જરાએ વિચાર આવ્યો નહોતો. જબરદસ્તીથી મજુરી કરાવ્યા વગર (ગુલામો રાખી મજુરી કરાવ્યા વગર) જમીનમાંથી ઘણા મોટા ધાન્યનો જથો દરવરશે ઉત્પન થાએછે અને જેમાંથી તે ઉત્પન કરનારાના જેટલી અને બીજી તેટલી અગર તેનાથી વધારે માણસોની સંખ્યાનું પોશણ થઇ શકેછે એટલે જે સંખ્યા ખેતી કરતી નથી તેનું પણ પોશણ થાએછે. અને બીજ માણસો સુખ ને મોજ આપનારા અનેક જાતના પદાર્થો ઉત્પન કરેછે તથા તેમને એક જગાએથી બીજી જગાએ લઈ જાએછે તેમજ એ કામ કરનારાઓના ઉપરી માણસોની મોટી સંખ્યાનું પોશણ પણ એમાંથીજ થાએછે. વળી તે ઉપરાંત જેઓના ધંધાથી કંઇ ઉત્પન થતું નથી અથવા જેઓને

કંઈ ધંધો નથી એવા લોકોનું પણ પોશણ એ ધાન્યમાંથી થાએછે. પ્રાચીન કાળમાં હાલના જેટલી ધાન્યની પેદાશ કોઇ દેશમાં નહોતી ને તે પ્રમાણે હાલના જેટલા માણસ પણ હતાજ નહીં. શારાંશ કે પ્રાચીન કાળમાં જેટલી ભુમિ જેટલા માણસોનું પોશણ કરતી હતી તેના કરતાં તેટલીજ ભુમિ હાલમાં ઘણા માણસોનું પોશણ કરેછે. યુરોપના ઇતિહાસના પેહેલા ભાગમાં જે દુકાળ વારે વારે વાંચવામાં આવતા હતા તે હજી એશિઆના કેટલાક દેશોમાં આવેછે. પણ તે તરફની બીક ઘણી ઓછી થઈ ગઇછે. એ રીતે ધાન્યનો જથો વધ્યો છે એટલુંજ નહીં પણ ગુણમાં સારી રીતે સુધારો થયોછે એટલે અનાજમાં સુધારો કરી આરામાં શારી રીતે પકવેછે. તે તેની સાથે ઘણી જાતના અનાજ પણ થયાછે જેવાકે મકાઈ વગેરે. પ્રથમ જે ઉપલા વરગના લોકો જે મોજ ભોગવતા હતા તે હાલમાં નિચલા વરગના લોકો ભોગવે છે ને હમણાની કેટલીએક પ્રજા પોતાનું એકઠું કરેલુ બળ ઓચીંતુ વખતે એટલુ બતાવેછે કે તેવું બળ આગળ કોઇ વખત બતાવ્યું નહોતું.

(સા. સો. મ. ૨.)

## ગયા વર્ષનો કેળવણી ખાતાનો રીપોર્ટ.

મુંબાઈ ઇલાકાના કેળવણી ખાતાનો સને ૧૮૬૯–૭૦નો વાર્ષિક રીપોર્ટ હમણા બાહાર પડયોછે તેમાંથી જાણવા લાયક બાબતોનો સાર નીચે આપીએ છઈએ.

| કયે ખાતે. | સરકારી ફંડ માંથી. | લોકલ ફંડ માંથી | કુલ |
|---|---|---|---|
| ડેરેકટરપણાના કામમાં.................. | ૩૯૯૨૦૩.* | ૬૬૦ | ૪૦૫૮૦ |
| ઇનસ્પેકશન અથવા દેખરેખ કરવાના કામમાં .................. | ૧૩૨૩૮૧ | ૨૧૨૫૪ | ૧૫૩૬૩૫ |
| …ળવણી વગેરે.................. | ૭૧૯૨૭૧ | ૮૯૫૩૯૯ | ૧૬૧૪૬૭૦ |
| કુલ...... | ૮૯૧૫૭૩ | ૯૧૭૩૧૩ | ૧૮૦૮૮૮૬ |

*આના પાઇ છોડી દીધાછે.

## કેળવણી ખાતાનો રીપોર્ટ.

એ ખાતામાં કુલ ખરચ ખરેખરો આટલો થયોછે—

ગયા વરસ કરતા સરકારી ફંડમાંથી ૫૮૬૬૮અને લોકલફંડમાંથી ૭૮૩૬ રૂપીઆ વધારે ખરચાયાછે.

નિશાળ અને નિશાળીઆમાં જે વધઘટ થઈ છે તે નીચેના કોઠા ઉપરથી માલમ પડશે.

| નિશાળની જાતિ. | નિશાળની સંખ્યા. | | | | નિશાળીઆઓની સંખ્યા. | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ગયા વ. | આ. વ | વધારો | ઘટાડો | ગયા વર્ષમાં. | આ વર્ષમાં. | વધારો. | ઘટારો |
| હાઈસ્કૂલ | ૧૨ | ૧૨ | ૦ | ૦ | ૨૮૪૪ | ૨૮૪૬ | ૨ | ૦ |
| મિડલ ક્લાસ / સ્કૂલ ૨ ગ્રેડ | ૪૬ | ૪૮ | ૨ | ૦ | ૪૮૪૧ | ૫૦૨૩ | ૧૮૨ | ૦ |
| એંગ્લો વર્નાક્યુલર ૨ ગ્રેડ | ૧૨૧ | ૧૧૯ | ૦ | ૨ | ૧૪૭૯૧ | ૧૪૫૨૧ | ૦ | ૨૭૦ |
| વર્નાક્યુલર ક્લાસ સ્કૂલ | ૧૮૮૧ | ૨૧૫૧ | ૨૭૦ | ૦ | ૧૧૨૨૨૩ | ૧૨૩૮૪૧ | ૧૧૬૧૮ | ૦ |
| ટ્રેનિંગ કાલેજ તથા સ્કૂલ | ૮ | ૭ | ૦ | ૧ | ૩૬૮ | ૩૩૬ | ૦ | ૩૨ |
| કન્યાશાળા | ૧૪૧ | ૧૫૪ | ૧૩ | ૦ | ૫૪૨૭ | ૬૧૬૮ | ૭૪૧ | ૦ |
| છોકરીઓની ટ્રેનિંગ સ્કૂલ | ૦ | ૨ | ૨ | ૦ | ૦ | ૧૭ | ૧૭ | ૦ |
| સિવિલ ઇંજનેરીંગ સ્કૂલ | ૧ | ૧ | | | ૨ | ૧૩ | ૧૧ | ૦ |
| કુલ | ૨૨૧૦ | ૨૪૯૪ | ૨૮૭ | ૩ | ૧૪૦૪૯૬ | ૧૫૨૮૪૫ | ૧૨૫૭૧ | ૩૦૨ |

આ સિવાય સરકારમાંથી મદદ મળેછે અથવા નથી મળતી એવી કેટલીએક ખાનગી નિશાળોનો હિસાબ આવ્યોછે તે ન લખતાં ફકત એટલુંજ જણાવીએ છઈએ કે આ વરશમાં કુલ નિશાળો ૨૭૧૭ અને તેનો લાભ લેનારાઓની કુલ સંખ્યા ૧૬૭૮૦૪ હતી.

સ્ત્રી કેળવણીમાં આટલો ખરચ થયોછે:—

| | ગયે વરસ | આ વરસ | વધારો | ઘટારો. |
|---|---|---|---|---|
| સરકારી ફંડમાંથી........ | ૧૨૫૫૯ | ૧૨૩૦૮ | ૦૧ | ૨૫૦ |
| લોકલફંડમાંથી.......... | ૨૧૭૦૯ | ૩૧૪૪૦ | ૯૭૩૧ | |
| કુલ | ૩૪૨૬૭ | ૪૩૭૪૮ | ૯૭૩૧ | ૨૫૦ |

આ વરશમાં કુલ કન્યાશાળાઓ ૨૦૮ તથા ભણનારીઓ ૮૨૯૧ હતી. ૧૯ નિશાળોનો તથા આસરે સાતસે છોકરીઓનો ખરચ વધારે માલમ પડેછે

ગ્રાંટસ ઈન એડના નીચે ખાનગી નિશાળોમાં મદદ આપતાં ૩૮૦૪૮ રૂપીઆ કુલ ખરચાયાછે

નિશાળોઆઓની સરાસરી હાજરીના પ્રમાણમાં આ ઈલાકામાં માથા દીઠ ખરચ આ પ્રમાણે થયોછે—

| | |
|---|---|
| કાલેજો..........................૨૩૭ | એ. દેશી રાજ........................૮ |
| હાઈસ્કુલ સરકારી. ............ ૭૨ | લોઅર કલાસ સ્કુલ છોકરાઓની.....૬ |
| એ. દેશી રાજની........ .......૫૭ | એ. છોકરીઓની......................૧૦ |
| ફર્સ્ટ ગ્રેડ એંગ્લો વરનાકયુલર સ્કુલ | વરનાકયુલર ટરેનિંગ કાલેજ... ..૧૯૪ |
| સરકારી ખરચમાથી.... ......... ૨૫ | વરનાકયુલર ટરેનિંગ સ્કુલ |
| એજન પર રાજની ..... ...........૨૧ | સરકારી .............................૧૮૦ |
| એજન વરનાકયુલર ગ્રાંટની.........૨૫ | એજન. દેશી રાજની.......... ..૯૭ |
| સેંકડ ગ્રેડ એંગ્લોવરનાકયુલરગ્રાંટિ.૧૧ | સિવ ઈનજેનીગ સ્કુલ...........૧૯૮ |

ડિરેક્ટર સાહેબ લખેછે કે ઊંચી કેળવણીની બાબત ઉપર ધ્યાન આપતાં માલમ પડેછે કે ઈસ્ટ ઈંડીયા કંપનીની છેલ્લી મોટી બક્ષીસ જે યુનિવરસિટિ તેનો બરાબર લાભ મળી શકતો નથી તેનું કારણ એ છે કે જે સ્કુલો

તેને માટે તૈયારી કરે છે તેમાં થોડા ખરચની કસર કરવામાં આવેછે. આ
બી સ્કુલ્સ અગાએબ થઈએ એટલા થોડીછે અને એ થોડામાંથી ઘણી ગરીબ
અવસ્થામાં છે. જે છોકરાનો યુનિવરસિટિમાં જવાનો વિચાર હોયછે તે દેશી
ભાષાની નિશાળોમાં અભ્યાસ કરીને હાઈ સ્કુલને છોકરા પુરા પાડનારી અંગ-
રેજી નિશાળમાં જાયછે. હવે એ નિશાળમાં એક માસ્તર પણ ખરેખરો કેળ
વણી પામેલો હતો નથી તો તે છોકરો કાલેજના અભ્યાસની ત્યાં શી રીતે શ-
રૂઆત કરી શકે? તેતો વખતત્યાં ઘણું કરીને અંગરેજી ખોટા ઉચ્ચાર શિ
ખવામાં જાય છે, જે દૂર કરવાને એને બાજા દશ વરશ જોઈશે. કદાપી તે
છોકરાની પાસે કોઈ ગામમાં સુપરિયર અંગરેજી નિશાળ હોતીજ નથી. ત્યારે
તે બીજા પંદર વીશ છોકરા સાથે મળીને ગુજરાતી નિશાળમાં ખાશ ફી આ-
પીને અંગરેજી ભણે છે. તે ભણાવનારો ગમે તેવો હોયછે અને તે ભણાવે
છે તેના કરતાં નંજ ભણાવે તો વધારે સારૂં એમ ઘણાના ધારવામાં આવે છે.
ફક્ત આખા મુંબઈ ઇલાકામાં અને સિંધમાં એવી ૨૬) નિશાળોજ છે કે જ્યાં
કાંઈ સારૂં ભણવાનો સંભવછે. બાકી બીજે બધે ઠેકાણે તો દેશી ભાષાની
નિશાળોમાં એક ફક્ત ગુજરાતી વર્ગ જોડી દીધા હોયછે ડિરેક્ટર સાહેબ લ-
ખેછે કે "૧૫ લાખ માણસને સારુ એક હાઈ સ્કુલ અને ૫ લાખને સારૂં
મિડલ ક્લાસ સ્કુલ હાલ છે."

આ વર્ષમાં ટ્રેનિંગ કાલેજની ગોઠવણો થઈછે અને મહેતાજીઓનાં વર્ગ
અને તે પ્રમાણે પગાર મુકરર કરવામાં આવ્યા છે આ બાબત બધા જાણી
તાં થઈ ચુકયો છે માટે એમ તેજ વિષે કાંઈ ઉતારો કરતા નથી.

આ વર્ગમાં લોકલ ફંડમાંથી પેનશન આપવાનો ઠરાવ સરકાર તરફથી
થઈ ચુકયો છે.

---

જેવી એજુકેશન સેસ ઉપર કેળવણી બાબતની એક આની ચઢાવવામાં
આવી છે તે પ્રમાણેજ શહેર તથા કસબાના રહેનાર લોકો ઉપર કાંઈ કર મુક-
વાની સરકારને ભલામણ કીધી છે. કયા ધોરણ પર એ કર મુકવો અને તેની
ગોઠવણ શી રીતે કરવી જોઈએ તેની વિગત ઘણી હોશિયારીથી બતાવવામાં
આવી છે. હાલ તુરતનું તુરત એ ભલામણ અમલમાં આવશે એવી આશા ર

ખી શકાતી નથી, તોપણ એ બાબત બે શક ઘણીજ ધ્યાન આપવવા જોગ છે અને અમે ધારીએ છઇએ કે મ્યુનિસિપાલ ખાતાઓના કર કરતા આ કર લોકોને વધારે ઉપયોગી લાગશે ખરેખર તો કેળવણીમાં મદદ કરવાનું સુધરાઈ ખાતાનુંજ કામછે ને ડિરેકટર સાહેબ ઠપકો આપેછે તે વાજબીજ છે કે તેઓ તરફથી કેળવણીમાં મદદ મળતી નથી એ તેઓના અજ્ઞાન અને નહી સુધરેલા વિચાર ને લીધે છે. માટે ડિરેકટર સાહેબ ભલામણ કરેછે કે એ કર ઉઘરાવવાનું મ્યુનિસિપાલિટિને સોંપવું પણ તેમાંથી અમુક આંકડો કેળવણીમાં આપવાનું સરકારેજ ઠેરવવું અને તે પ્રમાણે આપવાની તેને ફરજ પાડવી.

આ વરસમાં મુસલમાનોની કેળવણી ઉપર લક્ષ આપવામાં આવ્યું છે અને ટ્રેનિંગ કાલેજમાં ઉર્દુ કલાસ ઉઘાડવામાં આવીછે.

આ વરસમાં, મરાઠી અને કાનડી ભાષાની બુક કમીટીઓ કરીછે. એ કમિટિના પાંચ ઉદ્દે છે:—૧. નિશાળોને માટે અથવા ઉંચી કેળવણીને સહાય કરવા સારૂ જે આ કારખાનાને પુસ્તકો જોઇએ તેની એક યાદ તૈયાર કરવી. ૨. પસંદ કરેલા ગ્રંથકાર પાસે કિંમત આપીને તૈયાર કરાવવા. ૩. ગદ્ય પદ્યની વિષય પસંદ કરી વર્ષોવર્ષ જાહેર ઈનામના નિબંધ લખાવવા. ૪. એ નિબંધો પસંદ કરવા, તેને સુધારવા, અને વખતે છપાવવા. ૫. દેશી ભાષાની જોડણી વ્યાકરણ અને અક્ષર વિદ્યાની બાબતો ઉપર વિચાર આપવો.

---

## ઊંચી કલ્પનાથી નિપજતાં સુખ વિશે

૧. આપણી બીજી ઈંદ્રિયો કરતાં આપણી જોવાની ઈંદ્રિ, જે આંખ, તે વધારે પૂર્ણછે:—

આપણી બધી ઈંદ્રિઓ કરતાં આપણી જોવાની ઈંદ્રિ સહુથી પૂર્ણ હાલતમાં અને સહુથી વધારે સુખકારકછે. અતિશય ભારે, જુદી જુદી તરેહના વિચારોથી આપણું મન ભરપુર કરનાર એજ ઈંદ્રિછે, અને એજ

જોવાની ઇંદ્રિ પોતાથી ઘણાજ છેટેના પદાર્થો જે દેખાય, તેની સાથે એક પ્રકારનો સંવાદ ચલાવેછે, અને તેને યોગ્ય જે ઉપભોગ તેનાથી કંટાળી ગયા વિના અથવા તો ધરાઈ ગયા વગર તે બીજી ઇંદ્રિયો કરતા પોતાના કામમાં વધારે લાંબીવાર સુધી જારી રહેછે. સ્પર્શેંદ્રિયી વિસ્તારનું, આકારનું અને રંગની ભિન્ન ભિન્નતા શિવાય બિજા બમાં લક્ષણ જે આંખ નિપજાવે છે, તેનું ભાન પેદા કરેછે, અને આંખથી જે જુદા જુદા રંગનું ભાન થાયછે, તે સ્પર્શેંદ્રિયી પેદા થતું નથી, એ વાત ખરી તથાપી સ્પર્શેંદ્રિનો વ્યાપાર તેના મુકરરં પદાર્થોની સંખીયા, કદ અને અંતર ઉપર ઘણોજ ટુંકો અને હલાળો છે. એ સઘળી ખામીઓ આપણી જોવાની ઇંદ્રિ દૂર કરતી હોય, એમ દીસેછે, અને તે એક વધારે નાજુક અને વિસ્તીર્ણ સ્પર્શેંદ્રિ, જાણે પદાર્થોના બેહદ સમુદાય ઉપર પસરાતી હોય, મોટામાં મોટા આકારોનું ભાન કરતી હોય, અને શ્રષ્ટિના ઘણેજ વેગળેના ભાગો આપણી હદમાં લાવી આપતી હોય, એમ ગણાય.

૨. ઉંચી કલ્પનાથી જે સુખ ઉત્પંન થાએછે, તેનું મૂળ જુવો તો આંખ:—

એજ ઇંદ્રિ કલ્પના શક્તિને વિચારના ઘરમાં ઘાલી આપેછે, તેથી ઉમદા પ્રતિની કલ્પના અથવા તરંગ (એ બન્યે શબ્દોને હું સેળભેળ વાપરીશ)થી ઉત્પંન થતાં સુખનો હું આ ઠેકાણે એવો અર્થ કરંછું કે જે સુખો દેખાઈતા પદાર્થોથી નિપજેછે તે, પછી તે પદાર્થો ખરેખાત આપણી નજર આગળ હોય, અથવા તો ચિત્રો, પુતળાં, વર્ણન અથવા એવાજ બીજા પ્રસંગથી તે પદાર્થો વિષેના વિચાર આપણે આપણા મનમા દોડાવીએ, અને તેથી નિપજતાં સુખ હોય, આપણી કલ્પના શક્તિના ભંડારમાં એવી એક પણ પ્રતિમાં ખીંચાળવી નહિંજ હોય, કે જેનો પ્રથમ પ્રવેશ નેત્ર દ્વારે થયા વિના રહયો હોય; પણ જે છાપ આપણા મનમાં પડેલી હોય, તેને આપણી કલ્પનાં શક્તિને જેમ ઘણી સરસ રીતે અનુકુળ પડેતેવી નાના વિધની છબીઓ અને માનસિક તસવીરોને રૂપે રાખી મુકવાને, તમેને ઉલટ પાલટ કરવાને અં

માં ગોંધેલો એક માણસ કુદરતના ખજાનામાં કોઈપણ ઠેકાણે જેવા સુંદર દ ખાવો અને શ્રષ્ટિ સૌંદર્યની લીલા હશે, તે કરતાં વધારે સુંદર દેખાવો અને શ્રષ્ટિ સૌંદર્યની લીલાનો ઉપભોગ લેવાને શક્તિમાન છે, તે માત્ર એ કલ્પના શક્તિનીજ બક્ષીસથી સમજવું.

૩. ઉમદા પ્રતિની કલ્પનાથી બે પ્રકારના સુખ ઉત્પન્ન થાએછે:—

અંગરેજી ભાશામાં Fancy (તરંગ) અને Imagination (કલ્પના) એ શબ્દો જેવા તેમના અર્થમાં ગમે તેમ એક બીજાને વાસ્તે ગોઠવાય એવી રીતે અને તેઓ જેવા સીમસ્હેદ્દા વિનાના વપરાયછે, તેવા બીજા થોડાએક શબ્દો હશે તેથી એ શબ્દોના અર્થની સીમાં બાંધી નક્કર કરવાને મને જરૂર જણાયછે, કારણ કે મારા હવેના એક પછી એક આવતા વિશયોમાં તેમને વાપરવાને હું વિચારરાખુછું, અને તેમ નક્કો થવાથી વાંચનારને હું કીયા વિષય ઉપર ઉતર્યો છઉં, તેનું વાસ્તવિક ભાન થશે. તેથી હું વાંચનારને યાદ રાખવાની ઈચ્છા બતાવુંછું કે 'કલ્પનાથી નિપજતાં સુખ' નો અર્થ હું એવો કરૂંછું કે જે સુખો માત્ર પ્રથમ જોવાની ઈંદ્રિથીજ પ્રાપ્ત થાયછે, તે સુખો, અને વળી, યાદ રાખવું કે, હું એ સુખો બે પ્રકારના ગણુંછું; જે પદાર્થો આપણી આંખ આગળજ સાક્ષાત છે, તેથી કેવળ નિપજતાં સુખને પ્રથમ દરજાના સુખ વિષે સંવાદ ચલાવવાનો મારો હાલ તો વિચાર છે; અને ત્યારબાદ, જે દેખાય એવા પદાર્થો ખરેખાત આપણી આંખ આગળ નથી, પણ આપણા સ્મર્ણસ્થાનમાં પાછા તાજા કરવાથી અથવા જે વસ્તુઓ, તે વેલાએ ન હોય અથવા હોએ તો કલ્પિત હોય, તેવી વસ્તુઓની ખુશકારક માનસીક છબીઓ બનાવીને તેમાંથી ઉઠતા વિચારોથી નીપજતાં બીજા દરજ્જાના સુખ વિશે બોલવામાં આવશે.

૪. ઉંચી કલ્પનાથી જે સુખ મળેછે, તે કેટલીએક બાબતોમાં જ્ઞાનથી નીપજતાં સુખને મળતું આવેછે:—

કલ્પનાથી ઉત્પન્ન થતા સુખ તેના પરેપુરા વિસ્તારમાં લઈને જોઈએ તો ઇંદ્રિય સુખના જેવા છેક અધમ નથી, તેમજ જ્ઞાન સુખના જેવા નિર્મ-

કરતાં વધારે પસંદ કરવા જોગ છતાં, કારણ કે તેઓનું મૂળ જોવા જાઓ તો માણસના મનમાં કાંઈ નવા જ્ઞાનનું ભાન થવાથી અથવા કાંઈ નવીન તેના મનમાં સુધારો થવાથી દાખલ થાયછે; એમ છતાં પણ એટલું તો આપણે કબુલ કીધા વિના ચાલતું નથી કે કલ્પનાથી ઉપજતાં સુખ જ્ઞાનથી મળતાં સુખના જેટલાજ આનંદના ઓધમાં તરાવે એવાછે. એક સિદ્ધાંત મનને જેટલો આનંદ પમાડેછે, તેટલોજ આનંદ એક સુંદર દેખાવ જોવાથી પણ મનને થાયછે; અને એરીસ્ટાટલનું એક પ્રકરણ વાંચવાથી વાંચનારને જેટલો મોહો ઉપજેછે, તેના કરતાં હોમરની કવિતામાંનું એક વર્ણન વાંચવાથી વાંચનાર શીદાં શીદા થએલાછે. વળી જ્ઞાનથી ઉપજતાં સુખના કરતાં કલ્પનાથી ઉપજતાં સુખ આ એક જાસ્તી ફાએદો ધરાવેછે, તે એકે કલ્પનાના સુખ દેખાઇતાંછે, અને વળી, મેળવવા પણ સેહેલા. તમે તમારી આંખ ઉઘાડીને ફેરવો, અને તરતજ દેખાવ દાખલ થાયછે. કલ્પના ઉપર રંગો તેમની મેળેજ રંગાઈ જાયછે, તેમાં જોનારા માણસને વિચારને અથવા મનને કામે લગાડવાની ઘણીજ ઓછી જરૂર પડેછે. હરકોઈ ચીજ આપણે જોઈએ છીએ, અને હરકોઇ પદાર્થને લગતાં મુકરર કારણો અને પ્રસંગોમાં તજવીજ કરવાને પેઠા વિના આપણે તરતજ પદાર્થની ખુબસુરતી વિશે હા ભણી દઈએ છઈએ.

૫: ઊંચી કલ્પનાથી કેટલું સુખ ઉપજેછે:—

હલકા માણસો કલ્પનાથી ઉત્પન્ન થતાં સુખોનો લાભ લેવાને શક્તિમાન નથી, તેવા ઘણાએક સુખ વિવેકી વિચારના માણસને મળી આવેછે. એ પંક્તીનો માણસ એક તસવીર સાથે વાતચીત કરવાને સમર્થછે, અને એક પુતળું તેનો દીલ પસંદ સોબતી તે કરી મુકવાને પણ શક્તિમાન છે. કાંઈક વર્ણન વાંચવાથી તેને ગુપ્ત રીતે મન તૃપ્ત થાયછે, અને ખેતરો અને લીલા ચોગાનોના ધણીને તેના માલકીપણાથી જેટલું સંતોષ સુખ મળતું હશે, તે કરતાં એવા ઊંચા વિચારના માણસને તેમાં ખેતરો અને લીલા ચોગાનોના દેખાવ જોવાથી વધારે સંતોષ પ્રાપ્ત થાએછે. તે જે કંઇ જુવેછે, તમાં કાંઈક પોતાનું પણ જાણે ખરેખર માલકીપણું જોતો હોયની, એમ તને

લાગેછે, અને કુદરતના અતિશય જંગલી, વગર ભોગપલા ભાગો, તેના સુખમાં ઉમેરો કરનારા થઇ પડેછે; તેથી તે જાણે દુનિયાને જુવેછે. તેજ જાણે બી જા રૂપમાં, અને જે મોહ ઉપજાવે એવા સુખ, મનુષ્ય જાતથી છુપાં રહેલા હોયછે, તેવા સુખ તેને મળી આવેછે.

૬. એ સુખોનો સ્વાદ લીધાથી માણસને શું શું ફાયદા છે?

એકી વેળાએ આળસુ અને નિર્દોષ રેહેવું અથવા જે મોજ શોખ કરવામાં કાંઇ દોષ કારક બાધ નથી, એવી મોજશોખોનો સ્વાદ લેવો, તે કેમ? એ વાત ખરેખર થોડાનાજ જાણવામાં હશે; તેઓ જે ગમતમાં ગુંથાય છે, તે કોઇએક પણ સદગુણને બોધને કરવામાં આવેછે, અને કામમાંથી પરવારીને તેઓ જે પહેલું ડગલું ભરેછે, તે દુર્ગુણ કે સુખાઈના ઘરમાં જવાને વાસ્તેજ. તેથી દરેક માણસે પોતાની નિર્દોષ મોજ શોખો અને તે પ્રમાણે વધારે વધારે વધારયા કરવી કે જેથી તેમનો ઉપભોગ લેવાને તેનાથી નિર્ભય પણે બની આવે, અને તે ગમતામાં તેને એવો સંતોષ મળે કે જે એક ડહાપણવાળો માણસ મેળવવાને શરમાય નહીં. એ પ્રકારનાં સુખ જુવો તો તે કલ્પનાથી નીપજતાં સુખ જાણવા, અને તે સુખની પ્રાપ્તિને વાસ્તે, આપણાં વધારે જોખમ ભરેલાં કામ કાજમાં જેટલું મનને વિચારથી વાળિ નાખવું પડેછે, તેટલું વાળવાની જરૂર પડતી નથી અને વળી, ઇંદ્રિય સુખનો ઉપભોગ કરવાથી, તેની સંગે જે ગફલત અને બે કાળજી રહેલાં હોયછે, તેવી ગફલત અથવા બે કાળજી, એ સુખોથી આપણી આગળ આવવાની નથી; પણ મનની શકિતઓને જાણે નરમ નરમ કસરત કરવી પડતી હોયની, તે સુજબ, આપણા મનની શકિતઓને સુસ્ત અને આળસમાંથી જાગૃત કરેછે, તેમજ તેની સાથે કંઇ પણ તહેની મેહેનત કે મુશ્કેળી વળગતી નથી.

૭. કેવી બાબતમાં જ્ઞાનથી નીપજતાં સુખ કરતા કલ્પનાથી ઉત્પન્ન થયું સુખ વધારે પસંદ કરવા યોગ્ય છે:—

આ ઠેકાણે આપણે આટલું કહીએ તો ઠીક કે કલ્પનાથી ઉતપન્ન થતી મોજ શોખ. જ્ઞાનથી ઉપજતા સુખના કરતાં આપણી તન દુરસ્તીને વધારે જાળવી રાખે એવી છે, અને જ્ઞાનથી ઉપજતું સુખ મેળવવાને તો અતિશય

વિચારને કામે લગાડવો પડેછે, અને મગજને જોશબંધ મેહેનત પડેછે. સૃષ્ટિની રચનામાં કે ચીત્રમાં કે કવિતામાં ખુશ ઉપજાવે એવા સુંદર દેખાવ આપણા શરીર ઉપર તેમજ મન ઉપર મધુરી અસર કરેછે, અને એવા દેખાવો આપણી કલ્પના શક્તિને નિર્મળ કરવાને અને ચકચકીત કરવાને ઉપયોગી થઈ પડેછે, એટલુંજ નહીં પણ ગમતીની અને શોકના વાદળાંને વીખેરી નાખવાને પણ એવા દેખાવો સમર્થ છે, અને આપણા શરીરના વિકારો રમુજી અને ખુશકારક લેહેરમાં ડોલી રેહેછે. એજ કારણ સર 'આરોગ્યતા ઉપર નિબંધ' સર ફ્રાન્સીસ બેકને રચેલો છે, તેમાં આરોગ્યતા લાવવાના ઔષધ તરી કે એકાદ કવિતા વાંચવાને અથવા એકાદો દેખાવ જોવાને ભલામણ કરવાને તેણે અધટિત ધાર્યું નથી, અને તેજ ઠેકાણે એ વાંચનારને ગુંચવણું ભરેલા અને મન શક્તિ કામે લગાડવી પડે એવા નિબંધો ન વાચવાને વિષેશે કરીને કહેછે, અને ઇતિહાસ, કલ્પિત કથાઓ, અને સૃષ્ટિની લીલા બાબેના વિચારો જેવી બાબતોનું અધ્યયન કરવાને એ સલાહ આપેછે કે તેથી કરીને વાંચનારનું મન અપકારાર પ્રકાશિત પ્રસિદ્ધ પદાર્થોથી ભરપુર થઈ જાય.

આ પત્રમાં મેં પ્રસ્તાવનાને રૂપે ઊંચી કલ્પનાથી ઉત્પન્ન થતા સુખ,જે વિષે બોલવાનું કામ મેં હમણા માથે લીધુંછે, તે સુખની સીમા નક્કી ઠરાવીછે, અને કેટલીએક તરેહના વિચારો દરશાવવાથી એ જાતના સુખ પાછળ લાગવાને મેં મારા પત્રમાં વાંચનારને ભલામણ કરવાની કોશીસ કરીછે. એ સુખ ક્યાંથી મળેછે—એ સુખનું મુળ શું ? એ બાબત હું મારા બીજા પત્રમાં બોલીશ.

Spectator.

No. 411 by Addison

તારીખ ૨૩મી ઈ૦ ૧૮૭૨. Ganpatram Anupram.

માસ્તર અંકલેશ્વર ઈંગ્લિશ સ્કુલ.

# योगता कारक वर्ग

---

## અંકગણિત.

યોગતા કારક વર્ગને સારૂ માર્ક ૧૦૦

૧. ૧૫ પૌંડના $\frac{૨}{૩}$ + ૧ પૌંડના $\frac{૧}{૩}$ ના $\frac{૫}{૭}$ ના $\frac{૩}{૫}$ + $\frac{૩}{૭}$ શીલીંગના $\frac{૨}{૩}$ એની કીમત કાઢો. માર્ક (૧૫)

૨. ૧૪.૪ તથા ૧.૪૪ ના સરવાળાને તેની બાદબાકીથી ભાગીએ તો ભાગાકાર કયા વેહેવારી અપૂર્ણાંકની બરોબર થશે. (૨૦)

૩. એક કામ રોજ ૧૧$\frac{૧}{૨}$ કલાક પ્રમાણે કરે તો બે પુરૂષ અથવા પાંચ સ્ત્રી અથવા બાર છોકરાં પુરૂ કરી શકેછે તોં એક પુરૂશ, બે સ્ત્રીઓ, અને ત્રણ છોકરા એકઠાં મળીને કામ કરે તો કેટલા વખતમાં તે કામ પુરૂ કરશે. ૨૫

એક માણસે ૧૫॥ મણ લેખે ૩૮॥ મણ ઘી લીધું અને જેટલા પૈસા બેઠા તેટલા ઉપજ્યા ત્યાં સુધી ૧૬॥ ને ભાવે વેચ્યું પછી જે બાકી રહ્યું તે રૂ ૧) શેરના લેખે વેચ્યું તો સેંકડે શો નફો મળ્યો. ૨૦

૫. દશાંશ અપુર્ણાંકના પરિમાણમાં જમણી તથા ડાબી બાજુએ આંકડા વધારવાથી કીમતમાં ફેર પડતો હોય તો કારણ સહિત લખો ? ૨૦

---

## ઇતિહાસ.

૬ સુલતાન મેહમદ ગજનવી પછી જે જે વંશના બાદશાહોએ રાજ્ય કરયું, તે વંશના નામ. નામનો અર્થ. તથા પ્રારંભ સમાપ્તિનો સન લખો. ૧૨

૨ અલ્લાઉદીન ખુનીએ કયાં કયાં રાજ્યો ને કયારે જીત્યાં. ૪

૯ . તૈમુર કયા બાદશાહના વખતમાં આવ્યો ને તેણે કેવી ખરાબી

કરી. ૪

૪ બકસર, કનોજ, અમરકોટ, અટક, સમરકંદ, કાબુલ, ચંદેરી, કરા, હૈદરાબાદ, દેવગીરી એ જગા હિંદુસ્તાનના ઇતિહાસમાં શા વાસ્તે પ્રસિદ્ધ છે તે કહો. ૧૦

૫ હિંદુઓનું રાજ મુસલમાનોને હાથ ચેહેલથી આવ્યું તેના કારણો. ૪

૬ કયા બાદશાહના વખતમાં રાજનો વિસ્તાર અતિ નાનો હતો અને કયા બાદશાહના વખતમાં રાજનો વિસ્તાર અતિ મોટો હતો. ૪

૭ અકબરની રાજ નીતિ કઈ બે બાબતોમાં સારી હતી તે સમજાવો. ૪

૮ રૂપા નાણાને બદલે તાંબા નાણું કયા બાદશાહે ચલાવ્યું ને તેથી નુકસાન કેમ થયું તે સમજાવો. ૪

૯ મુસલમાન હીંદુસ્થાન પર ચડી આવ્યા તેના કારણ. ૪

૫૦

---

ભુગોળ.

૧. મુંબઈથી વાશીંગટન વહાણને રસ્તે જતાં વચમાં કયા સમુદ્ર ને કયા કયા કીનારા આવે. ૮

૨. મેકસીકો, હોર્ન, આબીસીનીઆ, સીસીલી, આમાઝોન, આલાસ્કા, પીરૂ, બોરનીઓ, વીએના, હેકલા, એ શું છે. ને શા વાસ્તે પ્રસિદ્ધ છે. ૧૦

૩. નિઝામના રાજની હદ બતાવો. ૪

૪. ગુજરાતમાં કયાં કયાં મુખ્ય સંસ્થાનો છે. ૬

૫. દીલ્લીથી કન્યાકુમારીના ભુશીર સુધી જતાં કઈ કઈ મોટી નદીઓ ઉતરવી પડે તેના નામ તથા તે પર મુખ્ય શહેર હોય તે લખો. ૮

૬. પૃથ્વી પર કયા દેશોમાં પુષ્કળ સોનું, કોયલા, ને હીરા નીકળેછે. ૬

૭. એશીઆ, યુરોપ, આફ્રીકા ને અમેરીકા સૌથી ઊંચો ડુંગર ને સૌથી મોટી નદી કઇ છે તે લખો.

પોગતા કારક વર્ગ.

વ્યાકરણ.

પોગતા કારક વર્ગને સારૂ (માર્ક ૧૬)

૧ શબ્દ કેટલી જાતનાં છે તેના ઉદાહરણ દાખલા સહિત લખો ? ૪

૨ નામ કેટલા પ્રકારના છે ને તે દરેકના ત્રણ ત્રણ દાખલા આપો? ૪

૩ નારી જાતિનાં નામ કેટલાં પ્રકારના બતાવેલા છે તે દાખલા સહિત લખો ? ૪

૪ ૭ પ્રકારના સર્વ નામની વાખ્યા ઉદાહરણ સહિત લખો. ૪

---

તા૦ ૪-૧૯-૭૦ પેહેલુ વર્ષ પૂરૂ કરનાર વર્ગ.

ટાઇમ ૩ અવર.

અંકગણિત.

૧. અ. એ પોતાના નાણાના. ૫ બ. ને અને બાકી રહેલાના. ૬ ક. ને આપ્યા તો તેની પાસે ૪. ૫ રૂપીઆ બાકી રહયા ત્યારે પ્રથમ અ. ની પાસે શું હશે ? ૮

૨ એક વેપારીએ રૂ. ૮૫ાાા ને ભાવે ત્રણ ટકા વ્યાજની લોન લીધી અને તેનું છ માસ વ્યાજ લીધા બાદ રૂ. ૯૪ાાા ને ભાવે વેચી તો તેની અસલ મુડીમાં રૂ. ૫૪)નો વધારો માલમ પડયો તો અસલ મુડી કેટલી. ૧૦

૩ અ. દરરોજ સાત કલાક પ્રમાણે કામ કરતાં એક કામ ૨૦ દીવશમાં પુરૂ કરેછે બ. આઠ કલાક પ્રમાણે ૧૪ દિવશમાં પુરૂ કરેછે તો તે બંને જણ તેજ કામ ૧૦ દિવશમાં કરી રહયા તો દરરોજ કેટલા કલાક પ્રમાણે કામ કીધું ? ૧૨

૪ અ. એક કામ ૨૫ દિવશમાં, બ ૨૦ દિવશમાં, અને ક ૨૪ દિવશમાં કરેછે. એ ત્રણેજણે ૨ દિવશ કામ કરયા પછી અ. અને બ. નીકળી ગઆ પણ ૮ા દિવશ પછી અ, ક ને લઇ પાછો સામેલ થયો તો એ ત્રણે બાકીનું કામ પછી ૩ દીવશમાં પુરૂ કર્યું તો ક. એકલો તે કામ કેટલા દીવશમાં પુરૂ કરે ?

૬ ઘાત મૂળ અને ભાજ્ય એમાં ફેર શો ? ૩

૫૦

---

### ભૂમિતિ.

૧ વિકૃત પક્ષ તથા પ્રત્યક્ષ પ્રમાણ એટલે શું ? ૫
૨ પાંત્રીસમી વ્યાખ્યા તથા ત્રીજું વિકૃત પક્ષ લખો ? ૪
૩ ત્રેવીશમી પ્રતિજ્ઞા સિદ્ધ કરો ? ૯
૪ ખુણા કેટલી જાતના છે તે લખો ? ૩
૫ કલ્પ અને પ્રમેય એમાં તફાવત હોય તો લખો ? ૪

૨૫

---

### અક્ષરગણિત.

૧ [૨ક્ષ—(૩ય—ઝ)]—[ય+(૨ક્ષ—ઝ)]+[૩ઝ—(ક્ષ—૨ય)]—[૨ક્ષ—(ય—૨ઝ)] એનું સંક્ષેપ રૂપ લાવો ? ૭
૨ ૧—અક્ષ+બક્ષ$^{2}$—કક્ષ$^{3}$ × ૧+ક્ષ—ક્ષ$^{2}$ એનો ગુણાકાર કરો? ૫
૩ અ$^{3}$+બ$^{3}$+ક$^{3}$—૩અબક ÷ અ+બ+ક એનો ભાગાકાર કરો ? ૬
૪ $\frac{અ}{૨}+\frac{બ}{૨}-\frac{ક}{૪}$ અને $\frac{અ+બ}{૪}-\frac{ક}{૮}$ એની વચ્ચે અંતર શું ? ૫
૫ ઘાત પ્રકાશક એટલે શું. ૨

૨૫

---

### ઇતિહાસ.

૧ યુરોપખંડના જે જે લોક હિંદુસ્તાનમાં આવીને રાજ કરેલું તેમના નામ, વખત, કયા પ્રાંતમાં ને તે દરેકના મુખ્ય મુખ્ય સરદારો કોણ હતા તે લખો. ૮

૨ આર્કોટની લડાઈ, સેંટડેવીડના કિલ્લાને ઘેરો, વાંદીવાશની લડાઈ,

પાદશાહીનો ઘેરો, એની તારીખ સન બતાવો. ૮

૩ અણહીલવાડ પાટણ વસ્યું ત્યારથી તે શેહેર આગળ મોટી મોટી લડાઇઓ કયારે ને કોની કોની વચે થઈ તે લખો. ૫

૪ પ્રાચીનકાળમાં કઇ પ્રજાઓ નામાંકીત થઈ ગઈ તેના નામ તથા તેમના રાજની હદ બતાવો, ૮

૫ હિંદુસ્તાનમાં મુખ્ય ધર્મ કયા ચાલેછે ને તેના સ્થાપન કરતા વિશે તમે શું જાણોછો. ૮

૬ દક્ષિણ હિંદુસ્તાનની પ્રાચિન સ્થિતી વિશે જાણતા હોય તે લખો.૫

---

## ભૂગોળ.

૧ કયા ગોળાર્ધમાં જમીન વધારેછે ઉત્તર કે દક્ષિણ. ૨

૨ જુના મહાદ્વિપનું છેક પશ્ચિમ બિંદુ કયું. ૨

૩ પારીસથી પેકીન જતાં વચે કયા કયા મુલક આવે. ૫

૪ વધારે પશ્ચિમમાં લંડન છે કે પારીસ. ૨

૫ ભુમધ્ય સમુદ્રને સરોવર કરવો હોએ તો શી રીતે થાય ૪

૬ વેનીસો, વોલ્ગા, આમેઝાન. નૈજર, મેસુરી, કાવેરી, મહી, જમ, મહા, વેતરણી, એ નદીઓના મૂળ કયાંછે અને એમનો પ્રવાહ કેણી તરફનો છે. ૧૦

૭ બાલ્ટીક સમુદ્રમાં ગારૂ, અખાત, સમુદ્રધુની, કઇછે તે લખો.૮

૮ પર્વતના ઉપયોગ બતાવો. ૪

---

## કવિતા.

૧ નવરસના નામ અર્થ અને ટુકાં ઉદાહરણો સહીત. ૫

૨ તમે અલંકારો જાણતા હો તેમાંના પાંચના નામ, અર્થ અને ઉદાહરણો. ૫

૩ નીચે લખેલા ચરણો કયા છંદના છે અને તેઓમાં કેટલી કેટલી

૧ વળતી રાય કરણ વાઘેલ, પાટણને પૃથિવીશ;
કેશવ મકવાણને કીધાં, બહુ ગામો બખ્ખશીશ;
બહુ ગામો બખ્ખશીશજ આપી, પ્રથમ ગાદી પાટડીએ થાપી
બહુ વઢવાણ દીધું તે ભેળે, વળતી રાય કરણ વાઘેલ.

૨ જગમાં ઘણું જીવો, કુળનો દીવો,
જે પ્રતિ દિન ઉપકાર કરે;
સૌનું સુખ શોધે જ્ઞાન પ્રબોધે.
દીન જનોના દરદ હરે;
તન ધનથી તેવો ઉદ્યમ લેવો,
એવો તો અભ્યાસ રહે;
પ્રભુનો તે પ્યારો મિત્ર અમારો,
સારો, સારો સર્વ કહે.

૩ કૂવો કે ખુડિયો, જેને જડિયો, ભારે તેના ભાગ્ય,
તે વર્ષે સુગાળે, કે દુખ કાળે, ભાજે નહિ દુર્ભાગ્ય,
કાગળ કૂવેતર, ખાસુ ખેતર, તેતર ઠીર ન ખાય
લેખણ હળ હાંકે, પુણ્ય પાકે, થાકે ખાતાં ખાય ૯

૪ નાસ્તિક નરની આગળે આસ્તિક ઉચરે એક,
જે જે સરજ્યું જગદીશે, વિધ વિધ કરી વિવેક
નિરુપયોગી કશું એ નથી, જન સુખ સાર સર્વ,
કથન સુણી નાસ્તિક કથે, ગર્ક ધરી મન ગર્વ. ૮
એ ચરણોનો અન્વય કરો.

૫ ઇંદ્રવિજય છંદના લક્ષણ અને તેવાર પોતાનું રચેલું ઉદાહરણ ૭

---

વ્યાકરણ.

૧ જગતી થઈ ગએના શબ્દોમાં દીર્ઘઇ ક્યાં વાપરી.
૨ ક્રિયાપદનું મુળ અથવા ધાતુ એટલે શું ?
૩ સાધિત ક્રિયાપદ કોને કહેવા ?

૪ ક્રિયાપદના ભેદ કેટલાછે? અને એમાંના ક્યા ભેદના રૂપ સમજાવવામાં ટેલર સાહેબે ભૂલો કરીછે! ને તે કઈ છે? ૮

૫ દ્વંદ્વ, કર્મધારય અને બહુવ્રીહી સમાસ સમજાવો. ૬

૬ વાક્યયોગીની વ્યાખ્યા તથા વર્ગ. ૪

૭ ટેલર વ્યાકરણમાં ક્રિયાવિશેષણ કોને કહ્યાછે! ૪

૮ ક્રિયાપદના અર્થ અથવા વાચ તે શું! તે કેટલાછે. ૩

૯ નીચેના વાક્યનું પદભંજન કરો. એ મહા વિદ્વાન શાસ્ત્રી છે. સાજો હોતતો એની જોડે વાદ કરત મુર્ખ લોકના પ્રબળે કરીને જગત બગડી ગયું હતું ૧૦

---

બીજા વર્ષને સારૂ.

અંકગણિત.

૧ મારા નાણાનો ૧/૩ અ ના ૧/૪ ની બરોબર છે. અને અ નું નાણું બ ના ૧૧/૨ ની બરોબરછે અને બ ના ૧/૫ સાત રૂપીઆ થાયછે, તો મારી પાસે શુ હશે? ૮

૨ એક વેપારીએ રૂ ૮૯ા ને ભાવે ત્રણ ટકા વ્યાજની લોન લીધી અને તેનું ● માસનું વ્યાજ લીધા બાદ રૂ ૯૪ાને ભાવે વેચી તો તેની અસલ મુડીમાં ૫૪ રૂપીઆનો વધારો માલમ પડ્યો તો અસલ મુડી કેટલી. ૧૦

૩ ઘડીઆળમાં અવર અને મિનિટ કાંટા પાંચ અને ૬ કલાકની વચ્ચે એક બીજાની ઉપર કેવારે આવશે તથા તેઓ એક બીજાથી કાટખુણા પર ક્યારે થશે. ૧૨

૪ અ એક કામ ૨૫ દિવસમાં બ ૨૦ દિવસમાં ને ક ૨૪ દિવસમાં કરેછે એ ત્રણેજણે ૨ દિવસ કામ કર્યા પછી અ ને બ નિકળી ગયા પણ ૮૦ દિવસ પછી અ ક ને લઈને પાછો સામેલ થયો તો એ ત્રણે બાકીનું

૫ દૃઢભાજકના કારણ સમજાવો. ૭

૬ ધાતમૂળ અને ભાજક એમાં ફેર શો ! ૩

---

૫૦

---

## ભૂમિતિ. માર્ક.

૧ એક ત્રિકોણની એક બાજુમાં બિંદુ આપેલુ છે તો એ બિંદુમાંથી એક એવી લીટી દોરો કે જેથી ત્રિકોણ દુભગાય. ૮

૨ બીજી બુકની નવમી પ્રતિમા સિદ્ધ કરો. ૬

૩ ચોખુણ કેટલી જાતનાછે અને તેના ભેદ લખો ૫

૪ અનુમાન એટલે શું? ૨

૫ ફૂલના મુખ્ય ભાગ કયા તે લખો. ૩

---

૨૫

---

## અક્ષરગણિત.

૧ $૪ક્ષ^{૨} \times ૩ક્ષ - ૧૦$ અને $૪ક્ષ^{૩} + ૭ક્ષ^{૨} - ૩ક્ષ - ૧૫$ એનો દૃઢ ભાજક કાઢો. ૫

૨ $\frac{૨}{ક્ષ+\sqrt{૨-ક્ષ^{૨}}} + \frac{૨}{ક્ષ-\sqrt{૨-ક્ષ^{૨}}} = ક્ષ$ એમાં ક્ષ ની કીમત કાઢો. ૯

૩ એક એવી સખ્યા શોધી કાઢો કે તેના $\frac{૩}{૮}$ વીશમાંથી બાદ કરતાં જે બાકી રહે તેના $\frac{૫}{૧૨}$ અસલ સખ્યાના $\frac{૧}{૪}$ માંથી બાદ કરીએ તો તે બાદ બાકી અસલ સંખ્યાના અંશ બરોબર થશે. ૫

૪ પોતાને ઓછે ગુણતાં ગુણાકાર ઓછો આવે તેનું કારણ શું? ૬

---

૨૫.

## બીજા વરસને સારૂ.

### વાક્ય રચના.

૧ વિશેષ્ય પક્ષ, કર્તૃ પક્ષ, ક્રિયા પક્ષ, વિશેષક પક્ષ, અન્વય, અમિશ્ર વાક્ય, એના અર્થ ૪

૨ 'ઉપરના વચનો પેહેમીના કાળજાને જખમી કરવાને બસ છે એ સઘળા વચનોએ રાજાના મનપર અપૂર્વ અસર કરી નેલી' એ વાક્ય સંયુક્ત છે કે સાન્વય છે? જો એ સંયુક્ત છે તો એક સાન્વય વાક્ય લખો અને એ સાન્વય છે તો એક સંયુક્ત વાક્ય લખો? ૪

૩ નિર્વેધાર્થ શબ્દો એટલે શું અને તેઓને વાક્યના કયે ઠેકાણે મુ- ૪

૪ નીચેના વાક્યો સુધારો

પેલી સ્ત્રી અને પુરૂષને આવતો જોઈ તેમના માબાપ દોડી આવ્યા ચાર ગાસડીઓ, એક ગાડું, અને એક ઘોડો ગામની ભાગોળે પડયોછે મારો ભાઇ તથા બેન નદીએ ગયછે અને મારા કાકા કે કોઈ ઘરમાં છે ૩

૫. ક્રિયા વિશેષણને જાતિ વચન દર્શક પ્રત્યયો લાગે તે તેનો અન્વય કોની જોડે થાએ. ૩

૬ જેવા, સરખો, એ શબ્દો સર્વનામ અને નામની વચ્ચે આવે તો તે સર્વનામને કઈ સ્થિતિમાં મૂકવું. ૩

૭ માનાર્થે શબ્દોના રૂપ વાપરવા સંબંધી ટેલર સાહેબનો શો અભિપ્રાય છે? "મારો બાપ આવ્યા" એ ખરૂં કે મારા બાપ આવ્યા એ ખરૂં? "મારો બાપો આવ્યા" એવું કોણ બોલેછે? એમાં જુની રીત કઈ અને નવી કઈ, શેહેરની કઈ અને ગામડાની કઈ? ૪

૮ ઉત્તરમાં ઉતર્યો શબ્દને કઈ વિભક્તિ લગાડવી. ૨

---

### કવિતા.

૧ 'નવરસના નામ અર્થ અને ટુંકા ઉદાહરણો સહીત.'

૨ તમે અલંકારો જાણતા હો તેમાંના પાંચના નામ, અર્થ અને ઉદાહરણો. ૫

૩ નીચે લખેલા ચરણો કયા છંદનાં છે અને તેઓમાં કેટલી કેટલી માત્રા છે?

૧ વળતી ગય કરણ વાઘેલ, પાટણને પ્રથિનીશ;
કેશર મકવાણુને દીધા, બહુ ગામો બખસીશ;
બહુ ગામો બખશીશજ આપી, પ્રથમ ગાદિ પાટડિયે થાપી,
બધુ વઢવાણ દીધુ તે ભળે, વળતી રાય કરણ વાઘેલ.

૨ જગમાં ઘણું જીવો, કુળનો દીપક;
જે પ્રતિ દિન ઉપકાર કરે;
સૌનું સુખ શોધે, જ્ઞાન પ્રબોધે;
દીન જનોના દરદ હરે;
તન ધનથી તેવા ઉદ્યમ સેવો;
એવો તો અભ્યાસ રહે;
પ્રભુનો તે પ્યારો મિત્ર અમારો,
સારો, સારો સર્વ કહે.



૩ કૂવા કે ખડિયો, જેને જડિયો, ભારે તેના ભાગ્ય,
તે વડે સુગાળે, કે દુખ કાળે, ભાંજે નહિ દુર્ભાગ્ય,
કાગળ કુવેતર, ખીસુ ખેતર, તેતરે ટીડ ન ખાય;
લેખણ હળ હાંકે, પુરણ પાકે, આંકે ખાતાં ખાય.

૪. નાસ્તિક નરની આગળે આસ્તિક ઉચરે એક,
જે જે સરજ્યું જગદિશે, વિધ વિધ કરી વિવેક
નિરુપયોગી કશુએ નથી, જન સુખ સારુ સર્વ;
કમન સુણી નાસ્તિક કયે, ગંડક ધરી મન ગર્વ.

એ ચરણોનો અન્વય કરો.

૫. દ્રુતવિલંબિત છંદના લક્ષણ અને તમારું પોતાનું રચેલું ઉદાહરણ.

## બીજા વરસને સારૂ.

### વ્યાકરણ.

૧. ગુજરાતી થઈ ગએલા શબ્દોમાં દીર્ઘઇ ક્યાં વાપરવી.
૨. ક્રિયાપદનુ મુળ અથવા ધાતુ એટલે શું. ૨
૩. સાધિત ક્રિયાપદ કોને કહેવાં ! ૨
૪. ક્રિયાપદના ભેદ કેટલા છે ! અને એમાંના કયા ભેદના રૂપ સમજાવવામાં ટેલર સાહેબે જુદી કરીછે? ને તે કઈછે ! ૮
૫. દ્વંદ્વ, કર્મધાર્ય અને બહુ વ્રીહિ સમાસ સમજાવો. ૬
૬. વાક્ય યોગીની વ્યાખ્યા તથા વર્ગ. ૪
૭. ટેલર વ્યાકરણમાં ક્રિયાવિષેશણ કોને કહ્યાંછે ? ૪
૮. ક્રિયાપદના અર્થ અથવા વાચ તે શું ? તે કેટલા છે. ૩
૯. નીચેના વાકયનુ પદભંજન કરો. એ મહા વિદ્વાન શાસ્ત્રીછે, સાજો હોત તો એની જોડે વાદ કરત. મુર્ખ લોકના પ્રબળે કરીને જગત બગડી ગયું હતું. ૧૦

---

### નિશાળ પદ્ધતિ.

૧ કેળવણી કેટલા પ્રકારની માણસને આપી શકાય ?
૨. એમાં કયા પ્રકારની કેળવણીની આપણી સરકારી નિશાળોમાં ખામીછે (શરીરની કેળવણી વગર) અને તેના શા કારણ. આ દેશમાં કયા રાજ્યમાં એ ખામી દુર કરી અનુકુળતાથી તે કેળવણી અપાઈ શકાય. ટુકામાં લખો.
૩. શિખવવાની રીતો મુખ્ય કેટલી છે અને કઈ કઈ તેના અર્થ સહિત લખો.
૪ ભુગોળ તથા ભુમિતિ શીખવવામાં કઈ રીતો અનુકુળ પડે.
એકલાને શિખવવું ઠીક કે ઘણાને સાથે વર્ગ બાંધી શિખવવું સરસ, કારણ સુધે લખો.
૫ નવો મહેતાજી થાય ત્યારે તેણે પોતાને વિષેના કયા કયા કાગળો ડેપ્યુટી ઇન્સ્પેકટરને મોકલવા પડેછે અને કેટલી મુદતમાં અને તે ન મોકલે તો શું થાય

જમાખરચ.

૯

૧૦—૦—૦ સીનક ન હોવાથી મેહેતા જી પરસોતમના પદરના તા૦ ૭ જી મે.

૦—૧૦—૦ તા.૧૦ મેથી છોકરાઓ ૨૦ની અરધાઆના પ્રમાણે

૨૧—૦—૦ તા. ૮ જુન પગાર મે મા સનો તા. કંટીજંટ. ૧૫ પગાર રૂ. મેહેતાજીનો ૬ કંટીજંટ.

૩૨—૦—૦ ચોપડીઓ તા. નકશા લેવા ને દી. ઈ. તરફથી આવ્યા હુકમ નંબર ૬ સાથે તા.૯ જુન.

૪—૦—૦ ફી માફ જુનની તા. ૧ જુન વીગત.

૨૧—૦—૦ પગાર તા. કંટીજંટ, જુન માસનો તા૦૯ જુલાઇ.

૧—૮—૦ સરટીફીકટ ફી ૩ છોકરાની દપુટી ઇન્સપેકટર તરફ મોકલવાની તા૦૨૨ જુલાઇ.

૩—૦—૦ રોજમેળ ખાતા વહીતા. રજીસ્ટર બંધાવ્યુ તેના વોહરા આદમજીને આપ્યા.

૧૫—૦—૦ તા.૭ મે પગાર મેનો મેહેતાજીનો.

૦—૧૦—૦ તા. ૯ જુન ફી તાલુકા માસ્તર તરફ મોકલી.

૧—૦—૦ નિશાળને રીપેર કરવાને અગાઉથી આપ્યા કડીયા લલુને ચુનો લેવા. દ ઈ. તરફથી રૂ. આવતા સુધી તા. ૨૭ જુન.

૪—૦—૦ સેક્રેટરીને માટે સાત ચોપડીઓ લીધી નીચે મુજબ. તા. ૮ જુલાઈ.

૧૫—૦—૦ પગાર મેહેતાજીનો જુનનો તા.૯મી જુલાઈ.

૧૪—૦—૦ નકશા એશિઆ તા. મુંબઈ ઇલાકો, અમદાવાદ જીલ્લો તા. ગુજરાતનો પત્રીદરી લીધા તા.૨૮ જુલાઈ.

તારીખ વાર રોજ મેળ લખો.

જુલાઈ આખર ખાતા માંડી વાળો તા. સરવાયુ તારીજ તા. ખાતાં વહી કરો.

# नेमणूंक.

તારીખ ૧ લી સપટેંબર સને ૧૮૭૦થી તે તારીખ ૩૧મી ડીસંબર સને ૧૮૭૦ સુધીમાં જે ફેરફાર થયો તે નિચે પ્રમાણે.

| નામ. | અસલ જગો. | નવી જગો. |
| --- | --- | --- |
| કનયાલાલ ગીરધરલાલ | ગોપીપુરા બ્રાંચ સ્કુલના હેડ માસ્તર. | અમદાવાદ નંબર પેહેલાની બરાંચ સ્કુલમાં આકટીંગ હેડ માસ્તર. |
| કૃષ્ણલાલ ગોવીંદદાસ મેહેતા. | સુરત હરીપુરા બરાંચસ્કુલના હેડ માસ્તર. | સુરત ગોપીપુરા બરાંચ સ્કુલના આકટીંગ હેડ માસ. |
| કૃષ્ણસુખરામ આતમારામ મેહેતા. | સુરત ગોપીપુરા બરાંચ સ્કુલના પેહેલા આસીસ્ટંટ માસતર. | સુરત હરીપરા બરાંચસ્કુલના આ. હેડ માસતર. |
| એદલજી બરજોરજી. | એ બીજા આ. માસતર. | સુરત ગોપીપુરા બરાંચ સ્કુલના પેહેલા આ. મા. |
| બાપાલાલ ભાઈશંકર ભટ. | એ. ત્રીજા આ. માસ્તર. | એ. આકટીંગ બીજા આસીસ્ટંટ માસતર. |
| ઈશ્વરલાલ ત્રીભોવન. | એ. ચોથા આ. માસ્તર. | એ. આ. ત્રીજા આ. મા. |
| બમનજી ધનજીભાઈ પટેલ | એ. પાંચમા આ. માસ્તર. | એ. આ. ચોથા આ. મા. |
| ગોપાલજી ગોવંદજી દેસાઈ | સુરત હરીપરા બરાંચ સ્કુલના ત્રીજા આસીસ્ટંટ માસ્તર. | એ. આ. પાંચમાં આ. મા. |
| અંબારામ લલુભાઈ. | અડવાળની નિશાળના આ. | અડવાળની કન્યાશાળાના મેહેતાજી. |
| દલસુખ રણછોડ. | રાયપુરના મેહેતાજી. | મીરોલીમાં આકટીંગ મે |
| ગોવીંદ ધારીદાસ. | ધોળકાની સ્કુલમાં બીજા | રાયપુરના મેહેતાજી. |

આસીસ્ટંટ.

| | | |
|---|---|---|
| બાપાલાલ મગનલાલ. | એજન ત્રીજા આસી. | ધોળકાની નિશાળમાં બીજી આસીસ્ટંટ. |
| નરમેનાદાશ છગનલાલ. | એજન ચોથા આસી. | એ ત્રીજા આસીસટંટ. |
| બુલાખી દાલા. | બોરસદની સ્કુલમાં ઇંગ્લીશ ટીચર. | ઉમરેઠ સેકંડ કલાસ એંગલો વરનાક્યુલર સ્કુલમાં આકટીંગ આ. ઇંગલીશ ટીચર. |
| બાપાલાલ માણશંકર. | ઉમરેઠ સેકંડ કલાસ એંગલો વરનાક્યુલર સ્કુલમાં આસી. ટીચર. | બોરસદની સ્કુલમાં ઇંગલીશ ટીચર. |
| ગણુપતરામ દલપતરામ. | માંડવીની નિશાળમાં આ. | ગોઠસંબાના મેહેતાજી. |
| ખંડુભાઈ શંકરજી. | વસાડની નિશાળમાં આ | લીલાપુરના મેહેતાજી. |
| મીયામોહોમદ વલદે હાજી આબદુલ | આલીપુર ઉરદુ નિશાળના મુનશી. | સુરત નંબર ૪થાની નિશાળના મુનશી. |
| હરજીવને દયારામ | ખેડાની કન્યાશાળાના મે. | રાથકાના મેહેતાજી. |
| કામેસ્વર પરસોતમ. | ० | ખેડાની કન્યાશાળાના મે. |
| લલુભાઇ પ્રાગજી. | ટાંકલના મેહેતાજી. | ટુકવાડાના મેહેતાજી. |
| ગોપાલજી લલુભાઈ. | ટુકવાડાના મેહેતાજી. | ટાકલના મેહેતાજી. |
| બેચર કેવળશાહા. | નોર્મલ સ્કોલર. | ધનસુરાના મેહેતાજી. |
| કેશોર વૃજભાઇ પાટીદાર. | એજન. | દેમાઈના મેહેતાજી. |
| મગનલાલ ગોવરધન મે. | એજન. | પુશરીના મેહેતાજી |
| નીયાજી પરભુદાસ શાહા. | એજન | ભટોડાના મેહેતાજી. |
| ઝવેર હરીવલભ તલાટી. | એજન. | વારણાના મેહેતાજી |
| દુવારકાદાસ હરજીવનદાસ મે. | એજન. | પનારના મેહેતાજી. |
| મુળજી કરૂણાશંકર તરવાડી. | એજન. | શામેરાના મેહેતાજી. |
| ઈશ્વરલાલ ચેલભાઈ. | કાસરાની નિશાળના આ. | અગરવાના મેહેતાજી. |

| | | |
|---|---|---|
| મગનલાલ હઠીશીંગ. | નાપાદ નાર્મલ સ્કાલર. | ઉમરેઠની નિશાળમાં આ. |
| લલુભાઈ હરીભાઈ. | કુક્ષરના મેહેતાજી. | નોગામાના મેહેતાજી. |
| હરકીસનદાસ પરસોતમદાસ | નોગામાના મેહેતાજી. | કુક્ષરના મેહેતાજી. |
| માણેકચંદ દેવચંદ. | કછોલીના મેહેતાજી. | ગણદેવાના મેહેતાજી. |
| હરપરસાદ જીવાભાઈ. | આકટીંગ કછોલીનો મે. | બીજા આ. ઓરપાડ. |
| રેવાશંકર જંબકરામ. | કરમજના મેહેતાજી. | રાંદેરની સ્કુલમાં બીજા આસીસ્ટંટ. |
| કચનજી મોહનજી. | સીગોદના મેહેતાજી. | માણેકપોરના મેહેતાજી. |
| દાજીભાઈ હરીવલભદાસ. | મણેકપોરના મેહેતાજી. | માગધરાના મેહેતાજી. |
| ભીમભાઇ નારણજી. | નાગધરાના મેહેતાજી. | પનારના મેહેતાજી. |
| મણીશંકર નરભેરામ. | દેજના મેહેતાજી. | સીગોદના મેહતાજી. |
| રણછોડજી ગોવનજી | પનારના મેહતાજી | કછોલીના મેહતાજી |
| મોરારજી ગોપાલજી | મટવાડના મેહતાજી | શરીબુજરગના મેહતાજી |
| જમનાદાશ રણછોડદાસ. | ગણદેવાના મેહેતાજી. | મટવાડના મેહેતાજી. |
| દેદલપતરામ ગોવીંદરામ. | દાણુજના મેહેતાજી. | શરભોણની નિશાળનાબીજા આસિસ્ટંટ. |
| મોતાશંકર ચંદ્રશંકર. | વાજણાના મેહેતાજી. | અંબાશના મેહેતાજી. |
| રામશંકર વલ્લભરામ. | ભુતશરના મેહેતાજી. | વાજણાના મેહેતાજી. |
| કશનજી લલુભાઈ. | વાધરેજના મેહેતાજી. | ઓદાલીના મેહેતાજી. |
| પેલાભાઇ દુલભદાસ. | અંબાશના મેહેતાજી. | વાધરેજના મેહેતાજી. |
| બાળકૃષ્ણ રાજારામ. | કોલકના મેહેતાજી. | ખરવાશાના મેહેતાજી. |
| બીશ્વનાથ ગજાનંદ. | ગોદાવાડીના મેહેતાજી. | કરંજના મેહેતાજી. |
| છગનલાલ વીઠલ. | નોરમલ સ્કાલર. | કોપરલીના મેહેતાજી. |
| પેચર હરચંદશાહા. | એજન. | પુનાના મેહેતાજી. |
| ત્રીકમરામ રામશંકર | પુનાના મેહતાજી. | ગોદાવડીના મેહતાજી. |
| ચંદ્રપરસાદ રામનારાયણ | તરસાડાના મેહતાજી. | વડકેશરના મેહતાજી. |
| અંબારામ વિશ્વનાથ | વડકેશરના મેહતાજી. | તરસાડાના મેહતાજી. |

| | | |
|---|---|---|
| દેશવરામ હરીભાઈ. | નાપાસ નોરમલ સ્કાલર. | દુગરીના મેહતાજી. |
| કુવરજી ભાઈદાસ. | દુગરીના મેહતાજી. | ગળડાના મેહતાજી. |
| ડાયાભાઈ હરીભાઇ નાયક. | નોરમલ સ્કાલર. | મણુવઈના મેહતાજી. |
| મોનભાઈ મોટાભાઈ નાયક. | એજન. | આમધરાના મેહેતાજી |
| પ્રભાશંકર નરોતમભટ. | એજન | પારનેરાના મેહેતાજી. |
| ગંગાશંકર વાલાભાઈ દવે. | એજન | ખંજરોલીના મે. |
| રણછોડજી અપ્પુભાઈ નાયક. | એજન. | કોલકના મેહેતાજી. |
| લલુભાઈ ધનેસ્વર. | એજન. | પેજના મેહેતાજી. |
| અમરતલાલ લલુભાઇ પંડયા. | એજન. | ભુતશરના મેહેતાજી. |
| જીવનરામ વલભરામ ભટ. | એજન. | રાનકુવાડાના મે. |
| દયાશંકર ગવરીશંકર | તવરાના મેહેતાજી. | શરભોણમા પેહેલાઆસી. |
| દોરાબજી ઉકાજી ભગત. | નોરમલ સ્કાલર. | તવરાના મેહેતાજી. |
| રાજારામ તાથાભાઇ વ્યાસ. | એજન. | કનગામના મેહેતાજી. |
| નરોતમ પરસોતમ શાહ | એજન. | વાહાણના મેહેતાજી. |
| નાથજી બાપુજી ચોકસી. | એજન. | અભરોદના મેહેતાજી. |
| ભદ્રશંકર લીલાધર | રાજકોટ સ્ટેશનની નિ-શાળના મેહેતાજી. | પારડીપાદના મેહેતાજી. |
| નર્મદાશંકર લાધાભાઇ. | વાકાનેરના મેહેતાજી. | રાજકોટ સ્ટેશનની નિ-શાળના મેહેતાજી. |
| પરસોતમ ગવરીશંકર | ગાંગાલીના મેહેતાજી. | ભાવનગર પરાંમ ના. ડના મહેતાજી. |
| મુળજી પાગજી | દીઓરના મહેતાજી | ગામડીના મહેતાજી. |
| મુળેશવર લીલાધર. | નારમલ સ્કાલર. | વેરાવળના મહેતાજી. |
| જેશંકર ઈશ્વર. | એજન. | જાફરાબાદના મેહતાજી. |
| વાહાલજી કુવેરજી. | એજન. | અપોઇના મેહેતાજી. |
| વીઠલ નથુરામ. | એજન. | દીઓરના મેહેતાજી. |
| રામેશ્વર નરદેવ. | એજન | ઉપલેટાના મેહતાજી. |

| | | |
|---|---|---|
| પીરભાઇ ગોબર. | એજન | ભાદરાના મેહતાજી. |
| પ્રાણશંકર લાધાભાઇ. | એજન | પાટણવાવના મેહતાજી |
| પ્રેમજી દવે. | નોરમલ સ્કોલર. | ગંડીના મેહતાજી. |
| નારણજી જીવણજી. | એજન | જુનુનસાવરના મેહ૦ |
| હરીલાલ અંબારામ. | એજન | અરદોઈના મેહતાજી. |
| રણછોડ આશારામ. | એજન | સતાપુરના મેહતાજી. |
| નર્મદાશંકર પરશુરામ. | એજન | વનથલીના મેહતાજી. |
| ત્રંબકરાય તુલજાશંકર. | એજન | જુનાગઢની ઇંગરેજી સ્કુલમાં આ.પે. આ. |
| શંકર પીતાંબર. | સાયરના મેહતાજી. | ગોધરાની કન્યાશાળાના મેહતાજી. |
| રતનેશ્વર લલુભાઇ | ગોધરાની કન્યાશાળાંમા મેહતાજી. | કોઠની કન્યાશાળાના મેહતાજી. |
| તુલસીદાસ કાશીદાસ. | ડભોઇના મેહતાજી. | રાણપુરની કન્યાશાળાના મેહતાજી. |
| કેશવલાલ દલપતરામ. | મેગણી તાબે કાઠીઆવાડના મેહતાજી. | રાણપુરના મેહતાજી. |
| ગણપતરામ વીશ્વનાથ. | નાપાસ નોરમલ સ્કોલર. | પાલોદ કન્યાશાળાના મેહતાજી. |
| મોહનભાઇ નીછાભાઇ. | એજન | સરવાવના મેહતાજી. |
| નર્મદાશંકર ભુલેશ્વર. | વીરપુરના મેહતાજી. | કાલોલની નિશાળમાં પેહેલા આસીસ્ટંટ |
| બાળકૃષ્ણ મનસુખરામ. | કાલોલમાં પે. આ. | વીરપુરમાં મેહતાજી. |

રવાના તારીખ ૨૧મી જાનેવારી સને ૧૮૬૮

મુકામ સુરત.

G. BUHLER,

આક્ટીંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉત્તર ભાગ.

રવાના આજમ ગુજરાતશાળા પત્રના એડીટર તરફ છાપવા સારૂ.

---

શાળા પત્રના એડીટર જોગ.

આ નીચે લખેલી બીના શાળા પત્રમાં છાપશો.

લખતંગ લીબડી રગપાગના દર લોકો વગરે વધાગે ધંધુકાની નિશાળમાં પરીક્ષા કરી ત્યાના મામલતદાર મુનસફ વીગરેની પુર કરણાથી તેમની પાસેથી રૂ. ૭૭—૯—૬ ઇનામ નીચે મુજબ આપવાનું ઠરાવ્યું.

૨૫—૦—૦ હેડ માસતરને સાલની. ૧૦—૧૪—૦ છોકરાઓને રૂજા.
૨૩—૮—૦ છોકરાઓને ચોપડીઓ. ૧—૪—૦
૬—૧૨—૦ ૨—૦—૦ પેહેલી ચોપડી.
૧—૨—૦ જોસીને ધોતી જોડે. ૧—૯—૦ સલેટો નંગ ૬
૧૫—૧—૦ કન્યાશાળામાં.

તારીખ ૩૦મી જાનેવારી સને ૧૮૭૧.

MAYARAM. S.
Deputy Educational Inspector,
Ahmedabad Sub-division.

---

## NORMAL SCHOLARS.

Passed in 1st. Year's course.

First Class.

Chaturlal Bhogilal. Parbhulal Utamlal.
Maneckial Asharam.

Second Class

Behchardass Kevaldass. Mohanbhai Motabhai.
Dorabjee Ukadjee Mulji Karunashunkar.
Dayabhai Huribhai. Prabhashankar Narotam.
Rajaram Nathabhai. Behchar Harakhchand.

Chaganlal Vithaldass. Gangashunkar Vahalabhai.
Kisor Vrijbhai. Ranchodji Akhubhai.
Nurotum Pursotum. Nathjee Bapujee.
Maganlal Gordhan. Lalu Dhaneshar.
Nathjee Parbhudas. Amratlal Lalu.
Javersha Harivalebh. Jivanram Durlabhram.
Davarkadas Varjivandas.

Normal Scholars passed in the preparatory course.

Naranjee Jeybhai. Hiralal Liladhar.
Jethabhai Vahaljee. Gavrishunker Haribhai.
Govardhan Ranchod. Motilal Mahashankar.
Keshavlal Liladhar. Maganlal Desaibhai.
Nathabhai Jivabhai. Ambashankar Harishankar.
Vishnudat Govindram. Bulakhi Keshavram.
Natha Dajibhai. Mahashukh Hargovind.
Gangashankar Hargovind. Ishvarlal Kushalji.
Ranchod Amratlal. Nageshar Jetharam.
Mathur Behchar. Vasantrae Lalubhai.
Maganlal Ramchandra. Mathur Bavaji.
Dayabhai Premanand. Rambhai Javer.
Devshunkar Uderam. Mohanlal Tribhovan.
Dayabhai Jethabhai. Kirpashankar Damodar.
Krashnaram Mansukhram. Naranji Narotam.
Bhogilal Pursotum. Mathur Jeshangbhai.
Mansukh Mulji. Chaganlal Kushalji.
Govindlal Harishankar. Jivanram Narbheram.
Chaganlal Devshunker.

January 26 1871.

G. BUHLER,
Ag. Educational Inspector, N.D.

## હરિશ્ચંદ્ર નાટક

(રણછોડભાઇ ઉદેયરામ કૃત ભાષાંતર.)

---

હિંદુસ્તાનના આ છેડાથી પેલા છેડા સુધી હરિશ્ચંદ્ર રાજાનું નામ સર્વેને જાણીતું છે અને જ્યારે જ્યારે સત્યવાદીપણાની વાત નીકળેછે ત્યારે એનો દાખલો આપવામાં આવેછે. હરિશ્ચંદ્ર રાજાની કથા મૂળ રામાયણમાંછે અને કાંઇક પાઠ ફેર વૃતાંત માર્કંડેય પુરાણમાં આપેલું છે. એ ઉપરથી ઘણા પ્રાકૃત કવિઓએ આખ્યાન જોડયાંછે. ગુજરાતીમાં વિષ્ણુદાસનું પ્રસિદ્ધ છે. એજ કથા ઉપરથી સંસ્કૃતમાં ચંડકૌશિક એટલે (કૌશિકકુળના) વિશ્વામિત્રનો કોપ એ નામનું નાટક એક કવિએ રચ્યુંછે. પણ આ ભાષાંતર તે સંસ્કૃત નાટકનું નથી. મદ્રાસ ઇલાકાના પૂર્વ ભાગમાં ઘણે ઠેકાણે અનાર્ય એટલે સંસ્કૃતમાંથી ઉત્પંન નહી થએલી એવી એક તામિલ નામની ભાષા બોલાયછે જે તૈલંગણનો ઉદ્યોગ અને સંસ્કૃત વિદ્યા આટલી બધી વખણાયછે. ત્યાંના વિદ્વાનો પોતાની દેશી ભાષાને ખેડવા ઘણી મહેનત કરે એમાં શી નવાઇ? તામિલ ભાષા આસરે દોઢ હજાર વર્ષથી ખેડાતી આવીછે, એમાં ભાત ભાતના પુસ્તકો રચાયાછે, તે પુસ્તકો પણ ફક્ત ભાષાંતરજ એમ નહી પણ ઘણા સ્વકલ્પિત અને શાસ્ત્રીય વિશયો ઉપર પણ છે. ટુંકામાં એ ભાષા એટલી ખેડા, યલી છે કે વ્યવહારની કોદન તામિલ અને પુસ્તકની શેન તામિલ એવા બે વર્ગ તેના પડી ગયાછે. ગુજરાતી ભાષાને એવો દહાડો ક્યારે આવશે! કોઇ પ્રાકૃત ભાષામાં એક પણ નાટક પહેલાં લખાયું હોય એમ જણાતું નથી પણ એ તામિલમાં તો તેનો સારો ખજાનો છે હરિશ્ચંદ્ર નાટક પણ તેમાંજ કોઇ કવિએ મૂળ કથાને આધારે રચ્યુછે, અને તેનો અંગરેજીમાં એક તરજુમો થયોછે તેનું ભાષાંતર રણછોડભાઇએ કરીને ગુજરાતીઓની સેવામાં મ

કર્યું છે.

આ નાટક બધું રણછોડભાઇએ બાળબોધ અક્ષરે છપાવ્યુંછે. એ બા-
બત આગ એમના વિચાર સાથે બિલકુલ મળતા છઇએ. દેશના ઐક્યમાં
ભાશા એ એક મુખ્યતત્વ છે. એક ભાશા બોલનારાઓમાં પરસ્પર પ્રીતિ
અને સંપ વધારે રહેછે, અને એક ભાશા વિચારવૃદ્ધિનું મોટું સાધનછે એનો
ખુલ્લુંજછે. ઘણા વખત સુધી સંસ્કૃત બોલાતી બંધ પડી હતી તોપણ તે
દેશ ભાશાનું કામ કરતી હતી, અને મુસલમાન રાજ્યના પાછલા ભાગમાં હિંદુ-
સ્તાની અથવા ઉર્દુ એ માન ભરેલી પદવીએ પહોંચી હતી. આજ પણ
ઉર્દુ ભાશા ઘણું કરીને હિંદુસ્તાનના બધા ભાગમાં થોડી ઘણી બોલાયછે અને
સમજાયછે. એ કારણને લીધે કેટલાએક દીર્ઘ દ્રષ્ટિવાળા દેશહિતેચ્છુઓનો વિ
ચાર એનેજ દેશ ભાશા ગણી ઉત્તેજન આપવાનો થાયછે, તો તે વખત આ
ખા દેશને માન્ય એવી જે દેવનગરી લિપિ તેમાં ગુજરાતી પુસ્તકો છપાવવાની
વાત કોણ નહી કબુલ કરે ? દક્ષણીઓએ તો એ શુભ રીત અસલથીજ પો-
તાનામાં દાખલ કીધીછે. એનો લાભ એ થયોછે કે મરાઠી પુસ્તકો ગુજરાતમાં
ઉપલા વર્ગના લોકોમાં વંચાયછે, અને તેમાંથી આપણામાં ભાશાંતર પણ કેટ
લાએકના થયાછે. દક્ષણની એકે લાઇબ્રેરીમાં એક ગુજરાતી પુસ્તક નહી
હોય, અને એથી ઉલટું આ પ્રાંતમાં મરાઠી ચોપડીઓ ઠેકાણે ઠેકાણે જોવા
માં આવેછે. આમ થવાનું મુખ્ય કારણ ગુજરાતી લિપિછે. આપણામાં અસ
લ વિદ્યાના કામમાં બાળબોધ અક્ષર ચાલતા હતા, અને જુની રીતિ પ્રમાણે વ
ર્તનારાઓમાં હજી તેજ ચાલેછે. બોર્ડના વખતમાં પણ સરકારી પુસ્તકો બાળ
બોધમાંજ છપાતા હતા પણ ત્યાર પછી એકાએક ગુજરાતી લિપિ આગળ પ-
ડી અને હમણા તો બાળબોધમાં છપાવવું એટલું અસાધારણ થઇ પડ્યું છે કે
રણછોડભાઇને પોતાનો બચાવ કરવા સારુ પ્રસ્તાવનાના આશરે બે પાના રોક
વા પડયાંછે. જે લિપિ હિંદુસ્તાનના બધા ભાગમાં વંચાય શકેછે તે ગુજરાતી
ઓ બરાબર વાંચી શકતા નથી એમ હોએ તો ગુજરાતીઓને ભારે શરમછે.
ગુજરાતી લિપિને હજી પણ જુના લોકો વાણીયાઇ અક્ષર કહેછે તે ખરુંજછે.
એ વેપારીઓની અથવા વ્યવહારમાં વાપરવાનીજ લિપિ છે. શાસ્ત્રીય અક્ષર

જેને વાંચતા ન આવડે તેને શીંગ તાળવા કરતા બીજું કાંઈ નથી આવડતું એ નિશ્ચય જાણવું. નવી વાંચન માળાએ વાણીયાઈ અક્ષરને બહુ આગળ પાડ્યાછે ખરા તોપણ તેમાં શાસ્ત્રીય અક્ષર શીખવવાની મસ્તી ગોઠવણો કીધી છે. તેથી એ દેવનાગરી લિપિ વાપરવામાં કોઈ જાતની પણ હરકત જણાતી નથી, અને ખરું કહીએ તો જે લોકો એ અક્ષર વાંચી શકતા નથી તેઓ ઊંચા ગુજરાતી પુસ્તકોની મતલબ સમજવાને પણ થોડાજ શક્તિમાનછે. સઘળી વાતનો વિચાર કરતા અમારો તો એ પક્કો નિશ્ચયછે કે લખવામાં ગુજરાતી અને છાપવામાં બાળબોધ અક્ષર આપણે વાપરવા જોઇએ. એમાં કશી તરેહનું નુકશાન નથી, ને ફાયદા ઘણાછે. ભાષાનું ઐક્ય તો થવાનું હશે ત્યારે થશે, પણ લિપિનુ ઐક્ય તો સહેજ બની શકે એવુંછે માટે આપણે શા માટે ન કરવું જોઇએ?

આ ભાષાંતરનું વિવેચન કરવા પહેલા તેમાં કથાની શી રીતે સંકળના કીધીછે તે નીચે જણાવીએ છઇએં.

નાટકનો પડદો ઉપડતાં હરિશ્ચંદ્ર રાજા પોતાની ભરાઈ મૂકેલી ઠામઠામ વાળી રાજ સભામાં પ્રવેશ કરતો માલમ પડે છે. ધર્માસન ઉપર બેસી નિર્મળ પરમેશ્વરની પ્રાર્થના કરી પોતાના સત્યકીર્તિ નામના પ્રધાનને રાજની વ્યવસ્થા અને પ્રજાની સ્થિતિ વિષે કેટલાએક પ્રશ્ન પૂછી પોતાના મનની ખાત્રી કરી લેછે. એવામાં તીર્થ વાસી બ્રાહ્મણ આવેછે, અને માગધેશ રાજાની કુંવરી તારા મતિના વખાણ કરી તેની સાથે પરણવાનું મન કરાવી પાતેજ વેહેવી શાળની વાત તે રાજાને ત્યાં લઇ જાય છે. એ રાજાની ઘણી તપશ્ચર્યાથી પ્રસન્ન થઇને શિવજીએ એ પુત્રી આપી હતી, અને તેને પરણવા સંબંધી કેટલી એક વાતની કુંચી પોતાના હાથમાં રાખી હતી તેથી તે કુંવરીને પરણાવવાની ચિંતામાં રહતો એટલામાં પેલા બ્રાહ્મણો ત્યાં જઈ પહોંચે છે. માગધેશ રાજા પોતાની તો સંપૂર્ણ પ્રસંનતા બતાવે છે પણ શિવની તરફનો વાંધો જાહેર કરેછે. શિવજી સૌ સારુંજ કરશે એમ ભરોસો આપી સ્વયંવર રચવાનુ ઠરાવી બ્રાહ્મણો હરિશ્ચંદ્ર રાજા પાસે હરખાતા હરખાતા આવે છે. બીજે દિવસેજ લાવલશ્કર લઇને માગધની કનકપુરી તરફ જવાને હરિશ્ચંદ્ર નીક

ા પડે છે; પણ એ પરમ ધાર્મિક રાજા પ્રેમની ઉતાવળમાં પણ પ્રથમ ઈશ્વરની ાર્થના કરવાને અને વાટે ઉજડ સ્થાનકે એક દુર્ગા માતાનું દેહેરું આવેછે ત્યાં ા દર્શન કરવા જવાને ચુકતો નથી. એની પ્રાર્થનાનું ફળ ત્યાંજ મળેછે. દે-વીના સાક્ષાત દર્શન થાયછે અને સોનાનો રથ અને ધનુશ જે બીજાને અત્યાર સુધી પથ્થરના જણાતાં હતાં તે તારાજ નસીબના છે એમ કહીને એને દેવી આશિર્વાદ સાથે ભેટ આપે છે. એજ રથમા બિરાજી કનકાપુરી તે જાય ૫ હોંચે છે.

ત્યાં સ્વયંવરનો ઠામ ઠામ મચી રહ્યોછે. દેશ દેશના રાજાઓ ઉમેદ ભે૨ ત્યાં આવેછે. મંડપ માણસે થી ભરાઇ ગયો છે. માગધેયની આજ્ઞાથી તારામતિ ચોળે સણગાર સજી હાથમાં વરમાળ લઇને સભામાં પ્રવેશ કરેછે અને તેની સાથેની સખી જુદા જુદા રાજાઓનું ગુણ વ્યાખ્યાન કરે છે તે સાંભળતી સાંભળતી ચારે તરફ ફરેછે. અંતે પોતે અને પોતાના બાપે પસંદ કરેલો જે નૃપ શિરોમણિ હરિશ્ચંદ્ર તેને કંઠે વરમાળ આ રોપવા માંડેછે. એટલામાં તે બોલી ઉઠે છે "સબુર! આ શો પ્રપંચ. એની કોટે મગળ સૂત્ર જણાય છે. અરે રાજ વંશી ભાઇઓ, આ શો અધર્મ કે એ એક વાર પરણેલી છતાં બીજી વાર સ્વયંવર કરે છે." આવાં વચન સાંભળી તારામતિ મુર્છા ખાઇને પોતાની સખીના હાથમા પડે છે, હા હા કાર વરતી રહે છે; અને ..ક અબળા રક્ષક બહાદુર રાજા હરિશ્ચંદ્રની સાથે લડવા તૈયાર થાય છે. મ-ધેય રાજા બધાને શાંત પાડે છે અને કહેછે કે એને યોગ્ય વર પ્રાપ્ત થયો કે ..િ તેની બાબર મનુષ્યને શી ખબર પડે માટે તે જાણવાને સારૂ શિવજીએ એવું નિર્માણ કીધું છે કે મારબધે જેની સાથે એનો વિવાહ કરી મૂકયો છે તે પુરૂષ એના કોટના અદ્રશ્ય મંગળ દોરે જોઇ શકશે, અને તે ઉપરથી જાણજો કે તે યોગ્ય વર છે. મારી તો ખાત્રી થઇ, હે ઉતાવળા હરિશ્ચંદ્ર, કે તમે યોગ્ય છો; અને તમારે જો વિશેષ ખાત્રી કરવી હોય તો તપાસ કરી જુઓ કે કોઇનાથી પણ એ મંગળ સૂત્ર જણાય છે "બધા બોલી ઉઠે છે કે અમથી તો કાંઇ દેખાતું નથી. જે તારામતિ ઇશ્વરની પ્રાર્થના કરી પ્રતિજ્ઞા કરે છે જેકે હું સાચી હું તો આ વરમાળ એની મેળે હરિશ્ચંદ્રની કોટ ઉપર

જઇને પડો. એમ કહેતાંજ તેમ થાય છે. સઘળેથી વાહ વાહનો પોકાર નીકળે છે, અને રૂડી રીતે લગ્ન કરીને સલાહ સંપથી આનંદમાં પોતાની નગરી તરફ તે પાછો વળે છે. પછી કેટલેએક વખતે તારામતિ એક સુંદર પુત્રને જન્મ આપે છે, અને હરિશ્ચંદ્ર તેનું રોહીતાશ્વ એવું નામ પાડે છે.

પછી એક વખત ઇંદ્રની સભા ભરાએલી છે તેમાં ભૂલોકના ધાર્મિક રાજાઓની વાત નીકળે છે. ત્યાં વસિષ્ઠ રૂષિ પોતાના શિષ્ય હરિશ્ચંદ્રના ઘણા વખાણ કરેછે, અને કહેછે કે એના જેવો કોઈ પણ રાજા પૃથ્વીપર સત્યવાદી નથી. વિશ્વામિત્ર જે ને વસિષ્ટ સાથે લડાઈ ચાલીજ આવતી હતી તે એને તોડી પાડી હરિશ્ચંદ્રની બહુજ નિંદા કરે છે. બોલતાં બોલતાં બંને જણુ લડી પડે છે અને ક્રોધના આવેશમાં વિશ્વામિત્ર એવું બોલી ઉઠી જાય છે કે જો હું હરિશ્ચંદ્ર પાસે અસત્યાદિ અધર્મના કામ હજારો ન કરાવું તો યુગે યુગ તપશ્ચર્યા કરી ત્રીમૂર્તિને પણ ડોલાવવા જેટલું જે મે સામર્થ્ય મેળવ્યું છે તેનો અરધો ભાગની તને આપવો. વસિષ્ટ એ સરત કબુલ કરે છે, અને વિશ્વામિત્રના પાડી મચવામાં આડે ન આવવાનું અને ઈંદ્રને ત્યાં પોતાની મેળેજ કાંઈ શક ન આવે માટે નજરે કેદ રહેવાનું વચન આપે છે. હવેથી બચારા હરિશ્ચંદ્ર ઉપર અન્યાય અને દુખના ડુંગર વરસવા માંડે છે.

વિશ્વામિત્ર પોતાને આશ્રમે જઈ મનમાં તો પસ્તાય છે ખરો, પણ પોતાનો ગમત ન છોડતાં તર્કટ રચવા મંડી જાય છે. ભોળા વનવાસીઓ તપ્રતાથી બહુ વારે છે તે ન ગણકારતાં તે મને હરિશ્ચંદ્ર રાજા પાસે પોતાંની તરફથી મોકલી ને પુછાવે છે કે રૂષિને રાજસૂયયજ્ઞ કરવાનો માટે તમે જોઇએ તેટલું સોનું આપશો. રાજાની હા આવ્યા પછી પોતે દરબારમાં જાયછે, અને કહેછે કે હાથી ઉપર ચડીને એક માણુસ ગોફણનો ગોળો ફેંકે તે જેટલો ઉંચે જાય તેટલો સોનાનો ઢગલો તું મને આપ. હરિશ્ચંદ્ર હા કહી આપવાની તૈયારી કરે છે ત્યારે એ કપટી રૂષિ કહેછે કે હજી યજ્ઞની વાર છે માટે એટલું સોનું મારી તરફથી તારીજ પાસે રહેવા દે. ફકત મારા હાથમાં પાણી મૂકીને ભર સભામાં હું માગું ત્યારે પાછુ આપવાનું વચન આપ એટલે થયું. હરિશ્ચંદ્ર તેમ કરેછે અને વિશ્વામિત્ર બ્રાહ્મણની પેઠે સરાઈ કરીને પોતાને

આશ્રમ પાછા વળે છે. ત્યાં જઇને તરતજ પોતાના તપો બળે જંગલનાં સંપૂળા જાનવરોને બોલાવે છે અને આજ્ઞા કરેછે કે તમે અયોધ્યામાં જઇને આ દેશને ઉજડ કરી આવો. તેઓ તેમ કરેછે અને તે દેશમાં હા હાકાર વરતી રહે છે. ખેડુતો પોતાની છાતી કુટતા રાજા પાસે આવી પોતાનું દુખ રડે છે. હરિશ્ચંદ્ર તેજ વેળા શિકારને સારું સૈન લઇને નીકળી પડે છે અને બધાં જાનવરો ને મારત દેશનુ દુખ નિવારણ કરેછે. આ વાતની ખબર પડતાં દુષ્ટ વિશ્વામિત્ર એક કારમું ભુંડ ઉત્પન્ન કરે છે અને તેને તેજ પાપી કામને સારૂ મોકલે છે. એ પ્રયત્નમાં પણ જ્યારે કાંઇ ફાવતું નથી ત્યારે એ બુઢો તપસ્વી નવ જોબનના અપ્સરાઓને ઉતપન્ન કરી પોતાના રૂપ અને સંગીત બળે હરિશ્ચંદ્ર રાજાનું સત્ય મૂકાવવા મોકલે છે.

# गुजरातशाळापत्र.

પુસ્તક ૧૦ મું. મે સને ૧૮૭૧. આંક ૫


## वातावरण

### આંક ૭ જો.

### વાયુનું ગુરુત્વ અને દબાણ.

પદાર્થના સામાન્ય ગુણો હવામાં છે, અને તેથી એ પ્રાકૃતિક પદાર્થ છે એતો પાછળ બતાવ્યું, ત્યારે બીજા પ્રાકૃતિક પદાર્થોની પેઠે હવામાં પણ વજન હોવું જોઇએ. હવાથી ભરેલી એક કાચની નળીને મજબુત દાટો મારીને તોળીએ, અને પછી વાતાકર્ષક યંત્ર વડે તે નળીમાંથી હવા કાહાડી લઇ તેને જોખીએ તો પ્રથમના કરતા બીજી વખતનું વજન ઓછું થશે. જેટલું વજન ઓછું થયું તે નળીની અંદરની હવાનું સમજવું. હવાનું વજન આવી સ્પષ્ટ રીતે જણાઇ આવેછે, તોપણ પ્રાચીન વિદ્વાનો હવાના વજનથી અજાણ્યા હોય એમ લાગેછે.. જેજે પ્રયોગો તેમણે અજમાવ્યા હતા. તે ઉપરથી તેઓએ એવું નક્કી કર્યું હતું કે અવકાશ કોઇ પણ પદાર્થથી ભરેલો છે. એટલે કોઇ નક્કર અથવા પ્રવાહી પદાર્થ કોઇ ઠેકાણેથી લઇ લઇએ તો લાગલીજ આસપાસની હવા ધસીને તે ખાલી થએલી જગા પુરેછે. તેઓ તો જાણે એક સ્વાભાવિક નિયમજ સમજતા કે કોઇપણ ઠેકાણે શૂન્ય પ્રદેશ (ખાલી જગા) ન રહેવો જોઇએ.

પછી ગાલીલીઓના વખતમાં ફ્લારેન્સ પ્રાંતના ડ્યુકે કેટલાક ઇજનેરોને બોલાવી અમુક ઠેકાણાનું પાણી બંબાવતે ચાલ્ફુટ ઉંચુ ચઢાવવાનો હુકમ કીધો. તે ઉપરથી તેમણે પાણી ચઢાવવાનો યત્ન કરયો. પરંતુ પાણી તો બંબામાં ૩૨ ફુટ કરતાં ઉંચું ન ચડ્યું, ત્યારે એ વાત તેઓએ ગાલીલીઓ ને કહી, ને એમ થવાનું કારણ પુછ્યું. ગાલીલીઓને આ વાત સાંભળીને

મોટો અચંબો લાગો. તેને કંઈ જવાબ સુઝયો નહી ત્યારે તેણે કહ્યું કે શૂન્ય જગા કંઈ રહે નહી એ શ્રષ્ટિ નિયમ ફક્ત ૩૨ ફુટ સુધીજછે. તાર્સિલી કરીને ગ્યાલીલીઓનો એક વિદ્યાર્થી હતો તે, નિર્વાત નળીમાં ૩૨ ફુટ કરતાં ઉંચું પાણી ચઢતું નથી એ જોઈને બીજા પ્રયોગો કરવા મંડી ગયો. તેણે નિર્વાત નળીમાં પારો ઘાલીને જોયું તો તે ફક્ત ૨૯ ઇંચ સુધીજ ચઢયો, અને બાકીની જગા ખાલી રહી. પછી તેણે બીજા પ્રવાહી પદાર્થો લઈને પ્રયોગ કરી જોયા, તો તે જુદી જુદી ઉંચાઈએ રહયા. આ ઉપરથી તેણે ધાર્યું કે ખાલી જગા કોઈ ઠેકાણે રહેવી ન જોઈએ એ નિયમ ખોટો છે. અને જુદા જુદા પદાર્થો નિર્વાત નળીમાં જૂદી જૂદી ઉંચાઈ સુધીજ ચઢે છે તેનું કંઈ બીજું કારણ હોવું જોઇએ. પછી તેણે એવું સિદ્ધ કરયું કે પ્રવાહી પદાર્થ વાતશૂન્ય નળીમાં ચઢેછે તેનું કારણ વાતાવરણનું વજનછે અને જૂદા જૂદા પદાર્થ જૂદી જૂદી ઉંચાઇએ રહેછે તે, તેણે કહ્યું કે, જૂદા જૂદા પદાર્થનું સાપેક્ષ ગુરૂત્વ જુદું જુદું છે તેને લીધે થાયછે.

તાર્સિલીનો મત દિવસે દિવસે ખરો ઠરવા અને વધારે પસરવા માંડયો. પણ કેટલાએક લોક એમ કહેવા લાગ્યા કે શૂન્ય પ્રદેશ કોઈ ઠેકાણે ન રહેવો જોઈએ એ શ્રષ્ટિ નિયમછે તેથીજ પારો નળીમાં ઉંચે ચઢેછે. અને અમુક ઉંચાઈ ઉપરાંત પારો ચઢતો નથી તે ઉપરથી તે ઠેકાણે ખાલી જગા છે એમ સમજવું નહી, પણ પારાની વરાળથી તે જગા ભરેલી છે. આ મત ખોટો પાડી, તાર્સિલીનું કહેવું ખરૂંછે એ નક્કી કરવાને પાસ્કલ નામે એક નામાંકિત પુરૂષે ઈ. સ. ૧૬૪૭માં પ્રયોગ કરયો. તેણે એક દિવસ નામિને વિદ્વાનોને તથા જે લોકોને વાયુના ભાર વિષે શંકા હતી તેમને બોલાવ્યા અને કહ્યું કે પાણી કરતાં દ્રાક્ષાર્ક (દારૂનું તત્વ) માં વધારે વરાળ છે એતો તમે બધા સહેજ કબુલ કરશોજ. હવે જો બાકીની ખાલી જગા વરાળથીજ ભરેલી હોય તો જે નળીમાં પાણી હોય તે કરતાં જે નળીમાં દ્રાક્ષાર્ક હોય તે નળીમાં વધારે વરાળ રહેવી જોઈએ, અને તેથી પાણી જેટલી ઉંચાઈએ ચઢેછે તેટલી ઉંચાઈએ દ્રાક્ષાર્ક ન ચઢવો જોઈએ. આ વાત બધાએ કબુલ ક-
પછી પાસ્કલે ૪૦ ફુટ લાંબી એવી બે કાચની નળીઓ લઈ પ્રથમ તેમને નિ

પીત કરી. પછી એક નળીમાં પાણીને ભરવા દીધું અને બીજીમાં દ્રાક્ષાર્કને ભરવા દીધો, તો પાસ્કલની ધારણા પ્રમાણે પાણી ૩૩ા ફુટ ઉંચું ચઢ્યું અને દ્રાક્ષાર્ક તે કરતાં થોડો વધારે એટલે ૩૨ ફુટ ૧૦ ઇંચ ઊંચો ચઢ્યો, કેમકે પાણી કરતાં દ્રાક્ષાર્ક હલકો છે. આકૃતિ જોઈને બધા લોકોના મનની શંકા દૂર થઈ. કોઈ ઠેકાણે ખાલી જગા રહે નહીં એ, અને તેને લગતા બીજા કેટલાક ખોટા મત નાશ પામ્યા, અને વાતાવરણમાં ભારછે તેથીજ એ પ્રવાહી પદાર્થો ઉંચે ચઢેછે એ વાત સિદ્ધ થઈ.

હવે પૃથ્વી અને તે ઉપર રહેલા પદાર્થો ઉપર વાતાવરણનો ભાર કેટલો પડેછે એ વિશે વિચાર કરીએ. સુમારે ત્રણ ફુટ લંબાઈની કાચની નળી લઈને તેનું એક મો રસાયન કૃતિથી બંધ કરવું. પછી તેમાં પારો બરાબર ભરીને બીજી તરફના મો ઉપર આંગળી દબાવવી, અને તેમાં અંદર વાયુ ન જાય એવી રીતે, પારાથી ભરેલા એક વાસણમાં ઉંધું પાડવું. પછી આપણી આંગળી લઈ લેવી એટલે નળીની અંદરનો બધો પારો નીચે ન ઉતરતાં પેલા વાસણના પારાના પૃષ્ટ ભાગ ઉપર ૨૯ાા ઇંચ સુધી નળીમાં ઉંચો રહેશે. પછી વાતા વરણમાં કંઈ ફેરફાર થશે તેમ તે પારો જરા ઉંચો કે નીચો આવશે. હવે પેલા વાસણમાંના પારાના પૃષ્ટ ભાગ ઉપર વાતાવરણનો ભારછે માટે પારો ૨૯ાા ઇંચ ચઢ્યો. કેમકે નળીના બંધ કરેલા મોં આગળ છિદ્ર પાડી નળીમાં હવા દાખલ કરીએ તો, અથવા જે વાસણમાં નળીછે તે ઉપર એક હાંડી ઉંધી પાડીને તેમાંથી વાતાકર્ષક યંત્ર વડે હવા કહાડી લઇએ તો નળીમાંનો બધો પારો વાસણમાં નીચો ઉતરી જશે અને ઉપરની બીજી કૃતિમાં પાછી હાંડી લઈ લઈએ અથવા તેમા હવા દાખલ કરીએ તો નળીમાં પારો ફરીને ૨૯ાા ઇંચ સુધી ચઢશે. આ ઉપરથી એમ સિદ્ધ થાયછે કે ૨૯ાા ઇંચ જાડા પારાનો થર આખી પૃથ્વી ઉપર કરયો હોય અને તેનું જેટલું વજન થાય, તેટલું વજન વાતાવરણનું થાયછે.

હવે એક ઇંચ લાંબી, એક ઇંચ પહોળી, અને ૨૯ાા ઇંચ ઊંચી એવી નળીમાંનો પારો જોખીએ તો તેનું વજન આશરે ૧૫ શેર થાયછે. માટે તેટલાજ પારાને સમતોલ રાખનારો, એક ઇંચ લાંબો, એક ઇંચ પહોળો

જગાંનો અને પૃથ્વીની સપાટીથી વાતાવરણની વધારેમાં વધારે ઉંચાઈ સુધી નો વાયુ, તેનું પણ વજન લગભગ ૧૫ શેર થયું જોઇએ, મતલબ કે પૃથ્વી ની સપાટી ઉપર દરેક ચોરસ ઇંચ જગામાં વાતાવરણનો ભાર ૧૫ શેર દરેક ચોરસ ફુટ જગા ઉપર ૨૧૬૦ શેર, અને દરેક ચોરસ વાર જગા ઉપર ૨૧૪૪૦ શેર પડેછે.

વાતાવરણનો ભાર માપવાને એક યંત્ર હોયછે, તેને વાયુ-ગુરૂત્વ માપક કહી ગયુંછે. યંત્રની નળીનું એક તરફનું મોં બંધ કરી તેમાં પારો ભરી બીજી તરફનું ઉઘાડું મોં, પારાથી ભરેલી બીજી નળીમાં ઉંધું પાડેલું હોયછે. પછી તે બીજી નળીના પારા ઉપર વાતાવરણનો ભાર પડેછે, એટલે પહેલી નળીમાં પારો ચઢેછે. એ પારો ઘણું કરીને ૨૯॥ અથવા ૩૦ ઇંચ ઉંચો રહેછે પરંતુ હવાની સ્થિતિમાં ફેરફાર થાયછે તે પ્રમાણે તે ઉંચો નીચો પણ આવે છે. હવા વાદળાં વગરની અને સ્વસ્થ હોયતો પારો ૩૦ ઇંચ કરતાં પણ વધારે ચઢે અને પવન બહુ વાતો હોય અથવા વરસાદ વરસતો હોય તો પારો ૨૮ ઇંચ અથવા તેથી પણ જરા નીચે આવે. નળીમાંનો પારો જેમ ઉંચો નીચો આવે તેમ વાયુના વજનમાં અમુક વખતે જે ફેરફાર થાય તે માલમ પડે. જો પારો ૨૮ ઇંચ ઉપર હોય તો તે વખતે ૨૮ ઘન ઇંચ પારાનું જેટલું વજન થાય તેટલું એક ચોરસ ઇંચ ઉપર વાતાવરણનું દબાણ થાય. જો પારો ૩૧ ઇંચ ઉપર હોય તો તે વખતે વાતાવરણનો દાબ એક ચોરસ ઇંચ ઉપર ૩૧ ઘન ઇંચ પારાના વજન જેટલો પડે.

કોઈ સાધારણ કદના માણસના શરીર ઉપર નિરંતર વાતાવરણનો કેટલો બોજો પડેછે, તેનો અડસટો ઉપર બતાવેલી રીતથી સહેજ કરી શકાય. માણસની સરાસરી ઉંચાઈ ૫ ફુટ ૯ ઇંચ, છાતી આગળની પહોળાઈ ૧ ફુટ, અને દરેક બાજુ આગળની પહોળાઈ અરધો ફુટ ગણાય છે. પણ મોં અને પગ નાના હોયછે તેથી આગળ પાછળના પાંચ પાંચ ચોરસ ફુટ ગણીએ તો શરીરના પૃષ્ટ ભાગનું એકંદર ક્ષેત્રફળ આશરે ૧૫ ચોરસ ફુટ આવે. હવે દરેક ચોરસ ફુટ ઉપર વાતા વરણનો ભાર ૨૧૬૦ શેરનો ગણતાં ૧૫ ચોરસ ફુટ ઉપર ૩૨૪૦૦ શેર એટલે ૪૦॥ ખાંડી બોજો માણસના

શરીર ઉપર નિરંતર પડે છે. આટલો બોજો માણસ ખમી જ શકે નહીં, ને જો એટલો તેના શરીર ઉપર મુકેલો હોય તો માણસના ચૂરેચૂરા થઈ જાય, તોપણ આ ઠેકાણે તેમ થતું નથી. તેનું કારણ એકે તે ભાર દરેક ભાગ ઉપર એટલે ઉપર, નીચે, અને આજુબાજુએ સરખો છે. તથા બહારના વાયુનું જેટલું દબાણ થાય છે, તેટલું જ જોર માંહેના વાયુ પ્રસરણ પામવાને કરેછે. એટલે એ બને જોર સમતોલનમાં રહેછે.

---

## ભૂગોળવિદ્યા.

(પહેલા વર્ગના સ્કાલરોને આપેલા પાઠ)

ભૂગોળ વિદ્યા એટલે પૃથ્વીના પડનું વર્ણન. અંદરનું વર્ણન કરવું એ ભૂસ્તરવિદ્યાનું કામછે.

ભૂગોળવિદ્યા ત્રણ પ્રકારની થાયછે—૧. ગણિત ભૂગોળ. ૨. સ્વાભાવિક (ફિઝિકલ) ભૂગોળ ૩. રાજકીય ભૂગોળ

ગણિત ભૂગોળમાં પૃથ્વીનો આકાર, તેની ગતિ, તથા મહત્વનું વર્ણન હોયછે; અને તેનો ગણિત શાસ્ત્ર તથા ખગોળવિદ્યા સાથે સંબંધ છે.

પૃથ્વીની સપાટીના સ્વાભાવિક ભાગ; તે શાના બનેલાછે તે તથા તેની રચના, ત્યાંની જાનવરી તથા વનસ્પતિ પેદાશ, ત્યાંની હવા વગેરે સઘળી સ્વાભાવિક વાતોનું વર્ણન સ્વાભાવિક ભૂગોળમાં આપેલું હોયછે. આ પ્રકારની ભૂગોળ વિદ્યાનો સંબંધ પ્રાણી વિદ્યા, વનસ્પતિ વિદ્યા, અને પદાર્થ વિજ્ઞાનની સાથેછે.

રાજકીય ભૂગોળમાં દેશ, રાજ્ય, વગેરે માણસથી પડેલા પૃથ્વીના વિભાગ; તેનો વિસ્તાર, વસ્તી તથા નિપજ; ધર્મ, રાજનીતિ, વિદ્યાકળા, રીતભાત વિગેરેનું વર્ણન હોયછે. આનો સબંધ ઇતિહાસ અને અર્થવિદ્યાની સાથેછે.

### ગણિત ભૂગોળ.

પૃથ્વીનો આકાર નારંગીના જેવો ઉપગોળછે. ત્યારે આંખે સપાટ કેમ દેખાયછે? કારણ કે તે બહુ મોટી છે. પાધર મેદાનમાં પણ હવામાં ઉ-

એ માણસ ઉભો રહી જૂએ, તો તે ત્રણ માઈલ કરતાં વધારે દૂરની ચીજો જોઈ શકવાનો નહીં. આ રીતે પૃથ્વીના પૃષ્ઠ ઉપર ૭ માઇલ વ્યાસનો જે ગોળ પ્રદેશ ઘણામાં ઘણો માણસના જોવામાં આવેછે તે કૃત્રિમ ગોળા ઉપર એક નાનું વેફર મૂક્યું હોય તેના કરતાં પણ પ્રમાણમાં નાનોછે. તેથી પૃથ્વીનો વાંક એટલા થોડા ભાગમાં શી રીતે જણાય? કૃત્રિમ ગોળા ઉપર ચાલનારી કીડીને જો તે ગોળછે એમ માલમ પડે, તો તે માણસની આંખે આ પૃથ્વી ગોળ દેખાય. તેજ પ્રમાણે પર્વતોની ઉંચાઇથી પણ પૃથ્વીની ગોળાકૃતિ કાંઈ ઓછી થતી નથી. બાર ઈંચ વ્યાસના કૃત્રિમ ગોળા ઉપર એક નાનામાં નાનો રેતીનો દાણો મૂક્યો હોય તો તે પૃથ્વી ઉપર જે ઊંચામાં ઉંચા પર્વતોછે તેના કરતાં પ્રમાણમાં મોટો થાય.

**પૃથ્વી ગોળછે તેની સાબિતી.** ૧. પૃથ્વી ઉપર સૂર્ય બધે ઠેકાણે એક વખતે ઉગતો કે આથમતો નથી તે ઉપરથી તે પૂર્વ પશ્ચિમ ગોળ છે એમ સિદ્ધ થાયછે, અને ઉત્તર દક્ષિણ ગોળછે એ વાત ધ્રુવ વગેરે બીજા તારાઓ બધે ઠેકાણે બરાબર ઉંચા દેખાતા નથી તે ઉપરથી માલમ પડેછે. ૨. વાહાણ, પર્વત, ઝાડ, વગરે ઉંચા પદાર્થોના શિખર પ્રથમ જણાયછે, પછી વચલો ભાગ, અને છેક પાસે આવે ત્યારે તળીયું નજરે પડેછે. પૃથ્વી સપાટ હોય તો એમ થાય નહીં. ૩. કેટલાએક વહાણવટીઓ એકજ દિશામાં ચાલ્યા જઇને પૃથ્વી પ્રદક્ષિણા કરી આવ્યાછે. પ્રથમ પ્રદક્ષિણા માગેલન નામના માણસે કરી હતી. ૪. ચંદ્રગ્રહણની વેળાએ ચંદ્ર ઉપર જે પૃથ્વીની છાયા પડેછે તે હમેશા ગોળ અથવા ગોળનો ભાગ જણાયછે. તેથી પૃથ્વી ચપટી અથવા થાળી જેવી નહીં. પણ ગોળ દડા જેવી હોવી જોઇએ. ૫. આકર્ષણના નિયમથી પણ પૃથ્વી ગોળજ હોવી જોઇએ, કેમકે મધ્ય બિંદુથી તેનાં સઘળા પરમાણુ સરખે બળે ખેંચાયછે. એજ કારણથી પારાની ગાંગડીઓ, ઝાંકળના ટીપાં ગોળ બંધાઈ જાયછે, અને સઘળા ગ્રહો ગોળછે. ૬. ખગોળ વિદ્યાથી સિદ્ધ થયુંછે કે પૃથ્વી એક ગ્રહછે અને બીજા બધા ગ્રહો ગોળછે. ત્યારે પૃથ્વી પણ ગોળજ હોવી જોઇએ.

નીચેના લોક પડી કેમ જતા નથી? ખગોળ વિદ્યામાં નીચે ને ઉંચે

એ શબ્દ વાપરવા એજ ખોટુ છે. બધા પગ તરફ પૃથ્વી અને માથા ઉપર આકાશ જુએછે, અને બધા પૃથ્વીના આકર્ષણથી તેના ઉપર ટકી રહયા છે. નીચે ને ઉંચે એ શબ્દ વાપરીએ, તો પૃથ્વી તરફનો ભાગ તે નીચો અને આકાશ તરફનો તે ઉંચો એમ કહી શકાય. એ અર્થમાં તો પૃથ્વી પરના સઘળા લોકોના પગ નીચે અને માથાં ઉપરછે, અને ત્યારે કોઈપણ પૃથ્વી ગોળ છે તેમાં પડે શા માટે?

**પૃથ્વીનીગતિ.** પૃથ્વીને બે ગતિછે, દૈનિક અને વાર્ષિક

પૃથ્વી ૨૪ કલાકમાં પોતાના આંસ ઉપર પશ્ચિમથી પૂર્વ તરફ એકવાર ફરી રહેછે, અને તેથી સૂર્ય ને આકાશના બધા પદાર્થો પૂર્વથી પશ્ચિમ તરફ જતા હોય એમ દેખાયછે, જેમકે વહાણમાં કે ગાડીમાં બેશી મુસાફરી કરતાં ઝાડ ઘર અને બીજા સ્થિર પદાર્થો ફરતા માલમ પડેછે. એવું કહેવાયછે કે જે લોકો બલુનમાં બેશીને ઉંચે જાયછે તેમને પૃથ્વી નીચે ઉતરતી હોય એમ દેખાયછે.

**સાબીતી.** આકાશના પદાર્થો ફરેછે તેનાં બે કારણ હોઈ શકે;—૧. એકતો તે પદાર્થ ફરતા હોય. ૨. અથવા આપણી પૃથ્વી ફરતી હોય. પેહેલી કલ્પના પરમેશ્વરની સારી ચતુરાઈથી ઉલટીછે. જો સૂર્ય ફરતો હોય તો તેને ૨૪ કલાકમાં ૭ અબજ માઈલ ફરવુ પડે, અને તેટલા વખતમાં તારાઓને કેટલુ ચાલવુ પડે તેનો તો સુમારે કદાપ નહીં. તારાઓ કેટલાછે તેની પણ સંખ્યા નથી. પાસેમાં પાસે તારો છે તેનું અંતર એટલું બધુંછે કે ત્યાંથી અહીં સુધી આવતાં અજવાળાને ત્રણ વરસ લાગે. આટલું અંતર તે પાસેના પાસેના તારાની કક્ષાની ત્રીજ્યા થઈ તો તેટલી ત્રીજ્યાનો ગોળ ફરવાને કેટલો વખત લાગે? ત્યારે શું સૂર્ય અને અનંત તારાઓ આપણાથી અત્યંત અંતરે રહેલાછે તે બધા ફરતાં હોય એ અસંભવિત છે, કે પૃથ્વી પોતાને સારૂ દહાડો રાત કરવા પોતાના આંસ ઉપર ફરતી હોય એ સંભવિતછે? વળી સૂર્ય અને તારાઓનુ મહત્વ એટલું બધુંછે કે તેના આગળ પૃથ્વી રેતીના દાણા જેવડીછે એવું કહીએ તો ચાલે. ખરેખર પૃથ્વીની પખાડી સૂર્ય વગેરે ફરેછે એમ ધારવું એ કેવળ ગાંડાઇ ભરેલુંજછે.

# પીપળવાડા ઇયાને શેહેર માંડવીનાં દેશી રાજ્યનું વૃત્તાંત

(સાંધણ પૃષ્ટ ૨૦૦ મેથી ચાલુ.)

આવી રીતે આ બાહાદુર રાજાએ પુને જઇ એક જુદીજ દિશા તરફ શેહેરમાં મુકામ કર્યો. પણ ઘણા દિવશ નહિં થયા, એટલામાં આ સદ્‌ભાગી રાજાએ પોતાની યશસ્વી તલવાર ઝળકાવી યશ લીધો.

એક દિવસે રાજાનો સ્વાર ઓદીને ત્યાં સીધું લેવા ગયો હતો. ત્યાં પેશવાનો સ્વાર પણ સીધું લેવા આવેલો. બંનો વચ્ચે તકરાર ચાલી. એક કહેકે મને પેહેલું તોળી આપ, અને બીજો કહેકે મને પેહેલું તોળી આપ.. તેનું પરિણામ એ થયું કે રાજાના સ્વારે પેશવાના સ્વારનું મસ્તક ખડગે કરી કાપી નાખ્યું, અને હકીકત પોતાના રાજાને જાહેર કરી. તેવોજ આ બાહાદુર પણ સાહાસીક રાજા પોતાના લશ્કર સાથે તૈયાર થઈ પુના શેહેરમાં લુટ મારી જતા રહેવાનો મનસુબો કર્યો, આ વાતની ખબર પેશવાને થતાં તેને માન સહિત રાજાનો આદર સત્કાર કર્યો અને સારો મુકામ આપી પોતાના દરબારમાં બેસાડવાને પ્રતિષ્ઠિત જગો આપી. કહેવત છે કે "ન શીબદાર ચાહે તે કરી શકે" વસઇનો કિલ્લો પેશવા સરકારથી ઘણા દિવશ થયા જીતાતો નહતો, અને તેને સારું ઘણાં વર્ષ રોજ પણ ચડ્યા કરતી હતી. એક દિવસે પેશવાની સભામાં બીડું મુક્યું કે જે કોઈ વસાઈનો કિલ્લો સર કરશે તેને માંગ્યું ઇનામ મળશે. યશસ્વી અને બાહાદુર મનુષ્યોના મનમાં હમેશા જીત મેળવવાના તરંગો પ્રફુલિત હોયછે. સભામાંથી જ્યારે કોઇએ બીડું ઝડપ્યું નહીં ત્યારે આ રાજાએ એકદમ જુસ્સાથી બીડું ઝડપ્યું. તે વખત સર્વે સભા વિસ્મય પામી. તેજ વખત પેશવાએ કહ્યું કે તમારે જેટલું લશ્કર વગેરે જોઇએ તેટલું લેજો તેનો જવાબ આ રાજાએ આપ્યો કે જ્યારે તમારા લશકરની મદદ લઈ જીત મેળવીશું ત્યારે હમારી બાહાદુરી શા કામની? આવું પણ કરી રાજાએ પોતાના સારસા સ્વારો

સાથે ચેરી જઈ વસઇનો કિલ્લો ઘણીજ યુક્તિથી સર કર્યો.

દંતકથાથી દર્શાવું છું કે રાજાએ જયારે પોતાના ખાસ જોશીને પ્રશ્ન પુછયું કે હમારે વસઇનો કિલ્લો લેવા સારૂં ચડવું છે. તે કયારે ચડીએ ? અને તમાં યશ મળશે કે નહીં ? તેના જવાબમાં જોશીએ પ્રશ્ન કરી ઉત્તર આપ્યો કે તમારી જીત થશે પરંતુ કિલ્લામાં પેસતાં એક રાજાનું મૃત્યુ થવું જોઇએ. તેથી રાજાએ જાત ત્રેવડી અંદર પેસતાં એક સીપાઇને રાજાનો પહેરવેશ પેહેરાવી પાલખીમાં બેસાડી અંદર દાખલ કર્યો. કિલ્લાની અંદરના તમામ માણસો કિલ્લો છોડી નાસી ગયલાં પણ એક માણસ હથિયાર સાથે સતાઈ રહેલો હતો. તેણે પેલા તરકટી રાજાને તલવારના ઘાથી મારી નાંખ્યો તેવીજ તે સીપાઇનો ઘાત કરી રાજા અંદર દાખલ થયો, અને પેહેલું પોતાનું તથા પાછળથી પેશવાનું નિશાન ચળકાવ્યું.

આવા ભારે જયથી પેશવા સરકાર ઘણાજ ખુશ થયા અને રાજાને મન માગ્યું ઈનામ આપવાની મરજી બતાવી. ત્યારે રાજાએ બીજું કાંઇપણ ન માગતા પોતાનું રાજ્ય જે માંડવી (ગાયકવાડે લઇ લીધેલું) તે માગ્યું. પેશવા સરકારે કહ્યું કે એમાં તમે શું માગ્યું ? એ માંડવી તો તમારી છેજ. પરંતુ તે શિવાય બીજું માગો. તેના જવાબમાં રાજાએ ટેક તથા નિર્લોભપણાથી જણાવ્યું કે મને શી રીતની ખામીછે ? કે હું બીજું માગી શકું ? પછી પેશવા સરકારે ગાયકવાડ સાથે સમજુતી કરી માંડવીનું રાજ્ય આપ્યું, તથા સુરત જીલ્લાનો બાલદા પાર્ડિ કસ્બો પાંચ ગામ સાથે રાજાને ઘણા આગ્રહથી રાજાના નામથી નહીં પરંતુ રાણીની કાંચળી દાખલ ગણી આપ્યો.

એ પ્રકારે આ રાજાએ ખરી બાહાદુરીથી પોતાનું રાજ્ય મેળવી પારડીના પાંચ ગામ સુધાંતનું રાજ્ય કરવા લાગ્યો. માંડવીના રાજ્યને અંગે જેટલા જેટલા ગરાસો તથા હકો થયલા હતા તે બધા આ રાજાએ પોતાની યશસ્વી તલવારથી મેળવ્યા હતા. આસપાસના રાજાઓમાં એ રાજા ઘણો બાહાદુર, આલાક, શુરવીર, અને નામાંકિત ગણાતો હતો.

વળી યાદ કરવું જોઇએ કે આ રાજાના વખતમાં એક પરાક્રમી અને તેજસ્વિ પુરૂષનું વૃતાંત પણ જાણવા લાયક છે. આગળ વાંચવામાં આવેલું

છે કે પીપળવાગા ભીલ રાજા પાસેથી સર થયા પછી વછરાત અગ્રવેદી બ્રાહ્મણની કાયમ થએલી તે નિયમ ચાલુ ન રહેતા રાજાની મરજી માફકના દિવાનો બદલાતા હતા. પરંતુ આ રાજા દુર્જન સિંહજીના વખતમાં અગ્રવેદી બ્રાહ્મણોના વંશમાં એક પરાક્રમી પુરૂષ નીકળી આવ્યો હતો. આ પુરૂષનું નામ સુખાનંદ હતું. એના પિતાનું નામ આત્મારામ હતું. આ બ્રાહ્મણ ગરીબ અવસ્થામાં દિન ગુજારતો હતો. એની ઘણી મોટી ઉંમર થઈ તોપણ પ્રજાને સુખ ન હતું. આખર વૃદ્ધ ઉંમરે સુખાનંદ અને ચિદાનંદ નામના પુત્રો પેદા થયા હતા. વૃદ્ધ ઉંમરે પ્રજા થઈ તેથી પ્રથમના જન્મેલા સુખાનંદ ઉપર તેનો ઘણો પ્યાર હતો. સુખાનંદનું સ્વરૂપ અને શરીરનો બાંધ એવો તો સુંદર હતો કે તેને જોઈને સાધારણ માણસને પણ તેમના ઉપર પ્યાર થયા વિના રહે નહિં. જેવું એનું સ્વરૂપ હતું તેવાજ એનામાં વિદ્યા નીતિ અને સદગુણ હતા. એક કવિ કહેછે કે "નામ મહિમા રાખે તે હોય, એવો પુરૂષજ વિરલો હોય" આ બે ચરણનો ખરો અર્થ આજ પુરૂષે ગ્રહણ કર્યો હતો. એની ઉંમર જયારે પંદર વરસની થઈ ત્યારે એણે રાજાના દરબારમાં એક હલકા પગારની જગા મેળવી. સરકાર તરફથી જેજે કામો એને સોંપવામાં આવતાં હતા, તે બરાબર એવી રીતે બજાવતો હતો કે તે જોઈ રાજા પણોજ ખુશ થતો હતો. એના મુખ કમળ ઉપરથી સાધારણ માણસ પણ એને પરાક્રમી ધારી શકે. તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નહીં હતું. કહેવતછે કે પુરૂષનું નશીબ પાંદડે ઢાંકેલું છે' સુરત જીલ્લાના ગાયકવાડી કામરેજ પ્રગણામાં રાજાનો ગરાશ હતો પરંતુ તે રાજાની નબઈને લીધે ત્યાંના દેશાઈ તથા વહિવટદાર આપતા નહતા, તેને સારૂં પોતાના ઘણા કારભારી અને છેલ્લીવારે વજીરને રાજાએ મોકલેલા તોપણ ગરાશ વસુલ થઈ શક્યો નહતો આ દરદ રાજાને ભારે લાગતું હતું છેવટે તેણે વિચાર કર્યો કે હવે મારે મરડપણમાં તલવાર પકડવી પડવાની. પણ તરતજ તેને માલમ પડ્યું કે મારા દરબારમાં એક નાનો પણ પરાક્રમી પુરૂષ છે. અને તે મારૂં કાર્ય સિદ્ધ કરી શકે એવો પણ છે. માટે સુખાનંદને બોલાવી જાહેર સભા ભરી આગ્રા કરી કે તું જા અને મારૂં કામ ફતેહ કરી આવ.

ગણો પુરષો ગેરો અધિકાર મઝેથી એકદમ છીનકાઈ ન જતા પરંતા વિચારથી ચાલેછે તેજ પ્રમાણે તેણે વિચાર કરી રાજાને અરજ કરી કે મને એક પત્ર ઉપર લેખ કરી આપવો જોઇએ કે “એ ગરાશ હું કુબાવું તોપ કબુલ તેમજ તારૂં તોપ કબુલ.’ રાજાએ આ વાત કબુલ કરી અને તે પ્રમાણે લખી તે ઉપર મોહોર કરી પત્ર સુખાનંદને સ્વાધીન કર્યો અને તેને દરબારમાંથી અમીરી પોશાક અને જોઈનું લશકર આપી વિદાય કીધો.

આવા બાહાદુરી ભરેલા દમામથી તેણે કામડેજ જઈ મુકામ કર્યો અને પોતાના માણસોને ખુલ્લા હથિયાર સાથે લઈ દેશાઈ તથા વહિવટદાર પાસે યાણામાં જઈ ગરાશની માંગણી કરી તેના જવાબમાં દેશાઇ સુરભાઈ ભાણાએ કહ્યું કે રાજાના વછેર સુધી આવી ગયા. તોપણ તેને ગરાશ મળ્યો નથી તો પછી તમો બાળકને કોણ આપશે આ અવાજ સાંભળતાની સાથેજ સુખાનંદ એકદમ ઘણાજ જોસ્સાથી ઉઠયા અને છેલ્લું કહ્યું કે કાલે મારો મુકામ ઉઠી હમારા રાજ્યના તાબાના બોધાન ગામમા જશે તેથી કાલની રાતે સાવધ રહેજો કે તમારા માથાં બાવાય નહીં. પછી તમો ગમે તે જગાએ જશો તોપણ ત્યાંથી તમો બંનેના માથાં કાપી લાવી ગરાસના બદલામાં માગ રાજાને જો સ્વાધિન ન કરૂં તો પછી મને બ્રાહ્મણના ઠુકમનો ન સમજશો. આવી શકત પ્રતિજ્ઞા કરી મુકામ પર જઈ ત્યાંથી નીકળવાની તૈયાર કરી.

લા॰ પ્રાણજીવન તુલજારામ મેહેતાજી,
બોધાન તાલુકે માંડવી.

---

# केळवणी खातानी खबरो

---

જાયક નંબર ૫૨ સન ૧૮૭૦–૭૧.

વેયમણની નિશાળમાં તા૰ ૨૦મી માર્ચને રોજ નિશાળની પરીક્ષા કરી ૨૭) ની મીઠાઈ વેહેચ્યા બાદ રજીષ્ટર ઉપર તાળુકદારી સેટલમેંટ ઓ આસ. સાહેબ એવુ લખતા ગયાછે કે મેતાજીએ ઠીક મહેનત કીધીછે તથા નિશાળનું કામ સારા પાયા ઉપરછે.

## કેળવણીખાતાની ખબરો.

• તા૦ ૨૪મી માર્ચને રોજ કોરાના રોજગાર ગીરજાશંકર પ્રાણજીવને પરી ક્ષા કરી રૂ ૧)ની મીઠાઈ વેહેચી છોકરાઓને સારી મેહેનત કરવા ઉપદેશ કીધો તે વખતે મેંબર લધુ કલાણજી તથા રામજી અપાઈ તથા મુખી બાપું મેયર હાજર હતા તે ખુશી થયાછે. તા૦૧૭-૪-૭૧.

MAYARAM S.

ડી. એ. ઈ. અમદાવાદ.

---

જાવક નંબર ૧૧૩૯ શને ૧૮૭૦-૭૧

મોજે પુનાપ્રગણે માંડવીની સરકારી નિશાળના મેહેતાજી ત્રીકમરામ રામશંકરની બદલી થવાથી ગામ લોકોએ મેહેતાજીને રૂ ૪—૪—૦ ચાર રૂ પીઆ ચાર આનાની પાઘડી આપી. અને કમેટીના મેંબર ભાઈચંદ દીનકરે રૂ ૧ ની ચોપડી તથા પટેલ હરીનાથ વીસરામે ૦—૮—૦ પતાસા છોકરા ઓને વેહેચ્યાં.

મોજે અડણ પ્રગણે સુપાની સરકારી નિશાળમાં નીચે લખેલા સંગ્રહ સ્થોએ તારીખ ૨૭મી મે સને ૧૮૭૦ને રોજે પધારી પરીક્ષા કરી રૂ ૨-૧૪-૦ એકઠા કરયા હતા તે મેહેરબાન સુરત જીલ્લાના ડીપુટી એ. ઈનસ્પેકટર સાહે બ પધારી પરીક્ષા કરી ત્યારે તેઓને હાથે નીચે લખ્યા પ્રમાણે છોકરાઓને ઈનામ વેહેચાવ્યુ.

૨—૪—૬ ચોપડીઓ. ૦—૯—૬ પતાસાં વગેરે.

૨—૧૪—૦

મોજે ગોદાવાડી પ્રગણે માંડવીની સરકારી નિશાળના મેહેતાજી વીશા નંદ ગજાનંદની બદલી થવાથી મેહેતાજી મજકુરે ૦—૮—૦ ની ચોપડી તથા નિશાળના મેંબર પારસી જમસેદજી ભીખાજીએ ૦—૧૨—૦ ચોપડી ત થા પટેલ કોયા નારણે ૦—૮—૦ પતાસાં વેહેચ્યા.

તારીખ ૧૪મી ફેબરૂઆરી ૧૮૭૧.

MOHANLAL R.

ડીપુટી એજયુકેશનલ ઈનસ્પેકટર સુરત.

જાવક નંબર. ૪૫

દાહોદ—આ નિશાળની પરીક્ષા તા. ૮ મી ડીસેમબર સને ૧૮૭૦ ને દીને નીચે લખેલા ગ્રહસ્થોએ લઈ ઈનામ આપ્યું તેની વીગત.

૩—૦—૦ ફર્સ્ટ ગ્રેડ ઓવરસીઅર આઝમ બાલકૃષ્ણ બાપુજી.
૧—૦—૦ આઝમ ઘોંડો ભાસ્કર મુનસફ.
૧—૦—૦ આઝમ દીનશાજી માણેકજી જેલર.
૧—૦—૦ આઝમ ત્રીભકરામ સાલુકરામ. અવલ કારકુન.
૧—૦—૦ ડાકટર સાહેબ ચાંદખાં.
૧—૦—૦ પોસ્ટ માસ્તર ગણપતરામ.
૧—૦—૦ ઓવરસીઅર ચુનીલાલ જમુભાઈ.
૧—૦—૦ રાજેશ્રી જાદવરાય દાનતરાય નાજર.
૧—૦—૦ રાજેશ્રી નગીનદાસ મગનલાલ ટેકસના રાઈટર.
૦—૮—૦ રાજેશ્રી મોતીલાલ રામરાય
૦—૦—૦ રાજેશ્રી લસુખ પેથરદાસ
૧—૦—૦ શેઠ શોભાગચંદ બાપુજી.
૦—૮—૦ વકીલ બાપુજી દુલભરામ.
૦—૮—૦ વકીલ નંદરામ ડાહ્યારામ.
૧—૦—૦ મોદી લપાચંદ બાપુજી.
૦—૪—૦ હરી લલ્લુભાઈ રાયજી.

૧૫—૪—૦

સદરહું પ્રમાણે પંદર રૂપીઆ ચાર આનાની ટીપ કરી તેમાંથી છોકરાઓને રૂ૪—૭—૦ ની ચોપડીઓ વેંહેચી, છોકરીઓમાં રૂ ૩) ના રેજા તથા રૂ ૫—૦—૬ ચોપડીઓ અને રૂ ૨—૧૨—૬ ના પતાસાં.

શીસોદરા તાબે નાંદોદ—આ નિશાળની પરીક્ષા તલાટી ગણપતરાય રાવજીએ તા૦ ૨૭ જાનેવારી. ૧૮૭૧ ને રોજે કરી રૂ.૨)ની છોકરાઓને મીઠાઈ વિગરે વેંહેચીછે.

તા૦ ૧૫મી ફેબરવારી ૧૮૭૧ મુ. નાંદોદ.

LALBHAE RUPRAM
આ. ડે. એ. ઈ. રે. પંચમહાળ વિભાગ.

# ખબર

નવા અંકગણિતની બીજી આવૃતિ છપાઈ બહાર પડીછે. જેઓ
સી જુલાઇની અંદર રોકડાં નાણાં વાળશે તેમની પાસેથી ૧-૬-૦ દર
લના લેવામાં આવશે અને વીશ ઉપર રાખનારને સેકડે દશ ટકા કમીશન
મળશે. ૫૦ થી ૧૦૦ની અંદરના ગ્રાહકને ૧૨॥ ટકા, સોથી બસે સુધી
ટકા, અને તે ઉપરના રાખનારને રોકડે નાણે સેંકડે વીશ ટકા મળસે
એ તેમણે અમારી પાસેથી મગાવી લેવાં. મુંબઈમા રંગારી સ્ત્રીટ સ્કુલના
સ્તર માણેકજીવનદાસ, ભરૂચ અગ્રેજી સ્કુલમાં છગનલાલ ભુદરજી, નડી
ની નિશાળમાં નાથાભાઈ કાળીદાશ, ગજરાત નાર્મલ કલાસમા અને ૫.
સ્કુલના માસ્તર સાથે અમારી આડત છે. ત્યાથી પણ એ ચોપડીઓ

લાલશંકર ઉમીઆ

અને

હરગોવન દ્વારકા

છઠી ચોપડી વિષે સમજૂતિ એટલે શબ્દ વ્યુત્પતિ સબ્દાર્થ કવિનાના
ન્યાય પદચ્છેદ અને ઘણી જાતના ખુલાસા સાથેની ચોપડી છપાઇછે.
ત આના ચાર. કમીશન ૧૦ થી ૫૦ સુધી દસ ટકા, ૫૦ થી ૧૦૦ ના
કા અને સો ઉપરાંત વીશ ટકા રોકડથી મળશે. વીરજદાસ ધનજીભ

દાદાભાઈની

ગુજરાતશાળાપત્ર.

૧૭ મું. જુન સને ૧૮૭૧. અાંક ૬.

## વાતાવરણ

અાંક ૪ થો.

હવે આપણી પૃથ્વીની સપાટી ઉપર વાતાવરણનો કેટલો ભાર પડેછે તેની અજમાયશ કરીએ. પૃથ્વીનો વ્યાસ ૮૦૦૦ મૈલ ગણીએ તો તે વ્યાસના વર્ગને ૩.૧૪૧૬ એ ગુણ્યા એટલે લગભગ ૨૦ કરોડ ચોરસ મૈલ પ્રથ્વીનું પૃષ્ઠ ફળ આવ્યું, અને એક ચોરસ મૈલના ૨૭૮૭૮૪૦૦ ચોરસ ફુટ થાય તેને તે કરોડે ગુણ્યા તો ગુણાકાર જેટલા ચોરસ ફુટ પૃષ્ઠ ફળ આવ્યું. તેને એક ચોરસ ફુટ ઉપર વાતાવરણનું જેટલું દબાણછે તેટલાએ ગુણ્યા તો ગુણાકાર એકસોવીસ પરાર્ધ, ચાર મધ્ય, ત્રણ અંત, છેતાળીશ મહાપદ્મ, ને ૮૮ ખર્વ આવેછે. માટે એટલા પૌંડ (શેર) આપણી પ્રથ્વી ઉપર વાતાવરણનું વજન થયું. એટલા વજનનો શીશાનો ગોળો કરીએ તો તેનો પરીઘ ૧૮૯ મૈલ થશે. હવે જુઓ કે જે વા આપણી નજરે પણ દેખાતો નથી તેના વજન વિષે વિચાર કરીએ તો તે એવડું બધું આવેછે કે તેની સંખ્યા કહેવી પણ મુશ્કેલ પડેછે! આ કેવી આશ્ચર્યની વાત છે!

વાયુ પાણી કરતાં હલકોછે. અમુક વાસણને નિર્વાત કરી, જોખીએ, પછી તેમાં હવા ભરીને જોખીએ, અને પછી પાણી ભરીને જોખીએ, તો છેલ્લાં બે વજનમાંથી વાસણનું વજન બાદ કરવાથી હવા કરતાં પાણી કેટલું ભારે છે તે જણાઇ આવશે. જો ઉષ્ણતામાપક પર ૬૦ અંશ ઉપર હોય અને વાતાવરણનું દબાણ ૩૦ ઈંચ હોય તે વખતનું એક ઘનફુટ પાણી જોખીએ, તો તેનું વજન ૧૦૦૦ અાઁસ એટલે આસરે ૬૨॥ શેર માપછે; અને તેજ વ-

અને એક ઘન ફુટ હવા જોખીએ તો તેનું વજન ૧૧ આઉંસ
હવા કરતાંપ ાણી ૨૦૦૦ ÷ ૨૫=૮૦૦ ગણું લગભગ ભારે છે. પણ
ઘટતામાં વખતે વખતે ફેર પડેછે માટે પાણી કરતાં તે કેટલો હલકોછે
ખરેખરો નિશ્ચય થઈ શકતો નથી, પણ સાધારણપણે એમ કહી શકાય
વાયુ કરતાં પાણી આઠસેં નવસેં સુધી ગણું ભારેછે.

વાતાવરણનો ભાર જૂદી જૂદી વખતે ઓછો વત્તો થાયછે અને શ
માં જે શ્વાસનક્રિયા વગેરે વ્યાપાર ચાલુછે તેમાં ફેર પડેછે અને તેથી પ્રકૃ
માં પણ ફેરફાર થાયછે. વાયુ હલકો થાયછે એટલે દમ વતે માણસની તં
સ્તી બગડેછે, કેમકે તે વખતે વાયુની પ્રસરણ શકિત અંદરથી ઓછી થાયછે,
એટલે તે ફેફસાને બરોબર રીતે વિસ્તીર્ણ કરી શકતો નથી. પાંરાળાંમાં
વાયુ ઘણો હલકોછે માટે તે રતુમાં માણસોને ફેર આવેછે, ચિત્તમાં ઉદાસી,
પણું રહેછે, શરીરમાંના તંતુ ઢીલા પડેછે, સ્નાયુઓની આંકુચન શકિત ઓ
છી થાયછે, અને લોહીનું વહેવું પણ ધીમે ધીમે ચાલેછે. આથી તાપ,મા
થાનું દરદ, વગેરે અનેક પ્રકારના રોગ થાયછે, તથા સુસ્તી આવીને ઘણા
માણસોની ચપળતા ઓછી થાયછે. જ્યારે વાયુ ઘાડો હોયછે ત્યારે શરી
રની અંદરના તંતુઓ અને સ્નાયુઓ ખેંચાયલી રહેછે, લોહીનું વહેવું જલ
દી થાયછે, અને તેથી માણસમાં ચપળતા તથા હુશીઆરી વધેછે, અને મિજ
જ ખુશીમાં રહેછે.

જેમ જેમ પ્રથ્વીથી ઉંચા જઈએ તેમ તેમ વાયુની ઘટના ઓછી થતી
જાયછે. એટલે વા પાતળો થતો જાયછે. વાતાવરણમાં પ્રસરણ શકિત છે તે
ને લીધે આમ થાયછે. મેરીયટ સાહેબનો નિયમ પ્રથમ બતાવ્યોછે તે પ્રમા
ણે જેમ વાયુ ઉપર દબાણ ઓછું તેમ તે પ્રસરણ વધારે પામે. હવે છેક ભુ
પૃષ્ઠ પાસેના વાયુ ઉપર તેની ઉપરના બધા વાયુનું દબાણ થાય, અને જેમ
જેમ ઉંચા જઈએ તો તે ઠેકાણે ત્યાં જેમથી ઉંચો હોય તેટલા વાયુનું જ
ઓ દબાણ થાય અને તેથી તે વધારે પ્રસરણ પામે એટલે પાતળો થાય. ની
... કોઠામાં સમુદ્રની સપાટીથી જુદી જુદી ઉંચાઇ ૩ ૪ મૈલને અંતરે ગ
ણિત પ્રમાણમાં લીધીછે. બીજા ખાનામાં અમુક વજનની હવા પ્રથ્વીની

સપાટી ઉપર જેટલી જગા રેહે તેટલાજ વજનની હવા તે ઊંચાઈ ઉપર કેટલી જગા રોકશે તે બતાવ્યું છે. તે ઊંચાઈએ હવાની ઘટતી કેટલી હોય અને તે ઠેકાણે હવા માપક અથવા વાયુ ગુરૂત્વ માપક યંત્રમાં પારો કેટલો રહે તે ત્રીજા તથા ચોથા ખાનામાં બતાવ્યું છે.

| દ્રની સપાટીથી પઈ. | સમાન વજનનું કદ. | ઘટતા. | હવા માપક યંત્રમાંપારાની ઊંચાઈ. |
|---|---|---|---|
| ૦ | ૧ | ૧ | ૩૦ઇંચ |
| ૩.૪ | ૨ | ૧/૨ | ૧૫ઇંચ |
| ૬.૮ | ૪ | ૧/૪ | ૭.૫૦ઇંચ |
| ૧૦.૨ | ૮ | ૧/૮ | ૩.૭૫ઇંચ |
| ૧૩.૬ | ૧૬ | ૧/૧૬ | ૧.૮૭ઇંચ |
| ૧૭. | ૩૨ | ૧/૩૨ | ૦.૯૩ઇંચ |

ઉપરની વાત વાયુગુરૂત્વમાપક યંત્રથી સ્પષ્ટ સમજાય છે. એ યંત્ર લેઈને જો આપણે અરધા મૈલ ઉંચા પર્વત ઉપર જઈએ તો તેમાંનો પારો ૨૭ ઇંચ ઉપર આવશે. અને ત્યાંથી પણ જેમ જેમ ઉંચા ચઢીએ તેમ તેમ પારો નીચે ઊતરતો જશે. ઊંચામાં ઊંચા જે પ્રસિદ્ધ પર્વત છે તેના શિખર ઉપર જઈ આવેલા લોકોને અનુભવ થએલો હોય છે કે, નીચેનાં મેદાનો કરતાં પર્વતના મથાળા ઉપર હવા પાતળી છે. તે ઠેકાણે માણસોની શ્વસન ક્રિયામાં ફરક પડે છે, તેમને દમ થાય છે. અને તેમના હાથ પગ સૂજી જાય છે. તેમને એવું પણ જણાય છે કે જેમ જેમ ઉંચો જઈએ તેમ તેમ વાયુ વાદળાં રહિત અને સ્વચ્છ થાય છે, અને તે એટલો હલકો થાયછે કે તે પછી વાદળાંને પણ ઝીલી શકતો નથી. હાન્બુલો નામે માણસ પીરૂ દેશમાં આંડિજ પર્વતના મથાળા ઉપર ગયો હતો તેને, નીચેના વાદળાં હાલ ચાલ થવાથી જાણે સમુદ્રમાં મોજાં આવતાં હોય એમ લાગ્યાં. જે જગા ઉપર તે ઉભો રહ્યો

હતો તેથી નીચે કેટલાક અંતર ઉપર વીજળીના કડાકા થતા હતા. તેજ વખતે નીચેનાં મેદાનોમાં રહેનારા લોકો ઉપર વરસાદ વરસતો હતો, અને તે જ્યાં હતો ત્યાં સ્વચ્છ આકાશ હતું. વિમાનમાં બેશીને જે લોકો ઊંચે ચઢે છે, તેમને પણ તેજ પ્રમાણે માલમ પડેછે. એ ઉપરથી એમ સિદ્ધ થાયછે કે ભૂપૃષ્ટથી જેમ જેમ ઉંચા જઈએ તેમ તેમ વાયુ પાતળો આવેછે.

નિયમિત ઉંચાઇએ હવાની ઘટતા નિયમિત રીતે ઓછી થાયછે, અને હવા માપક અથવા વાયુ ગુરૂત્વ માપક યંત્રમાં પારો નિયમિત રીતે નીચો ઉતરે છે; માટે વાયુ ગુરૂત્વ માપક યંત્રને લઇને ઉંચા ચઢીએતો આપણે કેટલા ઉંચા ચઢ્યા તે ગણી શકાય છે. પર્વતોની ઉંચાઈ શોધી કહાડવામાં આ નિયમ ઘણો કામ લાગેછે. યંગ સાહેબે એવી ગણતરી કરીછે કે જો મેરીયટ સાહેબના નિયમ પ્રમાણે હવા એમને એમ પ્રસરણ પામી પાતળી થતી જાત તો જેટલી હવા પૃથ્વીની સપાટી ઉપર એક ઘન ઇંચ જગા રોકે છે તેટલીજ હવા પૃથ્વીથી ૪૦૦૦ મૈલ ઊંચે પ્રસરણ પામીને એટલી બધી જગા રોકશે કે જેમાં શનીની કક્ષાનો જેટલો વ્યાસછે તેટલા વ્યાસનો એક ગોળો સમાઈ રહે. અને તેથી ઉલટું પૃથ્વીથી ઉપર ૪૬ મૈલ ઊંડો ખાંડો ખોદ્યો હોય તો તે ખાડને તળીએ પારા જેટલી ઘાડી હવા થાય.

---

## भूस्तर विद्या.

---

### પ્રકરણ ૧ લું.

પૃથ્વીના પોપડો અથવા જેટલા ભાગની શોધ માણસથી થઈ શકે છે, તે ઉપરથી તેની રચનાનો અને તેની અવસ્થાનો ઇતિહાસ આ પ્રકરણમાં છે.

૧. ભૂસ્તર વિદ્યાનો હેતુ પૃથ્વીની બનાવટ અને તેનો ઇતિહાસ જાણવો છે. એ વિદ્યાના વિષયો નીચે મુજબ છે.

(૧.) પૃથ્વી જે પદાર્થોની બનીછે, તેમની તપાસ. (૨) એ પદાર્થો-

નો બહારનો દેખાવ, અને તેઓની એકએક જોડેની સંબંધની સ્થિતિ. (૩) એ પદાર્થો શું છે અને શી રીતે બન્યા તેની ખોળ. (૪) તેઓમાં કયા વિકાર થઈ ગયા અને કયા થાય છે. (૫) તેમનાં લક્ષણ અને તેમની ગોઠવણ જે નિયમોથી થએલી છે તે નિયમોનું શોધન.

૨. સૃષ્ટિ વિદ્યાનો એક ભાગ ભૂસ્તર વિદ્યા છે. પૃથ્વી જે ખનિજ પદાર્થોની બનેલી છે તે વિષેની શોધ એજ વિદ્યામાં કરેલી છે. પૃથ્વીના પૃષ્ટનું વર્ણન ભૂગોળ વિદ્યાને માટે રાખ્યું છે; તેના પૃષ્ટ ઉપરની વનસ્પતિનું નિરૂપણ ઉદ્ભિદ વિદ્યામાં થએલું છે; તેના ઉપર વસનારા પ્રાણીઓ અને જીવજંતુ સંબંધી જ્ઞાન પ્રાણી વિદ્યામાં આવેછે; અને પદાર્થ માત્રના તત્વોનું બયાન રસાયન શાસ્ત્રમાં છે.

આગોળાના નક્કર ભાગમાં કેટલાક હજાર હાથ સુધી જવાય છે તેમી ભૂસ્તર વિદ્યાવાળાને તટલે સુધી શોધ કરી અટકવું પડેછે; અને તે ઉપરથી પૃથ્વીની અંદરના જેટલા ભાગની શોધ માણસથી થઇ શકે છે, તેટલા ભાગને પૃથ્વીનો પોપડો કહેછે.

૩. પૃથ્વીનો પોપડો ઘણી જાતના ખનિજ પદાર્થોનો બનેલોછે. ઉદાહરણ; ગ્રાનિટ એટલે અડદીઓ પથ્થર, બેસોલ્ટ, સ્લેટ (રૂખીંગ), વેણુપાંપણ, આરસ, મણિયા, ચુનો, ખાનેજ કોયલા, ચાક, ખડી, માટી, ધાતુ, રેતી વગેરે. એમાંના કેટલાક કઠણ અને નક્કર છે, કેટલાક નરમ અને વેરાઈ જાય એવા છે. આ પદાર્થો પૃથ્વીના દરેક સ્થળે અને અનિયમિત રીતે સેળભેળ થઈ ગએલા નથી, અને જ્યાં હોયછે ત્યાં તેમની સ્થિતિ એક સરખી દેખાતી નથી. ઉદાહરણ, અડદીઓ પથ્થર કોઇ દેશના એક ભાગમાં હોય છે અને બીજા ભાગમાં નથી હોતા. આરસ એક ભાગમાં હોય, અને બીજા ભાગમાં બીલકુલ નહોય. કેટલાક ત્રીજા ભાગમાં મળે, અને ચાક વળી તે ભાગમાં નહોય. એમાંના કેટલાક ખનિજ નિયમિત થર બંધાયલે રૂપે જોવામાં આવેછે, અને કેટલાએક અનિયમિત ઢગલા પર્વત રૂપે થઈ રહેલાછે. એક બીજાથી રચનામાં અને મેળવણીમાં કેવળ જૂદા, એવા પદાર્થો જુદી

જૂદી હાલતમાં અને જૂદા જૂદા કારણથી બન્યા હશે એ સ્પષ્ટ છે.

ભૂસ્તર વિદ્યાવાળાનું કામ એ કારણો શોધવાનું છે, અને તે ઉપરથી જે વિભાગોમાં એ પદાર્થો થયા તેઓની અવસ્થાનું અને જે કાળે તેઓ બન્યા તેનું અનુમાન કરવાનું છે.

૪. ઉદાહરણ, જ્યારે આપણે કૂવો ખોદીએ છીએ ત્યારે જેમ જેમ ખોદતા જઈએ છીએ, તેમ તેમ કેટલાક પ્રકારની માટી, રેતી, અને કાંકરાના થર એક પછી એક આવતા જણાય છે. તે વખતે તરત આપણા લક્ષમાં આવેછે કે એ થર પાણી વડે બન્યા હશે, કેમકે હાલપણ જળના યોગે કરીને માટી, રેતી કાંકરા વગેરેના થર બંધાતા દેખીએ છીએ. એ રીતે ખોદેલા પદાર્થો કયાંથી આવેલા, તથા તેઓ પ્રથમ નદી તળાવ કે દરિઆની ખાડીઓને તળીએ કે દરીઆને કાંઠે ઠરેલા એની શોધ કરવા લાગીએ છીએ. એ શોધ કરવામાં છીપો, હાડકાં, અને ઝાડની ભાગો, માટી અને રેતીમાં દટાયલા માલમ પડેછે, અને તે છીપો તથા હાડકાં મીઠા પાણીમાં એટલે તળાવ અને નદીઓમાં રહેનાર જનાવરોનાં કે સાગરમાં વસનાર પ્રાણીઓનાં હોય, તે પરથી તેના ઇતિહાસનો પત્તો લાગેછે. વળી રેલવેને માટે પર્વતો કોરવામાં અથવા ખાડા કે ખાણ ખોદવામાં આવેછે, ત્યારે એક પછી એક ઘણા થર જોવામાં આવેછે,—જેવા કે, માટી, વેળુપાષાણ, કોયલા, લોહપાષાણ, ચૂનાના પથ્થર વગેરે; વળી દરેક થરમાં જૂદા જૂદા વૃક્ષ અને પ્રાણીનાં શેષકે ચિન્હો હોય. દરેક થર અથવા થરનો જથો ભિન્ન કારણોથી, અને દરિઆ તથા જમીનની જૂદી જૂદી ગોઠવણમાં તથા જૂદી જૂદી હવામાં (ઠંડી કે ગરમ) બંધાયો હોય એવું ધારીએ તોજ એવા ભેદનું હોવું સમજાય. જેમ આ સમયમાં ભિન્ન દેશોની નદીઓ, સમુદ્ર ખાડીઓ, અને સમુદ્રની તળીએ ભિન્ન લક્ષણના થર બાઝે છે, તથા જેવા વૃક્ષ અને પ્રાણી જે દેશમાં હોય તેમના રહેલા શેષ ભાગ (ફૉસિલ) તે દેશની નદીઓ વગેરેને તળીએ દટાઈ રહેછે તેમ પૂર્વે કાળેપણ બન્યું હશે.

૫. પૃથ્વીના પૃષ્ઠ ઉપર હાલ જે બનાવો બને છે, તેને આધારે ભૂસ્તર

વિદ્યાની શોધ ચાલેછે. જે કારણથી જે કાર્ય હાલ નીપજે છે તે અથવા તેવા કારણથી પૂર્વેપણ એના જેવાંજ કાર્ય બનેલાં એવું અનુમાન કરવામાં આવેછે. ઉદાહરણ, હાલ નદીઓને રેતી માટી અને કાંકરા વગેરે લેઈ જતી જોઇએ છીએ, અને તળાવમાં કે સમુદ્ર–ખાડીમાં કે સાગરને તળીએ કે તે નદીના કોઈ ભાગમાં (બેટ બંધાય છે તે) એ માટી, રેતી, અને કાંકરાના થર બંધાતા આપણે જોઇએ છીએ થોડા કાળમાં આ ક્રિયાવડે નદીના ભાગો, સરોવરો, અને સમુદ્ર ખાડીઓ પૂરાઇ જઈ સૂકી જમીન થઈ ગઈ છે. માટી અને રેતીના થર હળવે હળવે બાઝી જઈ પથ્થર જેવા કઠણ થાયછે. વળી સમુદ્ર અને ભરતી ઓટનાં મોજાંથી કેટલાએક દરિઆ કાંઠાના ભડકા ધોવાઈ ધોવાઇને ઘસાઈ જતા અને કોઇક રક્ષણ થએલી જગામાં રેતી અને ખારા પાણી વાળી ભીની જમીનમાં મોટા મેદાન થતાં દેખીએ છીએ. આવા બનાવથી હજારો વીઘાં જમીન માણસના જોવામાં આવે એટલા પાસેના વખતમાં અરલે આપણા દેખતાં દરિઆની અંદર ડૂબી ગઈ છે, અથવા ઘસાઇ કે ધોવાઇને ઘસાઈ ગઈ છે. એજ રીતે સમુદ્ર નીચે રહેલા ભાગ પૂરાઈ જઈ તેમના પ્રદેશ થઈ ગયા છે. વળી આપણા જાણવામાં આવેછે કે ધરતીકંપે કરીને કોઈ ઠેકાણે મોટા પ્રાંતોપર સમુદ્ર ફરી વળ્યોછે, ને કોઈ ઠેકાણે, સમુદ્રનું તળિયું ઉપર આવ્યાથી ત્યાં ખુશ્કી એટલે સૂકી જમીન થઇ છે. પર્વત કે ધરતી ફાટી અગ્નિ નીકળવાથી પૃથ્વીના મથાળાની સ્થિતિમાં ફેરફાર થાયછે. મોટાં મેદાનો હોય તે ડુંગરોની હારો થઇ જાય છે; અને પીગળેલો રસ (લાવા) તથા બીજા પદાર્થો બહાર આવી કાળે કરીને કઠણ થઈ જુના પાહાડોના ગ્રીનસ્ટોન (લીલો પથ્થર), બેસાલ્ટ વગેરે પથ્થર જેવા થઈ જાયછે.

---

## બીજા વર્ષના સ્કાલરોની છમાસિક પરીક્ષાના સવાલ.

---

બીજુ વર્ષ. સેખન વિષયો.

### અંકગણિત. દોકડા.

એક ગોળ ખેતરનું ક્ષેત્રફળ બે એકર છે તો તેનો વ્યાસ કેટલો?

૨. ૧$\frac{1}{2}$ માઈલનો રસ્તો પાણીના વેગની સાથે મિનિટમાં કપાય છે પણ પાણીનો વેગ વગર તેટલો રસ્તો ૩૦ મિનિટમાં કપાયછે. ત્યારે એક કલાકમાં પાણીનો વેગ કેટલો? અને પાણીની સાથે પાછા આવતાં કેટલો વખત લાગે?

૩. ૧૨ સેર ચા અને ૨૫ સેર બુંદના જુદા જુદા ભાવથી ૪૩રૂ. ૫આ. ૪પા. માટે વેચાથી લીધા પણ જો ચાનો ભાવ શેકડે ૨$\frac{1}{2}$ટકા પ્રમાણે ઉપર હોય અને બુંદનો ભાવ ૪$\frac{1}{2}$ ટકા અંદર હોય તો તે વખતે વેચતા મને ૪૨ રૂ. ૧૫આના ૪ પા. ઉપજે તો ચાહ અને બુંદનો ખરીદ ભાવ શો?

૪. કોઈ પણ સંખ્યા ભાજ કાંક અને શેષને નિ:શેષ ભાગે તો સિદ્ધ કરોકે ભાજ્ય ને પણ નિ:શેષ ભાગશે? ૨૦

૫. (अ.)व.क, આ ત્રણે જણ એક કામ ૧૨દિવસમાં કરેછે. અને તે કામનો કોઈ ભાગ अ જેટલા વખતમાં કરે તેટલાજ વખતમા बઅનેकમળીને બમણું કરે. તેમજ व કોઈ મુકરર વખતમાં જેટલું કરે તેટલાજ વખતમાં अઅનેक૨$\frac{1}{2}$ગણું કરે તો દરેક તે કામ કેટલા દિવસમા કરસે? ૨૦

---

## અક્ષર ગણિત.

(૧) $\left.\begin{array}{l} क्ष+य = क्षय \\ क्षज्ञ=२(क्ष \times ज्ञ) \\ ३(य+ज्ञ)= यज्ञ \end{array}\right\}$ એમાં क्ष, य, અને ज्ञની કિંમત કાંઢો? ૬.

(૨) $\frac{1}{3}$ + $\sqrt{२अ}$ એને એવા વદ ગુણોકે તેનું કરણિ પદ મૂકીને અખંડ ૨૫ થાય? $\frac{१४}{२}$

(૩) જેઓનું ઉત્તર બરાબરછે એવી ગણિત પ્રમાણમા ત્રણ સંખ્યાએ કાઢોકે તેઓનો સરવાળો ૧૨ અને તેઓના ઘનઘાતોનો સરવાળો ૬૬૨ થાય?

(૪) $म^{३}-१२म^{२}न क्ष + ४८म क्ष^{२}न^{२}-६४न^{३}क्ष^{३}$ એનું ઘનમૂળ કાઢ.

(૫) $क्ष (क्ष+१) (क्ष+२)(क्ष+३)+१=(क्ष^{२}+३क्ष+१)^{२}$ છે

બતાવો? ?
૨૫

## ભૂમિતિ.

૧લો. એક કહેલી સિધિલીટી આકૃતિની બરોબર એક કાટખૂણ ચોખૂણ કરો ?૫
૨જો. બીજા રકેધની અગીઆરમી પ્રતિગ્યા સિદ્ધ કરો? ૬
૩જો. એક ત્રિકોણના પાયાના બે છેડા તે તેની સાથે બરોબર ખૂણા કરે એવી બે લીટીઓ દોરી ને બરોબરછે તો સિદ્ધ કરોકે એ સમબાજૂ ત્રિકોણછે? ૬
૪થો. એક સમદ્વિ બાજુ ત્રિકોણના પાયાનાં એક બિંદુથી તેની બરોબર ૮ બાજૂઓને અડકે એવી સિધિ લીટી દોરી કે તે સીધી પાયાના તેજ બિંદુએ દુભગાય તો સિદ્ધ કરોકે તે લીટી અને ત્રિકોણનું સીરોબિંદુ તેઓની વચ્ચે તે ત્રિકોણનો બે બાજુઓના જે ભાગો થશે તેઓનો સરવાળો સમદ્વિ બાજુ ત્રિકોણની બરોબર બાજુઓના સરવાળા બરોબર થશે? ૨૫

## વાક્ય રચના.

૧લો. કારક વિભક્તિઓ કોને કેહેછે અને તે કયી કયી છે? ૫
૨જો ભવિષ્ય કાળના રૂપમાં સંશયાર્થ દર્શાવો હોય તો શું કરવું? ૨
૩. વાક્ય યોગી બીજા પ્રથક શબ્દની વચ્ચે આવે ત્યારે તે શબ્દોની વિભક્તિમાં શો સબંધ હોય છે તે લખો અને દાખલો આપો? ૨
૪થો. વિરામ ચિન્હની શી જરૂર છે? ૨
૫મો. વિરામ ચિન્હ કયાંછે, તે દર્શાવો તથા તેઓનાં નામ લખો? ૪
૬ઠો. નીચેના વાકયો સુધારો.

ઘણું અંગ્રેજો અને તેઓના મડમો ઇનામો મળવી રણીઓને લખવા કરી આપે છે (દક્ષિણ હિંદુસ્તાનની મુસાફરી પૃ૨૮૫)

આ મ્યુઝિયમમાં જોવા આવનારાઓની સંખ્યા નવ માસમા આસરે એંશી હજારની થઇ છે,જેઓમાના શીતેર હજાર પોતાનીસહિ કરી શકતા

રી ગએલા દરીયા, જંગલ, અને પવન એ સાત કારણની હરકોઇ જગાની હવા પર જૂદી જૂદી અસર થાયછે. કિવટો શેહેર જો કે ઉષ્ણ કટિબંધના મધ્ય ભાગમાં છે,તોપણ ત્યાં ૫૦ ડીગ્રી કરતાં વધારે તાપ પડતો નથી, અને આમસ્ટ ર્ડામ જે વિશુવવૃત્તથી આટલું બધું આઘુંછે તોપણ ત્યાં એટલોજ તાપ પડે છે. કિવટોમાં મધ્યમ તાપછે તેનું કારણ એ,કે તે જે મેદાનમાં આવેલુંછે તે મેદાન ઘણું ઉંચુછે,અને પાસે બરફથી હમેશ ઢંકાયલા પાહાડો આવેલા છે. ઉત્તર અમેરિકાના અને એશિયાના ઉત્તર ભાગમાં ઘણી ટાઢ પડેછે તેનું કા રણ એકે પાસે ઠરી ગએલા દરિઆઓ આવેલાછે, અને ત્યાં મોટાં મોટાં જં ગલો કાપ્યા વગરનાછે. એથી ઉલટું આફ્રિકાનો ઉત્તર ભાગ, યુરોપનો દક્ષિ ણ ભાગ, ભુમધ્ય સમુદ્ર, સિરિયા, અને એશિયા મૈનર, એ ઠેકાણે આફ્રિકા ના તથા અરબસ્તાનના ધખધખતાં રણોને લીધે ધારીએ તે કરતાં વધારે તાપ પડેછે. જો કોઈ ઠેકાણું પહાડી અથવા ઉંચા પ્રદેશમાં હોય, અથવા ઠ રી ગએલા દરીઆ કે નહી કાપેલા જંગલોની પાસે હોય, તો તેના અક્ષાંશના પ્રમાણમાં જેટલી ટાઢ પડવી જોઇએ તેના કરતાં ત્યાં વત્તી પડશે. એથી ઉ લટું જો કોઈ જગા રેતીના ધખધખતા રણની પાસે હોય, અથવા સૂર્યને તાપ પડતો હોય એવી ખીણમાં હોય, તો ત્યાં વિશુવવૃત્તથી જેટલું અંતરે હોય તેના પ્રમાણ કરતાં વધારે તાપ પડશે. હવા ઉપર મોસમના અને બીજા પવન ની પણ ઘણી અસરછે. જ્યારે ગરમ દેશો તરફથી પવન આવેછે ત્યારે તે જે દેશમાં જાયછે તેની ગરમીમાં વધારો કરેછે અને જ્યારે ઠંડા દેશમાંથી આ ત્યારે એની અસર ઉલટીજછે. પાણીનો મોટો સમુદાય પણ હવા ઉપર ઘણી અસર કરેછે. જમીન કરતાં પાણી બહુ મંદવાહકછે તેથી તેમાં ગરમી વધવા ઘટવાનો ફેરફાર થોડો થાયછે, અને તેથી ટાપુઓ તથા દરિયા પાસેની હવા ઘણું કરીને સરખી હોયછે એટલે ઉનાળામાં ઘણો તાપ નથી પડતો ને શિ યાળામાં ઘણી ટાઢ પડતી નથી.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER:

July 1871.

પુસ્તક ૧૧ મું. જુલાઇ સન ૧૮૭૧. આંક ૭ મો.

| અનુક્રમણિકા. | પૃષ્ઠ. | *Contents.* | Page. |
| --- | --- | --- | --- |
|  |



( કેળવણી ખાતાના હુકમથી. )

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીંટીંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.

( મૂલ વરસે રૂ ૧ )

गुजरात शाळापत्र.

પુસ્તક ૧૦ મું. અમદાવાદ. જુલાઈ સને ૧૮૭૧. અંક ૭ મો.

# भूस्तर विद्या.

( પાછળથી ચાલુ. )

૯. આ અને બીજાં કારણોવડે પૃથ્વીના ભાગો ઉપર વિકાર થતો હાલ પણ જોવામાં આવે છે. દરિઆને ઠેકાણે જમીન થઇ જાય છે, ને જમીનને ઠેકાણે દરિઓ થાય છે. પૂર્વે પણ એ કારણોથી એ કાર્ય થએલાં. ભૂસ્તરવિદ્યાથી પૃથ્વીના પોપડાનો શોધ થાયછે તેની બનાવટ ઘણું કરીને એજ પ્રમાણે થઇ છે. આપણી પૃથ્વીના પદાર્થોનું ક્ષય થવું અને ફરીથી ગોઠવાવું અહરનીશ જારીછે. ઝાકળ, વરસાદ, નદી, અને સમુદ્રાદિથી એક ઠેકાણે પદાર્થોનો ઘસાઇને ક્ષય થાયછે, અને બીજે ઠેકાણે પાણી તેને ઘસડી લેઇ જઇ મૂકે છે. તેથી, તથા તે ઉપર વનસ્પતિના ઉગવાથી, અને પ્રાણીઓના વસવાથી, તથા જ્વાળામુખીથી બહારે આવેલા પદાર્થોના એકઠા થવાથી, નવી રચના બને છે. આપણે વસીએ છીએ તે ભૂમિ વારેવારે સમુદ્રને તળીએ ઘણીવાર ગએલી અને પાછી પાણી ઉપર આવેલી છે, અને મહાસાગર તથા નાના દરિઆના તળીઆં છે તે ઘણી વખત સૂકી જમીન હોઇને પ્રાણીને વસવા લાયક હતાં. સમુદ્રથી ઘણે દૂર અને ઘણી ઉંચાઇએ સમુદ્રની રેતી અને કાંકરાના સમુહ માલમ પડે છે. સૂકી જમીનમાં ઘણા ઊંડાણમાં પણ રેતી અને ચૂનાના થરો બંધાયલા જોવામાં આવે છે, જેઓની બનાવટ અને ગોઠવણ પરથી આપણે જાણીએ છીએ કે તે એ પાણીની નીચે અને પાણીમાં ઘસડાઇ આવેલા પદાર્થના ઠરવાથી બનેલા છે. હાલના વખતમાં જેમ, રેતી, કાંકરા, માટી વગેરે પાણીની નીચે ઠરીને તેના થર બંધાય છે, તેજ પ્રમાણે તે બંધાયલા છે. હાલની

સૂકી જમીન ભૂકંપ થવાથી અને જ્વાળામુખી પર્વતના ફાટવાથી ઊંચી થાય છે, કે નીચી જાય છે, કે અવ્યવસ્થામાં પડે છે. એક ઠેકાણે પાણી ફરી વળે છે, બીજે ઠેકાણે પાણી નીચેની જમીન ઉપર આવે છે. કોઇ ઠેકાણે ખાડા થાય છે. કોઇ ઠેકાણે ચીરા પડે છે. અને કોઇ ઠેકાણે ટેકરા થાય છે. તેમ ગયા દૂરના યુગોમાં એજ સાધનોવડે પૃથ્વીના થરોમાં ભાગતૂટ અને નીચાણ ઊંચાણ થએલાં છે.

૭. હાલ જે ક્રિયા ચાલું છે, તેનો અભ્યાસ કરવાથી પૃથ્વીના ઇતિહાસનો પત્તો લાગેછે, અને જૂદા જૂદા થરોમાં દટાઇ ગએલાં પ્રાણીઓ અને વનસ્પતિની પરીક્ષા કરવાથી એ શોધ વધારે ખચિત થાયછે. સીપ, મચ્છ, અને બીજાં પ્રાણીઓ તથા લાકડાં, સરોવર અને સમુદ્રની ખાડીઓ નીચે ઠરી ગએલા કાંપમાં આજપણ દટાય છે. સૂકી જમીનના પશુઓનાં હાડપિંજર અને ઝાડોનાં થડ તથા બીજી વનસ્પતિ નદીમાં ઘસડાઇ સમુદ્ર તરફ જાય છે. વનસ્પતિ ઉગેલી અને પ્રાણી વસેલાં એવા બેટ અને પ્રદેશો ભૂકંપથી ડૂબી જાય છે. પાણીથી થએલા કાંપ, રેતી. અને કાંકરા એ વનસ્પતિ અને પ્રાણીના શેષ ઉપર ફરી વળેછે, અને ઘણે કાળે તેઓ પથ્થર થઇ જાય છે, એટલે ઊંડાણના થરોમાં સીપ અને હાડકાં પથ્થરના રૂપમાં જણાય છે, તેવાં એ પણ થઇ જાય છે. જે રીતે હાલનાં પ્રાણી અને વનસ્પતિના શેષ ભાગોનું રક્ષણ થાયછે, તેજ રીતે આગળનાં પ્રાણીઓ અને વનસ્પતિના શેષોનું રક્ષણ થએલું છે અને કેટલીક વનસ્પતિ સૂકા મેદાનમાં ઉગેછે, કેટલીક ભીની જમીનમાં ઉગે છે, કેટલીક સમસિતોષ્ણ કટિબંધમાં ને કેટલીક ઉષ્ણ કટિબંધમાં ઉગે છે. તેમનાં એવાં લક્ષણ ઉપરથી તેઓ દટાયા પહેલાં સારી અવસ્થામાં હશે ત્યારે કેવાં હતાં તેનું જ્ઞાન આપણને મળે છે. એજ પ્રમાણે પ્રાણીઓનું પણ છે. ખોરાક, હવા, અને બીજાં કારણને લીધે અમુક વર્ગના પ્રાણીઓ પોતાને માફક આવે એવી જગામાં રહે છે. દોડવાને, ઊડવાને, તરવાને, વનસ્પતિકે માંસાહાર કરવાને તેમના શરીરની રચના જૂદી હોયછે. થરોમાં દટાઇ ગએલાં ફૉસિલ (વનસ્પતિ કે પ્રાણીના રહેલા શેષ ભાગ) ને હાલની જીવતી જાતો જોડે સરખાવી જોવાથી પૃથ્વીની પાછલી હાલત કેટલેક ખચિતપણે જાણી

શકીએ છીએ.

૮. ઉપલી કલમોમાં દર્શાવ્યા પ્રમાણે તપાસવાથી, નોંધવાથી, અને સરખાવવાથી ભૂસ્તરવેત્તા પૃથ્વીના પોપડાના થરોને જથામાં અથવા હારબંધ ગોઠવી શકે છે. પેહેલું જાણવામાં આવ્યું છે કે એ થરોનો એક જથો બીજા જથાની નીચે છે, અને તેની નીચે ત્રીજો છે, તથામાં એક જથા પ્રાણી અને વનસ્પતિનાં રૂપ જેવાં હોય છે તેવાંજ બીજામા નથી હોતાં. થરોમાં એવો અનુક્રમ છે એ જાણ્યા પછી કાળનો અનુક્રમ જાણવો રહેલો, એટલે કે એ થરોમાં સૌથી જૂના ક્યા થએલાં અને એના પછી ક્યા થએલા ઇત્વાદિ. વળી બની શકે તો દરેક થરોના, જથામાં દટાઇ ગએલા વૃક્ષ અને પ્રાણીની જાતની કે સ્વભાવની ખોળ કરવી; ને છેલ્લું અનુક્રમે આવનારા દરેક જથાનો ભૂગોળના ઉપર વિસ્તાર કેટલો છે તે શોધી કાઢવું. એ થરોના જથાને કે હારને બનાવટો એવું નામ આપેલું છે, કેમકે સમુદ્ર અને જમીનની તરેહ તરેહનાં ગોઠવણમાં, અને વાયુના અનેક તરેહની સતાનીચે, તથા બીજાં બહારનાં કારણોવડે તેઓ બનેલા છે. એઓના જ્ઞાનવડે ભૂસ્તર વેત્તા ભૂગોળનો ઇતિહાસ જાણી શકે છે. એ ઇતિહાસ અપૂર્ણ છે; પરંતુ પૃથ્વીના મથાળાપર જે અગણિત ફેરફારો થઇ ગએલા છે, તે બતાવવાને તથા ભિન્ન ભિન્ન અને ચમત્કારી પ્રાણી તથા વનસ્પતિ અનુક્રમે થઇ ગયાં છે તે જણાવવાને જોઇએ તેટલો છે. પૃથ્વીના પોપડાના થરોથી જૂનામાં જૂનો સમય જણાય ત્યારથી તે આજ સુધીમાં સમુદ્ર અને પૃથ્વીના અનેક ફેરફારનો નકશો બનાવવો, વિનાશ પામેલા વૃક્ષ અને પ્રાણીનાં રૂપ ચીતરવાં, તેમનો સ્વભાવ તથા કેવી હવા અને અવસ્થામાં તેઓ વસતાં હતાં તે જણાવવું—આ બધું કરવું તથા હાલની જીવતી જાતો જોડે તેઓનો સંબંધ શોધવાને વળગાડવો એ કામ ખરી ભૂસ્તર વિદ્યાનો હેતુ છે, અને તે પાર પડવાથી ભૂસ્તર વિદ્યાનો ખરો જય થશે.

### એ વિદ્યાનું માનસિક અને અનુભવી વર્ણન.

૯. જે માનસિક ભૂસ્તર વિદ્યાના હેતુ અને વિષય આવા છે એ વિદ્યા મુકાબલે નવી ઉત્પન્ન થએલી છે, તથાપિ ઘણી મનરંજક અને જેના પર પક્ષીકાર ક્યાં અભાવ નથાય એવી છે. જે પ્રશ્નોનો નિર્ણય કરવાનું

તે શોધે છે તેઓ માણસની બુદ્ધિને ઘણી આર્પે છે. પોતાની સ્થિતિ તથા પૃથ્વીની હાલની અવસ્થા જોડે પોતાના સંબંધથી આરંભ કરી પૃથ્વીની સર્વ પાછલી સ્થિતિઓમાં થઇ તેના સર્વ શક્તિમાન સરજનહારે જે વખતે તરતની બનાવેલી તે વખત સુધી લેઇ જાય છે (ચાલુ રેહેશે.)

મહીપતરામ રૂપરામ.
પ્રિ. અમદાવાદ ટ્રેનીંગ કાલેજ

---

# નવાં ધોરણો.

સૂચના—સરકારી નિશાળોમાં દરેક વિષય ઓછામાં ઓછા કેટલા કલાક સુધી ચલાવવો તે કોસમાં લખેલા આંકડા દર્શાવે છે. ઇન્સ્પેક્ટરની સંમતિથી એ વેહેંચણ મેહેતાજીઓ ફેરવી શકે.

## ગુજરાતી નિશાળોને માટે ધોરણ.

વધારેમાં વધારે કોડકા.

ધોરણ. ૧

૫૦ ૧લો વિષય. આંક. દેશી હિસાબમાં છે તેવા પૃષ્ઠ ૧-૨૪ અને ૨૭ મું પૃષ્ઠ.

૫૦ ૨ જો વિષય. બધી બારાખડી હોપ કૃત વ્યાકરણમાંથી. કાળાં પાટીઆંપર બાળબોધ અને ગુજરાતીમાં લખવું.

ધોરણ. ૨

૫૦ (૨૦) ૧લો વિષય. પહેલા ધોરણમાં કહ્યું તેટલું. અને સંખ્યા પરિમાણ તથા આંકડા લખવા દશહજાર સુધી. ત્રણ કરતાં વધારે આંકડા નહિ હોય એવી રકમોના સરવાળા અને બાદબાકી. ત્રણ કરતાં વધારે આકડા નહિ હોય એવી રકમોને ત્રીશથી ઓછી રકમ વતી ગુણાકાર તથા ભાગાકાર. બાકીનો દેશી હીસાબ ભાગ ૧.

૫૦ (૧૦) ૨જો વિષય. વાંચન પેહેલી અને બીજી ચોપડી, વાંચેલા ભાગની મતલબસાથે કવિતા.(એમાંની)સમજવી અને મોઢે બોલવી.

૫૦ (૧૦) ૩જો વિષય. ડિકટેશન (જોડણી) સ્લેટ કે કાળાં પાટિયાપર બાળબોધમા જોડાઅક્ષર સાથે બે પદના શબ્દો લખતાં. મોટે અક્ષરે ગુજરાતી લખવાનું શરૂ કરવું.

૫૦ (૩) ૪થો વિષય. નકશો એટલે શું તેનું જ્ઞાન જીલ્લા કે સંસ્થાનનો નકશો. હદ. પર્વતો, નદીઓ તથા શેહેરો નકશાવાં બતાવવાં.

ધોરણ. ૩

૫૦ (૧૦) ૧લો વિષય. બીજા ધોરણમાં કહ્યું તેટલું અને વિવિધ સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર તથા ભાંજણી (દેશી રીતે). આ દેશના કોષ્ટક કે ઘાત જાણવાં. સાહેલામોહેડાના હિસાબ એટલે દેશી હિશાબ ભાગ ૨. પૃષ્ટ ૧-૪, ૧૦ મું પૃષ્ટ તથા પૃષ્ટ ૨૦-૨૨. શેરિયાં, મણીકાં, ખાંડીનાં અને સોના રૂપાનાં તથા જમીનના લેખા.

૫૦ (૧૦) ૨જો વિષય. વાંચન ત્રીજી અને ચોથી ચોપડી, વાંચેલા ભાગની મતલબ તથા શબ્દોના અર્થ સાથે. શબ્દોના વર્ગ ઓળખતાં. (એ બે) વાંચનની ચોપડીમાંની કવિતાસમજવી તથા મોઢે બોલવી.

૫૦ (૧૦) ૩જો વિષય. ડિકટેશન (જોડણી), વાંચેલી ચોપડીમાંથી બે ત્રણ વાકયો મોટે અક્ષરે બાળબોધમાં લખતાં. અક્ષર સુધારવાને ગુજરાતીમાં પુરી લખાયલી ચોપડી કે સ્લેટ બતાવવી.

૫૦ (૧૦) ૪થો વિષય. ભૂગોળની વ્યાખ્યાઓ. ધ્રુવાકાની ( એટલે મું-

બાદ ઇલાકાની) ભૂગોળ. આસપાસના પ્રાંતો પર્વતો, નદીઓ, દેશી રાજ્યો, જીલ્લાઓ, શેહેરો, બંદરો વગેરે નકશામાં બતાવવાં અને તેઓ સંબંધી સમજણ આપવી.

ધોરણ. ૪

(આ ધોરણમાં પાસ થયા પછી નિશાળિયા ઇંગ્રેજી ભણી શકે એટલે એ ધોરણમાં પાસ થયા પછી જેમની ઇંગ્રેજી ભણવાની મરજી હશે તેમને ઇંગ્રેજી સ્કુલોમાં દાખલ કરશે.)

૧૦૦ (૧૦) ૧લો વિષય. ત્રીજા ધોરણમાં કહ્યું તે અને ઇંગ્રેજી કોષ્ઠક. ત્રૈરાસિક અને વ્યવહારી અપૂર્ણાંકના સહેલા હિસાબ. મોહોડાના હિસાબ એટલે દેશીહિસાબ ભાગ ૨ માંની રીતો પૃષ્ઠ ૬—૧૮, જીલ્લા પ્રમાણે અને પૃષ્ઠ ૨૬–૨૮, ૪૪–૪૭ અને ૫૨ મું પૃષ્ટ. લુગડાં, ઘાસ, નળીઆં, ગુસારક, કાઠ, તોલ બારદાન, વિઘાં અને ધન.

૧૦૦ (૧૦) ૨જો વિષય. વાંચન પાંચમી ચોપડી, વાંચેલા ભાગની મતલબ, શબ્દના અર્થ અને સહેલાં પદચ્છેદ સાથે; ત્રીજા ધોરણમાં વ્યાકરણ કહ્યું તે અને કોઈ બીજા નાનાં વ્યાકરણમાંથી નામવગેરેના રૂપાખ્યાન, હોપનું નાનું વ્યાકરણ પૃષ્ઠ ૧૨–૨૨. વાંચનની ચોપડીમાંની કવિતા સમજવી અને મોંઢે બોલવી. સારે અક્ષરે લખેલો ગુજરાતી કાગળ પરીક્ષક લાવે તે વાંચવો.

૧૦૦ (૯) ૩જો વિષય. વાંચનની ચોપડીમાંની પાંચ લીટીનું મધ્ય કદના અક્ષરે બાળબોધમાં ડિક્ટેશન (જોડણી) લખતાં. અક્ષર સુધારવાને ગુજરાતીમાં(નાના અક્ષરે) લખેલી ચોપડી બતાવવી.

૫૦ (૮) ૮ મો વિષય. (અ) ગુજરાતનો ઇતિહાસ, વાઘેલા વંશ સુધી.
૫૮ (બ) ત્રીજા ધોરણમાં કહ્યું તે અને હિંદુસ્તાનનો નકશો, તેમાં ત્રીજા ધોરણમાં વિગતવાર વર્ણન કીધું તે તથા કુદરતી રચના કે બાંધણીનું સ્થાન; નદી ક્રમ, જેની સામાસામી દિશાએથી પાણી વહી જાય એવા પહાડી મુલક; દેશમાં આવવાના માર્ગ, સરહદો અને આસપાસના દેશો.

ધોરણ ૫.

૧૦૦ (૮) ૧લો વિષય. આગલા ધોરણોમાં કહ્યું તે અને દશાંશ, પંચરાશી, પાંતીના હિસાબ, સાદું વ્યાજ. *મોહોડાના હિસાબ એટલે દેશી હિસાબ ભાગ. ૨ પૃષ્ટ ૩૦–૩૮.

૧૦૦ (૧૧) ૨જો વિષય. વાંચન ગુજરાતી છઠી ચોપડી. મતલબ, શબ્દના અર્થ અને વધારે કઠણ પદચ્છેદ સાથે. વ્યાકરણમાં ક્રિયાપદના રૂપાખ્યાન, કોઈ પણ નાનાં વ્યાકરણમાંથી. હોપનું વ્યાકરણ પ્રક. પાંચમી ચોપડીમાંની કવિતા અથવા કાવ્યદોહનમાંની એવી કવિતા સમજવી અને મોંદે બોલવી. સેહેલા શબ્દના મૂળ. સાધારણ અક્ષરે ગુજરાતી લખેલા કાગળો પરીક્ષક લાવે તે વાંચવા.

૧૦૦ (૮) ૩જો વિષય. ડિક્ટેશન (જોડણી) વાંચેલી ચોપડીમાંથી પાંચ લીટી (સારા અક્ષરે બાળબોધમાં) લખતાં. ગુજરાતીમાં પૂરી લખેલી ચોપડી બતાવવી.

૫૦ (૮) ૪થો વિષય. (અ) હિંદુસ્તાનનો ઇતિહાસ પૂરો. મોરિસકૃત અથવા એવી બીજી ચોપડીમાંથી.
(બ) આગલા ધોરણોમાં કહ્યું તે અને એશી-

આ અને યુરોપના નકશા. ત્રીજા અને ચોથા ધોરણોમાં કહ્યું તેવાં સામાન્ય વર્ણન સાથે.

ધોરણ ૬.

(આ ધોરણમાં જેઓ પાસ થશે તેઓ સરકારી હલકા દરજાની નોકરીમાં દાખલ થવાના બીજા ક્લાસના સરટીફીકેટને લાયક થશે.)

૪૦ (૯) ૧લો વિષય. (૧) આંકગણિત પૂરૂં. દેશી હિસાબ ભાગ ૧ તથા ભાગ ૨ના લેખાં સાથે.

(૨) ભૂમિતિ સ્કંધ પેહેલો.

(૩) લેખાવળીના જેવા દેશી હિસાબ.

૧૦૦ (૧૨) ૨જો વિષય. (અ) વાંચન ગુજરાતી સાતમી ચોપડી. મતલબની સમજણ સાથે. નામના રૂપાખ્યાનો, ક્રિયાપદોના રૂપાખ્યાનો. અને વાક્ય વિચાર. ટેલર કૃત નાનું વ્યાકરણ પૃષ્ઠ ૧૩-૬૬,૭૧-૧૧૦. છંદ શાસ્ત્ર અને શબ્દ વિચાર વિશે સેહેલા પ્રશ્નો. સાતમી ચોપડીમાંની કવિતા (મોઢે) અથવા કાવ્ય દોહનમાંથી એવી કવિતા સમજવી અને મોઢે બોલવી.

(બ) સાફ નહિ એવા ગુજરાતીમાં લખેલા સરકારી કાગળો સારી છટાથી વાંચવાં. (ખરાબ અક્ષરને માટે પરીક્ષકે છૂટ આપવી.)

૧૦૦ (૬) ૩જો વિષય. વાત કે બીનાની હકીકત પરીક્ષક વાંચી જાય કે કહી જાય તેનો સારાંશ, રિપોર્ટ કે કાગળ ગુજરાતીમાં લખતાં. લેખાવળી પ્રમાણે કાગળ લખતાં.

૭૫ (૬) ૪થો વિષય. (અ) હિંદુસ્તાનનો આખો ઇતિહાસ ફરીથી, રાજ્ય રીતિ વિષે થોડી હકીકત સાથે. જગતના ઇતિહાસનો સાર.

૭૫ (च) આગલા ધોરણોમાં જે ભૂગોળ કહી તે અને ભુગોળનું સામાન્ય જ્ઞાન અને ભૂતળવિદ્યાના મૂળ તત્વો, પૃથ્વીના ગોળામાં વપરાતા શબ્દોની સમજણ સાથે જેમકે વિશુવવૃત, ધ્રુવ, ઉષ્ણ કટિબંધ, અક્ષાંશ, રેખાંશ, કુદ્રતી બનાવ જેમકે રૂતુ, રાત્રી અને દિવસ, ગ્રહણ ભરતી, વાયુની અવસ્થા, વરસાદ, ઝાકળ વગેરે, હિંદુસ્થાનો રૂપરેખા નકશો, કોઈપણ ઈલાકા, મોટાં સંસ્થાન અથવા દેશી રાજ્યની હદ સાથે અથવા પર્વતો, નદીઓ, અને શેહેરો જે પરીક્ષક કહે તે નકશામાં ચિતરતાં.

સૂચના.—પાંચમા અને છઠા ધોરણમાં કહેલી વાંચનની ચોપડીના અડધા ભાગને બદલે એના જેવાં અથવા એથી વધારે અઘરાં ગુજરાતી ગદ્યનાં ધોરણ કે આધાર રાખવા લાયક પુસ્તકમાંથી એના જેટલો ભાગ અભ્યાસ કરવાની ઇન્સ્પેક્ટર રજા આપી શકે.

બળવંતરામ મહાદેવરામ મેહેતા.
ગુજરાતી ટ્રાન્સલેશન એક્સી બીશનર.

---

# भूगोळ विद्या.

પૃથ્વી ઉપર તાપ જૂદે જૂદે ઠેકાણે કયા પ્રમાણમાં પડે છે તે જાણવાને માટે હંબોલ્ડ નામના પ્રખ્યાત મુસાફરે પોતાના અને બીજાઓના અનુભવથી નકશામાં સમોષ્ણ રેખાઓ કાઢી છે. જે ઠેકાણે સરખો તાપ પડે છે તે જગો ઉપરથી એક લીટી દોરી હોય છે અને એ પ્રમાણે જેજે જગો ઉપર સરખો તાપ પડતો હોય, તે બધી જગાઓ ઉપરથી લીટીઓ દોરી છે તેને સમોષ્ણ રેખાઓ કહે છે. આ લીટીઓ આ પ્રમાણે કાઢી છેઃ—

પ્રથમ કેટલીએક જગાઓ જ્યાં કે તાપ સરખો પડે છે તે મુકરર કીધી, અને પછી ઉષ્ણતા માપક યંત્ર વાપર્યાને બદલે જેજે ઠેકાણે એક જાતનો પાક તેતે ઠેકાણા આગળથી લીટી દોરી. વિષુવવૃતની દરેક બાજુએ ૨૦ અંશ લગી સમોષ્ણ રેખાઓ ઘણું કરીને અક્ષાંશ વૃતની ઉપરેજ પડે છે, પણ ઊંચા અક્ષાંશોમાં ઘણી વાંકી અથવા અનિયમિત હોય છે. આપણે જે ઉપર કહ્યું તે ઉપરથી સ્પષ્ટ છે કે અમેરિકા અથવા એશિયા કરતાં યુરોપમાંની હરકોઈ સમોષ્ણ રેખા વિષુવવૃથી વધારે આઘી ગએલી હોવી જોઈએ. તેમાં પણ યુરોપના દરીઆ પાસેના ભાગ અને ટાપુઓમાંથી જતી વખતે તે લીટી વિષુવવૃતથી બહુજ આઘી જશે. વિષુવવૃત આગળ સરાસરી ગરમી ૮૧ એકાશી અંશ છે એવો હમ્બોલ્ડે અડસટો કાઢ્યો છે. અને ત્યાંથી વીશ વીશ અંશ ઉત્તરે ને દક્ષિણે સાધારણ ગરમાં ૭૮ અંશ છે. આ વિશ અક્ષાંસની જગાઓ આગળ તેજાના અને એવીજ બીજી ઉષ્ણ કટિબંધની ખાશ પેદાશોનો છેડો આવે છે. એ લીટીને ૭૮ અંશની સમોષ્ણ રેખા કહે છે.

૬૮અંશની સમોષ્ણ રેખા શેરડી અને ખુંદના ઝાડની હદ બતાવેછે.

૫૯અંશની સમોષ્ણ રેખા અંજીર અને આલીવ જાતના ઝાડની હદ બતાવે છે.

૫૦ અંશની સમોષ્ણ રેખા દારની દ્રાક્ષની હદ બતાવે છે. ઓકઅને પર્ણની ઉત્તર તરફની હદ ઘણું કરીને ૪૧ અંશની સમોષ્ણ રેખાની સાથે મળતી છે. ૩૨ અંશની સમોષ્ણ રેખાની ઉત્તરે કોઈજ ઠેકાણે એતી થાય છે. અને ફર, પાઈન, ને બર્ચ જાતના ઝાડો નાના થવા લાગે છે અને પછી તન્ન જતાં રહે છે.

ઉપર જે આપણે સમોષ્ણ રેખાનું વર્ણન કીધું તે રેખાઓથી પૃથ્વીના દરેક અર્ધગોળના વનસ્પતિ કટિબંધ સાતસાત થાય છે. ૧લો. તેજનાનો કટિબંધ, જે વિષુવવૃતની દરેક બાજુએ વીશ વીશ અંશલગી ગએલો છે. આ પ્રદેશની સરાસરી ગરમી ઉત્તર અને દક્ષિણ તરફના છેડા આગળ ૭૮ અંશ અને મધ્ય ભાગમા એકાશી અંશ હોય છે. ૨જો. શેલડીનો કટિબંધ, એમાં સરાસરી ગરમી ૭૮થા ૬૮ લગી છે. ૩જો. ઓલીવ અને અં

જીરનો કટિબંધ. એમાં સરાસરી ગરમી ૬૮થી ૫૯ અંશ લગી છે. ૪થો. દ્રાક્ષનો કટિબંધ. એમાં ૫૯થી ૫૦ અંશ લગી ગરમી છે. ૫મો. ઓક અને ઘઊંનો કટિબંધ. એમાં ૫૦થી ૪૧ અંશ લગી ગરમી હોય છે. ૬ઠો. ફર, પાઇન અને બર્ચનો કટિબંધ. એમાં ૪૧થી ૩૨ અંશ લગી ગરમી પડે છે. ૭મો. લાઇકનો. એ બધી જાતના વનસ્પતિ થઇ રહે છે ત્યાર પછી બરફ થાય છે.

કોઇ કોઇ વખત ઊંચા પર્વતો ઉપર ચઢતાં આ પ્રમાણે વનસ્પતિ કટિબંધો માલમ પડે છે. ઘણું કરીને વિશુવવૃત આગળના ભાગમાં જો પર્વત હોય તો એ પ્રમાણે વધારે જણાય છે. અલબત આ અનુક્રમે બધે ઠેકાણેજ થાય છે એમ ધારવું ન જોઇએ. પણ સાધારણ રીતે એમ થાય છે એવું કહી શકાય. એક મુસાફરને મૌન્ટ આરારાતની તળેટી આગળ આર્મિનિઆના સાધારણ છોડ માલમ પડયા. તેથી જરા ઉપર જતાં ઇટાલીની, પછી પારિસની, પછી સ્વિડનની. અને પછી છેક આખરે લાપલાંડની વનસ્પતિ માલમ પડી. એટના પર્વત ઉપર ચઢતાં પણ અનુક્રમે જૂદા જૂદા કટિબંધ જણાય છે.

બરફની લીટી કઇ ઉચાઇએ બરફ હમેશાં ઠરેલો હોય છે, એમ જે કલ્પિત લીટી બતાવે છે તેને બરફની લીટી કહે છે. આ લીટીની ઉંચાઇ અક્ષાંશ ઉપર અને બીજી જે વાતોથી ગરમીમાં ફેરફાર થાય છે તેના ઉપર આધાર રાખે છે. ઘણું કરીને ઉષ્ણ કટિબંધમાં તે સૌથી ઊંચી હોય છે, અને ત્યાંથી તે નીચી થતી થતી શિત કટિબંધમાં છેક પૃથ્વીની સપાટીને મળી જાય છે. વિશુવવૃત આગળ ઘણું કરીને ૧૬ હજાર ફીટ ઊંચી હોય છે અને ૮૦ અક્ષાંસ આગળ શુન્ય હોય છે. પણ ૨૦ અક્ષાંશ આગળ ૧૭ હજાર ફીટની ઊંચાઇ થાય છે.

पर्वत उपर ऊंचे जइए छीए तेमें वधारे ताप शा माटे नथी पडतो?

સૂર્ય અને પૃથ્વીના અંતરના પ્રમાણમાં બે ચાર મૈલ આપણે ઉપર જઇએ તે કંઇજ નથી, અને તેથી વધારે તાપતો નજ જણાય. પર્વત ઉપર પાણી ઠરી જાય છે, તેનું કારણ ગરમીના કિરણનું પરાવર્ત્તન પામવું છે. જ્યારે સૂર્યનાં કિરણ પૃથ્વીના સપાટી ઉપર પડે છે ત્યારે તેઓ ત્યાં એક-

ડા થાય છે, અને ત્યાંથી હવામાં પરાવર્ત્તન પામે છે. અને આસપાસના પદાર્થો ઉપર ફેંકાય છે. એ કારણને માટે પહાડ અને ઊંચી જગાઓમાં ગરમી હોય છે, તેના કરતાં મેદાનો અને. ખીંડોમાં વધારે ગરમી પડે છે. પર્વત ઉપરની ગરમી પાતળી હવામાં પરાવર્તન પામે છે. અને કાંઇ પણ એકઠી થવા માંડે તે પેહેલાં તો પવનથી વિખરાઇ જાય છે.

---

# छमासिक परीक्षामां बीजा वर्षना स्कालरोने आपेला प्रश्न.

## संस्कृत.

નીચેનાં વાક્યો ગુજરાતીમાં લખો.

(१) वस्तुन्य वस्या रोपोऽज्ञानं. वसूनाम् मदेन पुरुषाःलंघ्यन्ते. वृक्षेभ्यःशुका उदडयन्त. चित्रकूटस्य शिखरेऽवसाम. ६
प्रभुभि र्भृत्या आदिश्यन्त,विश्वस्य कर्तारं नमामि

(२) નીચેનાં ગુજરાતી વાક્યો સંસ્કૃતમા લખો

દંડકામાં નિશાચર છે — ઘરડા માણસની વાતોથી સુખ લે છે

તે ફુલોના હાર ગળામાં પેહેરે છે — દાસી ઉપર ગુસ્સે થાયછે ६

ડાહ્યા માણસના ગુણો કવિ વખાણે છે — રામની મા તેના વનમાં જવાને સારૂ શોક કરે છે

(३) प्रमदा,सखी, वातायन, कर्तृ આ શબ્દોનાં રૂપાખ્યાન લખો? ८

(४) वस् ધાતુનું વર્ત્તમાન અને અપૂર્ણ ભૂતકાળમાં કર્મણી વાચ્ય રૂપ આપો! ४

(૫) સ્મિ, મસ્ આ ધાતુનાં વર્તમાન કાળનાં રૂપ આપો! ૨

૨૫

## ચિત્ર.

(૧) ટેબલ ઉપર બે કુંજા તથા એક ચોપડી મૂકી રૂબરૂમાં તેનું પ્રત્યક્ષ ચિત્ર કઢાવવું! ૨૫

## નિશાળ પદ્ધતિ.

(૧) નિશાળનો ચાર્જ લેતી વખતનો સમય ઘણો બારીક શામાટે ગણે છે! ૮

(૨) નિશાળ ચલાવી શકવાને માટે કયા ગુણો મેહેતાજીમાં હોવા જોઇએ અને શા કારણથી! ૧૦

(૩) દૃઢતા રાખવા સારૂં હુકમ સંબંધી કયા ત્રણ નિયમ યાદ રાખવા! ૧૨

(૪) જે મૂળ તત્વો બાળબોધ લીટીમાં ઉતરાવ્યાં છે તે લખો! ૨૦

૫૦

## દફતરી કામ.

(૧) સરવૈયું કરવામાં કયાં ખાતાં કામમાં લેવાં અને માંડી વાળવામાં કયા ખાતાં કામમાં લેવાં ? ૭

(૨) સાલ આખરે જે દેવું અને લેણું નિશાળને રહે તે સરવૈઆમાં કયા ખાતામાં કેવી રીતે જણાવવું ! ૧૦

(૩) આપણા જાવક નંબર નીચે અધિકારી તરફથી શેરો થઇ હુકમ આવે તો તેને કયાં નોંધવો અને તેના ઉપર કયો નંબર નાંખવો ? ૮

(૪) આખર સરવૈયું કાઢ્યા પછી ખાતા વાર તથા એકંદર બારમી તારીજ કાઢ્યા સિવાય સઘળો હીસાબ ખરો છે એવું શ્યાથી સમજાય? ૧૬

(૫) અનાગત અને તસલમાત ખાતાની વ્યાખ્યા કરો એટલે સમજાવો? ૧૦

૫૦

૪૦૫

## મ્હોંઢાના વિષયોના સવાલ.

### લેખાં.

(૧) એક ગોળ લાકડું ૧૨ ગજ લાંબુ અને એકવડી દોરી ૨૦ તસુની થઇ ત્યારે તે કેટલા ગજ થશે. ૯

(૨) ૨૫૦ રૂ. ચૈત્ર શુદી૧૩ ને શુક્રવારથી તે અષાડ શુદી૮ ને શુક્રવાર સુધિ રહે દશ આનાની તેરીખ ૧૦

(૩) ૧૨॥ રૂ. કોયળો તો ૫ કદીઆનું કેટલું ! ૮

(૪) ૩ મણ ૧૬॥ શેર કાચો તેનું ૪૫ તોલ લેખે પાકું કેટલું ! ૬

(૫) દરરોજ ૧॥=રૂપૈઆ બેઆના વ્યાજના આવે છે અને આઠ આનાની તેરીખ ત્યારે મુદલ કેટલા ? ૭

(૬) ૩૦૦ રૂ બાબાશાઇના મુંબઇગરા કરવા હોય તો ૧૧૦ ને ભાવે કેટલા થશે ! ૧૦

૫૦

### ભૂમિતિ.

(૧) એક ત્રાપિજીયમ ચોખુણની ચારે બાજૂઓને દૂભાગોને તેઓનાં દૂભાગ બિંદુઓ સાંધી લીધાં તો સિદ્ધ કરો કે સાંધનારી લીટીઓથી થએલો ચોખુણ સમાનતર બાજુ ચોખુણ છે અને કહેલા ત્રાપિજીયમના અર્ધની બરોબર છે! ૨૨

(૨) યુક્લિડની બીજી બુકની ચૌદમી પ્રતિજ્ઞા સિદ્ધ કરો! ૨૮

૫

### વ્યાકરણ.

(૧) ઊંટડી આ શબ્દ કયા શબ્દો ઉપરથી અને કયા નિયમો પ્રમાણે થયેલો છે! ૬

(૨) સાતમી વિભક્તિના ગુજરાતી પ્રત્યયો શી રીતે થયા? ૭

(૩) છે, ના; જોવું સેવું. આ શબ્દો કયા મૂળ ઉપરથી થયા હશે! ૮

(૪) ઉપજ્યું નીપજ્યું આ શબ્દોના મૂળ કયાં? ૪

## ભૂગોળ.

(૧) ઇંગ્લાંડ અને વેલ્સમાં વેપારની સુધને સારૂ કયાં કયાં બંદર પ્રખ્યાત છે! ૭
(૨) આરોરા બોરીઆલીશ શું છે અને તેનો ઉપયોગ કયારે પડે છે? ૪
(૩) યુરોપખંડમાં મુખ્ય સંયોગી ભૂમિ કયી છે? ૬
(૪) યુરોપખંડમાં જ્વાળા મુખી પર્વતો કયા કયા છે? ૮

૨૫

## ઇતિહાસ.

(૧) મોટો પટો કયારે મેળવ્યો, કોણે મેળવ્યો, અને તેમાં મુખ્ય આગેવાન કોણ હતા? ૫
(૨) ડાને ગીલ્ડ અને એરાક્રિ એજ સમજાવો? ૪
(૩) સાલિકલા શું હતું? ૨
(૪) ફુડલસો અને મ્યુનિસિપલ ગવર્નમેન્ટ સમજાવો? ૮
(૫) ઇ. સ ૧૩૫૬, ૧૪૬૧, ૧૪૫૫, આવર્ષોમાં કયા કયા બનાવો બન્યા? ૬

૨૫

## વિદ્યા

(૧) ખગોળ ઉપર ઉર્સા મેજર નામે નક્ષત્ર બતાવો. એને અંગ્રેજીમાં અને સંસ્કૃતમાં શું કહે છે? ૩
(૨) ખગોળ વિદ્યામાં અંશનું માપ સમજાવો?. ૩
(૩) કયા કયા તારાઓને અસ્તોદય નથી? ૪
(૪) હાલ પૃથ્વી ઉપર ભૂસ્તર વિદ્યા સંબંધી નદીઓ શું કામ કરેછે તથા ભરતીઓટને સમુદ્ર મોજાં શું કરે છે? ૫
(૫) પૃથ્વીના મથાળા ઉપર ફેરફાર કરનારા બીજા સાધનો કયા છે? ૩
(૬) આકર્ષણની જાતોના નામ કહો! ૭

૨૫

| | | |
|---|---|---|
| | પાઠ આપી દેખાડવો | ૧૦૦ |
| પરભુરામ ઉત્તમરામ | હિંદુ લોકમાં નઠારા જુના ચાલ વિષે. | ૨૦૦ |
| મથુરલાલ ભોગીલાલ | યુરોપ, એશિઆ, આફ્રિકાખંડોનો મુકાબલો. | |
| માણેકલાલ આશારામ | સંધિ વિશે. | |
| | અંગ કસરત. | ૨૫ |
| | | ૩૨૫ |
| | | ૯૦૦ |

# सरक्युलर.

જા. ન. ૩ સને ૧૮૭૧-૭૨.

મુ॰ જત આસાર અમદાવાદ જીલ્લાની સરકારી
નિશાળના મેહેતાજીઓ.

અજ તરફે રાવ સાહેબ મયારામ શંભુનાથ દીપુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર અમદાવાદ વિભાગ—સલામ દીગર—લખવાનું જે ઉત્તર ભાગના મેહેરબાન આક્ટીંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ બાહાદુર પોતાના અં. મી. નં. ૬૮૭ તા. ૧૫મી જુન સને હાલનામાં ફરમાવે છે કે રજાની મંજુરી મેળવ્યા સિવાય મેહેતાજી લોકોએ રવિવારે પણ ગામ છોડી જવું નહી તા.૨૦ માહે જુન. ૧૮૭૧ મુ. વીરમગામ.

MAYARAM S.
ડે. એ. ઈ. અ. વિ.

# જાહેર ખબર.

નવા અંકગણિતની બીજી આવૃતિ છપાઈ બહાર પડીછે. જેઓ પેહેલી જુલાઇની અંદર રોકડાં નાણાં વાપરશે તેમની પાસેથી ૧-૬-૦ દર નકલના લેવામાં આવશે અને પંચ ઉપર રાખનારને સેંકડે દશ ટકા કમીશન પણ મળશે, ૫૦ થી ૧૦૦ની અંદરના ગ્રાહકને ૧૨॥ ટકા, સોથી પાંસે સુધી ૧૫ ટકા, અને તે ઉપરના રાખનારને રોકડે નાણે સેંકડે વીશ ટકા મળસે. જોઇએ તેમણે અમારી પાસેથી મંગાવી લેવાં. મુંબઇમાં ફેંગારી સ્ટ્રીટ સ્કુલના માસ્તર પ્રાણજીવણદાસ, ભરૂચ અંગ્રેજી સ્કુલમાં છગનલાલ ભૂદરજી, નડીઆદની નિશાળમાં નાથાભાઇ કાળીદાસ, રાજકોટ નાર્મલ ક્લાશમાં અને વઢવાણ સ્કુલના માસ્તર સાથે અમારી આડતછે, ત્યાંથી પણ એ ચોપડીઓ મળશે.

બાલશંકર ઉમીઆશંકર

અને

હરગોવનદાસ દ્વારકાદાસ,

છઠી ચોપડી વિષે સમજુતિ એટલે શબ્દ-વ્યુત્પતિ સબ્દાર્થ કવિતાના અન્વાય પદચ્છેદ અને બીજી જાતના ખુલાસા સાથેની ચોપડી છપાઇછે. કીમત આના ચાર. કમીશન ૧૦ થી ૫૦ સુધી દસ ટકા, ૫૦ થી ૧૦૦ ના ૧૫ ટકા અને સો ઉપરાંત વીસ ટકા રોકડેથી મળશે.

બીહારીદાસ ધનજીભાઇ

ડાહાભાઇની વાડી.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER:

August 1871.

પુસ્તક ૧૧ મું. આગસ્ટ સન ૧૮૭૧. આંક ૮ મો.

| અનુક્રમણિકા. | પૃષ્ઠ. | *Contents.* | Page. |
|---|---|---|---|




( કેળવણી ખાતાના હુકમથી. )

---

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીંટીંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.

( મૂલ વરસે રૂ ૧ )

गुजरात शाळापत्र.

પુસ્તક ૧૭ મું. અમદાવાદ. આગસ્ટ સને૧૮૭૨. અંક. ૮ મો.

# भूस्तर विद्या.

( પાછળથી ચાલુ )

સૃષ્ટિવિદ્યાની ખરી શોધ કરવામાં ભૂસ્તરવેત્તા સારી પેઠે તથા સારી રીતે જોએલા પુષ્કળ બનાવો ઉપરથી સિદ્ધાંતો બાંધે છે; એ બનાવોનો તે પ્રામાણિક પણે અને ઘણી સંભાળથી સમુદાય કરે છે; તેઓની વ્યવસ્થા કરે છે ને તેઓને સરખાવે છે; અને એવા સાધનો વડે જે બનાવો તેની આસપાસ પ્રત્યક્ષ બનતા નજરે પડે છે તેઓ ઉપરથી દૂરના અને ઓછા દેખીતા બનાવો વિષે ખુલાસો કરે છે. આપણી પૃથ્વીના ગોળાનો ઇતિહાસ તેના પાષણાદિક કવચની બનાવટ અને ગોઠવણ, તથા ભૂતકાળમાં થઈ ગએલાં પ્રાણી તથા વનસ્પતિના દટાઈ ગએલા શેષ ઉપરથી ખોળવો એ તેનો હેતુ છે. ડુંગરો ઉપરથી, ખીણોમાંથી, ધરામાંથી, નાળમાંથી, ખાણોમાંથી કે બીજે ઠેકાણેથી મુદ્દા કહાડવામાં, કે એ મુદ્દાના આધાર ઉપરથી સિદ્ધાંતો બાંધવામાં, કે તેઓની વ્યવસ્થા કરવામાં સત્ય-ભાવી વિદ્યાર્થિને ભૂસ્તર વિદ્યા તનદુરસ્તી વધારનારી અને આનંદકારી, તેમજ બુદ્ધિને આકર્ષક અને વિસ્તાર પમાડનારી માલમ પડશે.

૧૦. વળી એ વિદ્યાના ફાયદા એટલાજ સંસારોપયોગી છે. સઘળી ધાતુઓ તથા ખનીજ પદાર્થ ભૂકવચમાંથી નિકળે છે, તેથી તેઓને બરાબર પારખવાં અને એક બીજાની વચ્ચેનો ફેર સમજવો, તથા તેઓ ક્યાં હોય છે તે નક્કી કરવું, અને ક્યા તેઓ જડશે ને ક્યાં નહિ જડે એની નિશ્ચય ખબર ખાણ ખોદનારને આપવી, એ બહુજ અગત્યનું છે. વળી ડુંગરો તળે ખોદી રસ્તા પાડવામાં, નેહેરો કરવામાં, બંદરોના ખડકો પાડી નાંખવામાં, કૂવો અને વાવ ખોદવામાં, પોતાનું કામ નિર્ભય અને નિશ્ચયથી કરવા માટે

ઇજનેરે પ્રથમથી જાણવું જોઇએ કે કયી કયી પાષાણાદિ વસ્તુઓમાં તે કરવાનું છે. એ જ્ઞાન તેને ભૂસ્તર શાસ્ત્રના સિદ્ધાંતોથીજ માત્ર મળી શકે. ઇમારતને માટે પથરો પસંદ કરવામાં સલાટને એ વિદ્યા ઉપયોગી છે. પર્વતોમાં શિલા ઉપર વાયુ વગેરેની કેવી અસર થઇ હતી તે જાણીને સલાટ ઘસાઈ ખરી જતી માલ વગરની શિલાઓ વાપરશે નહિ; અને ભૂકવચના પડોનો અનુક્રમ ભૂસ્તર વિદ્યાથી જાણી જૂદે જૂદે ઠેકાણેથી એકજ જાતનો પદાર્થ ખોળી કહાડી શકશે. નીચે રહેલા કયા પાષાણના ઘસાઇ જવાથી ખેડવાની જમીન બનેલી છે, કે રાખવાના અથવા ચુંશી લેવાના ગુણ તેમાં રહેલાછે એ સંબંધી ભૂસ્તર વેત્તાના અનુમાન ઉપરથી ખેડુતને પણ ઘણું ઉપયોગીજ્ઞાન મળશે. વૃક્ષ અને પ્રાણીનાં વિદેશ ગમન તથા સ્વભાવીક સ્થળો સંબંધી, અને બીજા દેશ અને બીજી હવામાં પ્રાણી અને વનસ્પતિને રાખવા સંબંધી, માણસ જાતીનું વિસ્તાર પામવું અને તનદુરસ્તી સંબંધી, ભૂતળ ભૂગોળનો અભ્યાસ ભૂતળ વિદ્યાના મૂળતત્વો જોડે સામિલ રાખી કરવામાં આવે તોજ તે વિદ્યાનાં લક્ષણ અને પદવીને પામી શકે. સૃષ્ટિનો દેખાવ ચિતરનાર અને દેખાવ બતાવનાર માળી પણ એ વિદ્યાનો પૃથ્વીના મથાળાનો આકાર અને દેખાવના લક્ષણના સંબંધમાં અભ્યાસ કરી વાસ્તવિક લાભ મેળવી શકે. જો એવા જ્ઞાનથી કોઇ ચિતારી કે માળી થઇ શકતો નથી તોપણ એ જ્ઞાન તેઓને ભારે ભૂલ કરતાં અટકાવશે.

૧૧. ઉપલી કલમમાં કહેલા કાર્યોને માટે એ વિદ્યાનું જોઇએ તેટલું જ્ઞાન મેળવવું કઠણ નથી. આપણી આસપાસ સર્વ ઠેકાણે શોધ કરવાના પદાર્થ પથરાયલાછે. રેલવેની બાજુએ ખોદેલા ખાડા અને તેનો માર્ગ કરવાને સાફ કરેલાં કોતરો, પર્વત અને તેની ગુફા આદિ જે સ્થળોમાં આપણે ફરીએ છીએ ત્યાં યથાયોગ્ય રીતે અવલોકન કરીએ તો ભૂસ્તર વિદ્યાની અગત્યની વાતો જાણવામાં આવે. નમુના તોડી પાડવાને પાસે હથોડી અને તેઓને ઘેર લાવવાને કોથળા, વિશેષ હકીકત નોંધી લેવાને કોઇ ચોપડી, તથા ખુશીથી ચાલવાને જુવાન વિદ્યાર્થિઓને પગોની જરૂરછે. કોઇ સંગ્રહસ્થાનમાં જઇ ત્યાં રાખેલા નમુના જોવા, અને પોતે આણેલા હોય તે સરખાવવા તથા એ વિદ્યાના ગ્રંથોનો સંભાળથી અભ્યાસ કરવાથી તે

અનુભવિક શોધક થશે અને અનુભવિ જ્ઞાન મેળવશે; જે નવું અને તરેહવાર જોવામાં આવે તે નોંધી લેવું, અને દરેક નમુનાને વારેવારે હાથમાં લેઇ તપાસવા, તથા તેની પ્રકૃતિ નજરમાં ઉતરે ત્યાં સુધી જરૂર રાખી મૂકવો એથી જ્ઞાનમાં વધારો થશે, અને આગળ ચાલવું સહેલું પડશે એટલુંજ નહીં પણ તુરત અને બરોબર પારખવાની અમુલ્ય શક્તિ તેનામાં આવશે.

પુનરાવર્તન—પૃથ્વીની રચના માણસ જોઇ શકેછે તેટલા ઉપરથી તેની બાંધણી કે બનાવટની શોધ કરવી.—એ ભૂસ્તર વિદ્યાનો મુખ્ય હેતુ છે; એવું સમજાવવાનો પ્રયત્ન ઉપલી કલમોમાં કરવામાં આવ્યોછે. ઊંચામાં ઊંચા પર્વતોના શિખરથી તે ઊંડામાં ઊંડી ખાણના તળીઆ સુધીની એ પાષાણાદિક રચના સબંધી જે જાણવામાં આવ્યુંછે તે સર્વેને એકઠું કરીએ તો એ પૃથ્વીના મથાળાથી તે તેના મધ્ય બીંદુ સુધીનો અતિ સૂક્ષ્મ ભાગ છે; અતિ સૂક્ષ્મ ઉપલા ભાગને પૃથ્વીની અંદર બાકી રહેલો મોટો ભાગ કે જેના વિષે આપણા જાણવામાં કંઇ આવ્યું નથી તેનાથી નોખો પાડવા ને તેનું નામ પૃથ્વીનો પોપડો અથવા કવચ પાડ્યુંછે. એ કવચ ઘણું પાતળુંછે તથા તેમાં વિસ્તીર્ણ તરેહ તરેહના અને હરનિત્ય ફેરફાર થતા જાયછે. ભૂકવચને જ્વાળામુખીના બળે કરીને, જળવડે, કે વાયુના યોગથી તથા વનસ્પતિ તથા પ્રાણીના વધવાથી જે જે વિકારો થાયછે તે સઘળા એ કવચ ઉપર કે અંદર થાયછે. માટે તમામ ભૂસ્તર વિકારો થવાનું સ્થળ એ ભૂકવચ છે. તેના પડોની બનાવટ, સ્થિતિ અને ક્રમ કેટલા વિસ્તારમાં ફેલાએલા છે તથા તેઓમાં ફોશિલનું અવલોકન કરવાથી ભૂસ્તરવેત્તા પૃથ્વીની ગયા કાળની અવસ્થા ને તેના દેખાવ બતાવી શકેછે. પૂર્વ કાળમાં દરિઆને જમીનની વહેચણ કેવી હતી, ને તેથી તાપ અને ટહાડ સંબંધી વાયુની હાલતનો શો ફેરફાર હતો, તે. કઇ જાતની વનસ્પતિઓ અને કયાં પ્રાણી પૃથ્વી ઉપર અનુક્રમે થઇ ગયાં છે તેની ધારણા તે બાંધે છે. પૃથ્વીના ગોળાના પરમપરા દર્શણ ભેદનાં કારણ સિદ્ધ ઇતિહાસ જાણવો એ માનસિક ભૂસ્તર શાસ્ત્રનો હેતુ છે. ભૂકવચમાં રહેલી ધાતુઓ અને ખનેજ વસ્તુઓ શોધવી અને તેઓના વર્ગ પાડવા, તેઓનાં સ્થળો ક્યા છે તે અને ત્યાં તેઓનો જથો કેટલો છે તે નક્કી કરવું કે ઉદ્યોગના ખપમાં તેઓને લાવી શકાય, એ અનુભવિ ભૂસ્તર વિદ્યાનું કામ છે. સંસાર

ઉપયોગ અને માનસિક હેતું એને એકત્ર કરવાથી એ ભૂકંપાગ્ર વિદ્યા ઉપલા વર્ગનું રસીક, અને સદા ઉપયોગમાં આવે એવું શાસ્ત્ર થાયછે. એ કેળવાએલાને અભ્યાસ કરવા અને રાજકતાથી ઉત્તેજન પામવા લાયક છે.

---

# ભૂગોળ વિદ્યા.

દક્ષિણ ગોળાર્ધમાં ૫૪ અથવા ૫૫ અક્ષાંશની પેલી તરફ કોઇ વસ્તી વાળી જગા માલમ પડેલી નથી. પણ ઉત્તર ગોળાર્ધમાં ૭૦ અંશની પેલી તરફ કેટલાક અંશ સુધી માણસોનાં રહેઠાણ જોવામાં આવે છે. ઉત્તર ગોળાર્ધ અને દક્ષિણ ગોળાર્ધની હવામાં ફેરછે તેનાં ત્રણ કારણ જાણવામાં આવ્યાંછે. ૧ લું કારણ એકે ઉત્તર ગોળાર્ધ કરતાં દક્ષિણ ગોળાર્ધમાં બહું જ પાણી છે. ૨ જું. દક્ષિણ ગોળાર્ધમાં સૂર્ય રહેછે તેના કરતાં ઉત્તર ગોળાર્ધમાં આશરે આઠ દહાડા વધારે રહેછે. ૩ જું. દક્ષિણ ધ્રુવ આગળ જેટલો બરફ પેદા થાયછે તેટલો બધો બરફ ઘંઘું કરીને પ્રવાહથી વિષુવવૃત્ત તરફ એંચાઇ જાયછે, અને તેથી તે આસપાસના વાતાવરણને ટાઢું પાડી નાંખે છે. ઉત્તર ધ્રુવ તરફથી જે બરફ આવેછે તેની પણ એવાક એવીજ અસર થાય, પણ તેમાંનો ઘણાખરો બરફ જમીનથી અટકી રહે છે, અને આગળ આવી શકતો નથી. વિષુવવૃત્ત કરતાં ૨૦ અક્ષાંસ આગળ બરફની લીટી ઉંચી જાયછે, એ નવાઇ જેવુંછે પણ તેનું કારણ ખુલ્લું છે. વિષુવવૃત્ત આગળ સૂર્ય કોઇ વખત બાર કલાક કરતાં વધારે વાર ક્ષિતિજ ઉપર દેખાતો નથી, અને સંક્રાન્તી વૃત્તની પાસે ઉનાળામાં સાડાતેર કલાક લગીના પણ દહાડા થાયછે, એ કારણથી ત્યાં હવા વધારે ગરમ થાય છે, અને તેથી બરફની લીટી વધારે ઉંચી જાય છે.

ઉપલક વિચાર કરતાં એમ લાગેછે કે પૃથ્વીના મથાળાપર પર્વતો અનિયમિત ટેકરાછે, પણ જરા એ વિચાર કરીને જોઇશું તો નિશ્ચય થશે કે તે સૃષ્ટિમાં એક અગત્યનું કામ કરવાને સરજેલા છે. ઉષ્ણકટિબંધમાં હવા અને વનસ્પતિની ઉપર એની કેવી ફાયદાકારક અસર થાયછે, તે તો

આપણે જાતાવી ગયા, અને હવે જગતમાં પાણી સંબંધી જે ગોઠવણો કીધીછે, તેમાં તેઓ કેટલા અગત્યનાછે તે કહેવું જોઈએ. પર્વતો હવામાંથી જતાં વાદળાંને અટકાવેછે, આકર્ષણે કરીને સંકોચન કરેછે, અને વરસાદ, બાફ અથવા કરાના આકારમાં પૃથ્વી ઉપર પાડેછે. આ રીતે જે ભિનાશ પેદા થાયછે તે પર્વતોના છિદ્રોમાં પેસી જાયછે, અને અંદર ગુફાઓમાં અને પોલાણોમાં એકઠી થઈ રહેછે. એવી રીતે નદી નાળાં ઉત્પંન થાયછે, કેમકે જ્યારે આ પૃથ્વીની અંદરના ઝરણો ઉભરાઈ જાયછે, ત્યારે ઝરા રૂપે પાણી બહાર નીકળેછે, અને જમીનના ઢોળાણ પ્રમાણે વેહેતું જાયછે, બીજા ઝરાઓ સાથે મળેછે, અને એમ જતાં જતાં ધામ ધામ વધીને મોટી નદીઓ થઈ જાયછે. જો પૃથ્વી ઉપર પર્વતો ન હોત તો વરસાદ થવાથી પૃથ્વી ઉપર જે પાણી પડત, તે રેતીવાળી જગાઓ (રણ)માં ચૂકાઈ જાત, અને બીજે ઠેકાણે જમીન ભીની કાદવવાળી થઈ જાત. વળી પર્વતો સિવાય પૃથ્વીના પેટામાં જે ખનિજ પદાર્થોનો ખજાનો રહેલોછે તે માણસોના જાણવામાં આવત નહીં.

ઉંચામાંઉંચી જગાઓ—આન્ડિસપર્વત ઉપર આન્ટિસાનાનું ખેતર તેરહજાર ફીટ ઉંચુંછે. ક્વીટો શેહેર નવહજાર ફીટ ઉંચું છે. સેન્ટાફીડી બગોટા શેહેર આઠ હજાર ફીટ ઉંચુંછે સેન્ટબર્નાર્ડનોમઠ આઠ હજારફીટ ઉંચો, મેક્સીકોનું શેહેર સાડાસાત હજાર ફીટ ઉંચું, અને ટીટીકાકાનું સરોવર બાર હજાર ફીટ ઉંચું છે.

પર્વતોની હારોની લંબાઈ—આન્ડિસ, કોર્ડિલેરાસ, અથવા ક્રિસંકન, અને રોકી પર્વત એ દશ હજાર મૈલ કરતા વધારે લંબાઈના છે; આલ્ટાઈ પર્વત પાંચ હજાર મૈલ લાંબોછે; ચંદ્ર પર્વત ઘણું કરીને બે હજાર મૈલ. યુરલખાટખાસ અને હિમાલય એ ઘણું કરીને પંદરસેં મૈલ લાંબાછે. ડોફ્રેફીલ્ડ આશરે હજાર મૈલ લાંબો છે. કોકેસસ, આલ્પ્સ, અને એપીનાઈન્સ એ છસેંથી સાતસેં મૈલ લાંબાછે. કાર્પાથિઅન પર્વત આશરે પાંચસેં મૈલ અને પીરિનીઝ આશરે આઠસેં મૈલ છે.

મેદાન અને રણ—પૃથ્વીનું મથાળું કેટલેક જગો સપાટ દેખાય છે અથવા લગારેક ઉંચું હોય છે, તોપણ તેને મેદાન કહે છે. મેદાની જમી-

તેના ગુણ પ્રમાણે ફળદ્રુપ હોય છે, અથવા એનીને વાસ્તે ખીલકુલ નો લાયક હોય છે. યુરોપ ખંડનો ઉત્તર અને ઈશાન ખૂણા તરફનો ભાગ ઘણું કરીને એક મોટા મેદાનનો બનેલો છે. આ મોટું મેદાન જર્મન સમુદ્રથી યુરેલિયન પર્વત સુધી ફેલાયલું છે; અને એ મેદાનમાં નેધરલાન્ડ, ડેન્માર્ક, ઉત્તરજર્મની, અને ઘણુંકરીને યુરોપનો બધો રૂશિઆ આવી રહેલો છે. એ મેદાનમાં ફક્ત જાણવા લાયક ઉંચાણ રૂશિઆના વાલ્ડૈ પર્વતનું છે, જેનો ઉંચામાં ઉંચો ભાગ બારસેં ફીટ કરતાં વધારે ઉંચો નથી, પણ રૂશિઆના અને હંગરીના મેદાન શિવાય અને બાલ્ટિક તથા જર્મન સમુદ્રને કિનારે જે કાદવવાળી ઉજ્જડ જગા છે તે સિવાય યુરોપનાં બધાં મેદાનો ફળદ્રુપ અને સારી રીતે ખેડાયલાં છે. આ ખંડમાં રણ નામ આપવા લાયક કોઈ મેદાન નથી. દુનિયાંમાં સઉથી મોટું અને અજાયબ જેવું રણ સાહરાનું છે. એના નામનો અર્થ થાય છે તે પ્રમાણે તે રેતીનો દરિયોજ છે. દરિઆની પેઠે એના મથાળા ઉપર પવન લાગ્યાથી પર્વતો જેવાં ઉંચાં રેતીનાં મોજાં થાય છે, અને તે મોજાંની રેતી ઘણી ઝડપથી ચાલે છે, તેથી ઘણીવાર મુસાફરોના કાફલાને રેતીમાં દાટી નાંખેછે. કોઈ કોઈ વખત વંટોળીઆથી રેતીના મોટા સ્તંભ બની જાય છે, અને તેનાં શિખરો ઘણુંકરીને વાદળને અડકનાં હોય એમ દેખાય છે. કોઈ વખત એવા વીશ કે ત્રીશ સ્તંભો એકદમ એક દિશા તરફ ચાલતા જોવામાં આવેલા છે; અને જ્યારે તેઓ જોનાર અને ઉગતા સૂર્યની વચ્ચે દેખાય છે, ત્યારે ઘણોજ ગંભિર અને કલ્પના નહીં થઈ શકે એવો ભયાનક દેખાવ માલમ પડે છે, કેમકે સૂર્યનાં કિરણ તેમાં જવાથી તેઓ અગ્નિના સળગતા થાંભલા જેવા દેખાય છે. ખરેખર પાસિફિક મહાસાગર જે અરધી દુનિઆં ઉપર ફરી વળેલો છે, તેમાંથી જવા કરતાં પણ આ રેતીના દરિઆમાંથી જવાને ઘણું મુશ્કેલ અને ભય ભરેલું છે. એ રણમાં કોઈ કોઈ ઠેકાણે ફળદ્રુપ જગાઓ જેને ગોઢ કહે છે તે જો નહોય, તો તેમાંથી જવું અશક્યજ છે. એ જગાઓ દરિઆમાં ટાપુઓ હોય એવી જણાય છે.

અરબસ્તાનનાં, સિરિયાનાં, અને ઈરાનનાં રણો પણ નાનાં સરખાં સહારા છે. ઈરાનના મોટાં રણો સંબંધી જાણવા લાયક વાત એ છે કે તેમાંના કેટલાક ભાગ ક્ષારથી ઢંકાયલા છે, અને એ કારણથી એને એક

મોટું મીઠાનું રણ કહેછે. તે આશરે ૭૦૦ મૈલ લાંબું છે. હિંદુસ્તાનમાં ગંગા અને સિંધુની શાખાઓ વચ્ચે મોટાં રણ છે, પણ તે ઉપર વર્ણન કર્યું તેવાં ઉજ્જડ નથી.

મધ્ય એશિઆ જે કે એક મોટી ઢળતી જગાનું બનેલું છે, તેમાં ગોબી અથવા કોબીનું રણ છે. અને તેના મધ્ય ભાગમાં શામો અથવા રેતીનો દરિયો છે. ગોબીના રણની લંબાઈ આશરે બારસેં મૈલ અને પોહોળાઈ ૫૦૦થી ૭૦૦ મૈલ લગીછે. એની લંબાઇના મધ્ય ભાગમાં શામોનું રણ આવેલું છે, અને તે દોઢસોથી અઢીસેં મૈલ લગી પોહોળાઇનું છે. આ રણ ઘણું ઉંચું છે તેથી, અને વિશુવૃતથી ઘણે છેટે છે તેથી, આફ્રિકા અરબસ્તાનના રણોમાં બાળીનાખે એવી ગરમી પડેછે, તેમ અહિયાં પડતી નથી. પણ તેમાં વનસ્પતિ તથા પાણી બીલકુલ નથી. અને ઉંટ જને રેતીનાં વહાણ કહે છે, તેની મદદથીજ મુસાફરી થઈ શકે છે.

અમેરિકામાં મોટાં મેદાનો અને રણો છે. એક બાજુ ઉપર રૉકી અને આલિઘાની પર્વત અને બીજી બાજુ તરફ મેક્સિકોનું અખાત અને મોટાં સરોવર એ બંનેની વચ્ચે જેટલી જગા આવેલી છે તેને એક મોટું મેદાન કહી શકાય. આ મોટા મેદાનનો દક્ષિણ ભાગ ઘણો ફળદ્રુપ છે, પણ પશ્ચિમ અને વાવ્ય ખુણા તરફના ભાગોમા પ્રેરી એટલે ઘાસ વાળાં મેદાન છે. આ મેદાનના પશ્ચિમ ભાગમાં ઓઝાર્ક અને રૉકી પર્વતની વચ્ચે અમેરિકાનું મોટું રણ આવેલું છે. તેની સરાસરી પોહોળાઇ ૪૦૦ મૈલછે, અને રૉકી પર્વતની તળેટી સાથે બાઝીને લાંબું આવ્યું જાય છે. એના જે ભાગમાંથી ખારી નદી જાય છે, તે ભાગ એશિઆના ઉજ્જડ રણોને ઘણો મળતો આવેછે. અહિંઆંની જમીન અને ખડકો ખારવાળાં છે અને કુંટલેક ઠેકાણે સપાટી ઉપર ઉસ જોવામાં આવે છે. ઝાડ અને વનસ્પતિતો બિલકુલ છેજ નહી. એ મેદાનમા ઉનાળામાં ઘણો તાપ પડે છે અને શિયાળામાં ઠરી જવાય એવી ટાઢ પડે છે. 'પ્રેર' ઘણું કરીને એક જાતના ખરબચડા ઘાસથી ઢંકાએલી હોય છે, અને ઘણી વખત તે ઘાસ માણસના જેટલું ઉંચું વધે છે. ઓહિઓ અને મિસિસીપી નદીના કાંઠા ઉપર જે સંસ્થાનો આવેલાં છે તેમાં, અને મુખ્યત્વે કરીને રૉકી પર્વત અને

છેલ્લી નદીના વચલા ભાગમાં તેઓ ઘણાં માલમ પડેછે, અને ન્યુવાડાના પશ્ચિમ ભાગમાં કેટલાંક નાનાં પ્રેરા છે. અમેરિકામાં બીજાં મોટાં મેદાનો આમેઝોન, લાપ્લાટા, અને ઓરિનોકો, નદીના પાત્ર પાસે છે. આ મેદાનોમાં ઘાસવાળી જગાઓ ઘણી હોયછે. ચોમાસાની રૂતુમાં તેઓ લીલાણ અને વનસ્પતિથી ઢંકાઇ જાય છે. પણ (સૂકા) ગરમીના વખતમાં તેઓ રેતીનાં રણ જેવો દેખાવ ધારણ કરે છે. વેનીઝ્યુલામાં એવાં મેદાનોને લેનાસ કહે છે, અને બ્યુનોસેરિઝમાં પામ્પાસ કહે છે. વેનિઝૂયુએલાનું લેનોસ નામનું મેદાન ઓરિનોકો નદીના મુખથી તે આન્ડીસ પર્વતના તળેટી સુધી ૨૦૦ લીગ લાંબું ગયેલું છે. અને બ્યુનોસેરિઝનું પામ્પાસ પારાગ્વે નદી અને આન્ડીસ પર્વતની વચ્ચે ઘણે દૂર લગી ફેલાયલું છે. જંગલી ઢોરનાં મોટાં ટોળાં આ મેદાનો ઉપર ભમ્યા કરે છે.

અમેરિકામાં તેની ઉંચાઇને માટે ઘણી પ્રસિદ્ધ પ્લાટુ અથવા ઢળતી જગા ટિટિકાકાની છે. એ જગાનું ક્ષેત્રફળ અરાઢ હજાર ચોરસ મૈલ છે. અને તેની સરાસરી ઉંચાઇ તેર હજાર ફીટ છે. ક્વીટોની વસ્તીવાળી અને સારી રીતે ખેડાયલી પ્લાટુ ૯૬૦૦ ફીટ ઉંચી છે; અને મેક્સિકોમાં એનાહુએક નામની મોટી ઢળતી જગા છે તે ૭ હજારથી નવ હજાર ફીટ ઉંચી છે.

## [1]पुस्तकोनी पहोंच.

મરાઠી ઉપરથી મોટા માધવરાવના નાટકનો તર્જુમો, ભાઇ ગણપતરામ વેણીલાલનો કરેલો. એ નાટકમાં કરૂણારસ ઠીકછે અને ભાષાંતર સારૂં થયુંછે—મનસુખ ગરબાવળી મેહેતાજી મંછાભાઇ પેથાભાઇની રચેલી. એમાં બોધ સારો કીધોછે,—પાંચમી ચોપડીમાં આવેલો ઇતિહાસ ખુલાસાવાર બનાવનાર સૈયદ અમીરઅલ્લી હસનઅલ્લી. એ શખ્સ ટ્રેનિંગ કાલેજમાં ભણેછે, અને તેથી એનો ઉદ્યોગ વખાણવા લાયક છે.—શબ્દાર્થકોશ ભાગ ૨ જો, બનાવનાર મિ૰ દોલતરામ મણિરામ તથા રેવાશંકર એંગારામ ભટ.

---

૧. બાલોપયોગી વિષયો વધી ગયાથી આ બાબત ઉપર બરાબર ધ્યાન અપાતું નથી.

# પેહેલા વર્ષની છમાસિકમાં લેખનની પરીક્ષાના પ્રશ્ન.

## અંકગણિત.

સવાલ પેહેલો. એક માણસ ૨૫ વર્ષની ઉમ્મરે થયો તે વખતે સેંકડે ૫ ટકા પ્રમાણે વ્યાજ આપીને પોતાની જીંદગીનો વીમો રૂ ૫૦૦) નો ઉતરાવ્યો. અને ત્રણ વર્ષ પછી તે મરી ગયો તો એણે વીમા વાળાને ત્યાં જે કંઇ રૂપીઆ ભર્યા તેનું સેંકડે ચાર ટકા પ્રમાણે ચક્રવૃદ્ધિ વ્યાજ ગણીએ તો વીમા વાળાને ખોટ શી? માર્ક ૧૧

સવાલ ૨ જો. ચાર ટકા વ્યાજની ૮૦ ના ભાવની રોકડાની લોન લીધી અને તેનું એક વર્ષનું વ્યાજ લીધા પછી તે (લોન) ૧૪ ટકા ડીસ્કોટ એટલે ૮૬ ના ભાવે વેચી તો તે રોકડે લેવાથી તેને સાએ વ્યાજ શું મળ્યું હશે. માર્ક ૯

સવાલ ૩ જો. ૯-૧૦-૧૫ રૂપીએ રતલના ભાવના કેસરમાં ૭ રતલ ૧૧ ના ભાવનું મેળવી તે મિશ્ર ૧૪ રૂપીએ રતલ થવાને તે દરેક જાતનું કેટકેટલા રતલ લેવું? માર્ક ૧૦

સવાલ ૪ થો. ૫૦૯૭૯૬ આ સંખ્યા કયી બે બરોબર સંખ્યાના ગુણાકારની બનેલી છે. માર્ક ૧૦

સવાલ ૫ મો. ભાગાકારમાં ભાજકાંક અને ભાગાકાર આ બે સંયુક્ત સંખ્યા આવે કે નહીં? માર્ક ૧૦

કુલ માર્ક ૫૦

## અક્ષર ગણિત.

સવાલ ૧ લો. જ્યારે $\text{अ}=२$ $\text{च}=३$ $\text{क्ष}=६$ અને $\text{य}=५$ હોય, તો $\text{अ}+२\text{क्ष}-[\text{च}+\text{य}-\{\text{अ}-\text{क्ष}-(\text{च}-२\text{य})\{\ ]$ આની કીમત શી? માર્ક ૬

સવાલ ૨ જો. $\text{क्ष}(\text{क्ष}+१)(\text{क्ष}+२)(\text{क्ष}+३)+१=(\text{क्ष}^{२}+३+१)\ २$ આ બે પદ બરોબર છે એવું દેખાડો. માર્ક ૬

સવાલ ૩ જો. $(\text{ક્ષ}^{૨}+\text{અ}^{૨})\div(\text{ક્ષ}+\text{અ})$ આનો ભાગાકાર કરો. માર્ક ૭

સવાલ ૪ થો. $\text{ક્ષ}(\text{ક્ષ}^{૨}-૨\text{ક્ષ}+૧)$ ક્ષ ને એમાં ય−૨ એમાં મૂકીએ તો કિમ્મત શી? માર્ક ૬

કુલ માર્ક ૨૫

## ભૂમિતિ.

સવાલ ૧ લો. ગોળ આરસ ત્રાપિજ્યમ અને લંબાઈ એઓની વ્યાખ્યા કરો. માર્ક ૮

સવાલ ૨ જો. દશમું પ્રત્યક્ષ પ્રમાણ અને બીજુ સ્વીકૃત પક્ષ સમજાવો. માર્ક ૬

સવાલ ૩ જો. આઠમી પ્રતિજ્ઞા સિદ્ધ કરો. માર્ક ૧૧

કુલ માર્ક ૨૫

## કવિતા.

જગતમાં જન્મીને મોજ બહુ માંડવી, એમ નહીં તો રૂદે રોષ આણો.
કામ એ માંયનું કામ આ ઠામમાં છે નહીં એમ આપેજ જાણો.
પણ બહુ પ્રેમથી નિત્યના નેમથી આજથી થાય કાલે વધારો.
એમ ઉદ્યમ કરી કામ શુ આદરો વાંદરો વેમ આણે નઠારો.

સવાલ ૧ લો. ઉપર લખેલા છંદમાં જે અક્ષર ઉપર તાળ હોય તેવા ઉપર ચોકડી કરો.

સવાલ ૨ જો. ઉપર લખેલા છંદમાં ગણના અક્ષર કરો.

સવાલ ૩ જો. ,, એનો અન્વય કરો.

કુલ માર્ક ૩૦

## વ્યાકરણ.

સવાલ. ૧ લો. કયા સર્વનામને જાતિના પ્રત્યય નથી લાગતા અને જાતિ વચન અને વિભક્તિના પ્રત્યય કોને કોને લાગે છે. માર્ક ૩

સવાલ ૨ જો. સાધિત ક્રિયાપદ કેટલી રીતે થાય છે તે ઉદાહરણ સહિ-

માર્ક ૩

ત લખો.

સવાલ ૩ જો. ક્રિયાપદનું મૂળ અને ધાતુ એટલે શું. માર્ક ૨.

સવાલ ૪ થો. સકર્મક ક્રિયાપદના વર્ગ અને તેના અર્થ લખો. માર્ક ૨

સવાલ ૫ મો. ભેદકયા કયા છે ને તેઓના અર્થ તથા પ્રત્યય લખો માર્ક ૨

સવાલ ૬ ઠો. કાળ તથા કૃદંતના પ્રત્યય લખો. માર્ક ૯

સવાલ ૭ મો. શેઠની પાસે જઈને મેં અરજ કરવા કર્યું પણ ધૂળ ઉપરે લીપણ એનું પદચ્છેદ કરો. માર્ક ૮

સવાલ ૮ મો. ડિક્ટેશનમાં બુદ્ધિ પ્રકાશમાંથી દશ લીટીઓ. માર્ક ૧૦

કુલ માર્ક ૪૦

## ભૂગોળ.

સવાલ ૧ લો. હિંદુસ્તાનનો નકશો કાઢો ને તેમાં મુખ્ય પર્વતની હાર બતાવો અને દરેક હારના બંને છેડા આગળ જે ગામ આવ્યાં હોય તે લખો. માર્ક ૧૨

સવાલ ૨ જો. એશિઆ ખંડની ઘણી મોટી નદીઓ કયા ભાગમાંથી નિકળે છે અને તે કોને કોને મળે છે તે નામ સહિત લખો. માર્ક ૮

સવાલ ૩ જો. અમેરિકા ખંડને લગતા બેટો હોય તે કહો. માર્ક ૫

સવાલ ૪ થો. નીચે લખેલી જગાઓ ક્યાં છે અને તે શાને માટે પ્રખ્યાત છે તે લખો:-મહાબળેશ્વર, લિવરપુલ, સેબાસ્ટોપોલ, મગદલા, ગોવા, સિનાઈ, સેડાન, ઢાકા, સિમલા, મારસેલ્સ, બાલ્ટિમોર, વઝીરાબાદ, બગદાદ, કાલેસ અને જેરૂસલેમ. માર્ક ૭

સવાલ ૫ મો. કરિઆવનાં નામ અને તેની હદ બતાવો. માર્ક ૫

સવાલ ૬ ઠો. અક્ષાંશ અને અક્ષાંશ વૃતમાં ફેર શો તે લખો. માર્ક ૩

કુલ માર્ક ૪૦

## ઇતિહાસ.

સવાલ ૧ લો. નીચેની જગો આગળ કોની લડાઇઓ થઇ હતી

વાગ્રામ, વાટરલુ, આસ્તરલીતસ, મારાથોન, ઝામા અને કાસ્સેલિયા. માર્ક ૬

સવાલ ૨ જો. નીચે લખેલા વર્ષમાં શી શી વાતો બની?
ઇ૦સ૦પૂ૦ ૫૩૮, ૫૦૯, ૧૬૦, ૧૪૬, ઇ૦સ૦૮૮૭, ૧૬૦૩, ૧૭૬૦, ૧૮૫૭. માર્ક ૧૦

સવાલ ૩ જો. સ્વતંત્ર સંસ્થાન કયારે ને શા કારણથી થયાં? માર્ક ૫

સવાલ ૪ થો. પોપની સત્તાની ચઢતી અને પડતીનું વર્ણન કરો. માર્ક ૫

સવાલ ૫ મો. આબરામના વખતથી તે તેમના મૂનક ઉપર સિંકદરે ચઢાઇ કરી ત્યાં સુધીની યહુદી લોકોની હકોગત લખો. માર્ક ૫

સવાલ ૬ ઠો. સિકંદરના મુઆ પછી તેના રાજની વેહે'ચણ શી રીતે થઇ. માર્ક ૪

કુલ માર્ક ૩૫

---

# केळवणीखातानी खबरों.

મોજે અંબાડા પ્રગણે સુપાની સરકારી નિશાળનું મકાન બંધાવ્યું તેનુ તારી. ૧૫ મી ફેબ્રુઆરી સને હાલને રોજ કરયું તે વખત ગામના ાસારા સદ ગૃહસ્થોની સભા ભરાઈ હતી, અને વાજતે ગાજતે ગામમાં મકાનમાં આવ્યા હતાં. મકાનમાં આવ્યા પછી મેહેતાજીએ વિદ્યાથી ફાયદા વિષે ભાષણ કર્યું. ત્યારબાદ સભામાં ભીરાજેલા નીચે લખેલા સખશોએ રૂ ૧૨–૧૨–૦ ની રકમ ભેગી કરી તેની નીચે મુજબ બાવસ્થા કીધી.

આપનારના નામ.

| | |
|---|---|
| ૧–૦–૦ લાલા દલા માસ્તાન. | ૧–૦–૦ દયાલ ફુલભ સુનાર. |
| ૦–૮–૦ ઉગતના ભાવજી મકા. | ૧–૦–૦ લાલા નારણજી. |
| ૧–૦–૦ શીગોદના પટેલ વજ્ઞળ હરી. | ૧–૦–૦ નારણજી બુલા. |
| ૫–૪–૦ પરશુરણ લોકો તરફથી. | ૧–૦–૦ માવજી લાલા. |
| ૦–૮–૦ પટેલ સંકર જીવન. | ૦–૮–૦ ટોંગીના પટેલ કલા ભાણા |

કુલ. રૂ ૧૨–૧૨–૦

ખરચ કર્યા તેની વીગત.

૧- ૦-૦ મીઠાઈ છોકરાને. ૦-૪-૦ પાન સોપારી.
૦-૧૨-૦ વાજીંત્ર વાળાને. ૦-૮-૦ બ્રાહ્મણને
૧૦- ૪-૦ ભોજન ખરચ છોકરાને જમાડ્યા તેના.

કુલ રૂ ૧૨-૧૨-૦

મોજે તડકેશ્વર પ્રગણે માંડવીની સરકારી નિશાળમાં તા. ૪ થી ફેબ્રુઆરી સને હાલને રોજ માંડવીના દેશાઈ અંબેલાલ ગોપાળજી તથા ઈજારદાર મોહોનરામ ગોવીંદરામ એઓ નિશાળ કમેટીનાં મેમ્બર સાથે પધારી પરીક્ષા લઈ દેશાઈ અંબેલાલ ગોપાળજીએ છોકરાઓને પતાસાં વેહેચ્યાં.

કસ્બે બોઢાણ પ્રગણે માંડવીની સરકારી નિશાળમાં તારીખ ૨૫ મી જાનેવારી સને હાલને રોજ માંડવીના મામલતદાર સાહેબે પધારી પરીક્ષા કરી રૂ૧)ના પતાસાં વેહેચ્યાં તેમજ તા. ૩ જી ફેબ્રુઆરી એ વીઝીટર વજેરામ પ્રાણશંકરે પરીક્ષા કરી નીચે લખેલા સખસો એ રૂ ૨) નું ઈનામ વેહેચ્યું.

૦-૮-૦ વીઝીટર વજેરામ પ્રાણશંકર, ૦-૮-૦ તેસીલદાર પટેલ રણછોડ સામજી,
૦-૮-૦ મેહેતાજી પ્રાણજીવન દુર્લભરામ, ૦-૮-૦ સોની પ્રાણજીવન પુરૂષોતમ,

મોજે સીસદ્રા પ્રગણે મુઘાની સરકારી નિશાળના નવા મકાનનું વાસ્તું તારી, ૨ જી જાનેવારી સને, ૧૮૭૧ ને રોજ કીધું તે વખત ગામના સારા સારા સદગૃહસ્થ બીરાજ્યા હતા તે વખત કાળીઆવાડીના મેહેતાજી હરીશંકર ગવરીશંકરે ભણવા વીશે બોધ કરયો ત્યાર બાદ નીચે લખેલા સદગૃહસ્થોએ રૂ૨૬-૮-૦ ની રકમ ભેગી કરી નીચે મુજબ વ્યવસ્થા કીધી.

રકમ ભરનારનુ નામ.

૧-૦-૦ પટેલ ગલા હરી. ૦-૮-૦ શેઠ નેમા ભાગચંદજી.
૨-૦-૦ શેઠ. કસના મનાજી, ૧-૦-૦ કાના પરાગ કણબી.
૧-૦-૦ સોની જગન કુબેર. ૧-૦-૦ શેઠ. નરશાહ ભાગચંદજી.
૧-૦-૦ શેઠ સામજી વાસાજી. ૧-૦-૦ સોની કુબેર નથુ.

| | |
|---|---|
| ૧-૦-૦ કણબી માવજી ગોવદ. | ૦-૮-૦ નથુ લાલભાઈ. |
| ૧-૦-૦ સોની ચાદાલજી કુબેર. | ૧-૦-૦ તલાટી કલ્યાણજી નારણજી. |
| ૧-૦-૦ શેઠ રામા પનાજી. | ૧-૦-૦ સોની જીવન રૂપજી. |
| ૦-૮-૦ શેઠ નાહાલચંદ અમીચંદ | ૧-૦-૦ કણબી લાલા મેઘા |
| ૧-૦-૦ શેઠ મેગા ગોવાજી. | ૧-૦-૦ શેઠ પેમા વદાજી. |
| ૧-૦-૦ કણબી રઘા હરી, | ૦-૮-૦ કણબી દયાળ હરી, |
| ૧-૦-૦ પટેલ મોરારજી કલ્યાણજી | ૦-૮-૦ જીવણ હરી કણબી. |
| ૧-૦-૦ સોની પરાજી રૂપજી. | ૧-૮-૦ શેઠ ચંદા બાગચંદજી |
| ૧-૦-૦ પરાગ અપુભાઈ. | ૧-૦-૦ શેઠ વજા હીરાજી. |
| ૧-૦-૦ સોની ગીરધર વાલજી. | ૧-૦-૦ ડાહ્યા હરીભાઈ, |
| ૧૪-૮-૦ | ૧૨-૮-૦ |

ખરચ થયો તેની વીગત,

| | |
|---|---|
| ૧-૦-૦ પતાસા, | ૨-૦-૦ બ્રાહ્મણોને દક્ષણા. |
| ૧-૦-૦ પાન સોપારી, | ૧૧-૦-૦ છોકરાનેજમાડ્યા તેના. |
| ૧-૦-૦ કલગી તથા હાર; | ૦-૮-૦ ઢોલીને, |
| ૧૦-૦-૦ મેહેતાજીને પાઘડીના | |

કુલ રૂ ૨૭-૦-૦

મોજે દેલાડવા પ્રગણે ચોર્યાશીની સરકારી નિશાળમાં તારીખ ૧૪ મી જાનેવારી સને ૧૮૭૧ને રોજ પુરૂજણના દેશાઈ સુંદર જીવાજી પધારયા હતા તે અભ્યાસ જોઈ ખુશી થયા તેથી રૂ ૧) ના પતાસાં વેહેચ્યાં,

કસ્બે બોઠાણ પ્રગણે માડવીની સરકારી નિશાળમાં તા. ૩ મારચ સને હાલને રોજ સુરત વિભાગના દીપુટી. એજ્યુકેશનલ ઇનસ્પેકટર સાહેબે પરીક્ષા કરી ત્યારે ઠાકોર કાણભા-ગણપતસંગજીએ રૂ ૧) ના પતાસાં વેંહેચ્યાં.

કસ્બે ઉદવાડા જીલ્લે સુરતની સર જમસેદજીની નિશાળમાં તારી. ૨૫ મી મારચ સને હાલને રોજ-સુરત જીલ્લાના ફર્સ્ટ આસીસ્ટંટ કલેકટર સાહેબ પધારી પરીક્ષા કરી ખુશીથયાને રૂ ૪) ચારની મીઠાઈ છોકરાઓને વેંહેચી.

મોજે દેગામે પરગણે ચોખલી જીલ્લે સુરતની સરકારી નિશાળમાં તારી. ૯ મી એપ્રીલ સને હાલને રોજ કસ્બે ઉદવાડાની સર જમસેદજીની નિશાળના મેહેતાજી ભગવાનદાસ કલ્યાણદાસે પધારી પરીક્ષા કરી ખુશી થઇ ઉપલા બે છોકરાને દરેકે ને ચાર ચાર આનાનુ રોકડું ઇનામ આપ્યું. તથા આઠ આની મીઠાઇ સરવે છોકરાને વેહેચી.

કસ્બે વાંસદા જીલ્લે સુરતની નિશાળમાં તા. ૪ થી એપ્રીલ સને હાલને રોજ મેહેરબાન ઉતર ભાગના એજ્યુકેશનલ ઇનસ્પેકટર સાહેબ ત્યાંના રાજાસાહેબ મહારાજ કુંવરશ્રી ગુલાબસીંહજી અને પંચના મેમ્બરો અને ગામના સારા સદ્ગૃહસ્થો અને શાસ્ત્રી અંબારામ પ્રેમશંકરે એઓની સાથે પધારી પરીક્ષા કરી. મેહેરબાન ઇનસ્પેકટર સાહેબે ખુશી થઈ મેહેતાજીને સરટીફીકટ આપ્યું અને રાજાસાહેબે રૂ૯-૧૪-૬ નુ ચોપડીનું ઇનામ છોકરાઓને આપ્યું. મેહેરબાન ઇનસ્પેકટર સાહેબે ગીર્વાણ ભાષામાં શાસ્ત્રી અંબાશંકર સાથે ભાષણ કર્યું બાદ સભા બરખાસ્ત થઈ.

કસ્બે પારડી જીલ્લે સુરતની સરકારી નિશાળમાં તા.૨૨ મી મારચ સન૧૮૭૧ને રોજ ખરીદ કરેલા રૂ૨૮૦૦) ના નવા મકાનમાં વાસ્તુ કર્યું તે વેળાએ છોકરા તથા છોકરીઓના વર્ગો અનુક્રમે ગોઠવ્યા કસ્બાના મામલતદારસાહેબ તથા સારા સારા સદ્ગૃહસ્થો સાથે વાજતે ગાજતે નવા મકાનમાં આવ્યાબાદ તાલુકામાસ્તર જટાશંકર પ્રેમશંકરે વિદ્યા વિષેનિબંધ વાંચી સંભળાવ્યો ને લોકોને પોતાના છોકરા મોકલવા સુચના કીધી બાદ રીડીગરૂમના થતા ફાયદા વીશે તેનો ગયા સાલનો હીસાબ અને તે સરા પાયાપર લાવવા વિશે ભાષણ કર્યું હતું. બાદ નીચે મુજબ રૂ૮૧-૪-૦ ની રકમ એ રીડીગરૂમ ખાતે તે લીષ્ટમાં ભરાઈ તેઓનાં નામ. નીચે મુજબ.

૬-૦-૦ મામલતદારસાહેબ નરશીલાલ રેવાદાસ.
૬-૦-૦ ફોજદારસાહેબ ઉત્તમરામ પ્રાણસુખરામ.
૬-૦-૦ ડાકટરસાહેબ બાળકૃષ્ણહરી
૬-૦-૦ તાલુકામાસ્તર જટાશંકર પ્રેમશંકર.
૬-૦-૦ આતમારામ માણેકલાલ કારકુન.
૬-૦-૦ રામશંકર ગોપાળજી કન્યાશાળાના મેહેતાજી.
૬-૦-૦ નરભેરામ રરેરામ એજન આસીસ્ટંટ.

૧૧-૪-૦ શેઠ હોરમજજી ગાંડાભાઈ (ગુજરાતમીત્ર)
૬-૦-૦ શેઠ દામોદર માણેકલાલ.
૬-૦-૦ શેઠ નરભેરામ માણેકલાલ.
૬-૦-૦ શેઠ ઉતમરામ ગજરામ.
૪-૦-૦ શેઠ પેસાભાઈ જુલા પારડીના.
૨-૦-૦ શેઠ હરગોવનદાસ કાહાનદાસ.
૨-૦-૦ શેઠ નંદલાલ રામજી.
૨-૦-૦ શેઠ ડાહ્યાભાઈ અમરચંદ.

કુલ ૨૮૧-૪-૦

ઉપર મુજબ રૂ ૨૮૧-૪-૦ રીડીંગરૂમશારૂ થયાબાદ ભરૂચીના મેહેતાજી પ્રાણજીવનદાસ આતમારામે રૂ૨૦) ની પાઘડી તાલુકામાસ્તર જટાશંકરને આપી. ત્યારબાદ ફસ્ટ કલાસ કોનસ્ટેબલ મોસ્તર અમરૂદીન મહમદસાહેબે મુસલમાનના છોકરાને કેળવણી લેતા નથી. તેથી તેની હાલત કેવી છે તે વીશે, અને ત્યારબાદ કારકુન આતમારામ માણેકલાલે છોકરા અને મેહેતાજીનો ધર્મ શુ છે તે વીશે, ને ત્યાર પછી કન્યાશાળાના મેહેતાજી રામશંકર ગોપાળજીએ સ્ત્રી કેળવણી વીશે ભાષણ કર્યું. બાદ હાલ જે છોકરા ઇંગ્રેજી ભણે છે ને તે ગરીબ અવસ્થામાં છે તેમાંના ચારની તેમની વૃતી ચાર આના ફી દરેકની નીચે લખેલા સખ્સોએ ભરવાની ખુશી બતાવી છે, તેઓનાં નામ. તલાટી કાશીદાસ મથુરદાસ. કારકુન આતમારામ માણેકલાલ. (વલસાડથી આવેલા સખસોમાંના) નરભેરામ માણેકલાલ. દામોદર માણેકલાલ. ઉપર પ્રમાણે હકીકત થયાબાદ આશરે સાત વાગે સભા બરખાસ્ત થઈ.

જાવક નંબર ૨૮૦ સન૧૮૭૧-૭૨.

તા.૨૭ મે સ.૧૮૭૧.

MOHANLAL R.

દીપુટી એજયુકેશનલ ઇનસ્પેકટર.

સુરત.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

September 1871.

પુસ્તક ૧૧ મું. સપટેંબર સન ૧૮૭૧. અંક ૯ મો.

| અનુક્રમણિકા. | પૃષ્ટ. | *Contents.* | Page. |
| --- | --- | --- | --- |
|  |



( કેળવણી ખાતાના હુકમથી. )

અમદાવાદ-મધ્યે માણાની હવેલીમાં યુનાઇટેડ પ્રીંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.

( મૂલ વરસે રૂ ૧ )

गुजरात शाळापत्र.

પુસ્તક ૧૦ મું. અમદાવાદ, સપટેંબર સને૧૮૭૧. અંક ૯ મો.

# भूस्तर विद्या.

## પ્રકરણ ૨જું.

ભૂકવચ ઉપર અસર કરનારાં તથા તેની બાંધણી અને હાલતમાં વિકાર કરનારાં કારણો.

આ પ્રકરણમાં કહ્યા પ્રમાણે ભૂસ્તરવિદ્યાનો હેતુ ભૂકવચની બાંધણી કે બનાવટનો અને તેની પાછલી હાલતનો ઈતિહાસ જાણવાનો છે. વિકાર નીપજાવનારા ઉપાધિઓને આધિન એ પોપડો નહોત, તો પૃથ્વીનો દેખાવ પ્રથમ જ્યારે તે સરજાઈ ત્યારે જેવો હતો તેવોજ અદ્યાપિ સુધી હોત. પાણી અને ભોંયના સ્થળો તેનાં તેજ રહ્યાં હોત; મથાળાના પર્વત, ખીણ અને મેદાનની ગોઠવણ તેવીને તેવીજ હોત; અને વનસ્પતિ અને પ્રાણિનાં રૂપો એક સરખાં હોત; એવું હોતતો ચાલુ વિકાર અને વધારાનો ઈતિહાસ થવાને બદલે ભૂસ્તર વિદ્યા હમેશ એક સરખા રહેનાર દેખાવોનું વર્ણન માત્ર હોત. પણ એવું *બિલકુલ નથી, જે કાળથી પૃથ્વી સુ*ર્યની આસપાસ ભ્રમણ કરવા લાગી અને પોતાના આંસઉપર ફરવા માંડી તે ક્ષણથી લાગલાગટ વિકાર અને વધારાનું થવું હમેશ જારી છે. વાયુ, આકાશ અને વર્ષાદ. ઝરણ, વેહેળા અને નદીઓ, ભરતીઓટ, મોજાં, અને પ્રવાહ, ધરણીનું ધ્રુજવું અને જ્વાળામુખીનું કાંઠી કાંઠી ઉપર આવવું, વનસ્પતિ અને પ્રાણિનું ઉગવું, અને વારાફરતી નાશ પામવું; અને રસાયણી કરણી; એ સર્વ ભૂકવચ જે પદાર્થનું બનેલુંછે તેઓને છુટા પાડવા, એકઠા કરવા, અને ફરી એ સર્વનું હમેશનું વલણ ગોઠવવાનું છે.

૧૩. કેટલાએક દેશ જોડે સરખાવી જોતાં આપણાં મુલકમાં ઓછા

ફેરફાર થતો માલમ પડતો નથી, તેથી એ વિકાર પમાડનારાં કારણોની અસરને જોઇએ તેટલું વજન તમે આપશો નહિ. આપણી બાલ્યાવસ્થાથી તેજ ઝરા અને તેજ પ્હોણે, તેજ ખેતરો અને તેજ વેહળા તથા પર્વતો જોઇએછીએ; અને તે ઉપરથી એવું અનુમાન કરીએ કે થોડો અથવા કાંઈ ફેરફાર થતો નથી. પરંતુ વધારે લક્ષ આપી અવલોકન કરવાથી કંઇ ફેરફાર થતા જોઇએછીએ. એ ફેરફારો આપણી આસપાસ હરરોજ અને હર વરસે થયાં જાયછે. નદી પોતાના તળિઆને ઉંડું કરેછે. ભરતી અને મોજાંથી દરિયાના કાંઠાના ડુંગરો ઘસાઇ જતા જોઇએછીએ, ઝાકળથી અને વરસાદથી પથરનાં મથાળાં તૂટી પડે છે. સમુદ્રની ખાડીઓ અને નદીઓ ભરાઇ જાયછે અને નદીમાં બેટ પડેછે. સરોવરો પુરાઇ જાયછે અને તેના કેટલાએક ભાગમાં ફક્ત કાદવ રહેછે. અને તેમાં રાડાં, ઘાસ વિગેરે ઉગે છે. એ બધું વીશ કે ત્રીશ વરસની અંદર જોવામાં આવે છે ત્યારે જો વીશ કે ત્રીશ વરસમાં એટલો ફેરફાર થાયછે તો સેંકડો વરસમાં કેટલો ફેરફાર થાય અને એવા સેંકડાને સેંકડાએ ગુણતાં જે વરસ થાય તેટલા બધા વરસોમાં શો ફેરફાર થાય ? એથી પણ વધારે કહેવાનું એછે કે જ્યાં શાન્તિ અને સ્થિરતા છે ત્યાં એવો વિકાર જોવામાં આવેછે તો આખી પૃથ્વી ઉપર કેટલો વિકાર થવાની આશા રાખીએ? અને વિશેષે કરીને જે દેશોનાં સરોવરો આપણા દરિયા જેવડાં છે, અને જે દેશોની નદિયો જોડે મુકાબલો કરતાં આપણી નદિયો નેહેરો જેવી જણાય છે, અને જ્યાં વરસાદના તો ધોધવા પડેછે, જ્યાં પુર આવ્યાથી જમીનનો બધો દેખાવ વડો થઈ જાય છે, ભૂકંપથી પ્રાંતો એમના એમ નીચા પડી જાયછે, અને જ્વાળામુખીમાંથી પ્રદેશ ઉંચા થઇ જાયછે અને નવા પર્વતો આવેછે એવા મુલકોમાં તે કેટલો બધો ફેરફાર થતો હશે? એ રીતે નજર દોડાવ્યાથી, લક્ષ પૂર્વક નિરિક્ષા કરનાર ખોળી કહાડે છે કે હમેશ એક હાલતમાં ભૂકવચ નરહેતાં સદા વિકાર પામતું છે. અને ભૂતકાળનાં સેંકડો વરસાં પર એ રીતે નજર પહોંચાડશે તો તેના સમજવામાં તરત આવશે કે જળ ત્યાં સ્થળ અને સ્થળ ત્યાં વારે વારે જળ થયાં કરે. જૂના પર્વતની હારો તૂટી કે ઘસાઇ શી રીતે ગએલી હશે અને નવા પર્વતો થવાનો સમુદાવ શી રીતે થયો હશે, સરોવરનાં તળીઆંપર માટીનો જમાવ થવાથી તેઓ ઉંચા આવી ખેડવા

બાપક જમીન શીરીતે થઈ હશે, તથા પ્રાચીન જમાનાના સમુદ્ર કાંઠાની રેતી કે માટી બંધાઈ જઈ તેઓના નક્કર થર શીરીતે થયા હશે એ તેનાં જાણવામાં આવશેજ.

૧૪ એ વિકારી ઉત્પન્ન કરનારા ઉપાધીઓ સર્વત્ર છે. અને અહર્નિશ તેમનાં કામો કર્યાં જાય છે. તથા સઘળા ભૂસ્તરે બનાવનાં મૂળ છે, તેથી તેઓ ક્યાં અને કેવાં છે અને કેવી રીતે ક્રિયા કરેછે તે જાણવાની અંહીં વિદ્યાર્થીને જરૂર છે. પૃથ્વીનો ગોળાકાર, અને તેનું દર રોજનું પોતાની ધરી ઉપરનું ભ્રમણ; તેમજ પૃથ્વીની આસપાસ જે વાતાવરણ રહેલું છે તેનો સ્વભાવ તથા તેમાં વાદળાં વરસાદ, વાયુ, વાવાઝોડું, વિગેરેનું તોફાન; તથા વાયુની સ્થિતિના બોજા ફેરફારો જેમાં થાય છે તે; તથા જે વડે સૂર્યની ગરમી અને અજવાળું પૃથ્વી ઉપર પ્રસરે છે તે; અને પૃથ્વીની સપાટી ઉપર સૂકી જમીન અને પાણીની વેહેંચણ; તથા જુજવા ખંડોમાં પૃથ્વીની સામાન્ય રચના; તેઓના પર્વતની હારો, મેદાન, અને ખીણો; તેમજ તેઓપર વસનારાં પ્રાણિં અને વનસ્પતિનાં સામાન્ય લક્ષણ એ સર્વ તમે જાણો છો એવું આપણે માનીએ. ભૂકવચમાં ફેરફાર કરનારાં કારણોની ઝીણી તપાસ હવે આપણે કરીએ.

૧૫ એ કારણોને નીચે પ્રમાણે ગોઠવી શકીએ

૧ વાતાવર્ણિક કાર્ય;

૪ રસાયની એટલે પદાર્થોની એક બીજા ઉપર રસાયની ક્રિયા થવાથી;
૫ અગ્નિથી થનારાં; એટલે પૃથ્વીના મધ્ય ભાગે ઉંડાણમાં રહેલી ઉષ્ણતાના સંબંધ ઉપરથી જે કાર્ય થાય છે તે; પૃથ્વીની રચના આ ઉપરથી, સર્વ કારણો વ્યુત્પન થએલાં છે. તેથી તેઓ સર્વત્ર પ્રત્યક્ષ છે. અને અહર્નિશતેમની ક્રિયા જારીછે. કોઈ ભાગમાં ચુપચુપ અને અદૃશ્ય રીતે એ કામ કરેછે અને કોઈ ઠેકાણે ઘણા બળથી, અને કોઈ ઠેકાણે જોરસાથી અને વિશાળ પણે કામ કરે છે. કોઈ વખતે તેનાં પરિણામ ભાગ્યેજ માલમ પડે છે, અને કોઈ વખતે પૃથ્વીના મથાળાની આકૃતિમા મોટા ફેરફાર કરી નાંખે છે.

# उर्दु निशाळोने माटे धोरण.

## ધોરણ ૧.

૫૦ ૧ લો વિષય. આંક દેશીહિસાબ ભાગ ૧ માંછે તેવા.પૃષ્ઠ ૧-૨૪ અને ૨૭ મું પૃષ્ટ.

૫૦ ૨ જો વિષય. અલિફબે અને હિજ્જેઃકાળાપાટીઆપર લખવું.

## ધોરણ ૨.

૫૦ (૧૦) ૧ લો વિષય. પહેલા ધોરણમાં કહ્યું તેટલું, અને સંખ્યા પરિમાણ તથા આંકડા લખવા દશ હજાર સુધી, ત્રણ કરતાં વધારે આંકડા નહિ હોય એવી રકમોના સરવાળા અને બાદબાકી ત્રણ કરતાંવધારે આંકડા નહિ હોય એવી રકમોને ત્રીશથી ઓછી રકમવતી ગુણાકાર તથા બાગાકાર. બાકાની દેશી હિસાબ ભાગ ૧.

૫૦ (૧૦) ૨ જો વિષય. વાંચન. ઉર્દુ અને ગૂજરાતી પહેલી ચોપડી પૂરી, વાંચેલા ભાગની સમજણ સાથે; કવિતા સમજવી અને મોઢે બોલવી,

૫૦ (૧૦) ૩ જો વિષય. બારાખડી. સ્લેટ કે કાળા પાટિઆપર બાળબોધ, ઉર્દુ અને ગૂજરાતીમાં જોડાક્ષર સહિત એક અને બે પદના શબ્દોનું ડિક્ટેશન (જોડણી) લખવું. મોટા હરફ લખવા માંડવા.

૫૦ (૩) ૪ થો વિષય. નકશો એટલે શું તેનું જ્ઞાન. જીલ્લા કે સંસ્થાનનો નકશો. હદ, પર્વતો, નદીઓ તથા શેહેરો નકશામાં બતાવવાં.

## ધોરણ ૩.

૫૦ (૧૦) ૧ લો વિષય. બીજા ધોરણમાં કહ્યું તેટલું, અને વિવિધ સરવાળા, બાદબાકી, ગુણાકાર, બાગાકાર તથા બાંજણી (દેશી રીતે). આ દેશનાં કોષ્ટક કે

ધાત જાણવાં. સહેલા મોહોડાના હિસાબ એ-ટલે દેશી હિસાબ ભાગ ૨ પૃષ્ટ ૧-૪, ૧૦ મું પૃષ્ટ તથા ૨૦-૨૨. શેરિયાં, મણિકાં, ખાં-ડીના અને સોનારૂપાનાં તથા જમીનનાં લેખાં.

૫૦ (૧૦) ૨. જો વિષય. વાંચન ઉર્દુ અને ગૂજરાતી બીજી ચોપડી. પૂરી. વાંચેલા ભાગની મતલબ તથા શબ્દોના અર્થ સાથે. શબ્દોના વર્ગ ઓળખતાં, વાંચન ચોપડીમાંની કવિતા સમજવી તથા મોઢેબોલવી.

૫૦ (૧૦) ૩ જો વિષય. ડિક્ટેશન (જોડણી), વાંચેલી ચોપડીમાંથી બે ત્રણ વાક્યો મોટે અક્ષરે બાળબોધ, ઉર્દુ અને ગૂજરાતીમાં લખતાં. અક્ષર સુધારવામે પૂરી લખાવલી કિતાબ કે સ્લેટ બતાવવી.

૫૦ (૩) ૪ થો વિષય. ભૂગોળની વ્યાખ્યાઓ, ઇલાકાની (એટલે મુંબાઇ ઇલાકાની) ભૂગોળ. આસપાસના પ્રાંતો, પર્વતો, નદીઓ, દેશીરાજ્યો, જીલ્લાઓ, શેહેરો, બં-દરો વગેરે નકશામાં બતાવવાં અને તેઓ સં-બંધી સમજણ આપવી.

ધોરણ ૪.

( આ ધોરણમાં પાસ થયા પછી નિશાળિયા ઇંગ્રેજી ભણી શકે એટલે એ ધોરણમાં પાસ થયા પછી જેમની ઇંગ્રેજી ભણવાની મરજીહે-શે તેમને ઇંગ્રેજી સ્કૂલોમાં દાખલ કરશે.)

૧૦૦ (૧૦) ૧લો વિષય. ત્રીજા ધોરણમાં કહ્યું તે ઉપરાંત ઇંગ્રેજી કો-ષ્ટક, ત્રૈરાશિક અને વ્યવહારી અપૂર્ણાંકના સ-હેલા હિસાબ. મોહોડાના હિસાબ એટલે દેશી હિસાબ ભાગ ૨. માંની રીતો, પૃષ્ટ ૬-૧૬, જીલ્લા પ્રમાણે, અને પૃષ્ટ ૨૬-૨૮, ૪૪-૪૭ તથા ૫૧ મું પૃષ્ટ. લુગડાં, ઘાસ, નળીઆં, સુ-

સારા, કાઠ, તોલ બારદાન, વિઘાં અને ધન.

૧૦૦ (૨) ૨ જો વિષય. વાંચન ઉર્દુ અને ગુજરાતી ત્રીજી ચોપડીઓ પુરી. વાંચેલા ભાગની મતલબ તથા શબ્દોના અર્થ સાથે; સહેલું પદચ્છેદ કરવું. ત્રીજા ધોરણમાં વ્યાકરણ કહ્યું તેટલું અને કોઈ નાનાં વ્યાકરણમાથી નામ વગેરેનાં રૂપાખ્યાન. હોપ કૃત વ્યાકરણ પૃષ્ટ ૧૨-૨૨. વાંચન ચોપડીઓમાંની કવિતા સમજવી તથા મોઢે બોલવી. સારે અક્ષરે લખેલો કાગળ પરીક્ષક લાવે તે વાંચવો.

૧૦૦ (૩) ૩ જો વિષય. વાંચેલી ચોપડીમાંની પાંચ લીટીનું મધ્યમ કદના અક્ષરે ઉર્દુ, ગુજરાતી અને બાળબોધમાં ડિક્ટેશન (જોડણી) લખતાં. અક્ષર સુધારવાને(નાના અક્ષરે) લખેલી ચોપડી બતાવવી.

૫૦ (૪) ૪ થો વિષય. (અ) ગૂજરાતનો ઇતિહાસ, વાઘેલા વંશલ્સુધી.
(બ) ત્રીજા ધોરણમાં કહ્યું તે તથા હિંદુસ્તાનનો નકશો, તેમાં ત્રીજા ધોરણમાં વિગતવાર વર્ણન કીધું તે, અને કુદરતી રચના કે બાંધણીનું જ્ઞાન, નદીક્રમ, જેની સામસામી દિશાઓથી પાણી વહી જાય એવા પહાડી મુલકો; દેશમાં આવવાના માર્ગ, સરહદો, અને આસપાસના દેશો.

બળવંતરામ મહાદેવરામ મહેતા,
ગૂજરાતી ટ્રાન્સલેશન એક્ઝિબિશનર.

---

## पेहेला वर्षनी छमासिक परीक्षाना प्रश्न.

### નિશાળ પદ્ધતી.

સવાલ ૧ લો. કેળવણી આપવાનાં કારણ. માર્ક ૧૫

| | | |
|---|---|---|
| સવાલ ૨ જો. | શિક્ષકે ધ્યાનમાં રાખવાના નવ નિયમો. | માર્ક ૧૮ |
| સવાલ ૩ જો. | નીતિ શીખવવાનો વખત મેહેતાજીને ક્યારે મળે. | માર્ક ૪ |
| સવાલ ૪ થો. | વર્ગ ગોઠવવાના નિયમ. | માર્ક ૧૦ |
| સવાલ ૫ મો. | અભ્યાસ પત્રકનો નમુનો બનાવો. | માર્ક ૬ |
| સવાલ ૬ ઠો. | વખતની વેહેચણનું પત્રક કરવાના નિયમો લખો. | માર્ક ૧૦ |
| સવાલ ૭ મો. | હાજરી પત્રકનો નમુનો એક માસનો બનાવો. | માર્ક ૧૫ |
| સવાલ ૮ મો. | નિશાળ સંબંધી નાણાંનો હિસાબ શેમાં રહેછે? | માર્ક ૨ |
| સવાલ ૯ મો. | કથિતપાઠ આપવાને સારૂ પ્રથમથી નોટ લખવાની શી જરૂર છે અને બીજા પાઠને તેની જરૂર છે કે નહીં? તે કારણ સહિત લખો? | માર્ક ૨૦ |

કૂલમાર્ક ૧૦૦

## વિદ્યા.

| | | |
|---|---|---|
| સવાલ ૧ લો. | આપણે અહીં લુગડાં મીવાનો સાંચો છે તેમાં કઇ યાંત્રિક શક્તિનો ઉપયોગ કર્યો છે તે સમજાવે. | માર્ક ૪ |
| સવાલ ૨ જો. | ગતિના ત્રણ નિયમ લખો ને તે સમજાવો. | માર્ક ૬ |
| સવાલ ૩ જો. | ચંદ્રનું વર્ણન કરો. | માર્ક ૬ |
| સવાલ ૪ થો. | શુક્ર, શનિ, અને નેપચ્યુન વિશે જાણતા હો તે લખો. | માર્ક ૧૧ |
| સવાલ ૫ મો. | સૂર્ય ગ્રહણ ચિત્ર સાથે સમજાવે. | માર્ક ૮ |
| સવાલ ૬ ઠો. | પ્રકાશના કીરણનો વેગ કેટલોછે, ને તે શાથી માલમ પડ્યો તે ચિત્ર સાથે સમજાવે. | માર્ક ૬ |
| સવાલ ૭ મો. | કિરણનું વક્રિભવન તથા તેનાં પરિણામ સમજાવે. | માર્ક ૯ |

કૂલ માર્ક ૫૦

## વાક્ય રચના.

| | | |
|---|---|---|
| સવાલ ૧ લો. | મૂલિક તથા વધારેલું એક એક વાક્ય લખો અને તેમાં વિશેષ પદ અને વિશેષકપદ દેખાડો? | માર્ક ૪ |
| સવાલ ૨. જો. | ધણું કરીને દુષ્ટ પુરૂષો અને દુખી થાયછે એ | |

વાક્યમાં કયા શબ્દો કર્તૃપક્ષમાં અને કયા ક્રિ-
યા પક્ષમાં છે? માર્ક ૬

સવાલ ૩ જો. પ્રત્યેક સંયુક્ત વાક્યમાં કેટલા ભાગ છે તે ઉ-
દાહરણ સહિત સમજાવો. માર્ક ૪

સવાલ ૪ થો. એક સાન્વય વાક્ય લખો અને તે સાન્વય કેમ
છે તે સમજાવો. માર્ક ૬

સવાલ ૫ મો. અનુક્રમમાં વિકૃત્ય પેહેલું પછી વિકારક એ
દાખલો લેઇ સમજાવો. માર્ક ૨.

---

# योग्यताकारक वर्गनी छमासिक परीक्षाना सवालो.

(૨) કલાકમાં અંકગણિતના સવાલ. માર્ક. ૭૫

સવાલ ૧લો. $\dfrac{\text{પ. ૩ (પ.૯—૧.પ ૪)}}{\text{૩–પં. ના } ૨\frac{૩}{૪}}$ એની કીમત શી! માર્ક. ૧૮

સવાલ ૨જો. એક કામ (અ) પાંચ કલાકમાં ને (બ) આઠ કલાકમાં કરે
તો બંને સાથે કરે તો કેટલા કલાક લાગશે.? માર્ક. ૧૦॥

સવાલ ૩જો. ૩૪૫, ૫૭૮, ૧૩૦, ૧૪૦ એઓનો દ્રઢભાજક શું! માર્ક. ૧૫

સવાલ ૪થો. એક પેટી આઠ ગજ લાંબી છ ગજ પોહોળી અઢી ગજ ઊં-
ચી તેને બહારથી સઘળી ગમ મઢવાનીછે ને મઢામણીનું
ખર્ચ દરચોરસ ગજે ૧ આ. ૩ પા. છે તો તેની શી કી-
મત પડશે! માર્ક. ૧૮

સવાલ ૫મો. ૧૭૫ તેને કઇ સંખ્યાએ ગુણીએ કે ગુણાકાર $\frac{૧}{૪}$, $\frac{૧૬}{૧૫}$, $\frac{૪૩}{૫૦}$,
$૩\frac{૧}{૨}$ એઓનો સરવાળો આવે. માર્ક, ૧૩॥

લેખાં. માર્ક. ૨૫

સવાલ ૧લો. રૂ. આ. તોલો તો. ગદીઆણા. વાલ. રતી.
૧૫॥ =॥ ૧ ૩– ૨– ૧॥.
ની શી કીમત? માર્ક, ૬

સવાલ ૨જો. રૂ. આ. મણતો. શેર.
૧૫॥॥ =॥ ૧ ૩॥ ≈ ની શી કીમત.?
માર્ક. ૪॥

સવાલ ૩જો.　રૂપીઆ.　ભાર તો.　શેર. રૂ.ભાર.
　　　　　૧૫॥　　૧　　૧૫॥ ૪
નો શી કીમત? માર્ક. ૫॥

સવાલ ૪થો.　રૂ. આ.　બેડાંપુતો.　મણ.
　　　　　૨૪॥ ☐　　૧　　૨. નીશી કીમત?
માર્ક. ૪

સવાલ ૫મો.　રૂપીએ,　કોપળા તો.　પૈસાનું
　　　　　૨૨॥　　૧　　૧૧　કેટલું?
માર્ક. ૫

૨૫

## (૧) કલાકમાં　ગુજરાતનો ઇતિહાસ.　માર્ક. ૨૫

સવાલ ૧લો. ગુજરાતમાં કીયાં મોટાં રાજ્યો થઇ ગયાં તેમના આરંભનું ને અંતની વખત જણાવામાં આવ્યો હોય તે લખો. માર્ક. ૬

સવાલ ૨જો. યોગ્યરાજ, ભુવડ (પીથુ). સામતસંગજી, અજેપાળના મરણ નાં વર્ષે લખો. માર્ક ૪

સવાલ ૩જો; સિધરાજ, કુમારપાળ, અહમદશાહ, મહમદબેગડો, એ શા-ને માટે પ્રખ્યાત છે. માર્ક ૧૦

સવાલ ૪થો. રૂપસુંદરી, મીનળદેવી, રાણકદેવી, કમળાદેવી, દેવળદેવી, એમના વિષે તમે જાણતા હો તે લખો. માર્ક. ૫

## (૧) કલાકમાં　હિંદુસ્તાનનો ઇતિહાસ.　માર્ક. ૨૫

સવાલ ૧લો. યુનાનદેશનું હાલનું નામ શું છે? માર્ક. ૧

સવાલ ૨જો. શિકંદર કઇ સાલમાં આવ્યો હતો, તથા તેના વિશે તમે શું જાણો છો. માર્ક. ૪

સવાલ ૩જો. અલ્તમસ, નાસરૂદીન, અલ્લાઉદીન ખૂની, ને મુબાર્કશાહ એમના મરણનાં વર્ષ લખો. માર્ક. ૮

સવાલ ૪થો. ઇ, સ. ૧૩૨૫, ૧૩૯૮, ૧૫૧૬, ને ૧૨૬૬ એ વર્ષમાં શા બનાવ બન્યા? માર્ક. ૮

સવાલ. ૫મો. બૌધ ધર્મ વિષે જાણતા હો તે લખો. માર્ક. ૪

(૧) કલાકમાં.　　　　　　ભૂગોળ.　　　　　　　　માર્ક. ૫૦

સવાલ ૧લો. યુરોપને એશિઆની સીમાનું વર્ણન લખો.　　　માર્ક. ૩

સવાલ ૨જો. સ્પેન અને શિઆમનાં, શેહેર, નદી, ભૂશિર, બેટ લખો. માર્ક. ૧૦

સવાલ ૩જો. બર્ન, પાંડવા, પાલર્મો, બસ્રા, મચ્છલી પટણ, મોસ્કો, ટ્રીએસ્ટ, બ્રેસ્ટ, લિમરિક, ગ્લાસગો, હલ. મૂટગાડ, એ શું છે અને કયાં છે.?　　　માર્ક. ૧૨

સવાલ ૪થો. શાનન, વાહીટ, આર્યનિઆ, ઐનીકેલ. ઓર્મઝ, બૂસ્રુ, આમૂર, ક્રોન્ન, સ્મીરના, લઓસ. ટોરેન્ટો, કોરિંથ. હાથેન્સ, કાર્લસ્ક્રોના, રૂગન. એ શું છે ને કાં છે?　　　માર્ક. ૧૫

સવાલ ૫મો. બાપ્રજથી રૈગા જળ માર્ગે જાઓ.　　　માર્ક ૧૦

(૧½) કલાકમાં　　　　　વ્યાકરણ.　　　　　　માર્ક ૫૦

સવાલ ૧લો. ભાષા, સાન્વય, અક્ષર વિન્યાસ, સ્વર. વ્યજંન, ઉષ્મ, સંવાર, અનુંષંગો, વિસર્ગ, શબ્દ સાધન. શબ્દ, સામાસિક, સત્વવાચક, નામ, મનોજ, પ્રાકૃતિક, વિભક્તિ, ક્રિયાનાથ, સહાયકારક, વિષયપદ, આશ્રયદાયક, સંયુક્તવાકય.. અધ્યાહાર, વર્ણ, એની વ્યુપતિ અને વ્યાખ્યાઓ આપો.　　　માર્ક. ૧૨॥

સવાલ ૨જો. હોપસાહેબનાં નામ અને ટેલરસાહેબના નામમાં વધારો ઘટાડો બતાવો.　　　માર્ક. ૪

સવાલ ૩જો. મૂળભેદનું ક્રિયાપદ શકયભેદમાં આવે, તો પ્રથમનો કર્તા કરણ થાય છે અને કર્મ શકયભેદ વાળા ક્રિયાપદનો કર્તા થાય છે. એવો એકાદ દાખલો લખો. તથા નીચેનાં વાકયો સુધારો.! હું ને તું જાઓ છો. તેને હું વાંચીએ છીએ. ડાહ્યા પુરૂષ કે સ્ત્રી હોય. પુરૂષ કે સ્ત્રી ડાહી હોય. બિલાડી કે કૂતરો મુએલો પડ્યો હશે. તમે જશો તો હું જાઈશ છું-　　　માર્ક. ૩॥

સવાલ ૪થો. હોપ સાહેબની ત્રીજી વિભક્તિના ને ટેલર સાહેબની ચ-

સૂત્રોનો અર્થ સમજાવો. માર્ક, ૪

સવાલ ૫મો. નીચેના શબ્દોની સંધી છોડો. તચ્છત્ર, તચ્છાસ્ત્ર, પિત્રાંર્ષી, જાત્પોધ. અને આ નીચેના શબ્દની સંધી જોડો. ષટ્+માસ, જગત્+હરી, અંબા+ઉર્મિ, પરમ+ઔષધ.

માર્ક, ૪

સવાલ ૬ઠો. મારી સાથે ચાલો તો ખરા. તમને આડે આખે પાણી પાઇશ, એનું પદચ્છેદ કરો અને ગળ ધાતુંનું રૂપાખ્યાપન.

માર્ક, ૨૨

(૧) કક્ષાકમાં કવિતા. માર્ક, ૩૦

સવાલ ૧લો. મુઆ પછી ધનસાકમાં; વેચાએ શો સ્નેહ; જમ ઉધારો અહિં કર્યા.પુન્ય પાપના તેહ; એના તાળ તથા ગણ અને અન્વય કરો.

માર્ક ૩૦

## ડિકટેશન. માર્ક ૫૦

છઠ્ઠી ચોપડીમાંથી લિટીઓ દશ. ગુજરાતી અક્ષરથી.

માર્ક ૫૦

## અક્ષર. માર્ક, ૫૦

ચાલતી છઠ્ઠી ચોપડીમાંથી પાઠ બાળબોધી અક્ષરે લખાવે લો

માર્ક ૫૦

## વાંચન. માર્ક, ૬૦

ચાલતી ગુજરાતી છઠ્ઠી ચોપડીમાંથી પાઠ ૧૧૦ મો.

માર્ક ૬૦

## અંગકસરત. માર્ક.૨૫

ડંડ, જોડી, દમ, ચકરી, તથા ચલ્લીનો બીજો દાવ. તે નિખાલશ. માર્ક ૨૫

---

# કેળવણીખાતાની ખબરો.

પ્રાંતગ્રાહીઆવાડની તમામ નિશાળોમાં તા. ૧લી અપ્રેલ સને ૧૮૬૯ થી તા. ૩૦મી માર્ચ સને ૧૮૭૦ આખર સુધીમાં જે ઇનામ અપાયું તેનું પત્રક.

| ના. નિશાળનું નામ. | કોના તરફથી અપાયું. | રૂપીઆ. |
|---|---|---|
| ૧ ધ્રાંગધ્રા. | અફીણના ઇજારદાર શા. જુઠા ડુંગરના તરફ થી. | ૩—૦—૦ |
| | દીવાની કોર્ટના ન્યાયાધીશ આજમ ઇશ્વરલાલ ઓછવરામના તરફથી. | ૩—૦—૦ |
| ૮૮ | ડીસાની અંગ્રેજી સ્કુલના હેડ માસ્તર ગુલાબશંકરના તરફથી. | ૨—૦—૦ |
| | મુખ્ય કારભારી આજમ મકનજી ધનજીના તરફથી. | ૭—૦—૦ |
| | રાજ સાહેબ તરફથી. | ૫૩—૦—૦ |
| | પા. લખમીચંદ અમરશીના તરફથી. | ૩—૦—૦ |
| ૨ નાગનેશ. | વઢવાણના ઠાકોર સાહેબ તરફથી. | ૧૧-૧૨-૬ |
| ૩ વણા. | વઢવાણ સ્ટેશનના આજમ થાણદાર સાહેબ તરફથી. | ૨—૮—૦ |
| ૪ સાયલા. | ઠાકોર સાહેબ તરફથી | ૮—૦—૦ |
| ૫ ચુડા. | સદર | ૪૦-૧૦-૩ |
| ૬ સદરકંન્યાશાળા. | ચુડાના સદર. | ૬-૧૨-૦ |
| ૭ વાંકાનેર. | રાજે સાહેબ તરફથી. | ૧૪-૧૪-૦ |
| ૮ જસદણ. | દરબાર તરફથી | ૬—૨—૦ |
| ૯ બજાણા. | સદર. | ૬-૧૨-૦ |
| ૧૦ દસાડા. | થાણદાર ભગવાન લાલજી એ ફાળો કરાવી આપ્યો. | ૨૪-૦-૦ |
| ૧૧ ઝીંઝુવાડા. | દરબાર તરફથી | ૯—૦—૦ |
| ૧૨ બોપડા. | આજમ થાણદાર સાહેબ તરફથી. | ૬—૦—૦ |

| | | |
|---|---|---|
| ૧૩ કુંધેરેજ. | તાલુકદારો તરફથી | ૪—૦-૦ |
| ૧૪ મેંથાણ. | ધ્રાંગદ્રાના રાજ સાહેબ તરફથી. | ૭—૪-૦ |
| ૧૫ સગ. | સાયલાના ઠાકોર સાહેબ તરફથી. | ૪—૦-૦ |
| ૧૬ પાટણ. | નવાબ સાહેબ તરફથી. | ૨૮—૬-૦ |
| ૧૭ જુનાગઢ સં- સ્કૃત. | ડાકતર સાહેબ નારણ દાજીના તરફથી. | ૧૦-૧૨-૦ |
| ૧૮ જુનાગઢ. | નવાબ સાહેબના તરફથી. | ૮૦—૫-૩ |
| ૧૯ વંથળી. | નવાબ સાહેબ તરફથી. | ૧૪-૧૩-૬ |
| ૨૦ ચોરવાડ. | સદર. | ૨૯—૮-૬ |
| | વેરાવળની દીવાની કોર્ટના ન્યાયાધીસ તરફથી. | ૫—૨—૦ |
| ૨૧ કુતીઆણા. | નવાબ સાહેબ તરફથી | ૨૨-૧૩-૦ |
| | માંગરોલના મીઆં સાહેબ તરફથી. | ૧૧—૪-૦ |
| | ત્યાંની લૉકલ કમીટીના મેંબરો તરફથી | ૨—૦-૦ |
| ૨૨ ઉના. | ફોજદાર સાહેબ તરફથી. | ૨-૧૦-૬ |
| ૨૩ માંગરોળ. | નવાબ સાહેબ તરફથી. | ૪૦—૦-૦ |
| | જુનાગઢના જમાદાર સાહેબ તરફથી. | ૩૩-૧૨-૦ |
| ૨૪ મજેવડી. | જુનાગઢના રેહીશ રાજેશ્રી અનંતરાય નીહાલચંદ તરફથી. | ૩-૧૨-૦ |
| ૨૫ ગાધકડા. | નવાબ સાહેબ તરફથી. | ૪૮—૨-૬ |
| ૨૬ શીલ. | સદર. | ૧૦—૨-૩ |
| ૨૭ રાણપુર. | સદર. | ૮—૦-૦ |
| ૨૮ વસાવડ. | મહેરબાન પશ્ચિમ પ્રાંતની સીમાડા કમીટીના પ્રમુખ મેહેરામજી હોરમજજી તરફથી. | ૨—૦-૦ |
| | દક્ષિણ પ્રાંતની સીમાડા કમીટીના પ્રેસીડેંટ સાહેબ જમાલુદીન તરફથી. | ૨૫—૦-૦ |
| ૨૯ દેડાણા. | ત્યાંના દરબાર તરફથી. | ૧૮—૮-૦ |
| ૩૦ મેદરડા. | તાલુકદારો તરફથી. | ૬—૦-૦ |

| | | |
|---|---|---|
| | જેતપોરના ભાગદાર વાલા જીવાના કામદાર જેતશી ગોકુળના તરફથી. | ૨—૮-૦ |
| ૩૧ કોટડા પીઠા | દરબાર તરફથી. | ૭—૦-૦ |
| ૩૨ જેતપુર. | જેતપરના તાલુકદારો તરફથી. | ૩૭—૮-૦ |
| ૩૩ ચીતળ. | સદર | ૧૫-૧૨-૬ |
| ૩૪ જાફરાબાદ. | સીદી સરકાર તરફથી. | ૩૦—૦-૦ |
| ૩૫ દેવળીઆ. | બાબરાના ચાણદાર સાહેબ તરફથી. | ૨—૦-૦ |
| ૩૬ ભાવનગર બ્રાંચ ન.૧ | ડેપ્યુટી સરન્યાયાધીશ તરફથી. | ૨—૦-૦ |
| ૩૭ ધારકા. | ત્યાંની લોકલ કમીટીના મેંબર તરફથી. | ૮—૦-૦ |
| ૩૮ ખુંટવાડા. | ભાવનગરના ઠાકોર સાહેબ તરફથી. | ૩૭—૦-૦ |
| ૩૯, ટાણા. | સદર | ૧૧—૫-૦ |
| ૪૦ સીહોર. | સદર. | ૬૩—૫-૦ |
| ૪૧ બીલીઆ. | ત્યાંની લોકલ કમીટીના મેંબરો તરફથી | ૧—૦-૦ |
| ૪૨ તલાજા. | ભાવનગરના ઠાકોર સાહેબ તરફથી. | ૧૦—૦-૦ |
| ૪૩ ગઢડા. | સદર. | ૪૭—૮-૦ |
| | ત્યાંની લોકલ કમીટીના મેંબરો તરફથી, | ૨—૪-૦ |
| ૪૪ ઉમરાળા. | ભાવનગરના ઠાકોર સાહેબ તરફથી. | ૧૩—૪-૦ |
| ૪૫ મોખડકા. | સદર. | ૧૦—૭-૬ |
| ૪૬ લીંબડા. | સદર. | ૨૭—૮-૦ |
| ૪૭ રોહીશાળા. | સદર. | ૬—૦-૦ |
| ૪૮ નવાનગર. | મહારાજા જામ સાહેબ તરફથી. | ૮૯—૦-૦ |
| ૪૯ પોરબંદર. | મહારાણા વિક્રમાતજી તરફથી. | ૫૦—૦-૦ |
| | મહાજન શેઠીઆ વગેરેના તરફથી. | ૧૫—૦-૦ |
| ૫૦ જોડીઆ. | મહારાજા જામ સાહેબ તરફથી. | ૯—૦-૦ |
| ૫૧ ખંભાળીઆ. | સદર. | ૧-૧૫ |
| | શા. વાલજી ધનજીના તરફથી | — |
| ૫૨ ધ્રોળ. | ઠાકોર સાહેબ તરફથી. | — |
| ૫૩ માળીઆ આખરેથી. | વહીવટદાર હરજીવન ફથી. | |

| | | |
|---|---|---|
| ૫૪ મેંગણી. | દરબાર તરફથી. | ૨૦—૦-૦ |
| ૫૫ સરધાર. | ત્યાંના થાણદાર સાહેબ તરફથી. | ૧૦—૦-૦ |
| ૫૬ ગોંડળ. | દોશી કલ્યાણજી એનશીના તરફથી. | ૪—૦-૦ |
| | મુખ્ય કારભારી આજમ દુલેરાવ રગનાથરાવ તરફથી. | ૧૧—૦-૦ |
| | ત્યાંના દરબાર સાહેબ તરફથી. | ૪૫-૧૦-૦ |
| ૫૭ ધોરાજી. | ગોંડળના સદર. | ૫૧-૧૫-૦ |
| ૫૮ કોટડાસાંગાણી. | દરબાર સાહેબ તરફથી. | ૩૧—૮-૦ |
| ૫૯ ઉપળેટા. | ગોંડળના સદર. | ૫—૦-૦ |

"અધુરૂં"

---

## સરક્યુલરો.

જા. નંબર ૧૯૧૩. સને ૧૮૭૧/૭૨.

ગુજરાત ટ્રેનિંગ કાલેજમાં દાખલ થનારા ઉમેદવારોની પરીક્ષા ૧ લી નવંબરથી બેડા નેઅમદાવાદ જીલ્લાને સારૂ અમદાવાદમા, સુરત ને ભરૂચ જીલ્લાને સારૂ સુરતમાં, અને પંચમહાલને સારૂ ગોધરામાં શરૂ થશે. તા. ૧ લી સપટેંબર સને ૧૮૭૧

G. BUHLER,

એજ્યુકેશનલ ઇનસ્પેકટર ઉત્તર પ્રાંત.

જા. નંબર ૩૭૧ સને—૧૮૭૨

ઇજતે આસાર અમદાવાદ જીલ્લાની સરકારી ગુજરાતી નિશાળના મેહેતાજીઓ.

અજતરફે રાવસાહેબ મયારામ શંભુનાથ ડીપુટી એજ્યુકેશનલ ઇનસ્પેકટર અમદાવાદ વિભાગ. સલામ દિગર લખવાનું કે મેહેરબાન ઉત્તર ભાગના આકટીંગ એજ્યુકેશનલ ઇનસ્પેકટર સાહેબ બાહાદુર પોતાના અંગ્રેજી જામાં નં ૨૦૬૬ તા. ૧૧ મી જુલાઈ સને હાલનાની બીજી કલમમાં ફરમાવે છે કે જે આસિસ્ટંટ વગર રજાએ સાત દિવસથી વધારે ગેરહાજર રહેશે તેને માટે તેણે પોતાની નોકરી છોડી એમ સમજીશું, અને તે જગાએ નવા માણસને ઠરાવવામાં આવશે. તા. ૧૩મી જુલાઈ ૧૮૭૧

અમદાવાદ.

રજુ કાર્કુન ભાઇશંકર કાશીરામ. MAYARAM S.

# જાહેર ખબર.

નીચે લખેલી ચોપડીઓ છપાઈ બહાર પડીછે.

૧. નરસિંહ મેહેતાનું મામેરૂં સમજ તથા વિવેચનની પુષ્કળ ટીકા, કવિચરિત્ર, કવિતુલના, અને કાવ્યપ્રયકરણ સહીત. બનાવનાર નવલરામ લક્ષ્મીરામ એંગ્લો વરનાક્યુલર ત્રીજા ધોરણ સારૂ એ આવૃતિ મંજુર થએલી છે. કીમત ૮ આના.

૨. ભૂતળવિદ્યાનાં મૂળ તત્વ, ભૂમાન અને ભૂસ્તરવિદ્યાની થોડી માહીતિ સહિત. ગુજરાતી છઠ્ઠા ધોરણની, બીજા વર્ગના સર્ટિફિકેટની, અને ટ્રેનિંગ કાલેજની વાર્ષિક પરીક્ષા આપનાર ઉમેદવારો સારૂ બનાવનાર લાલશંકર ઉમીઆશંકર ત્રવાડી. કીમત ૭ આના.

✓ ૩. હિંદુસ્તાનની ભૂગોળ ગુજરાતી ધોરણ સારૂ બનાવનાર હરગોવીંદ કુવેરદાસ કાંટાવાળા. કીમત ૫ આના.

✓ ૪. મુંબઈ ઈલાકાની ભૂગોળ ગુજરાતી ધોરણ સારૂ બનાવનાર વીઠલ ધનજીભાઈ. કીમત ૩ આના.

સદરહુ ચોપડીઓ અમદાવાદમાં ગ્રંથકર્તાઓ પાસેથી અથવા ડાહાભાઈની વાડી આગળથી મળશે. સુરતમાં કીકાભાઈ પરભુદાસ બુકસેલર, રાજકોટમાં હરિવલ્લભ મુળજી ટ્રેનિંગ સ્કુલ માસ્તર, ભરૂચમાં છગનલાલ ભુધરજી હાઈસ્કુલમાં; અને મુંબઈમાં શેરીઆરજી હોરમસજી પારસી છોકરીઓની નિશાળના બીજા માસ્તર તથા પ્રાણજીવનદાસ ફણસવાડીના સ્કુલના માસ્તરને ત્યાંથી મળશે.

દશથી વધારે રાખનારને <u>દશાંશ ફ્રી મળશે.</u>

"મોઢે ગણવાનું અંકગણીત" આ નામની ચોપડી છપાઈને હાલમાં બહાર પડીછે. તેમાં નવા ૧લાથી તે ૫ મા ધોરણ સુધીના છોકરાંઓને ઉપયોગી પડે એવા દાખલા જુદા જુદા આપેલાં છે. એ ચોપડીથી વ્યાપારને લગતી જુદી જુદી બાબતોનું તથા બીજું સામાન્યજ્ઞાન પણ મળી એવું શકેછે.

કીમત દર નકલના અઢીઆના છે પણ ૧૦૦ ની અંદર રાખનારને દશ ટકા. ૧૦૦ થી ૨૦૦ ની અંદર રાખનારને પંદર ટકા. ૨૦૦ થી ૩૦૦ ની અંદર વીશ ટકા. અને તે ઉપરાંત રાખનારને પચીશ ટકા મુજબ કમીશન મળશે.

"પદચ્છેદ ઍટલે વ્યાકરણ કરવાની રીત" આ નામની ચોપડીની બીજી આવૃતી થોડા દીવસમાં છપાઈને બહાર પડશે. જેઓને જોઈએ તેણે મગાવવી.

ઠે. અમદાવાદ ટ્રેનીંગ કાલેજ.

મોહનલાલ કલ્યાણજી,
અમદાવાદ પ્રાકટીસીંગ સ્કુલના મેહેતાજી.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER.

October 1871.

પુસ્તક ૧૧ મું. અક્ટોબર સન ૧૮૭૧. અંક ૧૦ મો.

| અનુક્રમણિકા. | પૃષ્ઠ. | *Contents.* | Page |
|---|---|---|---|




( કેળવણી ખાતાના હુકમથી. )

અમદાવાદ મધ્યે સારાભાઈની હવેલીમાં યુનાઈટેડ પ્રીંટીંગ અને
જેનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.

( મૂલ વરસે રૂ.૨ )

વિદ્વાનોનિ સદૈવ સોબત કે જાણીશ ત્યાં તો ખરૂં. ૫
સાચું સાર્થક સાચમાં સમજજે, જૂઠું ગણો વ્યર્થ તે,
ખોટો ટેક અરે બહુ કુરગુણી, સારે નહીં અર્થ એ;
સારા માણસાની હમેશ ધરજે, શીખામણો પ્રીય તું,
રૂપાળા કરતાં ગુણી બહુ ભલો, એવું સદા જાણ તું. ૬
ચોરો ને વ્યભિચારિને વરજજે, વીચારિને બોલજે,
વાણી ઘા નહિ રૂઝશે છરીતણો, ઘાતો અરે રૂઝે;
સારા માણસ થાય છે જગતમાં, વાણીતણાં કામ એ,
માટે બોલવિ વાણિ જે સરસ તે, સારો મળે ઠામ એ. ૭
નીંદા આદિ નહીં કરી પ્રિય તમો, ચોખાઇને રાખજે,
ગર્વાદી નહિ રાખ તું ગુણિ થજે, સંતોષથી ચાલજે;
હર્ષા શોક સદા ગણી સમ અને, સંસારમાં ચાલજે,
વસ્ત્રો પ્હેર સદૈવ ધીરજ રૂપી, આનંદમાં મ્હાલજે. ૮
વૈરીથી કર હેત તો, ગુણ કરે, તેને નહી ભૂલતો.
પૈસા માફક વાપરો, નહિ કદી, ઉડાઉ થૈ ડૂલતો;
ભીખારી ભણવા તણો હરદિને, કર્તા રહે બોધ તું,
વિદ્યાભ્યાસ કરો મહા શ્રમ થકી, દુર્ગૂણને રોધ તું. ૯

ભટ્ટ, જેષ્ટારામ ગુણસાગર
આમોદના.

---

## आंगलो वर्नाक्युलर स्कूलोने माटे धोरणो.

ધોરણ ૧. (ગૂજરાતી ચોથા ધોરણ પછી

વધારેમાં વધારે
દોકડા.

૧ લો વિષય.—અંકગણિત (૬)
ગૂજરાતી ચોથા ધોરણમાં કહ્યું તેટલું, અધર
ખલા સાથે.

૨ જો વિષય.—ગુજરાતી (૮)

૬ (અ) વાંચન; ગુજરાતી છઠી ચોપડી પુરી, વાંચેલા ભાગની સમજણ તથા શબ્દોના અર્થ સાથે. કવિતા સમજવી તથા મોટે બોલવી. પદચ્છેદ. ગુજરાતી પ્રાથમ ધોરણમાં વ્યાકરણ કહ્યું તેટલું. શબ્દ વ્યુત્પત્તિ વિષે સેહેલા પ્રશ્નો.

૪ (બ) ડિક્ટેશન; વાચેલી ચોપડીમાંની પાંચ લીટીનું મધ્યમ સારાં અક્ષરે બાળબોધમાં લખવું. અક્ષર સુધારવાની પુરી લખેલી ચોપડી બતાવવી (નાના ગુજરાતી અક્ષરે)

૩ જો વિષય.—ઇતિહાસ તથા ભૂગોળ (૫)

૧૦ (અ) ગુજરાતનો ઇતિહાસ, તથા હિંદુસ્તાનનો ઇતિહાસ, મુસલમાનોના સમય સુધી. નકસા સહિત ઇતિહાસ વાંચવાનો.

૫૦ (બ) હિંદુસ્તાનનો નકસો તથા એશિઆનો નકસો, ગુજરાતી ત્રીજા અને ચોથા ધોરણમા કહ્યું તેવાં સામાન્ય જ્ઞાન સાથે.

૪ થો વિષય.—ઇંગ્રેજી (૧૦½)

૫૦ (અ) વાંચન, ફર્સ્ટ બુક અથવા એવી કોઇ બીજી ગુજરાતીમાં મોહોડે તરજુમો કરવો. ભાવાર્થ સમજવો.

૨૫ (બ) વાચેલી ચોપડીમાંના પાંચ શબ્દોની જોડણી. ગુજરાતી સમાનાર્થ શબ્દો લખવા.

૨૫ (ક) મોટે અક્ષરે સેહેલા શબ્દ લખવા, પુરી લખેલી કાપી બુક બતાવવી.

ધોરણ ૨.

૧૦૦ ૧ લો વિષય.—અંકગણિત (૬)

પેહેલા ધોરણમાં કહ્યું તેટલું, અને પાંતીના હિસાબ તથા સાદું વ્યાજ.

૬૦ ૨ જો વિષય.—ગૂજરાતી (૮)

(અ) વાંચન સાતમી ચોપડી, વાંચેલા ભાગની સમજણ, શબ્દોના અર્થ વગેરે; વાંચન ચોપડીમાંની કવિતા સમજવી તથા મોહોડે બોલવી. વાક્ય વિન્યાસ શિવાય ગુજરાતી છઠા ધોરણમાં વ્યાકરણ કહ્યું તેટલું; ટેલરકૃત લઘુ વ્યાકરણ પૃષ્ટ ૧૩-૬૬.

૪૦ (બ) વાંચેલી ચોપડીમાંના સાંચ લીટીનું મધ્યમ સારા અક્ષરે બાળબોધમાં ડિક્ટેશન લખવું. ગૂજરાતી કાપી બુક બતાવવી.

૩ જો વિષય.—ઇતિહાસ તથા ભૂગોળ (૫.)

૫૦ (અ) પેહેલા ધોરણમાં કહ્યો તેટલો ઇતિહાસ, અને હિંદુસ્તાનનો ઇતિહાસ પૂરો. નકશા સહિત શીખવાનો.

૫૦ (બ) પેહેલા ધોરણમાં ભૂગોળ કહ્યું તેટલું, અને યૂરોપનો નકશો; આગળ કહ્યું તેવાં સામાન્ય જ્ઞાન સાથે.

૪ થો વિષય.—ઇંગ્રેજી (૧૦½)

૪૦ (અ) વાંચન સેકન્ડ બુક કે એના જેવી કોઇ બીજી; મોહોડે ગૂજરાતીમાં ભાષાંતર કરવું, શબ્દોના અર્થ કેહેવા, તથા શબ્દોના વર્ગ ઓળખવા ભાવાર્થ સમજવો.

૨૦ (બ) મોટા અક્ષર લખવા. પૂરી લખેલી કાપી બુક બતાવવી.

૪૦ (ક) ગૂજરાતી બીજી ચોપડીમાંના ટુંકાં અને સહેલાં પાંચ વાક્યોનું ઇંગ્રેજીમાં મોઢે ભાષાંતર કરવું. જોડણી ગણવામાં આવશે.

ધોરણ ૩. (હાઇસ્કુલમાં દાખલ થયા અગાઉ એ ધોરણમાં પાસ થવું જોઇએ.)

૧લો વિષય.—અંકગણિત (૬).

૧૪૯ બીજા ધોરણમાં કહ્યું તેટલું અને દશાંશ, પંચરાશી તથા વટાવ.

૨જો વિષય.—ગૂજરાતી (૮).

૪૦ (અ) વાચન. ગદ્ય. આ સાથેની યાદીમાં કહ્યા પ્રમાણે કવિતા. તેમાંની ૧૦૦ લીટી મોઢે બોલવી. ગૂજરાતી છઠ્ઠા ધોરણમાં વ્યાકરણ કહ્યું તેટલું. નાના વ્યાકરણમાંના જેવા પ્રયોગ. ટેલર કૃત લઘુ વ્યાકરણ; પૃષ્ઠ ૭૧–૧૧૦

૨૦ (બ) ડિક્ટેશન. વાંચેલી ચોપડીમાંની પાંચ લીટીનું સારે અક્ષરે બાળબોધમાં લખવું. પૂરી લખેલી કાપીબુક બતાવવી (સારા ગૂજરાતી અક્ષરે).

૪૦ (ક) ઇંગ્રેજી વાંચનની ચોપડીમાંની પાંચ લીટીનું લખેલું ભાષાંતર.

૩ જો વિષય.—ઇતિહાસ તથા ભૂગોળ (૫)

૫૦ (અ) પહેલા અને બીજા ધોરણમાં વાંચેલો ઇતિહાસ ફરીથી, તથા જગતના ઇતિહાસનો સંક્ષેપ.

૫૦ (બ) દુનીઆનો નકશો, આગળ કહ્યું તેવાં સામાન્ય જ્ઞાન સાથે.

૪ થો વિષય.—ઇંગ્રેજી (૧૦½).

૪૦ (અ) વાંચન. થર્ડબુક કે એવી કોઈ બીજી; ગૂજરાતીમાં મોઢે તરજુમો કરવો, અને ઇંગ્રેજીમાં સહેલું પદચ્છેદ કરવું.

૨૦ (બ) મધ્યમ સારા નાના અક્ષર લખવા, પૂરી લખેલી કાપીબુક બતાવવી.

૪૦ (ક) ગૂજરાતી ત્રીજી ચોપડીમાંનાં ટુંકાં પાંચ વાક્યોનું ઇંગ્રેજીમાં લખેલું ભાષાંતર. જોડણી ગણવામાં આવશે.

## ધોરણ ૪. (હાઇસ્કૂલનું પહેલું ધોરણ).

૧ લો વિષય.—અંકગણિત (૫).

૭૦ (અ) ઉપર ત્રીજા ધોરણમાં કહ્યું તેટલું, અને નફાટોટાના હિસાબ તથા ચક્રવૃદ્ધિ વ્યાજ.

૩૦ (બ) યુક્લિડ-સ્કંધ ૧, ૨૬ કૃત્ય.

૨ જો વિષય.—ગૂજરાતી અને પ્રાચીન (ક્લાસિકલ) ભાષા (૮).

ગૂજરાતી (૪).

૫૦ (અ) ગદ્ય. આ સાથેની યાદીમાં કહેલા ગ્રંથના ૨૦૦ પૃષ્ઠ, તથા પદ્યમાંની ૨૫૦ લીટી (આગળ વાંચવામાં નહિ આવી હોય એવી), ગૂજરાતી વ્યાકરણ અને છંદ ઉપર મૂખ્યત્વે કરીને લક્ષ આપવું, (સંસ્કૃત તથા ઇંગ્રેજી વ્યાકરણ અને છંદ સાથે મુકાબલા સહિત). એ કવિતામાંની ૧૦૦ લીટી મોઢે બોલવી. સંધિના નિયમો, મોટા વ્યાકરણમાંના જેવાં નામ વગેરેના રૂપાખ્યાન તથા ક્રિયાપદના રૂપાખ્યાન. ટેલરનું મોટું વ્યાકરણ પૃષ્ઠ ૧-૯૧.

૫૦ (બ) પાંચમા ધોરણ પેહેલાં જે ચોપડી નિશાળમાં ચાલતી હોય તેમાંની પરીક્ષકની મરજી મુજબ કોઇ પણ ચોપડીમાંની પાંચ લીટીનો ગૂજરાતી (બાળબોધ)માં લખેલો તરજુમો—જોડણી અને અક્ષર ગણવામાં આવશે; અથવા (ગુજરાતી અક્ષરે) કાગળ લખવો.

પ્રાચીન (ક્લાસિકલ) ભાષા.

૧. સંસ્કૃત.

(અ) સંસ્કૃત માર્ગોપદેશિકામાંનાં સંસ્કૃત મનોયનનું મોઢે ગૂજરાતીમાં ભાષાંતર કરવું, અને એજ ચોપડીમાંના ઇંગ્રેજી મનોયનની સંસ્કૃતમાં તરજુમો લખવો.

(બ) સંસ્કૃત માર્ગોપદેશિકામાંના વ્યાકરણની સાથે કોઇ પણ સંસ્કૃત વ્યાકરણનો મળતો આવતો ભાગ.

અથવા ૨. લાટિન.

૬૦ (અ) હેનરી કૃત લાટિન ફર્સ્ટ બુકમાંનાં પેહેલાં ૩૦ મનોયત્નના જેટલાં અને તેનાજ જેટલાં અઘરાં મનોયત્નનું મોહોડે ભાષાંતર (ઇંગ્રેજીપરથી લાટિનમાં, અને લાટિનપરથી ઇંગ્રેજીમાં).

૪૦ (બ) નિષેધ વગરનાં નામ વગેરેના તથા ધાતુઓના રૂપ મોઢે બોલવાં.

૩ જો વિષય.—ઇતિહાસ અને ભૂગોળવિદ્યા. (૫)

૫૦ (અ) ઇંગ્લાંડનો સંક્ષિપ્ત ઇતિહાસ, નકસા સાથે.

૫૦ (બ) આગલા ધોરણોમાં કહ્યું તેટલું, અને ગ્રેટબ્રિટનનું વિશેષ ભૂગોળ તથા ઇતિહાસમાં આવેલી જગ્યાઓનું ભૂગોળ, ગ્રેટબ્રિટનનો રૂપરેખા નકસો, અથવા પરીક્ષકની રૂબરૂ હિંદુસ્તાનનો નકસો ચિતરતાં (અક્ષાંશ તથા રેખાંશ સાથે).

૪ થો વિષય.—ઇંગ્રેજી (૧૦)

૪૦ (અ) સહેલા ઇંગ્રેજી ક્લાસિકસમાંથી ૧૦૦ પૃષ્ટ તથા પદ્યમાંથી ૫૦૦ લીટીનું વાંચન, વાંચેલા ભાગની ગૂજરાતીમાં સમજણ સાથે; સહેલા ઇંગ્રેજીનાં અન્વય અને ઇંગ્રેજીમાં પદછેદ કરવું; શબ્દ વ્યુત્પતિ વિષે સહેલા પ્રશ્નો. કવિતાની ૧૦૦ લીટી મોઢે બોલવી.

૨૦ (બ) વાંચેલી ચોપડીમાંની પાંચ લીટીનું ડિક્ટેશન (જોડણી) લખવું. મધ્યમ સારાં નાના અક્ષરે પૂરી સફેલી કાપીબુક બતાવવી.

૪૦ (ક) ગૂજરાતી ત્રીજી ચોપડીમાંથી પાંચ લીટીનું ઇંગ્રેજીમાં ભાષાંતર લખવું. જોડણી ગણવામાં આવશે.

## ધોરણ ૫.

(આ ધોરણમાં જેઓ પાસ થશે તેઓ સરકારી નીચલા દરજ્જાની નોકરીમાં દાખલ થવાના પેહેલા ક્લાસના સરટિફિકટને લાયક થશે)

૧ લો વિષય.—ગણિત શાસ્ત્ર (૧).

ચોથા ધોરણમાં કર્યું તેટલું, અને

૪૦ (અ) વર્ગમૂળ તથા ઘનમૂળ.

૩૦ (બ) યુક્લિડ. સ્કંધ પેહેલો.

૩૦ (ક) અક્ષરગણિત, પૂર્ણાંક સરવાળા, બાદબાકી, ગુણાકાર તથા ભાગાકાર.

૨ જો વિષય.—ગૂજરાતી તથા પ્રાચીન (ક્લાસિકલ) ભાષા (૮).

ગૂજરાતી (ત્રણ કે ચાર ક્લાક).

૫૦ (અ) ગદ્ય. આ સાથેની યાદીમાં કહ્યા પ્રમાણે ૩૦૦ પૃષ્ઠ, અને પદ્યની ૩૦૦ લીટી. ગૂજરાતી વ્યાકરણ અને છંદનું પાંડિત્યજ્ઞાન (સંસ્કૃત તથા ઇંગ્રેજી વ્યાકરણ છંદ સાથે મુકાબલા સહિત). મોટાં વ્યાકરણમાંના જેવી વાક્યરચના. ટેલરનું મોટું વ્યાકરણ પૃષ્ઠ ૬૧–૧૨૮ અને પૃષ્ઠ ૧૩૭–૧૮૮, અરધી કવિતા મોઢે બોલવી.

૫૦ (બ) વાંચેલી ચોપડીમાંની દશ લીટીનું ગુજરાતીમાં ભાષાંતર લખવું. આપેલા વિષય વિશે (ગૂજરાતીમાં) રીપોર્ટ લખવો, અક્ષર ગણવામાં આવશે.

પ્રાચીન (ક્લાસિકલ) ભાષા (ચાર કે પાંચ ક્લાક).

૧. સંસ્કૃત.

(અ) સંસ્કૃત માર્ગોપદેશિકામાંના પાઠ ૧–૧૨, ૧૬–૧૭, અને ૨૨માંના તથા સંસ્કૃત મન્દિરાંતઃપ્રવેશિકાના ૨૪મા પાઠમાંના સંસ્કૃત મનીયનનું ઇંગ્રેજીમાં મોહોડે ભાષાંતર કરવું; અને એજ પા-

ઠોમાંના ઇંગ્રેજી મનોયત્નનું સંસ્કૃતમાં ભાષાંતર લખવું.

૪૦ (બ) એજ પાઠોમાં આપેલા વ્યાકરણ સાથે કોઈ પણ સંસ્કૃત વ્યાકરણનો મળતો આવતો ભાગ; અને કોઈ પણ છ સહેલાં વાક્યોનું સંસ્કૃતમાં ભાષાંતર લખવું.

અથવા ૨. લાટિન.

૭૦ (અ) હેનરીકૃત લાટિન ફર્સ્ટબુક કે એવી કોઈ બીજી ચોપડીનું મોહોડેથી ભાષાંતર ઉિલકરસમાંના જેવું સોહેલું ગદ્ય માસ્તરે પસંદ કરવું. સહેલાં વાક્યોનું પદચ્છેદ.

૩૦ (બ) શબ્દવિચાર પૂરો.

૩ જો વિષય.—ઇતિહાસ અને ભૂગોળ વિદ્યા (૫).

૫૦ (અ) ગ્રીસનો ઇતિહાસ, અથવા (સ્વતંત્ર આંગ્લોવર્નાક્યુલર સ્કૂલોમાં) જગતના ઇતિહાસનો સંક્ષેપ, તથા આગલા ધોરણમાંના ઇતિહાસનું સામાન્ય નિરૂપણ.

૫૦ (બ) ઇતિહાસમાં આવેલા જગ્યાઓનું ભૂગોળ. ગોળાનો ઉપયોગ. યૂરોપ કે એશિઆના ગમે તે દેશનો રૂપરેખા નકશો, અક્ષાંશ તથા રેખાંશ સાથે હિંદુસ્તાનનો નકશો ચિતરવો.

૪ થો વિષય.—ઇંગ્રેજી (૧૦)

૪૦ (અ) વાંચન ઇંગ્રેજી કલાસિકસના ૧૫૦ પૃષ્ઠ તથા કવિતાની ૬૦૦ લીટી-૨૦૦ મોઢે બોલવી, સમજણ તથા પદચ્છેદ સાથે. મોરેલકૃત એનાલિસિસ ભાગ ૧ પ્રમાણે વાક્યોના પ્રથક્કરણ વિશે સહેલા પ્રશ્નો, અને શબ્દવ્યુત્પત્તિ.

૩૦ (બ) વર્તમાનપત્રમાંથી આપેલાં વાક્યોનું ભાષાંતર લખવું. અક્ષરનો નમુનો બતાવવો. (ચોખ્ખી

મીરબુકમાં હોય તેમ.)

૩૦ (ઠ) ઇંગ્રેજીમાં ખાનગી કે સરકારી કાગળ લખવો, અથવા રાહેલી વાત સ્પષ્ટ કેહેવામાં કે વાંચવામાં આવે તેનો ઇંગ્રેજીમાં સારાંશ લખવો.

સૂચના.—સરકારી સ્વતંત્ર આંગ્લો વર્નાક્યુલર સ્કૂલોમાં ઇંગ્રેજી ક્લાસિકસને બદલે ઉંચા વર્ગનો ઇંગ્રેજીમાં લખેલો હિંદુસ્તાનનો* ઇતિહાસ વંચાવાય, અને હેડ માસ્તરે ભાષણ કરીને સમજાવવો તથા હાલની તારીખ સૂધી શીખવવો. પ્રાચિન (ક્લાસિકલ) ભાષાઓને થોડા વખત સૂધી અને ગૂજરાતી ભાષાને વધારે વખતસૂધી પણ ચલાવાય.

### ધોરણ ૬.

૧ લો વિષય.—ગણિતશાસ્ત્ર (૯).

પાંચમા ધોરણમાં કહ્યું, તે તથા

૪૦ (અ) ક્ષેત્રફળ.

૩૦ (બ) યુક્લિડ—સ્કંધ પેહેલો તથા બીજો, સાહેલાં અનુમાન સાથે.

૩૦ (ક) અક્ષરગણિત—અપૂર્ણાંક, દશાંશ, લઘુતમ, સાદાં સમીકરણ, અને વર્ગમૂળ.

૨ જો વિષય.—ગૂજરાતી અને પ્રાચીન (ક્લાસિકલ) ભાષાઓ (૮). ગૂજરાતી (ત્રણ ક્લાક).

૫૦ (અ) આગળ વાંચેલી ચોપડીઓ ફરીથી, અને સવ્યોહનમાંના અપરા ભાગમાંથી ૩૦૦ લીટી; ગૂજરાતી વ્યાકરણ અને રૂપનું પાંડિત્યમાન (સંસ્કૃત અને ઇંગ્રેજી વ્યાકરણ તથા રૂપ સાથે સરખાવેલો). છંદશાસ્ત્ર તથા શબ્દવ્યુત્પત્તિ.

૫૦ (બ) વાંચેલી ઇંગ્રેજી કવિતામાંની ૬૦ લીટીનો ગૂજરાતીમાં તરજૂમો ભાગબોધ આકારે લખવો. જોડણી તથા અક્ષર ઉપર ધ્યાન આપવામાં આવશે.

પ્રાચીન (ક્લાસિકલ) ભાષા (પાંચ કલાક).

૧ સંસ્કૃત.

૬૦ (અ) સંસ્કૃત ત્રીજી ચોપડીની ઇંગ્રેજીમાં મોહોડે તરજુમો કરવો, અને સંસ્કૃત મન્દિરાંતઃપ્રવેશિકામાંના તેરમા પાઠના ઇંગ્રેજી મનીયાનનું તથા આનીઅર વિલ્યમના માન્યુઅલના ૮૨–૧૨૦ સૂધીનાં મનીયાનનું સંસ્કૃતમાં ભાષાંતર લખવું.

૪૦ (બ) ડાકટર કીલહાર્નકૃત સંસ્કૃત વ્યાકરણનું સંપૂર્ણ જ્ઞાન ૩૩૨મી કલમ સુધી. સાહેલા ઇંગ્રેજી ગદ્યની ૭ લીટીનું સંસ્કૃતમાં ભાષાંતર.

૨. લાટિન.

૬૦ (અ) કોર્નિલિયસ નીપોસ (૩૦ પૃષ્ટ) નો મોહોડે તરજુમો કરવો, વ્યાકરણ તથા પદચ્છેદ સાથે.

૪૦ (બ) ઇન્સ્પેક્ટરે પસંદ કરેલી વાર્તાની સાહેલી ૭ લીટીનો તરજુમો લખવો.

૩ જો વિષય.—ઇતિહાસ તથા ભૂગોળવિદ્યા. (૫)

૫૦ (અ) રોમનો ઇતિહાસ.

૫૦ (બ) પાંચમા ધોરણમાં કહ્યું તેવું ભૂગોળ, રોમના ભૂગોળ સાથે.

૪ થો વિષય.—ઇંગ્રેજી (૧૦).

૭૦ (અ) ઇંગ્રેજી ક્લાસિકલનું વાંચન, ગદ્યના ૨૦૦ પૃષ્ટ, કવિતાની ૭૫૦ લીટી (પાંચમા ધોરણમાં શીખી ગયા તેના તે ગ્રંથમાંથી નહિ). ૨૦૦ લીટી મોંડે ભોમવી.

વ્યાકરણમાં પ્રથક્કરણ અને શબ્દવ્યુત્પત્તિ વિગે પ્રશ્નો.

૩૦ (બ) ગૂજરાતી ગદ્ય કે પદ્યની પાંચ લીટીનું ઇંગ્રેજીમાં ભાષાંતર લખવું. અક્ષરના નમુના બતાવવા (શીખી ગએલ બુકમાં હોય તેવા).

૩૦ (ક) સહેલા વિષય વિશે સંક્ષેપ નિબંધ લખવો.

### ધોરણ ૭.

માટ્રીક્યુલેશન.

સૂચના—સરકારી નિશાળોમાં દરેક વિષય ઓછામાં ઓછા કેટલાક કલાક સૂધી ચલાવવો તે ક્લાસમાં લખેલા આંકડા દર્શાવે છે. ઇન્સ્પેક્ટરની સંમતિથી એ વહેંચણ હેડ માસ્તરો ફેરવી શકે.

---

## आंग्लो वर्नाक्युलर स्कूलोने माटे गूजराती प्राचीन पुस्तको (क्लासिक्स) नी यादी.

### ધોરણ ૩.

બાળમિત્રના ૧૦૦ પૃષ્ટ, અથવા મહીપતરામની ઇંગ્લાંડની મુસાફરી પૂરી, સામળના ગ્રંથમાંથી અથવા પ્રેમાનંદના મામેરામાંથી ૨૫૦ લીટી (કાવ્યદોહન).

### ધોરણ ૪.

ગદ્ય.

૨૦૦ પૃષ્ટ કરણઘેલામાંથી, અથવા મહીપતરામકૃત ઇંગ્લાંડના પ્રતિહાસમાંથી, અથવા નર્મગદ્યમાંના સહેલા ભાગમાંથી.

પદ્ય.

૨૫૦ લીટી સામળમાંથી, આગળ વાંચવામાં નહિ આવી હોય એવી, અથવા નરસિંહ મેહેતાની કવિતા (કાવ્યદોહન).

### ધોરણ ૫.

ગદ્ય.

વીરમતિનાટક (નવલરામ કૃત) પૂરું; અથવા ભરતોદય (મનસુખરામ કૃત) પૂરૂં, સૃષ્ટિપ્રાપ્ય ઇશ્વર જ્ઞાન (અડધો ભાગ); અથવા આગળ વાંચવામાં નહિ આવ્યાં હોય એવાં નર્મગદ્યના ૩૦૦ પૃષ્ટ.

દ્ય.

૦૦, શ્લોક ઓખાહરણમાંથી, અથવા નળદમયંતી વિષે પ્રેમાનંદની કવિતા.

બળવંતરાઅ મહાદેવરાઅ મેહેતા,

ગૂજરાતી ટ્રાન્સલેશન એક્ઝિબિશનર.

| | | |
|---|---|---|
| કન્યાશાળા. | રાણાશ્રી વીરમાતજી તરફથી. | ૮-૧૪-૦ |
| ૮૧ વઢવાણ કન્યાશાળા. | વઢવાણ દરબાર તરફથી. | ૫૫—૬-૫ |
| ૮૨ ભાવનગર કન્યાશાળા. | ભાવનગરના ઠાકોર સાહેબ તરફથી. | ૪—૦-૦ |
| ૮૩ ગોંડળ. | ગોંડળના દરબાર સાહેબ તરફથી. | ૫—૦-૦ |
| | આજમ કુબેરાયભાઈ તા. ખાનગી કારભારી સાહેબ તા. રાજેશ્રી બળવંતરાયભાઇ તા. રા. ધનેશ્વરભાઇ વગેરેના તરફથી. | ૧૦—૦-૦ |
| ૮૪ વળા. | ત્યાંના ઠાકોર સાહેબ તરફથી. | ૬૨—૦-૦ |
| ૮૫ મહુવા. | ભાવનગરના ઠાકોર સાહેબ તરફથી. | ૧૫—૪-૦ |
| ૮૬ વાંકાનેર. | રાજસાહેબ તરફથી. | ૮-૧૩-૦ |
| ૮૭ જેતપુર. | ઝાલાજી ગોકુળજીભાઇ તરફથી. | ૨૪—૯-૦ |
| | આજમ જેતપુરના તાલુકદારો તરફથી. | ૧૮—૦-૦ |
| ૮૮ ધ્રાંગધ્રા. | રાજસાહેબ તરફથી. | ૨૦—૦-૦ |

GOPALJEE SURBHOY Desa,

ડે. એ. કાઠીઆવાડ.

---

રેવાકાંઠાની સરકારી નિશાળોમાં નીચે પ્રમાણે ઇનામ આપાયું.

| સ્કુલ. | નામ. | રૂપીઆ |
|---|---|---|
| નાંદોદની સ્કુલ. | રાજેશ્રી બાપુ સાહેબ મહીડા. | ૩-૮-૦ |
| | રાજેશ્રી બાપુજી યશવંત કારભારી. | ૩-૦-૦ |
| | રાજેશ્રી ધનેશ્વર વિશ્વનાથ_માજી કારભારી. | ૨-૮-૦ |
| નાંદોદ કન્યાશાળા. | શેઠ લીમજી જમશેદજી. | ૦-૧૨-૦ |
| લુણાવાડા કન્યા૰ | રાજેશ્રી કાળાભાઇ બલુભાઇ. | ૨-૦-૦ |
| પલાસણી. | રાજેશ્રી નરોતમ વિજ્યાશંકર જપતાદાર. | ૧-૦-૦ |
| | રાજેશ્રી કેશુર કસનદાસ. ખાનગી કારભારી. | ૧-૦-૬ |

સદરહુ પ્રમાણે ઇનામ વેંચાયાં છે. શિવાય બાદરવાની સરકારી નિશાળને સારૂ મકાન તરફનું ઘણાં વર્ષ થયાં બારે દુઃખ હતું પણ મહેરબાન રેવાકાંઠાના પોલીટીકલ એજંટ મેજર એલ. સી. બારટન સાહેબ બહાદુરની બલાગણીથી ત્યાંનાં ઠાકોર સાહેબ મહારાણા શ્રી સરદારસીંગજી મહારાજે ઘણી હોંસથી એ વાત લક્ષમાં લઇ આશરે રૂપીઆ સાડા ત્રણ હજારનું એક સુંદર મકાન બંધાવ્યું. આ મકાનનુ વાસ્તુ તા. ૧૧ આગષ્ટ સં. ૧૮૭૧ને રોજ થયું તે વખત ગામના સારા સારા ગ્રહસ્થોની સભા ભરાઇ; તે વખત ઠાકોર સાહેબ મહારાણા શ્રી સરદારસીંગજી તથા તેમના પાટવીકુંવર ફતેસીંગજી અને તેમનાથી નાના અમરસીંગજી વગેરે કારભારી સહીત પધારી નિશાળની પરીક્ષા કરી ઇનામ આપવા સારૂ નાણાંની ટીપ થઇ તેની વિગત.

| | |
|---|---|
| ૧૦-૦-૦ | મહારાણા શ્રી સરદારસીંગજી મહારાજ. |
| ૨-૦-૦ | રણા. બાપુજી વખતસીંગજી કારભારી. |
| ૨-૦-૦ | રા. કલ્યાણભાઇ કાળીદાસ હેડકારભારી. |
| ૧-૦-૦ | રાજેશ્રી હરિલાલ નરભેરામ મુનસફ. |
| ૧-૦-૦ | શાસ્ત્રી. અમથારામ કમલજી ફોજદાર. |
| ૧-૦-૦ | રણા વજેસિંગજી જાલમસીંગજી. |
| ૧-૦-૦ | શેઠ. નથુભાઇ મૂળજી. |
| ૧-૦-૦ | કનીજા હેમતસીંગ પથીભાઇ. |
| ૧-૦-૦ | શેઠ મોતીભાઇ ભીખાભાઈ. |
| ૦-૮-૦ | શેઠ. ગરબડ નારણદાસ. |
| ૦-૮-૦ | જમાદાર ગુલમહમદ. |
| ૦-૮-૦ | ગોસાઇ નરસીહગર હેમગર. |
| ૦-૮-૦ | ગોસાઇ ભગવાનગર અમરતગર. |
| ૦-૮-૦ | વોરા જીવાજી અભરામજી. |
| ૦-૮-૦ | બોરા સરફઅલી હુસેનભાઇ. |
| ૦-૮-૦ | બોરા જાફરઅલી— |
| ૦-૮-૦ | મહાન્ત નરસીગર ખુશાલગર. |
| ૦-૮-૦ | ગોસાઈ. રૂપગર મોતીગર. |

# ગુજરાતશાળાપત્ર.

## GUJARAT SCHOOL-PAPER.

November–December 1871.

પુસ્તક ૧૧ મું. નવેંબર-ડીસેંબર સન ૧૮૭૧. અંક ૧૧ ૧૨ મો.

| અનુક્રમણિકા. | પૃષ્ઠ | Contents | Page. |
|---|---|---|---|




( કેળવણી ખાતાના હુકમથી. )

---

અમદાવાદ મધ્યે ગામની હવેલીમાં યુનાઈટેડ પ્રીંટીંગ અને
જનરલ એજન્સી કંપની 'લિમિટેડ'ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.
( મૂલ નકલે રૂ ૧ )

ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૧૦મું. અમદાવાદ, નવેંબર-ડિસેંબર સને ૧૮૭૧. આંક. ૧૧-૧૨મો.

## ગભાણ ભાગણી.

### કુવા ભરતરી તથા વીવાં દોરી.

આપણા ગુજરાત પ્રાંતમાં ઘણીખરી જગાએ સરખું માપ ન હોવાને લીધે સંસાર વ્યવહારનાં ઘણાં કામમાં એક જીલ્લાના લોકને બીજા જીલ્લામાં કેટલીક અડચણ પડેછે. એ અડચણ દૂર કરવાને હાલમાં સરકારે તમામ ઠેકાણે સરખે માપથી માપણી કરાવવા માંડી છે તેથી અગાડી જતાં લોકને સુખ થશેજ. તોપણ જીલ્લાઓમાં જે જૂદાં જૂદાં માપ તથા ગણત્રી ચાલેછે તે ગુજરાતના દરેક જીલ્લાના વતનીએ તેમાં અવશ્ય કરી મેહેતાજીઓએ જાણવાં જોઇએ, કારણ કે આ પ્રાંતમાં ઘણા નિશાળો નીકળવાથી એક જીલ્લામાથી બીજા જીલ્લામા ઘણાક મેહેતાજીઓનું જવું થાયછે. તેઓએ તે જીલ્લાના ગામડામાં ચાલતા આવેલા રીવાજ પ્રમાણે હિસાબ આદિકનું જ્ઞાન મેળવવું જોઇએ; ને જો તેમ ન થયું તો ગામડીઆ લોકમાં તે મેહેતાજી ગમે એવો વિદ્વાન હોય તોપણ પોસાતો નથી એટલુંજ નહીં, પરંતુ કેટલાક ગામડિયા લોકો એવા હીસાબ તેમના છોકરાઓને પૂછેછે, ને ન આવડ્યા એટલે સરકારી નિશાળ વિષે હલકું મત લઇ વદિયા ભારાવણુ કરનાર ગામઠી મેહેતાજી પાસે ગામઠી નિશાળ બેસડાવેછે. તેથી કરીને કોઇ કોઇ ગામમાં એવી ગામઠી નિશાળથી સરકારી નિશાળની આબાદીનો ભંગ થાયછે. વિશેષે કરી ભરૂચ જીલ્લાના કેટલાક ગામોમાં જે ખામીથી ગામઠી નિશાળ બેસેછે તે દૂર થાય, એવા ઇરાદાથી ઉપલા બાબતપર લખવાને મારા મનમા ઘણા દહાડાથી હતું તે હાલમા હું આપના પત્રની મારફતે બહાર પાડવા ચાહુંછું તેને આપ મેહેરબાની કરી જગા આપશો.

**ગભાણ ભાગણી**—ગભાણ શબ્દ મણું કરીને ભરૂચ જીલ્લા વગર બીજા જીલ્લામાં ભાગ્યેજ બોલાતો હશે. ગભાણ એટલે ઘર બાંધવાની પડતર જમીન, ખંડેર, એવા ખંડેરનું માપ લેવું હોયતો તેમાં નીચેનું કોષ્ટક કામમાં આવે છે.

| | | |
|---|---|---|
| ૧૬ ઝટકાનુ = ૧ લટકુ. | | ૨૦ વિશ્વાસી = ૧ વસો. |
| ૧૬ લટકા = ૧ આની | | ૨૦ વસાનું = ૧ વીઘું. |
| ૧૬ આનાની = ૧ વિશ્વાસી. | | |

રીતી—એવા ઘર બાંધવાની જમીનનું ચતુર સીમાનું માપ લેવું. અને ઉત્તર દક્ષિણનું જે માપ આવે તેનો સરવાળો કરવો ને તેનું અર્ધ કરવું. તેજ રીતે પૂર્વ પશ્ચિમ માપનો સરવાળો લઇ તેનું અર્ધ કરવું. હવે બંને અર્ધનો ગુણાકાર આણપાણ ગુણાકારની રીતે કરવો. જે આવશે તે પાકા વસા વિસવાસી થશે.

દાખલો, ૧—એક अ ब क ड ગભાણ છે. જેની ચતુર સીમાનું માપ નીચે પ્રમાણે છે. તે ગભાણ કેટલું થશે?

| | વ. વિ.§ | | વ. વિ. |
|---|---|---|---|
| ઉ=अ ब | =૨—૩ | પૂ. अ ड | =૭—૫ |
| દ=क ड | =૪—૩ | પ. क ब | =૬—૫ |
| | ૬—૬ | | ૧૩-૧૦ |

રીતમાં કહેવા પ્રમાણે ઉત્તર દક્ષિણનો સરવાળો ૬ વસાને ૬ વિશ્વાસી થઇ, તેમ પૂર્વ પશ્ચિમનો સરવાળો ૧૩ વસાને દશ વિશ્વાસી થય. હવે એ બંને સરવાળાનું અર્ધ નીચે મૂક્યું.

| વ. | વિ. | આ. |
|---|---|---|
| ૩ | ૬ | |
| ૬॥। | ~ | |
| ૧૮ | | |
| ૨। | | |
| ૦)≡ | | |
| ૧૧ ૦। | ≡ | |
| સરવાળો. ૨૧॥ | ≡। | ≡ |

§ગભાણ ભાગણીમાં વસા ઉપર જે વિશ્વાસી મૂકાય છે તેને આની

ખ. વિ. આ. લટકાં. ઝટકું.

જવાબ. ૧ ૧॥ ૭ા ૭ ૦

દાખલો.—૨ એક ગભાણ છે જેની પૂર્વ પશ્ચિમ લંબાઇના પાકા ૧૮॥૭ા વસાને આના છે, ને ઉત્તર દક્ષિણ પોહોળાઈ જતા ૧૮॥ ૭ાા વસાને આના છે, તો તે ગભાણ કેટલું થશે?

૧૮॥ ૭ા
૧૮॥ ૭ાા

---

૩૨૪
૯
૩॥ ૭
૧૩॥
૦। ૭
૦) ૭ા ૭
૪ ૭ા
ー॥ ૭
૦॥ ー ૭

---

સરવાળો. ૩૫૫॥ ૦)ー॥ ૦)ー ૦)૭

જવાબ. વિ. વ. વિ. આ. લ. ઝ.
૦॥ ૨॥ ૦। ー॥ ー ૭

કૂવાભરતરી—રીતિ. પરિધના જેટલા ગજ કહ્યા હોય તેટલા ગજના દરેક ગજના ૨૦ તસુ પ્રમાણે તસુ કરવા. જે તસુ આવે તેને ચારે ભાગવા, ભાગાકાર આવે તેનો વર્ગ કરવો, ને વર્ગને ઊંડાઇના ગજે ગુણવો. ગુણાકાર આવે તેને ૪૦૦ સંખ્યા ચોરસ તસુએ ભાગવા. ભાગાકાર આવે તે પાકા ગજ સમજવા. જે પાકા ગજ આવે તેને ૩૦ ગુણવા એટલે માગેલો જવાબ નીકળશે.

દાખલો. ૧—એક કુવો છે જેના પરિધની ૮ ગજની દોરીછે, ને તે કૂવાનું પાણી ૯ા ગજ ઊંડું છે. તો તેમાં કેટલા મણ પાણી હશે. કોષ્ટક
૨૦ તસુ=૧ ગજ ૧ સમ ચોરસ ગજે ૩૦ મણ પાણી માયછે.

---

કરીને કહે છે, અને તેવા ૧૬ આનાની વસો ખોળામાં ખોલ છે. તે પ્રમાણે કર્યું.

૪૦૦ સમ ચોરસ તસુ=૧ સમચોરસ ગજ.

```
       ૮
      ૨૦
 ૪) ૧૬૦
      ૪૦
      ૪૦
    ૧૬૦૦
     ૧૦૦
૦૦) ૧૬૦૦૦
      ૪૦
      ૩૦
    ૧૨૦૦
```

રીતમાં કહ્યા પ્રમાણે પરોઘના તસુ કર્યા, તેને ચારે ભાગી વર્ગ કર્યા, વર્ગને-ઊંડાઇના મને ગુણ્યા,તો સોળ હજાર તસુ થયા. તેને ૪૦૦ ભાગી સમચોરસ ગજ કર્યા તો ૪૦ થયા. તેને ૩૦ ગુણ્યાં તો બારેસે મણ જવાબ આવ્યો.

જવાબ ૧૨૦૦ મણ

વીઘાં દોરી—એમાં પણ ગભાણ ભાગણી જેવુંજ છે. ફક્ત ફેરએટલોજ કે ગભાણ ભાગણીમાં ગા ને ગા ની ગુણાકાર ૧૨। મૂકેછે, ને વીઘાંદોરીમાં ૧૨ મૂકી. ૦ા ની ૦ા ની ગુણાકાર ન ચઢાવતા નથી.

ગભાણ ભાગણીમાં આવેલું કોષ્ટક આમાંજ લેવાય છે, અને તે કોષ્ટક જણાવેલા માપનો એક બીજા સાથે ગુણાકાર કરતા શું શું આવેછે તે નીચે બતાવ્યું છે.

૧. વસાની ને વસાની ગુણાકાર વિશ્વાસી થાય.
૨. વસાને વિશ્વાસીએ ગુણીએ તો આના થાય.
૩. વસાને આને ગુણીએ તો લટકાં થાય.
૪. વસાને લટકે ગુણીએ તો ગરકું થાય છે.
૫. વિશ્વાસાને વિશ્વાસીએ ગુણીએ તો લટકું થાય.
૬. વિશ્વાસાને આને ગુણીએ તો ગરકું આવે.
૭. વિશ્વાસાને લટકે ગુણીએ તો ગરકાનો ૧૬ મો ભાગ આવે.
૮. આનાની ને આનાની ગુણાકાર ગરકાનો ૧૬ મો ભાગ.

૯. દોરીને દોરીએ ગુણીએ તો વીઘા.
૧૦. દોરીને વસાએ ગુણીએ તો વસા.
૧૧. દોરીને વિશ્વાસીએ ગુણીએ તો વિશ્વાસી થાય.

દાખલો. ૧—એક ખેતર ઉભું ૧૫॥ વસાને ≈ આના છે, ને આડું ૧૨॥ વસાને ≈ આના છે તો તે ખેતર કેટલું થશે?

| | |
|---|---|
| ૧૫॥ ≈ | પંદરને બારનો ગુણાકાર ૧૮૦ મૂકયા. અડ- |
| ૧૨॥ ≈ | ધાને બારનો ગુણાકાર ૬ મૂકયા. પંદરને |
| ૧૮૦ | અડધાનો ગુણાકાર ૭॥ મૂકયા. સાડાબારને |
| ૬ | ત્રણ આનાનો ગુણાકાર કરવો તેમાં સાડા- |
| ૭॥ | બારનો અડધો મૂકી દઇ બારનો ગુણાકાર |
| ૩૧ | કરતાં છત્રી આના થયા તેની સવાબે વિ- |
| ૨॥॥ ≈ | શ્વાસી મૂકી તેમજ સાડાપંદરમાંથી અડધો |
| ૧૯૭॥ ≈ | છોડી દઇ પંદરને બે આનાનો ગુણાકાર ત્રી- |
| | સ આનાના પોણાબેને બે આના. ઉપલા |
| | આનાને આનાનો ગુણાકાર એવુતો કરતા |
| | નથી. |

જવાબ. વિ. વ વિ. આ.
૦। ૧૫॥ ૨॥ ≈

તળાવચોકડી—ચોરસ કે આ સમાંતર બાજુ ચોખૂણનું જેવી રીતે ક્ષેત્રફળ કરીએ છીએ તેવી રીતે પ્રથમ કહેલા તળાવનું ક્ષેત્રફળ કરવુ, અને જે ક્ષેત્રફળ આવે તેને તળાવના ચારખૂણ તથા મધ્યની ઊંડાઇ એ પાંચેની સરવાળો કરી પાંચે ભાગી ભાગાકાર કરતાં જે ગજ તસુ આવે તેણે ઉપલા ક્ષેત્રફળને ગુણવા, અનેગુણાકાર આવે તેને ૬૪ ગજની ચોકડી સંઝે ભાગવા. ભાગાકાર આવશે તે તળાવની તેટલી ચોકડી થઇ એમ સમજવું. પછી જે પાકી ચોકડી આવી તેને તેના દર પ્રમાણે રાશીએ બાંધતાં કિંમતનો જવાબ નિકળશે.

દાખલો. ૧ એક अ ब क ड સમાંતર બાજુ તળાવ છે જેની સામ સામેની अ ब તથા क ड ૯૦ ગજ છે; તેમજ अ क તથા ब ड ૭૫ ગજ છે. એવા માપનું તળાવ ઓડોક પાસે ખોદાવા આપ્યું તેમણે

તે તળાવ ખોદ્યું, ને તેનું માપ કાઢ્યું, તો વચલી म ચોકડી ૦॥ ગજ ૧॥ તસુ ઉંડી ખોદાઈ, તેમજ ચાર ખૂણા વાળી अ, वे, क, ड, ચોકડી અનુક્રમે ૦॥૪, ૦॥૨, ૦॥૩॥ ૦॥૫ ગજ તસુ થઇ, ત્યારે તે તળાવમાં કેટલી ચોકડી પડી હશે, ને એક ચોકડીના રૂ૦–૧૨–૦ પ્રમાણે તે તળાવની કેટલી કિંમત થાય?

अ ૯૦ वे

| | | |
|---|---|---|
| ૦॥૪ | | ૦॥૨ |
| | म ૦॥૧॥ | |
| ૦॥૩॥ | | ૦॥૫ |

૭૫ (ડાબી બાજુ) ૭૫ (જમણી બાજુ)

क ૯૦ ड

રીતમાં કહ્યા પ્રમાણે, પ્રથમ સમાંતર બાજુ ચોખૂણનું ક્ષેત્રફળ કર્યું તો ૬૭૫૦ થયું. હવે પાંચ ખૂણાની ઉંડાઈનો સરવાળો લીધો. તો ૪) ૪) ગજને ચાર તસુ થયા. તેને પાંચે ભાગ્યા તો ૦॥.૨ગજને બે તસુ આવ્યા. એ પોણો ગજને બે તસુ ને ઉપલા ક્ષેત્રફળે ગુણ્યા.

૯૦×૭૫=૬૭૫૦

૦॥૪+૦॥૨+૦॥૩॥+૦॥૫+૦॥૧॥=૪) ૪)

૫) ૪) ૪)

૦॥ ૨

૬૭૫૦×૦॥૨=૫૬૨૫

૫૬૨૫÷૬૪=૮૭॥ ૯

ચોકડી ગજ,

૮૭॥ ૯

૦॥

૬૫॥

૦॥—

૦)—॥

જવાબ. ૬૫॥—॥

પાંચ હજાર છસેં ને પચીશ ગજ થયા તેની ચોકડી કરવા સારૂ ૪–૩ ગજે એટલે ૬૪ ભાગ્યા તો પોણા અઠયાશી ચોકડીને નવ ગજ આવ્યા. તેની કીમત રીતમાં કહ્યા પ્રમાણે કાઢી, તો ૬૬ ચોકડીના

બાર આના પ્રમાણ કરતા રાત્યાશી પોણું સવા પાઈક ને પોણે પોણે નવ આના, ને ચોસઠ ગજના બાર પ્રમાણે નવ ગજની કિંમત પોણા બે આના થઇ તે ઉમેરતા પોણી છાસઠ રૂપૈયા પોણા ત્રણ આના થયા એ જવાબ.

કોટડાભગતરી—ગામડામા માટીના ઘર બનાવે છે, ને તેની દિવાલ ઘણું કરીને ઓડ લોક માટીની ચણે છે તેનુ માપ કહાડવાની રીત. જેટલા ગજ લાંબું તથા ઉંચુ કોટડું કર્યું હોય તેનો ગુણાકાર કરવો, પછી તેનુ અર્ધ કરવુ, ને તે અર્ધ આવે તેનુ સવાયું કરવુ, ને બીજા અર્ધનુ દોઢું કરવુ. પછી તે બે અર્ધના સવાયા દોઢાનો સર્વાળો લઇ એક રૂપૈયાના જેટલા ગજ ગણી આપવાનો ઠરાવ કર્યો હોય તેણે ભાગ મૂકી કિંમત કાઢવી.

દાખલો ૧ એક ઘરના કોટડાનુ માપ નીચે મુજબ આપ્યુ છે. ને રૂ૧)ના ૩૨ ગજ લેખે તે ઘરના કોટડાની મજૂરીની કેટલી કિંમત થશે

| લાંબી. | | ઉંચી. | | |
|---|---|---|---|---|
| ગજ. | | ગજ | | |
| ૧૦ | × | ૭ | = | ૭૦ આગલા નેવાની ભીંત. |
| ૧૦ | × | ૬ | = | ૬૦ આગળા ગુડા (બારશાખ)ની ભીંત. |
| ૧૦ | × | ૧૧ | = | ૧૧૦ ઉત્તર દિશાની કરી. |
| ૧૦ | × | ૧૧ | = | ૧૧૦ દક્ષિણ દિશાની કરી. |
| ૧૦ | × | ૬ | = | ૬૦ પાછલા ગુડાની (ઓરડાની બારશાખની) |
| ૧૦ | × | ૭ | = | ૭૦ પાછલા નેવાની. |

કુલ. ૫૪૦ રીતમા કહ્યા પ્રમાણે લંબાઈ તથા ઉંચાઇના ગુણાકાર કરી

પેહેલું અર્ધ ૨૭૦ × ૧। = ૩૩૭॥ તેનો સરવાળો કરતા ૫૪૦ થયા.
બીજુ અર્ધ ૨૭૦ × ૧॥ = ૪૦૫ તેનુ અર્ધ કર્યું તો ૨૭૦ થયા.

સરવાળો. ૩૨ ) ૭૪૨॥ પેહેલા અર્ધને એટલે ૨૭૦ને સવાગણા
૨૩–૩–૩ કર્યા તો ૩૩૭॥ થયા. તેમજ બીજા અર્ધને દોઢા કરતા ૪૦૫ થયા. જુમલે બંનેનો સરવાળો કરતા ૭૪૨॥ ગજ થયા તેને રૂ૧)ના ૩૨ ગજે ભાગતા ત્રેવીશ રૂપીયા ત્રણ આના ને ત્રણ પાઈ

જૂદી જૂદી જાતના લાકડાના પાકા ગજ ૧નું કેટલું વજન થાય છે તે નીચે બતાવ્યું છે.

મણ.

| | |
|---|---|
| ૧૬. સાગ. | ૨૪ એર. |
| ૧૮ રાયણ. મહુડો. | ૫૨ પથ્થર ગોંડદીયો ધનગંજ. |
| ૨૦ સીસમ. | ૬૪ કાળો પાકો પથ્થર. |
| | ૮૦ સીસું. |

ખીમજી પ્રેમજી.

સરકારી નિશાળના મહેતાજી ઠંકારીયાં.

---

## हिंदुस्तानमां एक भाषा.

દરેક દેશનું પ્રબળ તેના ઐકય ઉપર આધાર રાખે છે, અને તે ઐકય ભાષા, જાતિ, ધર્મ, રીતભાત, અને રાજ એક હોવાંથી ઉત્પન્ન થાયછે. માટે દેશાભિમાની પુરૂષોનું મન સ્વભાવિક રીતે એ સાધનો તરફ જાઇને તેમાં જે જે વાતની ન્યૂનતા માલમ પડે છે તે ટાળવાની વૃત્તિ પેદા કરેછે. આખા ભરતખંડમાં એક ભાષાની જરૂર છે એ બાબત આપણા એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરના શિરસ્તેદાર ગણપતરામ શાસ્ત્રીએ કેટલાએક મહીના ઉપર ચોપાનીઆના આકારમાં એક કાગળ છપાવીને હિંદુસ્તાનના બધા ભાગમાં કેળવાએલા ગૃહસ્થ ઉપર મોકલ્યો હતો. એ વિચારને ઉત્તર હિંદુસ્તાનના ઘણા ખરા વર્તમાન પત્રો તરફથી પુષ્ટિ મળી છે, પણ દલગીરીની વાત છે કે આપણી તરફ તો બે ત્રણ પત્રવાળાએજ એ વિચારને ઉલટથી ઝીલી લીધો, અને ખાનગી મંડળોમાંતો એની ચર્ચા ચાલીજ નહી. હિંદુસ્તાનમાં ભાષાનું ઐકય જોવાને આ લખનાર ઘણા વરસથી આતુર છે, અને એણે કેટલેએક પ્રસંગે એ વિચાર જાહેરમાં પણ મૂક્યો છે, તેથી એ બહુ દલગીર છે કે શાસ્ત્રીના આ સ્તુત્ય પ્રયત્નને ગૂજરાતી ભાઇઓ તરફથી ઘટતું ઉત્તેજન હજી મળ્યું નથી. બધાએ એ વિચાર સ્વિકારીજ લેવો જોઇએ એમ કહેવાની મતલબ નથી, પણ એ વિષે ચર્ચા ચલાવવી એ તો અમે તેમની ફરજ સમજીએ છીએ. માટે એ બાબત ચર્ચા ચાલે

અને જે જે પૂર્વપક્ષ હોય તે વિષે જાહેર વાદ થાય એવા ઇરાદાથી આ બાબતને અમે છેડવાનો વિચાર કરીએ છઇએ. જે જે વિદ્વાનને એ વિષયપર યોગ્ય ચર્ચા ચલાવવી હશે તેને આ પત્ર ખુશીની સાથે જગ્યા આપશે.

આપણો આ દેશ વિસ્તારમાં જોઇએ તો એક ખંડજ છે. એમાં ઐક્યના સાધનો એકઠાં થવાં બહુજ દુર્લભ. તથાપિ ઇશ્વર કૃપાથી કેટલે દરજ્જે બધાં છે, અને તે શુભ કારણને લીધેજ એ એક દેશ કહેવાય છે. ખરે, આપણા દેશનું સમૃદ્ધિબીજ જેમ હજી કેવળ અપ્રફુલ્લિતજ છે તેમ આપણી જનૈક્ય શક્તિઓ પણ આપણા અજ્ઞાન તથા દુર્દૈવને યોગે દટાઇજ રહેલાં છે. બાકી, ભરતખંડ તે ખરેખરો ઇશ્વરનો કૃપાપાત્રજ દેશ છે. એમાં સઘળા પ્રકારની ઉત્કૃષ્ટતા મેળવવાનાં બીજ છે. આપણને એ બધાં બીજને યોગ્ય રીતે સિંચન કરતાં નથી આવડ્યું, અને તેથી આપણે નિર્માણ કરેલી પૂર્ણતાને પામી શક્યા નથી. હવે, બીજી વાત આઘી મૂકી આપણામાં ઐક્યના કેટલાં સાધનો છે તે જોઇએ. આ દેશનો ઘણો ભાગ ધર્મ અને જાતિમાં તો એક છેજ, અને એ ઐક્ય એટલું પ્રબળવાન છે કે તે મોટામાં મોટા બળાત્કારની સામે થઇ શક્યું છે. પ્રાંતપરત્વે રીતભાતમાં કેટલોએક ફેર છે, પણ તે ઘણો નથી. એક બંગાળી ગુજરાતીથી રીતભાતમાં જૂદો છે તે કરતાં તેને મળતો વધારે છે. હિંદુસ્તાનના અર્વાચીન ઇતિહાસનું આપણે સારશોધન કરીશું, તો માલુમ પડશે કે સઘળા ઐતિહાસિક પ્રસંગોનું વલણ રાજ્યનું ઐક્ય કરવા તરફ હતું. વિક્રમાદિક ચક્રવર્તી રાજાઓના વખતમાં આ દેશ પૂર્ણ સઘળા પ્રકારના ઐક્યથી ઝળકી રહ્યો હતો, અને તે ઐક્યના પ્રમાણમાંજ તે સમયની સ્થિતિ દેશાભિમાનીને સંપૂર્ણ સંતોષ પમાડે એવી હતી. પાછળથી ઐક્ય તૂટવા લાગ્યું, અને પડતી આવી. મુસલમાનોના આવ્યા પહેલાં તો દેશની અંદરની અવસ્થા એવી થઇ ગઇ હતી, કે પરદેશી રાજ્યના દારુણ ઔષધનું સેંકડો વર્ષ સેવન કર્યા સિવાય તે રોગ કદી મટે નહીં એવું થઇ રહ્યું હતું. મુસલમાનો આવ્યા, અને રાજ્યનું ઐક્ય થવા લાગ્યું. ઔરંગજેબના રાજ્યમાં એ ઐક્ય સંપૂર્ણ થઇ રહ્યું, પણ એ વિષવત્ ઔષધે ભરતખંડના અંગમાં બીજી એટલી ખરાબી પેદા કીધી હતી કે તેને તે અવસ્થામાં છૂટો મૂકવો એ જગતના સ્વામી નિયંતાની ન-

જરમાં લાભકારક લાગ્યું નહીં. મરેઠાઓની વર્તણુક અને શક્તિ આ વિચારને પુષ્ટિ આપેછે. હજી બીજા, પણ જૂદીજ ખાસીયતના પરદેશી રાજની જરૂર હતી, તે રાજ, એટલે, અંગરેજી રાજ આવ્યું, અને જાણે વગર મહેનતેજ મુગલાઇની ખાલી ગાદીએ બેશી ગયું. હાલ કદાપિ એ રાજ ઔરંગજેબના જેવડું વિસ્તારમાં નથી, પણ જે સુખ, જે કેળવણી, અને જે સગવડોને માટે રાજનું ઐક્ય હોવું જોઇએ તે આ રાજમાં કોઈ વખત પણ અત્રે થયાં હોય તેના કરતાં વધારે છે. આખી પૃથ્વીનું પણ ઐક્ય કરવાને સમર્થ એવા જે પરમેશ્વરના બે દૂત અગ્નિરથ અને વિદ્યુત્પ્રવાહ તે અહીંયાં આવી પોહોંચ્યા છે, અને સ્થાયી નિવાસ કરવાનું મન દેખાડે છે. ઓ પ્રભુ! ધન્ય છે તારી અગમ્ય કળાને! ભરતખંડ, તું જાગૃત થા, અને તને પાછો સજીવન કરવાને કૃપાનિધાને જે ઉપચાર યોજ્યોછે તે સમજ.

ઉપર આપણે ધર્મ, જાતિ, રીતભાત અને રાજના ઐક્યની વાત કરી, પણ એટલું જાણવું જોઇએ કે ધર્મ, જાતિ, અને રીતભાતનું ઐક્ય આજકાલ પચાશ વર્ષ ઉપર હતું તેના કરતાં નબળું પડ્યું છે, અને આગળ વધારે નબળું પડવાનાં ચિન્હ દેખાય છે. એ ત્રણે બાબતમાં મોટાં બે તડાં પડી જવાનો દિવસ પાસે જણાય છે. જે ધર્માભિમાન મુસલમાનની તરવારથી ન ડર્યો તે અંગરેજી કલમ આગળ નીચું જોઈ રહ્યો છે એ તો સર્વેના જોવામાં આવેછે. જાતિનું અભિમાન કદાપિ હાલ વધારે ઉંચું થયું હશે, તોપણ પેહેલાં જેટલું મસ્ત નથી; પણ, તેમ દેશીપણાનો ભાવ હાલ નિરાળે રૂપે બહાર પડયોછે, અને તે દિનપર દિન વૃદ્ધિ પામશે એવો સંભવ છે. માટે બધી વાતનો હિસાબ ગણતાં એમ લાગેછે, કે ઐક્યના સાધનો આપણામાં હાલ કાંઈ ઓછાં થયાં નથી. આગળ જ્યારે બે તડાં મોટાં બંધાઈ જાય (તે બંધાશે તો ખરાંજ અને બંધાઈ જવાંજ જોઇએ) ત્યારે કેમ થશે એ ધારવું આશાદાયક છે; પણ કાળની ગતિ અકળ છે, અને કોણે જાણ્યું કે નવા વિચારના પ્રબળવાન પક્ષ આગળ પેલું જુના વિચારનું તડું નરમ પડી અરમાઇને તેનામાં મોડું વહેલું ભળી જવાનું નહિ કરે? ઇતિહાસનાં દ્રિબસુદ્રી તો એમ આશા આપેછે; અને દેશની વૃદ્ધિમાં ઐક્ય-

તો માત્ર દિવસ જેવા છે એ સિદ્ધાંતને આપણે શાંત ચિત્તે ,શરણ થવું જોઇએ.

હવે ભાષાનું ઐક્ય કેટલું હતું, હાલ કેટલું છે, આગળ કેટલું થઈ શકશે એ વિષય ઉપર આપણે આવી પહોંચ્યા. ઘણા જૂના વખતમાં ખરે આર્ય લોકો સંસ્કૃત ભાષા બોલતા હતા પણ એ ઐક્ય ઘણા વરસ ટકી રહ્યું હોય એમ લાગતું નથી, કેમકે વેદની કેટલીએક શાખાઓમાં પણ 'ય'નો 'જ' 'ષનો' 'ખ' વગેરે પ્રાકૃત ઉચ્ચારણો પેઠેલા માલમ પડે છે. જલદીથીજ સ્ત્રીઓ અને નીચ વર્ણના લોકો સંસ્કૃત બોલવું ભૂલી ગયા, અને તેને અશુદ્ધ રૂપે બોલવા લાગ્યા. તોપણ ખરૂં કહીએ તો એ સમે દેશ ભાષા તો સંસ્કૃતજ હતી.—માત્ર અભણ લોકોમાં જૂદે જૂદે રૂપે બોલાતી હતી, જેમ હાલ અંગરેજી ભાષા ઇંગ્લાંડના જૂદા જૂદા પરગણામાં બોલાય છે તેમજ. એમાં એ ફેર ખરો કે ઇંગ્લાંડમાં કુલીન સ્ત્રીઓ શુદ્ધ બોલે છે, અને આપણા દેશમાં તે સમયે એમ હતું નહીં, એજ એ ભાષાના મૃત્યુનું ચિન્હ હતું થોડા વખત પછી બ્રાહ્મણ પણ પોતાના સંસારવ્યવહારમાં પ્રાકૃત બોલવા લાગ્યા. આ વેળા પ્રાંતપરત્વે અપભ્રંશરૂપો જૂદા જૂદા થઈ ગયા હતા ખરા, તોપણ મળતાપણું ઘણું હતું અને અશોકના વખતમાં ઉત્તર હિંદુસ્તાનમાં તો ઘણુંકરીને એક સરખીજ ભાષા બોલાતી હતી એમ માનવાના કારણો છે. પછીથી ધીમે ધીમે પ્રાકૃત ભાષાઓમાં ફેર પડવા લાગ્યો અને મુસલમાન આવ્યા તે વખતે તો પ્રાંત પ્રાંતની નિરાળી ભાષા થઈ ગઈ હતી. તોપણ વ્રજ ભાષા કેટલે દરજ્જે દેશ ભાષા ત્યારે હતી એમ લાગે છે મુસલમાનોના આવ્યાથી સઘળી ભાષાઓમાં કાંઈ કાંઈ ફેરફાર થવા લાગ્યો, અને દિલ્હીની આસપાસના ગામોમાં તો મિશ્રણથી એક નવીજ ભાષા ઉત્પન્ન થઈ, પ્રથમ એ મુસલમાનોની છાવણીમાં બોલાતી હતી માટે તેનું નામ ઉર્દુ પડ્યું. અકબરના વખતમાં એ ભાષા હયાતીમાં આવી એમ ધરાયછે. સંસ્કૃત ભાષા જે આજ પર્યંત લોકોપયોગમાંથી બંધ પડી હતા રાજકારભારમાં સર્વત્ર વપરાતી હતી તેનું જોર ધીમે ધીમે નરમ પડવા લાગ્યું અને મુગલાઈના રાજ્યના વખતમાં તો તે માત્ર ધર્મના ,કામકાજમાંજ કાયમ રહી.

ણીતા છે. તેઓની તરફથી એ બાબત કાંઇ કાળજી જોવામાં આવતી નથી તેનું કારણ એ છે કે કેટલાએક એમ સમજે છે કે જતે દહાડે અંગરેજી દેશ ભાષા થશે. એ વાત અમને તો કોઇ પ્રકારે સંભવિત લાગતી નથી. કદાપિ વિદ્વાનોની એ ભાષા થાય, પણ ઘરમાંતો કદી પણ એ બોલાય એવો દહાડો આવે એ અમારાથી મનાતું નથી. પણ અમે અમારી કલમ અહીંયાંથીજ અટકાવીએ છઇએ, અને પૂર્વ પક્ષની રાહ જોઇએ છઇએ. દેશમાં એક ભાષા હોય તો સારૂં એ તો કોઇ પણ ના કહેતું નથી, પણ કેમ થાય એ વાતની તકરાર છે. કેટલા એમ માને છે કે અંગરેજી થવામાં લાભ છે અને તે થવાનાં ચિન્હ જણાય છે. એ વિચાર ઘણું કરીને પરદેશીઓનો છે. દેશીમાંના ઘણા ખરા તો એ બાબત સમજતા નથી અથવા તેની કાંઇ કાળજી રાખતા નથી. જેઓને એ બાબત સમજાય છે તેમાંના ઘણા ખરા તો હિંદુસ્તાનીનેજ દેશભાષા થએલી જોવાને ઇચ્છે છે. પણ વળી અહીંયા બે પક્ષ છે. કેટલા એમ સમજે છે કે એ વાત ઇચ્છવા યોગ્ય છે, પણ થઇ શકે એવી નથી. સામા પક્ષના એમ કહે છે કે એ નાહિંમતના બોલ છે, આગ્રહ ને સંપના મોઢા આગળ કાંઇ અશક્ય નથી, અને હિંદુસ્તાની ને હિંદુસ્તાનની ભાષા કરવી એના જેવું કાંઇ સહેલું નથી.

આ પ્રમાણે આ તકરારનું સ્વરૂપ ગુજરાતી ભાઇઓની આગળ મૂકી અમે તમને એ વિષયપર ગંભીરાઇથી વિચાર કરવાની ભલામણ કરીએ છઇએ, અને ફરીથી કહીએ છઇએ કે એ બાબત ચર્ચા ચાલેલી જોવાને અમે ઘણા આતુર છઇએ.

---

## मांडवी परगणामां बोलाती काळीपरजनी भाषा.

માંડવી પરગણું સુરત જીલ્લામાં છે. એ પરગણામાં જે લોકો ડુંગરોમાં વસેલા છે તેમને કાળીપરજના લોકો કહે છે, અને તેમના ત્રણ વર્ગ છે:- ચોધરા, ગામતા, અને વસાવા (ભીલ). એ લોકો દૂર દૂર છાપરાં બાંધીને રહે છે. પાસે રહેતા નથી. કેમકે એમને એવી રીતે રહેવાનો અસલથી સેહેવાસ નથી.

૧. વસાવા એ લોકો અસલ ચોરીનો ધંધો કરતા હતા, પણ હાલમાં તો અંગ્રેજ સરકારના બન્દોબસ્તમાં એમનું જોર નરમ પડ્યું છે, અને એમનું કાંઇ ચાલતું નથી. તેથી કરીને પોતાની અસલ રીત છોડીને તેમાંના કેટલાક ખેતીનો તથા રાની લાકડાં વાઢવા વિગેરેનો ધંધો કરે છે. એમનામાં જે મોટામાં ગણાય છે તેને નાએક કહે છે, અને હાલમાં પણ તેના કહ્યા પ્રમાણે સર્વે ચાલે છે. એ લોકો મુવેલા ઢોર (ઢાંઠાં) ખાય છે.

૨. ગામતા એ લોક વસાવાથી જરા ચડતી પંક્તિના ગણાય છે. એ ખેતીનો ધંધો કરે છે. એમની બોલી વસાવાની બોલીથી કેટલીક નોખી છે. એ લોકો જ્યારે દેવને પૂજે છે ત્યારે કીડાનું ભક્ષ કરે છે.

૩. ચોધરા એ લોકો ઉપર કહેલા તેના કરતા વધારે સુઘડ છે. એ લોકો તમામ ખેતીનો ધંધો કરે છે, અને એ ઉપર તથા ખજુરા ઉપર એમનો બધો આધાર છે. વળી એ લોકો ઘણા ઢોર પાળે છે, અને એમના ગોવાળીઆઓ તાડના પતીઆની પીપી કરીને વગાડે છે, તેને એ લોકો (ડોવરૂં) કહે છે. એ ડોવરૂં વગાડે છે ત્યારે ઘણા માણસ એકઠા થાય છે, ગાને નાચે છે. પછી તાડી પીને ખૂબ મઝા ઉડાવે છે. એ ત્રણે વર્ગના લોક બહુજ વેહેમી છે, અને દેવ તથા ડાકેણ ભૂતડાને બહુ માને છે. એમનામાં કોઇ માણસ માંદુ પડે તો તરત એવો વેહેમ લાવે છે કે ફલાણી ડાકણ તથા ભૂત વળગ્યું તેથી માંદું પડ્યું. તેથી તેઓ ભૂવાને ત્યાં જાય છે. તે ભૂવો માંદા માણસને જુએછે, અને કાંઇ ઓસડ નહી કરાવતા ફલાણા દેવ પાસે જાઓ. એવી અથડામણમાં વધારે માંદું પડે છે. અને કાંઇ ઓસડ કરતા નથી તેથી ઘણા ખરા એવા વેહેમમાને વેહેમમાં મરી જાય છે. એ લોકોના દેવનાં નામ.

૧ અર્હદેવ, ૨ વેરી દામણ દેવ, ૩ ગોકણા દેવ, ૪ સમખા દેવ, ૫ કાકાબળીઆનો દેવ, ૬ વાઘોરાત દેવ, ૭ સીમારીયો દેવ, ૮ જોગણા દેવ, એ વગેરે ઘણા નામ છે. એ દેવોની જૂદી જૂદી માનતા ચાલે છે. અને નાળિએર, ફુલ તથા ચોખા અને કુકડો ચઢાવે છે, અને ત્યાં ભૂવા પાસે ધૂણાવે છે. એમના દેવ માટીના ઘોડા તથા ગજેક ઊંચા ગોળ ઘુમટના આકારે માટીના છે. અને જ્યાં દેવનું સ્થાનક હોય છે ત્યાં આશરે એ-

વા સો બસે ઘોડા અથવા ઘુમટ હોય છે.

## એમની બોલી અને આપણી બોલીમાં ફેરફાર.

| આપણી બોલી. | ચોધરાના. | ગામતાની. | વસાવાની. |
|---|---|---|---|
| ૧ દાતરડું. | દાહડું. | હિસોગો. | દાતલું. |
| ૨ બાજી. | બાજો. | બાહજી. | માવું. |
| ૩ તાંદળીયાની બાજી. | તોડનાની. | માટનાની. | ગાટનાની. |
| ૪ ચીકણ કાકડી. | તવડું. | દવડું. | તોહ. |
| ૫ વેંગણ. | વેંગણે. | વેંગે. | રીંગડે. |
| ૬ મરચાં. | મીચ્યાં. | મીરચું. | મીરચું. |
| ૭ ભીંડા. | ભેંડ. | પેંડ. | પેંડ. |
| ૮ ખજુરી. | સેંદણે. | હોડુલાં. | સેંદ. |
| ૯ ચોખા. | ચોખા. | તાંદુ. | સાલ. |
| ૧૦ રોટલી. | રોટના. | બાકુ | માંકુ. |
| ૧૧ બળદ. | ડોબું. | બળાજ. | ડોગરો. |
| ૧૨ ભેંસ. | ભેંહડો. | મોહડો. | મોહ. |
| ૧૩ કુતરૂં. | કુતરૂં. | કુતરૂં. | સૂળડે. |
| ૧૪ મારીશ. | ઠોકવાનું. | ઘુહાટી | ઘુહાટી. |
| ૧૫ સાવરણી. | ઝુવારી. | ઘુવારી. | બાઇ. |
| ૧૬ કોઠી. | કોઠો. | બૂઠો. | બૂટડો. |
| ૧૭ પાલું. | હારડો. | પાંડુ. | પેંદકુ. |
| ૧૮ વાંસ. | વાંહડો. | વાંસ. | ચીગ. |
| ૧૯ બારણું. | બાર. | બારણું. | બાં. |
| ૨૦ ઘર. | કોર. | ગો. | કો. |
| ૨૧ ખાટલો. | ખાટનો. | ખાટનું. | ખાટનો. |
| ૨૨ ઘંટી. | ઘંટો. | ગોટી. | ઘોટી. |
| ૨૩ બોખ. | બોખ. | બોખ. | પુંછી. |
| ૨૪ ટોપલો. | છાબીઆ. | છાબીઓ. | છીબડુ. |
| ૨૫ સૂપડું. | સૂપડો. | સૂપે. | સૂપ. |

| | | | |
|---|---|---|---|
| ૨૬ ચોરી. | ચોમલા | ચૌબી. | ચૌબી. |
| ૨૭ તુવેરની સીંગ. | સેંગટે. | સીંગા. | હીંગ. |
| ૨૮. વાલની પાપડી. | પાપડે. | ફૈટે. | ફૈટે. |
| ૨૯ બંટી. | બોટી. | બોટી. | બોટી. |
| ૩૦ અડદ. | ઊડદે. | ઉડીડ. | ઉડીડ. |
| ૩૧ ધારા. | ધાહિલુ. | ચાર. | ચારો. |
| ૩૨ ડુંગર. | ડોગાર. | ડોંગો. | ડોંગો. |
| ૩૩ પોતાની બેન. | બેણહી. | બાઈ. | બાઇ. |
| ૩૪ સાળો. | લુગડો. | પોતડો. | પાવડિયું |
| ૩૫ મા. | આયા. | યાહા. | યાહા. |
| ૩૬ બાપ. | આતો. | બાહ. | બાહ. |
| ૩૭ બાઈ. | બાબા. | દાદો. | દાદો. |
| ૩૮ સાળી. | સાળિહી. | સાળહી. | બાહી. |
| ૩૯ વેવા કરેછે. | વેના કરવાનાઓ. | વરાડી. | વરાડ. |
| ૪૦ દીવેલી. | એંડા. | એડ. | એડે. |
| ૪૧ દારૂ પીવાનો. | દારવો. | હારો. | હારૂ. |
| ૪૨ પાણીની વાવ. | વાવ. | વએ. | વએ. |
| ૪૩ પોતાની ધણીઆણી. | બાયર. | થે, નાડી. | થે. |
| ૪૪ બાબી. | બાબીહી. | નાડી. | નાડી. |
| ૪૫ વાટવાનુ ધારીઉં. | દાહવો. | ધારકું. | વાપરતા નથી |
| ૪૬ પાણી | પાણા. | પાઈ. | પાઈ. |
| ૪૭ હાથનીકની. | દોરનો. | દોનો. | કડો. |
| ૪૮ અતર. | એત. | એત. | એત. |
| ૪૯ ઘરમા જાઓ. | ઘરમા જાતમ. | | કોમેજાનરી. |
| ૫૦ આબત કરવી. | બારેં નાગતીદે. | વારઆગેને | વેવાડ કરોને. |

| | | | |
|---|---|---|---|
| ૫૧ થોડી રોટલી. | કુટકો. | વાહબાકુ. | જરાક માંકુરૂ. |
| ૫૨ ઘી. | ધીંહીં. | તેન. | તેન. |
| ૫૩ બેનના વરને. | પાહ્યોહો. | પોહ્યો. | પાવડી હુંહો. |

ચોધરા બોલે છે. ખાટી ભીંટી બબદાવે ઘરના ધણીયાને અને ઘીની વાડકી ડીંકરા વેરાની આપાનીઆને (કોઇ પરોણો આવે તેને તો ઘીની વાડકી જોઇએ, અને આપણે તો દાળ ભાજી પણ ચાલશે.) સાગાનો પાન ખરખરે રાનીખીલાકું ડરફરે (જરાક સાગનું પાતરૂં ખખરે કે રાનીખીલાડું નાશી જાય). એ લોકો સવારના ખાય છે, તેને સેંઘું કહેછે. અને બપોરનાને (બેપેર) અને સાંજનાને (સાંજતો) કહે છે. (સાળી તું કયાં ગએલી હતી). સાળીહી કોછી ગઈ હીચન માટુડે. (આજ સગાઈ કરીને દારૂતાડી પાવાનો છે). વેવા કરવાનાઓ, અને આજ તે પીવાણ પાવાનીઆઓ.

(તમે કયાં જાઓ છો, હું પરોણા જાઉંછું). દોયા જાતરો પારણા જાતમ, અને વથાવા લોક આચી જાતાહું પોરાણા જાતગ. (ખેતરમાં ગયો હતો). બેત ગોનો, અથવા કાછે ગોનારો, એંહે ગોનારો. અને વથાવા લોક ખોઝી ગોયનુરા. ઓહુંગોયનારા.

ગોનભાઈ નીછાભાઈ.
મોજે શઠવાવના મેહેતાજી.

---

# ટ્રેનિંગ કાલેજની વાર્ષિક પરિક્ષાના સવાલો.

## બીજા વર્ષના ક્રમ.

### અંકગણિત.

૧લો. મારી પાસે રેલવેનો કેટલોએક બંડોળ હતો, તે મેં ૧૦૪ને ભાવે વેચ્યો, ને તેને બદલે બદલે ૯૧ને ભાવે ત્રણ ટકાની લોન ખરીદ કરી; પછી ૯૫ને ભાવે ત્રણ ટકાની લોન વેચી દીધી, અને તેને બદલે ફરીથી ૧૦૫ને ભાવે રેલવેનો બંડોળ વેચાથો લીધો, તો તેને માલૂમ પડ્યું કે એ પ્રમાણે કરવાથી મને ૫૦ પૌંડ નફો થયો, ત્યારે રેલવેનો બંડોળ

કેટલાનો હતો?

૨જો. એક નદીમાં ભરતી ચઢે છે, તેની સાથે તેમાં એક પદાર્થ છે; એક મછવો ભરતીની સામે ચાલે છે, ને ૯ મિનિટમાં તે મછવા તે પદાર્થથી એક મૈલને અંતરે જાય છે, અને બીજા ૩૫ મિનિટમાં ૨૩/૪ મૈલને છેટે જઈને પાછો આવે છે તો સોધી કાઢો કે તે મછવો કલાકે કેટલા મૈલના વેગથી પાછો જાય છે. ધારો કે જુવાળનુ પાણી એક સરખા વેગથી એકજ દિશાએ ચઢે છે.

૩જો. વ્યવહારી અને દશાંશ અપૂર્ણાંકમા શો તફાવત છે તે વિસ્તારે સમજાવો; અને એ વિના બીજી કોઈ જાતનાં અપૂર્ણાંક થઈ શકે કે નહિ, તે પણ સમજૂતી સાથે બતાવો.

૪થો. અમેહદાવાદ અને સુરત વચ્ચે ૧૨૦ મૈલનું અંતર છે, એક ટ્રેન સુરતથી બે વાગે નીકળીને કલાકે ૨૫ મૈલના વેગથી જાય છે, હવે બીજી ટ્રેન ૫૦ મિનિટે ૧૫ મૈલના વેગથી ચાલનારી છે તો તે પેહેલી ટ્રેન કરતા કેટલી વેહેલી નીકળે કે તેનાથી તે પકડાય નહિ.

૫મો. એક ગાડના પછલા પૈડાના વ્યાસના ૨/૭ જેટલો આગલા પૈડાનો વ્યાસ છે આગલા પૈડા ૩/૪ મૈલ જતા ૫૨૮ આંટા ફરે છે, તો એ પ્રમાણે પાછલાં પૈડાં એક મૈલ જતા કેટલા આંટા ફરશે, અને દરેક પૈડાનો પરિઘ કેટલો?

## અક્ષરગણિત.

૧લો. $\left.\begin{array}{l}\frac{ક્ષ}{૬}-ય=૧\\ ક્ષ-\frac{ય}{૩}=૧૯\end{array}\right\}$ આમાં ક્ષ અને યની કિમ્મત.

૨જો. $૪ક્ષ-\frac{૧}{૨}(ક્ષ-૨)-[૨ક્ષ-(\frac{૧}{૪}ક્ષ-\frac{૧}{૧૨}\{૧૬-\frac{૧}{૨}(ક્ષ+૪)\})]=\frac{૩}{૨}(ક્ષ+૨)$

૩જો. એક મજૂરે બે ખાઈ ખોદી તેમાંની એક બીજી કરતાં ૬ યાર્ડ વધારે લાંબી હતી; તે બંનેની મજૂરી ૧૭ પૌંડ ૧૬ શિલિંગ પડ્યા, ત્યારે તેને એવુ માલૂમ પડ્યું કે જેટલા યાર્ડ દરેક ખાઈની લંબાઈ હતી તેટલા શિલિંગ દર યાર્ડ પડ્યા, ત્યારે દરેક ખાઈની લંબાઈ કેટલી?

૪થો. કેટલાક ભીખારીઓને ૧૨૯ રૂપીઆ આ રીતે વહેંચી આપી

શકાય છે; એકનો દરેક પુરૂષને ૧½ રૂપિઓ ને દરેક બાયડી અને છોકરૂં મળીને ½ રૂપિઓ; વળી દરેક બાયડીને ½ રૂપિઆ ને દરેક પુરૂષ તથા છોકરૂં મળીને ½ રૂપિઓ; અને વળી દરેક છોકરાને ½ રૂપિઆ. તથા દરેક પુરૂષ અને સ્ત્રી મળીને ½ રૂપિઓ. એ ત્રણ રીતે. તો બધા મળીને ભીખારી કેટલા.

## ભૂમિતિ.

૧લો. બીજી બૂકની ચોથી પ્રતિજ્ઞા સિદ્ધ કરો.

૨જો. ત્રિકોણની બે બાજુઓ આપેલી છે તે ઉપરથી સિદ્ધ કરો કે બીજા બધી જાતના ત્રિકોણો કરતાં તે બે બાજુઓનો અંતર ખૂણો કાટખૂણો હોય તો તે ત્રિકોણ સૌથી મોટો થશે.

૩જો.* એક આપેલી અંતવાન સિધિ લીટીના ત્રણ સરખા ભાગ કરો.

૪થો. પેહેલી બૂકની ૪૪મી, ૩૧મી, ૩૬મી પ્રતિજ્ઞાનાં મથાળાં લખો.

## વ્યાકરણ

૧લો. પ્રેરણાર્થ સાધ્યભેદ અને દ્વિત્વ પ્રેરણાર્થભેદ ઉદાહરણ સાહીત સમજાવો. ૬

૨જો. સામાન્ય કૃદંત વિશે ટેલરકૃત વ્યાકરણમાં શું લખ્યુંછે. ૮

૩જો. સંયુક્ત ક્રિયાપદ અને તેના સંબંધમાં વિકૃત અને વિકારક સમજાવો. ૬

૪થો. મધ્યમ શબ્દો અને પ્રધાન શબ્દો કોને કહે છે. ૪

૫મો. ભિન્નાર્થ દર્શક શબ્દો અને તેમના ઉપવર્ગો સમજાવો. ૬

૬ઠો. ઉપસર્ગનો ઉપયોગ હૃ ધાતુ લઈને સમજાવો. ૧૦

૭મો. નીચેના વાક્યનુ પદચ્છેદ કરો. ૧૫

વરસમાં અગીઆર દિવસની ઘટ પડતી હતી, એ ભૂલ સૂધારી સને ૧૭૫૨માં ૩૬૫ દિવસનું વરસ ઠરાવ્યું. કુલ માર્ક ૫૫.

## વાક્યરચના.

*૮મો. ગુરૂ વિરામ, વૃદ્ધિ વિરામ, અને ગુરૂ રેખા સમજાવો. ૫

૯મો. અન્વય એટલે શું? અને તેના હરકોઈ ચાર નિયમો લખો. ૧૦

૧૦મો. નીચેના વાકયનું પ્રથક્કરણ કરો. ૧૦

એક્રોપ ધીમો પાડવાને રાજાએ પોતાના મુખ્ય પ્રધાનની બાગે આપ્યો.

૧૧મો. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ રીતિ વિશે નિબંધ એક ગીતિ તથા એક ભુજંગીછંદ સહીત લખો. ૨૦

૪૫

## ભૂગોળ.

૧લો. કેંબ્રિજ, એક્ષેટર, ડંડી, લિમરિક, બ્રિસ્ટલ, ક્રેસિ, તૂલોન, કોરીઆ, ઓપોર્ટો, આગસ્બર્ગ, પેવિઆ, મગદલા, સેડાન, રીચમંડ, ઓર્લન્સ, ન્યુઓર્લીન્સ, જટા, વેલોર, દાહોદ, અને અમરપુર એ શું છે અને ક્યાં છે? ૫

૨જો. એશિઆની કઇ નદીઓ ઉત્તર દિસામાં વહે છે અને કઇ નદીઓ પશ્ચિમ દિશામાં વહેછે? ૪

૩જો. અમેરિકાની કઇ કઇ નદીઓ સરોવરમાં પડેછે અને કઇ કઇ સમુદ્રમાં પડેછે? ૪

૪થો. જળ માર્ગે લંડનથી શેન્ટ પીટર્સ બર્ગ જતાં વચમાં ક્યા સમુદ્રો, ખાડીઓ, અખાતે વગેરે આવશે? ૩

૫મો. ઇંગ્લાંડના કિનારા ઉપર આવેલાં બંદરો, ખાડીઓ, અને ભુશિરોના નામ લખો? ૫

૬ઠો. ભૂતર ભૂગોળમાં શાનું વર્ણન આવે છે? ૪

૭મો. પૃથ્વીની સપાટીનું ક્ષેત્રફળ, તેમાં સૂકી જમીનનું કેટલું અને પાણી નીચે રહેલીનું કેટલું; ઉત્તર ગોળાર્દ્ધમાં અને દક્ષિણ ગોળાર્દ્ધમાં જમીન અને પાણીનું ક્ષેત્રફળ કેટલું! ૩

૮મો. ઉત્તર અને દક્ષિણ ગોળાર્દ્ધના કિનારાની મુકાબલો કરો? ૨

૩૦

## ઇતિહાસ.

૧લો. બ્રિટન નામ બદલાઇ ઇંગ્લાંડ શાથી પડ્યું, અને હાલના અંગ્રેજો કોણ છે અને કયાંથી આવેલા? ૩

૨જો. નોર્મનો કોણ હતા અને તેઓએ ઇંગ્લાંડ દેશ કયારે જીત્યો? ૨

૩જો. માગના ચાર્ટા અને ફ્યુડલ લૉ ટૂંકામાં સમજાવો? ૬

૪થો. લાંકાસ્ટર અને યોર્ક વંશના રાજાઓનાં નામ તથા તેઓનાં ગાદીએ બેસવાનાં વર્ષ લખો? ૫

૫મો. ટ્યુડર વંશના વખતમાં ધર્મ સંબંધી જુલમ કોણે કર્યો ને તે કેવા પ્રકારનો હતો. ૫

૬ઠો પેહેલા જેમ્સ રાજાની છેલ્લી પાર્લિમેન્ટમાં કામન્સે પોતાના દફતરમાં પોતાના હકની બાબતમાં શો શેરો લખ્યો! ૪

૭મો. નેપોલીઅન, વેલિંગટન, અને નેલ્સનની મોટી લડાઇઓનાં નામ અને વરસ લખો? ૬

૮મો. નવારિનોની લડાઇ કયાં થઈ શા વાસ્તે થઈ અને તે કોની કોની વચ્ચે થઈ? ૪

૯મો. શન ૧૮૩૦ માં ફ્રાંન્સમાં કયો રાજા હતો અને તેને શા વાસ્તે લોકોએ કાઢી મૂકયો? ૫

વીદ્યા.

૧ લો. મ્યુરલ સર્કલનું આકૃતિ સાથે વર્ણન કરો, અને તેના મુખ્ય ઉપયોગ સમજાવો. ૧૪

૨ જો. લાપલાડ અને પિરુ તરફ ફ્રેન્ચ સરકારે વિદ્વાનોને પૃથ્વીની આકૃતિની તપાસને માટે માપ કરવા સારૂ મોકલ્યા હતા તેથી શું સમજાયું? તે વિસ્તારથી લખો. ૮

૩ જો. સૂર્યને કેટલી જાતની ગતિ છે ને તે કયી દિશામાં છે તે લખો. ૬

૪ થો. પાણી સાથે વસ્તુઓનું ગુરુત્વ, એનો અર્થ શો, અને એ રીતે સૌથી ભારે પદાર્થ કયો અને હલકો કયો?. ૭

૫ મો. લોઢાની ભૂકી, જો ધીમેથી પાણી ઉપર મૂકી હોય તો તે શા માટે તરેછે? કેશાકર્ષણ એટલે શું? અને એના થોડાએક દાખલા આપો. ૬

૬ ઠો. વાદળાં બનેછે તે વિષે જાણતાં હો તે લખો, અને વાદળાંની વીજળી શી રીતે થાય છે તે વિષે જાણતા હો તે લખો. ૯

૫૦

## નિશાળ પદ્ધતિ, (બીજા તથા પેહેલા વર્ષ વાળાને.)

૧. દશ છોકરાના એક વર્ગનું જુલાઇ ૧૮૭૨ને સારૂ રજીસ્ટર તૈયાર કરો, અને તેમાં નાતવારી, સરાસરી હાજરી, અને ફીની હકીકત જણાવો. બે છોકરા બ્રાહ્મણના છે, ૬ ખેડુત લોકલફંડમાં ભરનારાના, ને બે મોચીના છે. એમાંના ૭ આખો મહીનો હાજર હતા, અને એક ચાર દાહાડા રજાવિના ગેરહાજર, એક ચોદ દાહાડા માંદો, અને બે ત્રણ દાહાડા સુધી અર્ધા અર્ધા વખત માંદા હતા. ૧૨

૨. ધારો કે તમારા હાથ નીચે ૨૫ છોકરાની નિશાળ છે. તેમાંના ૩ પાંચમી, ૫ ચોથી, ૬ ત્રીજી, ૧ બીજી, ૨ પેહેલી, અને બાકીના આંક શીખે છે. તમને શીખવવામાં મદદ કરવાને એક શિક્ષક આપ્યો છે. હવે એ નિશાળનું કાળપત્રક કરી બતાવો. ૧૩

૩. નામ, ક્રિયાપદ, વિશેષણ, અને ક્રિયાવિશેષણનો ભેદ ઓળખતાં છોકરાને શી રીતે શીખવશો? ૮

૪. જે છોકરો નકશાથી અજાણ્યો છે તેને નકશો એટલે શું એ શી રીતે સમજાવશો? ૧૦

૫. વાંચનમાં કઇ કઇ મુખ્ય ભૂલ ન થાય એ વાતની તપાસ રાખવાની છે? ૮

૬. નિશાળમાં કઇ કઇ જાતની શિક્ષા થઇ શકે, અને મેહેતાજીએ શિક્ષા કરતી વખતે કઇ બાબતો ઉપર નજર રાખવી જોઇએ? ૧૨

૭. મેહેતાજી ભણાવતી વખતે નિશાળીઆના કયા સ્વભાવ તથા ગુણનો લાભ લઇ શકે, અને તે શી રીતે? ૧૦

૮. ગામડાના લોકો પોતાના છોકરાને નિશાળે મોકલે એ માટે તમે તેમના આગળ શી રીતે વાદ કરશો? ૧૦

૯. જે શીખવવું હોય તે બધું કયા પ્રકારે શીખવવું જોઇએ તે કહો. થોડાએક દાખલા જે કહો તેના આપજો. ૧૦

૧૦. ક્યારે અને શી રીતે કાળાપાટીઆનો ઉપયોગ કરવો જોઇએ? ૭

---

# અંકગણિત.

## પેહેલા વર્ષનો ક્રમ.

૧. ત્રણ માણસે ૬૦ પોંડ ૧૦ શીલીંગ માટે એક જમીનનો કકડો ભાડે રાખ્યો; તેમાં અ એ ૫ ઘેટાં ૪½ મહીના વએ ૮ ઘેટાં ૫ મહીના અને ક એ ૯ ઘેટાં ૬½ મહીના ચરાવ્યાં, ત્યારે દરેક જણને શું ભાડું પડ્યું! ૧૫

૨. એક ચોરસ યાર્ડ જગાને ચોરસાં જડવાને ૪૫ ઈંટો જોઈએ છે તો ળીજી એક જગા જે ૩૪ ફુટ લાંબી અને ૧૪ ફુટ પોહોળી છે ને તેમાં ફરતી ૨ ફુટ પોહોળાઇની ચાલ રાખીને ઈંટો જડવીછે, તો તે કેટલી જોઇશે. ૧૫

૩. $\sqrt{\frac{૨}{૩}}$ અને $\sqrt[૩]{\frac{૧}{૩}}$ એ બેની બાદબાકી કેટલી. ૧૫

૪. વ્યવહારી અપૂર્ણાંકોનો સરવાળો કે બાદબાકી કરતી વેળા સમછેદ કરવા પડે છે તથા બે અપૂર્ણાંકોનો ભાગાકાર કરતી વખતે ભાજકને ઉલટાવી ભાજ્ય સાથે ગુણાકાર કરો છો તેનું શું કારણ. ૨૦

૫. એક વજીફો વરસે ૯૨ પોંડ ગણોતે આપ્યો છે; ગણોતીઓ બે વરસનું ગણોત પાંચ ટકાના વ્યાજ સાથે સામટું આપે છે; વજીફદાર બંગલાની મરામત સારૂ તે રકમનો ⅓ તથા બાકી રહે છે તેનો ⅓ .ી દુરસ્ત કરવાને, તથા ૨ પોંડ ૩ શીલીંગ ૪ પેન્સ બીજા પરચુરણ ામમાં ખરચે છે, ત્યારે તેની પાસે સીલક કેટલી રહેશે તે કહે. ૨૦

૬. ૪¾ ગીની, ૩¾ શીલીંગ, અને ૨¾ પેન્સ એ બધાને એક રૂપીઆના દશાંશનું રૂપ આપો. ૧૫

## અક્ષરગણિત.—પેહેલા વર્ષનો ક્રમ.

૧ $\left(૨\,અવ+ક-\frac{ડ-વક}{અ-વ}\right)૨\,અ+ડ$ એને શુદ્ધ અપૂર્ણ બીજનું રૂપ આપ.

૨ $(અ^૨+૨અક+ક^૨)$ એને $અ^૨-ક^૨$ એણે ગુણીને તે ગુણાકારને અ+ક એ ભાગ

૩ $\frac{\sqrt{\text{व}+\sqrt{\text{२क}-\text{ड}^{2}}+\text{क्ष}^{2}+\text{य}^{3}}}{\text{व ड क}}(\text{क्ष}+\text{य}^{2})$ એ પદમાં व=१३ क=५ ड=१ =३ य=५ છે તો એની કીમત કહાડ.

૪ $\text{क्ष}^{2}+\text{क्ष य}$, $\text{क्ष}^{2}\text{य}^{2}+\text{य}^{3}$, અને $\text{क्ष}^{3}-\text{य}^{3}$, એનો દઢભાજક કહાડ.

## ભૂમિતિ.—પેહેલા વર્ષનો ક્રમ.

૧ નીચે લખેલા શબ્દોની વ્યાખ્યા. ૧૨

વિષમ બાજુ ત્રિકોણ પ્રત્યક્ષ પ્રમાણ

કૃત્ય સ્વબસ ગોળ

'શાકુડ ચુન્યો

૨ નવમી, બારમી, અને સતરમી પ્રતિજ્ઞાઓના યથાર્થ લખો. ૧૮

૩ અગીઆરમી અથવા ઓગણીશમી પ્રતિજ્ઞા સિદ્ધ કરો. ૨૦

## પેહેલા વર્ષનો વર્ગ—વ્યાકરણ.

૧. ક્રિયાપદના અર્થ અથવા વાચના નામ લખો અને તેઓના અર્થ સમજાવો. ૬

૨. કૃદંત એટલે શું? ૪

૩. દ્વિત્વ વર્તમાન અને વિશેષ દ્વિત્વ ભૂત ઉદાહરણ સાથે સમજાવો. ૧૦

૪. કર્મણી પ્રયોગ ક્યારે થાય? ૫

૫. ક્રિયાવિશેષણના કેટલા વિભાગ અર્થને ધોરણે ટેલરકૃતમાં કહ્યા છે? ૧૦

૬. ભાવ વાચક નામ કેટલી રીતે થાય છે તે સમજાવો. ૮

૭. "એવી નીમકહરામીથી દેશના લોક બહુ કોપ્યા, અને પોતાથી બની શકે તેટલી તઈઆરી કરી જુદ્ધ કરવાને ઉભા થયા" પદચ્છેદ. ૧૦

૮. શુદ્ધ વાક્ય કોને કેહે છે, અને તેના પ્રકાર છે તેના નામ ઉદાહરણ સાથે. ૫

૯. શબ્દના અનુક્રમના હરકોઇ બે નિયમ લખો અને સમજાવો. ૫

૧૦. કોઇ વાકયમાં બે વિધય પદછે અને તેઓની વચે વિભકિતએ કરીને સંબંધથયોછે તો એમાંનું પેહેલું કયું લખવું અને બીજું કયું લખવું, તે ઉદાહરણ સાથે લખો. ૫

૧૧. સંયુકત વાકયમાં ઉપવાકય પેહેલું અને મુખ્ય વાકય પછી કયારે આવે? ૫

૧૨ 'મહેતાજી તમને બોલાવેછે, એ વાકયનું પ્રયકરણ કરો. ૫

૧૩. એક સાદો પત્ર લખો ને તેમાં રેલવેના ફાયદા સમજાવો. ૧૫

## પેહેલા વર્ષનો વર્ગ—ભૂગોળ.

૧. પૃથ્વીના મુખ્ય પર્વતોનાં નામ અને ઠેકાણાં લખો! ૬

૨. ટેરાડેલફુગો, સેંતહેલીના, પનામાં, ડેન્યુબ, મીસિસીપી, કેપ-ટાઉન, રહોન આસિપો, સીરની, તંબકટુ. સાહરા તથા ચરપારકર એ શુંછે ને કયાં છે? ૬

૩. ભૂમધ્ય સમુદ્રમાં કઇ નદીઓ પડે છે? ૩

૪. ઓમેઝ, બર્મુદાસ, બાહામા, મકદીનસ, હોટેહોટી તથા ફીલી-પાઇન બેટો કયાં છે! ૩

૫. પૃથ્વીનું માપ શી રીતે કહાડયું હશે! ૩

૬. અક્ષાંશ કોને કેહેવા અને રેખાંશ કોને કહેવા! ૪

૭. ૫૦, ૫૯ અને ૬૮ અંશ સમોષ્ણ રેખા કઇ વનસ્પતિઓની મર્યાદા દેખાડે છે? ૩

૮. ગોબી અથવા કોબીના રણનું વર્ણન કરો! ૨

## પેહેલું વર્ષ.—ઈતિહાસ.

૧લો. સારેડાના પેલસ કઇ સાલમાં ગાદાએ આવ્યો અને એનું શું થયું! ૩

૨જો. બાબિલન અને નિનેવેનું રાજ કોણે અને કયારે કરીને બેજા દાબ્યું! ૨

૩જો. ક્યા વર્ષમાં મુસા મિસરથી પોતાના દેશમાં પાછો આવ્યો? ૨

૪થો. સાબાકસ કોણ હતો, તેણે શું કર્યું, અને ક્યારે હતો? ૩

૫મો. લીડિયા પ્રાંત ક્યાં હતો? એની રાજધાનીનું નામ અને તે રાજધાની ઇરાની પાતશાહે ક્યારે જીતી લીધી. ૪

૬ઠો. સોલન, લૈકરગસ, કૈમ્બુશરૂ, હાનીબાલ, જુલીઅસસીઝર એ કોણ હતા અને શાને માટે પ્રખ્યાત છે? ૫

૭મો. કઇ કઇ મોટી લડાઇના અને કયા વર્ષોમાં ગ્રીસના લોકોએ ઇરાની લોકોની ફોજોને પાછી કાઢીઓ.? ૪

૮મો. જહાંગીરના અમલનું ટુંકું વર્ણન? ૫

૯મો. મીરજાફર, ક્લાઇવ, અને ડુપ્લી એ શાને માટે પ્રખ્યાત છે? ૬

૧૦મો. લાર્ડ હિંદુસ્તાનમાં ક્યારે આવ્યો અને તેણે શા કામ કર્યાં. ૬

૧૧મો. અંગ્રેજને બંગાળાનું રાજ ક્યારે મળ્યું અને ત્યાર પછી મુલકી તથા લશ્કરીખાતામાં શા ફેરફાર થયા ને કોણે કર્યા.? ૫

૪૫.

## પેહેલા વર્ષનો ક્રમ.

### વિદ્યા.

૧ ગ્રહ કેટલા છે અને તેમાંના મોટામોટા સૂર્યથી કેટલા કેટલા દૂર છે તે કહો. ૬

૨. પૃથ્વીને કેટલી ગતિછે, અને એ દરેક ગતિથી પૃથ્વી ઉપર શું શું થાયછે? ૬

૩ નેબ્યુલા, ચંદ્ર સ્થિરતારા, અને ધૂમકેતુ એ શું છે? આકાશના પદાર્થો ક્યા આકારમાં ફરે છે? ૬

૪. પૃથ્વી ઉપગોળ છે તેની સાબીતી આપો ૬

૫. ખડકોના ક્યા ક્યા મોટા વર્ગ પાડેલા છે? પૃથ્વીના વખતના આ–

ગમાં ધારવા પ્રમાણે શું હશે? એ ધારણાનાં કારણ પણ કહેજો. ૧૦

૬. પદાર્થના સામાન્ય ગુણ લખો. ૬

૭. વીજળી કેટલી જાતની છે, અને તે શી રીતે ઉત્પન્ન થાયછે? ૫

૮. વરસાદ શુંછે? અને તેનાં કારણ સમજાવો. ૫

## પ્રવેશક વર્ષનો વર્ગ—અંકગણિત.

૧ [illegible] × [illegible] ના ૮૮૪.૬૩ના [illegible] એને સાદા અપૂર્ણાંકનું રૂપ આપો.

૨ ૧૨૪ માણસ રોજ ૧૧ કલાક પ્રમાણે કામ કરતાં ૧૧૦ વાડ લાંબી ૩ ફુટ પોહોળી ૪ ફુટ ઉંડી ખાઈ ૫ દિવસમાં ખોદી શકેછે. તો એથી અર્ધા માણસે ૭ દિવસમાં રોજ ૯ કલાક પ્રમાણે કામ કરતાં જે ખાઈ પૂરી કીધી તેમાં કેટલા ફુટ પાણી માશે.

૩ દર સેંકડે દર વર્ષે ૫ ટકાના સાદા વ્યાજે ૧૨૫ રૂપિઆ કેટલે વર્ષે બમણા થશે. ૨૦

૪ ૪૫૬૬૮॥≈÷૯૧૮॥≈ ૨૦

કુલ ૧૦૦

## વ્યાકરણ.

૧ બહુવચનમાંજ રેહેનારાં નામો લખો. ૨

૨ "કોણ" શબ્દનું રૂપાખ્યાન લખો. ૨

૩ ટેલર વ્યાકરણ પ્રમાણે બહુવચન કરવાના પ્રકાર લખો. ૫

૪ વિષયપદ, નામ, વિશેષણની ટેલરવ્યાકરણ પ્રમાણે વ્યાખ્યા લખો. ૩

૫ પ્રયોગના દાખલા આપીને સમજાવો. અને ભૂતકાળમાં કર્મણીપ્રયોગ ન થતો હોય એવા ચાર દાખલા આપો. ૮

કુલ ૨૦

## પ્રવેશક વર્ષનો વર્ગ—ભૂગોળ વિદ્યા.

૧. હિંદી મહાસાગરના કિનારા પરના દેશ ને તેની રાજધાનીનાં

શેહેરો લખો. ૧૦

૨. આટલાન્ટિક મહાસાગરને કયી કયી નદીઓ મળેછે ને તે કયા કયા દેશમાં થઇને આવેછે. ૧૬

૩. એશિઆ ખંડના મુખ્યભૂશિરનાં નામ આપો. ને કહો કે તે ક્યાં આવ્યા છે, ૧૨

૪. મુર્શિદાબાદ, પોંદીચેરી, લીવરપુલ, એડન, વેનીસ, અને કંતાન એ કયાંછે; ને શાને માટે પ્રખ્યાતછે. ૧૨

કુલ ૫૦

## ઈતિહાસ.

૧. શીલાદિત્ય, નૈશીખરી, વનરાજ, પતૈરાવલ, મંડળીક અને મહમદ બેગડો કયાંના રાજા હતા અને કયારે મરી ગયા! ૬

૨. મહમદ ગજનવીએ હિંદુસ્તાનમાં આવી કયે કયે ઠેકાણે લોકની મીલકત લુટી, તથા દેહેરા તોડયા અને લોકને ગુલામ કરી તેમની ખરાબી કરી તથા એના જેવા બીજા મોટા ચોર અને લુટારા કયારે આવ્યા હતા અને તેમાંના કોણ એનાથીએ નઠારા અને ઘાતકી હતા! ૮

૩. શીરશાહ વિષે જાણતા હોય તે લખો. ૪

૪. ગુજરાતમાં ચાવડાવંશની પછી જે વંશ ગાદીએ આવ્યો તેનુ નામ, તેના કયા પુરૂષોએ કેટલા વર્ષ રાજ કર્યું ૮

૫. ગુજરાતના મુસલમાન પાદશાહઓમાં પેહેલો કોણ અને છેલ્લો કોણ અને, એ છેલ્લાને કોણે વશ કર્યો? ૩

૬. અકબર અને ઔરંગજેબનો મુકાબલો કરો, તથા તેમના રાજ્યના મુખ્ય બનાવો લખો. ૮

૭. ગુજરાતમાં ગાયકવાડ તથા અંગ્રેજની સત્તાની સ્થાપનાનું ટુંકું વર્ણન કરો

## ટ્રેનિંગકોલેજની પ્રવેશક પરીક્ષા.

### અંકગણિત (બે કલાક.)

૧ જો ૮ માણસ ૧૦૦ ફુટ લાંબી ૩ ફુટ પોહોળી અને ૪ ફુટ

૬ ઇંચ ઉંડી ખાઇ ૯ દહાડામાં ખોદે તો ૮૦ ફુટ લાંબી ૫ ફુટ પોહોળી અને ૨ ફુટ ઊંડી ખાઇ ૫⅔ દહાડામાં ખોદવાને કેટલાં માણસ જોઇએ. ૧૨

૨ ૪¾ ટકાને હિસાબે ૮૧૨ પોંડ ૧૦ શીલીંગ ૧૦ પેન્સનું વ્યાજ ૭૭૧ પોંડ ૧૮ શીલીંગ ૩½ પેન્સ થવાને કેટલી મુદ્દત લાગશે. ૧૨

૩ ૩॥≈ વારને ભાવે ૨૩૬ વાર લુગડું લાધું અને તેમાંથી ⅔ લુગડું ૫)≈ ને ભાવે વેચ્યું તથા ⅜ લુગડું ૪। રૂપીએ વાર વેચ્યું તથા બાકી રહ્યું તે ૩॥ રૂપીએ વાર વેચ્યું ત્યારે તે બધા ઉપર સેંકડે નફો કે નુકશાન શું થયું? ૨૦

૪ ૩૦૦ રૂપીઆ ત્રણ જણને વેહેચી આપવા છે એવી રીતે કે પેહેલાને બીજાના કરતાં બમણા અને ત્રીજાને પેહેલા તથા બીજાને જે મળે તેની બમણાઇ બરાબર, ત્યારે દરેકને શું મળશે.

૫ ૩ કલાક ૭ મિનિટ ૨¼ સેકંડ એને દહાડાના દશાંશનું રૂપ આપ. ૧૦

૬ (૧½−⅔ના ⅗+½÷⅖ના ⅚−¾) ૩$\frac{૮}{૨૨}$ એ બધાને દશાંશનું રૂપ આપ. ૧૦

૭૫

## વ્યાકરણ (એક કલાક.)

૧. ત્રીજી—પાંચમી—સાતમી વિભક્તિ કયા કયા અર્થમાં કામ લાગે છે તે ઉદાહરણ સાથે સમજાવો (હોપ વ્યાકરણ સિવાએના દાખલા લખવા.) ૮

૨. શક્ય ભેદમાંથી મૂળ ભેદમાં કરવાને શો ફેરફાર થાય છે તે સમજાવો. ૮

૩. વિશેષણ વિશે વાક્ય રચનામાં કયા નિયમ છે તે લખો ને (ચોપડી શિવાયના) બીજા દાખલા આપી સમજાવો. ૮

૪. આ નીચેનાં વાક્યો સુધારો ને તેનાં કારણ બતાવો. ૮

તારા શેઠ એ કામ કર્યું.

રમેને તારી જીભ જતો રહે.

છોકરો ને છોકરી નાઠી.

માબાપ બહુ નઠારો નીવડ્યો.

હું છોકરાને કહેવા ગયો પણ તેમણે માન્યું નહીં.

'વિશ્વાસ રાખ્યાથી કામ સુધરે કે બગડે તે માણસના સ્વભાવ ઉપર આધાર રાખે છે." એનો પદચ્છેદ. ૮

૪૦

## ભૂગોળ.

૧. મુંબઇ ઇલાકાના મુખ્ય શેહેરો અને તેઓ હાલ શાને માટે પ્રખ્યાત છે. ૧૦

૨. પૃથ્વી ઉપરના કયા પર્વતોની લંબાઈ ઉત્તર દક્ષિણ છે અને કયાની પૂર્વ પશ્ચિમ છે. ૮

૩. જમેકા, હડસન, બોનીફેશીઓ રંગુન, માડાગાસકર, ફેર્નાંડો-રનાગ્મા, આઇસલાંડ, લાપલાંડ, ગ્રીનલાંડ, અને યુકાન શું છે અને કયા છે. ૧૦

૪. હિંદુસ્તાનની મુખ્ય નદીઓનાં નામ તેઓ કયાથી નીકળે છે અને અંતે કયા સમુદ્રોમાં પડે છે, ૫

૫. એશીઆના કાંઠા ઉપર આવેલા તમામ દેશોના નામ અનુક્રમ-લખો. ૫

૬. ભૂમધ્ય સમુદ્રના દ્વિપો તથા દ્વિપકલ્પો. ૭

૭. ગુજરાતમાં પેદા થનારી મુખ્ય જણસો ખેતીની તથા કારીગરીની, એમાંનોકઈ કઈ આસપાસના પ્રાંતોમાં તથા પરદેશોમાં જાયછે. ૫

## ઈતિહાસ, (કલાક ૧॥)

૧. ચાવડા વંશના રાજાઓના નામ તથા ગાદીએ બેસવાના વર્ષ લખો. ૮

૨. સિદ્ધરાજના અમલનુ ટુંકું વર્ણન કરો. ૫

૩. ગુજરાતના બાદશાહ બહાદૂરશાહની કારકિર્દીનો હેવાલ ટુંકામા લખો.

૪. દીલ્હીના મુસલમાન બાદશાહનાં નામ અને રાજ્ય કર્યાનાં વર્ષ લખો. ૧૨

૫. ગાયકવાડની ઉત્પત્તિ અને આજ સુધી થયેલા ગાયકવાડ રાજાઓનાં નામ લખો. ૮

૬. ઇંગ્રેજ સરકારને ગાયકવાડ તથા પેશવા તરફથી ગુજરાતમાં મુલક મળ્યો તેનો વિગતવાર હેવાલ લખો. ૧૨

---

## पुस्तकोंनी पहोंच.

**હિંદુસ્તાનના ઇતિહાસનો સંક્ષેપ.** બનાવનાર ભાઇશંકર કાશીરામ, અમદાવાદ નં. ૨ જાની સરકારી નિશાળના મહેતાજી. કિંમત ના આના. પૃષ્ઠ ૧૦૨.

**હિંદુસ્તાનનો સંક્ષેપ ઇતિહાસ.** બનાવનાર સાંકળચંદ વિઠલદાસ, હેડમાસ્તર તાલુકા સ્કુલ કાલોલ. કિંમત. ૬ આના પૃષ્ઠ ૮૯.

હિંદુસ્તાનના ઇતિહાસનો સંક્ષેપ પ્રશ્નોત્તર રૂપે. બનાવનાર વ્યાસ મહાશંકર ઇશ્વર. કિંમત ૬ આના. પૃષ્ઠ. ૧૦૨.

એ ત્રણે ચોપડીઓ નવા ધોરણના વિદ્યાર્થીઓના ઉપયોગને સારૂ રચેલી જણાય છે. બધામાં મોરિસ કૃત ઇતિહાસનો વિષય વધારે લીધો છે. ત્રણેનો મુકાબલો કરી દરેકની યોગ્યતા વિષે વિચાર, આપવાની અત્રે જગા નથી.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER:

January 1872.

પુસ્તક ૧૨ મું. જાન્યુઆરી સન ૧૮૭૨. અંક ૧ લો.

દોહરો.

મેહતાજી જડ મોટું તુજ, નામ તેમ છે કામ;—
કર અંતે મન લેજ તી, ખરી મીતિ મહિ હામ.





( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.
( મૂલ વરસે રૂ ૧. અગાઉથી )

गुजरात शाळापत्र,

તક ૧૨ મું. અમદાવાદ. જાન્યુઆરી સન ૧૮૭૨. અંક ૧

# केळवणी खातानो वार्षिक रीपोर्ट.

આ વખત કાંઇ એક વેહેલો કેળવણી ખાતાનો સને ૧૮૭૦-૭૧નો રીપોર્ટ બાહાર પડ્યો છે. એમાં જાણવા લાયક હકીગત નીચે પ્રમાણે છે.

આ વરસમાં કુલ ખરચ ૨૦૯૦૭૮૨ રુપિઆ થયોછે, અને એમાં ૧૧૮૨૭૪૩ રુપિઆ લોકલફંડ ખાતાના છે. ગયા વરસની સાથે મુકાબલો કરતાં ૨૮૧૮૯૯ રુપિઆ વધારે ખરચાયાછે. એ વધારાનો ઘણો ભાગ નિશાળો બાંધવામાં, આનગી નિશાળોને ગ્રાંટઈનેડ આપવામાં, અને ગ્રંથકારોને ઉત્તેજન આપવામાં ખરચાએલો જણાયછે. આ વરસમાં ૧૫૩ નિશાળોનાં મકાન બાંધવા મંડાયાં અથવા બાંધવા માંડેલાં હતાં તેને આગળ ચલાવ્યાં, અને ૧૦૩ બંધાઇ ચૂક્યાં છે. એમાં ૪૬ આપણા પ્રાંતમાં બંધાએલાં જણાય છે. ગ્રાંટઈનેડ ખાતે વધારો થવાના બે કારણ છે, એક તો વધારે પૈસા લેવા લાયક ઘણી નિશાળો માલમ પડીહતી, અને બીજું એ કે ગયા વર્ષમાં મંજુર થએલી રકમો આ વર્ષમાં આપવામાં આવી હતી, એ ગ્રાંટઈનેડમાંના ૫૫૧૫ રુપિઆ ગુજરાતમાં અપાયાછે. અંગ્રેજી નિશાળોમાં ફકત ત્રણજ ગુજરાતમાં ગ્રાંટ લેનારી જણાયછેઃ— અમદાવાદની મિશન સ્કૂલ, સુરતની મિશન સ્કૂલ, અને સુરતની ફરામજી મોટાભાઇની સ્કૂલ. ગુજરાતી નિશાળો એવી ચૌદ છે, પણ તેમાંની સુરતની આનગી નિશાળો સિવાય સઘળી પાદરીઓની છે. જે છોકરીઓની નિશાળો ગ્રાંટઈનેડ મળેછે તેનાં નામ જાણવા લાયક છે, અને ખુશી થઇએછીએ કે એવી નિશાળોની સંખ્યામાં દિનપર દિન વધારો થતો જાય. સુરતમાં પાદરીઓની સાતમા નંબરની છોકરીઓની નિશાળ, દીનશા ડોસાભાઇની, રાયચંદ દીપચંદની પહેલા અને બીજા નંબર વાળી, નશરવાનજી પુંજાજીની, અને અમદાવાદમાં રાવબહાદુર મગનભાઇની

પેહેલા અને બીજા નંબરની નિશાળો. દિલગીરીની વાત એ છે કે ફકત સુરત અને અમદાવાદ સિવાય-બીજે કોઈ ઠેકાણે એવી કન્યાશાળાઓ જણાતી નથી.

આ વરસમાં આખા ઇલાકામાં છોકરાઓની લોઅર કલાસ નિશાળો (૨૩૩) અને છોકરીઓની ૫ વધી છે, તેમ પેહેલા ગ્રેડની મિડલ કલાસ સ્કૂલો ૨ અને બીજા ગ્રેડની ૮ ઓછી થઇ છે. નિશાળીઆઓનો વધારો ઘટાડો આ પ્રમાણે છેઃ— કાલેજમાં ૧૫, છોકરાઓના લોઅર કલાસ સ્કૂલમાં ૮૮૯૮, ટ્રેનિંગ સ્કૂલોમાં ૧૨૦, સ્ત્રીઓની ટ્રેનિંગસ્કૂલમાં ૩૪, અને સિંધ ઇંજનેરિંગસ્કૂલમાં ૯ નિશાળીઆઓનો વધારો; અને હાઇ સ્કૂલોમાં ૨૩૧, મિડલકલાસ સ્કૂલોમાં ૧૧૮૯, અને છોકરીઓની નિશાળમાં ૧૦૨ ભણનારનો ઘટાડો થયો છે. આ ઉપરથી કાલેજમાં કાંઇક વધારો થયો છે તે ન ગણીએતો અંગ્રેજી ભણનારાની સંખ્યા આ વરસમાં ઓછી થઇ છે, અને દેશી ભાષા ભણનારાઓમાં ગયા વર્ષના જેટલો તો નહિ પણ કેટલોએક વધારો થયો છે. એ બાબત ડિરેકટર સાહેબ પોતાના રીપોર્ટમાં લખેછે કે હું "ધારતોજ હતો કે અંગ્રેજી ભણનારાઓની સંખ્યા ઓછી થશે, પણ એ ઉપરથી એમ ન સમજવું કે હું અંગ્રેજી અભ્યાસ ઓછો થએલો જોવાને ચાહુંછું. મારી મતલબ ખરાબ શીખવનારને અટકાવવાની છે, અને તેમ થવાને ઉપાયો કામે લગાડી મૂકયા છીએ. હવેથી ઇંસ્પેકટર પાસેથી લાયકીનું સરટિફિકેટ મેળવ્યા વિના કોઇને અંગ્રેજી સ્કૂલમાં જગ્યા મળશે નહિ, અને જેઓ માટ્રિકયુલેટ થએલાછે તેને પરીક્ષા આપીને ઉંચી જાતનું સરટિફિકેટ મેળવવું પડશે. આનો પરિણામ એ થશે કે જ્યાંના લોકો પોતાનું ઉઘરાણું કરીને ખરચનો ભાગ આપી શકશે ત્યાંના છોકરાઓને સારી જાતનું અંગરેજી ભણવાનું મળશે, એ કોઇ રીતે પણ ગેરવાજબી નથી, કેમકે અંગરેજી વિદ્યાની તો હાલ ખરેખરી કિંમત ઉપજેછે. એજ બાબતનું લગતું મેહેરબાન ચુલર સાહેબ પણ પોતાના રીપોર્ટમાં લખેછે તે ધ્યાન આપવા જોગ છે. કહેછે કે "આ વરસમાં મેં એવી (સેકંડ ગ્રેડ આંગલો વર્નાકયુલર) સ્કૂલો ઘણી તપાસી, અને તે ઉપરથી મારો તો એવો નિશ્ચય થયો છે કે એમાંની બે ત્રણ શિવાય જીલ્લાઓમાંની રાખણી ઘણા સારા પાયાપર આણવી, કે નહિ તો કાહાડી નાંખ-

જી જોઇએ. મહેનત શિવાય બીજે કેકાણેના પરિણામો કાંઇ આશા આપે એવાં નથી. વિશેષે કરીને અંગ્રેજી ઉચ્ચારતો એવા નઠારા છે કે તે બાબાત જેટલું કહીએ તેટલું થોડું. માસ્તરો ઘણા ખરા પોતાના વિષય શીખવવાને લાયક નથી, કેમકે તેઓ જુના નાર્મલ સ્કાલરો છે જેમણે કે વાંચનમાળાઓમાંની થોડીક ચોપડીઓનો અભ્યાસ કીધો છે, અથવા તેઓ હાઇસ્કૂલમાં ભણેલા છોકરાઓ છે. ઘણું કરીને આ પ્રાંતમાં અંગરેજી અભ્યાસને ઘણો ફાયદો કરવા સારૂ શિક્ષકોની નેમણુક ઘણી સંભાળથી કરવાની, નિશાળોના કામ ઉપર ઘણી બારીક દેખરેખ રાખવાની, અને જેટલા પૈસા હોય તેટલા થોડી નિશાળોપર ખરચીને તેમાં સારા શિક્ષકો આપવાની જરૂર છે. આ બાબત સુધારો કરવાના હુકમ તમારી તરફથી થઈ ચૂક્યા છે, અને કેટલેએક દરજે અમલમાં આવ્યા છે. હું આશા રાખુંછઉં કે આવતે વર્ષે સારા પરિણામ જોવામાં આવશે."

અભ્યાસ. માટ્રિક્યુલેશનની પરીક્ષામાં કુલ ૮૭૭ ઉમેદવારોમાંથી ફક્ત ૧૪૨ જ પાસ થયા. તે પરીક્ષાનું ધોરણ ઘણું ઉંચું રાખવામાં આવ્યું હતું એ એક મી. ચીલના ધારવા પ્રમાણે આવા માઠા પરિણામનું કારણ હતું, તે છતાં હવેથી હાઇસ્કૂલોની અવસ્થા વધારે સારી થશે એમ એ સાહેબ આશા રાખેછે, કેમકે બ્રાંચસ્કૂલોને સારા પાયાપર હમણાં આણી છે, અને તેના ઉપર દેખરેખ રાખવાનો અધિકાર હાઇ સ્કૂલના હેડ માસ્તરોને આપવામાં આવ્યો છે. તેની સાથે ડિરેક્ટર સાહેબ તેમને પોતાના નીચલા આસિસ્ટંટોનો વર્ગ કરીને નિશાળપદ્ધતિ વગેરેનું જ્ઞાન આપવાની ભલામણ કરે છે. જે પ્રમાણે માટ્રિક્યુલેશનનું પરિણામ સહજ જણાઇ આવે છે તે રીતેજ દરેક ધોરણોમાં કેટલા કેટલા છોકરા એ વર્ષમાં પાસ થયા એ જણાતું હોયતો એ કારખાનાથી કેટલું કામ થાય તે બરાબર જણાઇ આવે, પણ રીપોર્ટમાં દરેક ધોરણના દરેક વિષયવાર પાસ થએલાની સંખ્યા આપીછે તેથી ઘણા આંકડા દાખલ કર્યા શિવાય એ જણાવાના સાધનો અમે અમારા આતુર વાંચનારની આગળ મૂકી શકતા નથી. તેથી આખા ઇલાકાની તથા અહિંઆંના પણ અંગ્રેજી ધોરણોના વાત આઘી મુકી આ પ્રાંતમાં ગુજરાતી ધોરણોમાં પાસ થનારની સંખ્યા કેટલી છે તે નીચે જણાવાએ છીએ. સારા નસીબે આપણા ઇનસ્પેક્ટર સાહેબનો

બધા વિષયમાં પાસ થનારની પણ સંખ્યા આપીછે તેજ આપીએ છઇએ.

| | ૧લા ધોરણ | ૨જું ધોરણ | ૩જું ધોરણ | ૪થું ધોરણ | ૫મું ધોરણ | કુલ. |
|---|---|---|---|---|---|---|
| છોકરા | ૫૯૩૪ | ૧૯૨૭ | ૧૦૨૭ | ૬૮૯ | ૯૦ | ૯૬૬૭ |
| છોકરીઓ. | ૨૧૫ | ૪૮ | ૨૭ | ૩ | ૦ | ૨૯૩ |

હવે આ કોષ્ટક આપણને બહુ કામનું છે. એ ઉપર ઘણા વિચાર પોહોંચાડવાના છે. આ વરસમાં કુલ ગુજરાતી ભણનાર છોકરાઓ ૪૩૮૧૩ અને છોકરીઓ ૨૮૭૬ હતી. આ ઉપરથી જોતાં જેટલા છોકરા આપણી નિશાળોમાં કેળવણી લેતા હતા તેમાંનો ચોથો ભાગ પણ પાસ થવા જેટલો અભ્યાસ કરી શક્યો નહિ, જણે તેટલા જીવે નહી એ કહેવત તો ખરી છે, પણ અમને લાગે છે કે આ પ્રમાણે તો બહુજ થોડું છે છોકરીઓની આશરે દશમો ભાગજ પાસ થયો એ બહુ દલગીરી ભરેલું છે ખરૂં, પણ આશ્ચર્ય પમાડે એવું નથી, કારણકે સ્ત્રી કેળવણીમાં હાલ નાના પ્રકારની હરકતો રહેલી છે, અને હજી તે એની કેવળ બાલ્યાવસ્થામાંજ છે. એ કોષ્ટક જોતાં વળી બીજું એ માલમ પડે છે કે પાંચમાં ધોરણલગી થોડાજ છોકરા ભણેછે. આપણે છેક આસરે સાતસે ઉપરથી ૯૦ ઉપરજ આવી પડીએ છઇએ. એ આચકો તો જબરો છે, પણ એના કેટલાએક કારણ છે, અને એ ઉપરથી એમ ન સમજવું જોઇએ કે ઘણા ખરાનો અભ્યાસ ચોથા ધોરણથીજ અટકે છે, કેમકે તેમાંના ઘણા એક અંગરેજી અભ્યાસ શરૂ કરે છે અને તે અભ્યાસની સાથે ગુજરાતીમાં પણ ઉંચી કેળવણી લેતા જાયછે. પણ હવે સરકારી નોકરીના સરટિફિકેટને સારૂ સૌથી ઉપલું ધોરણ રાખ્યું છે એટલે આવતે વર્ષે એ બાબત વધારે સારા પરિણામની આશા રાખી શકાય છે. ત્રીજી વાત એ કોષ્ટક ઉપરથી એ માલમ પડે છે, કે પેહેલા ધોરણ અને બીજા ધોરણ વચ્ચે બહુ મોટો ગાળો પડી જાયછે. દરેક ઉપલા ધોરણમાં ઓછા ઓછા છોકરા આવતા જાય છે એ તો સ્વભાવકજ છે પણ આ ઠેકાણે જોઇએ તે કરતાં વધારે ફેર પડી જાયછે. એ ઉપરથી અનુમાન થઇ શકે છે, કે જેટલા છોકરાં નિશાળમાં આવેછે તેનો ઘણો ભાગ પહેલું ધોરણ શીખીનેજ ઉઠી જાયછે. એમ શામાટે થાયછે તે કોઇ

કારણથી સમજી શકાતું નથી. એટલો અલ્પમાં સંસારના હલકામાં હલકા ધંધાને માટે પણ જોઇએ તે કરતાં ઓછો છે, અને નિશાળમાં આવ્યાનું ફળ એક વાર જોયા પછી માબાપ કે છોકરાઓની રૂચિ ઓછી થઇ જાય એ પણ માની શકાય એવું નથી. એ વાત ખરી કે ગરીબાઇને લીધે નાચારીએ છોકરાને ઉઠાડી લેવા પડતા હોય, પણ તેની એટલી બધી સંખ્યા હોઇ શકે એમ લાગતું નથી.

છોકરાદીઠ ખરચ. આ ઇલાકામાં સરાસરી હાજરીના પ્રમાણમાં દરેક નિશાળીઆના માથાદીઠ ખરચ આટલો થયો છે:—

| | | | |
|---|---|---|---|
| કાલેજો | ૩૪૬. | લોઅર ક્લાસ સ્કૂલ, સરકારી છોકરાની | ૩૭. |
| હાઇસ્કૂલ—સરકારી | ૩૮૦. | છોડીની | ૩૧૧. |
| દેશી રાજની | ૨૬૦. | પરરાજની-છોકરાની | ૩૪. |
| | | છોડીની | ૩૮ |
| ફર્સ્ટ ગ્રેડ. આ. વ. સ્કૂલ. સરકારી | ૩૩૧. | વર્નાક્યુલર ટ્રેનિંગકાલેજ. | ૩૧૦૨. |
| પરરાજની | ૩૨૧. | ટ્રેનિંગસ્કૂલ. સરકારી. | ૩૨૨. |
| વર્નાક્યુલરગ્રાંટ | ૩૭૦. | દેશીરાજની | ૩૧૧. |
| સેકંડ ગ્રેડ. આ. વ. સ્કૂલ ખાટિપ. | ૩૧૨. | | |
| દેશીરાજની | ૩૭. | | |

પરગામના ભણનારા. આ ઇલાકાની હાઇસ્કૂલ અથવા તેવા દરજ્જાની અંગરેજી સ્કૂલોમાં પરગામના કેટલા અને કેટલા ત્યાંના વતની ભણે છે તે ઉપરથી માલમ પડે છે કે એ સ્કૂલોએ ઉંચી કેળવણીનો શોક આસપાસના બધા જીલ્લાઓમાં સારો ફેલાવ્યો છે, કેમકે ગામના કુલ ૪૪૫૨ થાય છે તો પરગામના ત્યાં ભણવા આવેલાની સંખ્યા ૩૦૫૮ છે, પણ એ પ્રસંગે ડિરેક્ટર સાહેબ જે આપણને ઠપકો આપે છે કે ગૂજરાતના લોકો દક્ષણીઓ કરતાં એ કામમાં ઘણા પછાત છે તે આપણે નીચે મોંઢે સાંભળવા જેવો છે. ગૂજરાતમાં એવી રીતે પરગામ ભણવા જનારાની સંખ્યા જાહુ મુકાબલે ઓછી નિકળે છે એ ખરેખર ઘણું સંતાપકારક છે. આ ઉપરથી

ઇંગરેજી સ્કુલોની સાથે બોર્ડીંગ હાઉસ રાખવાની અને તેમને સ્કોલરશિપ આપવાની કેટલી જરૂર છે તે સ્પષ્ટ જણાઇ આવેછે.+

**સંસ્કૃતાદિ ભાષાનો અભ્યાસ.** આ અભ્યાસમાં દાહાડે દાહાડે વધારો જે થતોજ જાયછે એ ઘણા સંતોષની વાત છે. સંસ્કૃત ભણનારા આ વર્ષ ૨૩૯૮, લાટિન ભણનારા ૪૭૮, અને ફારસી ભણનારા ૧૭૧હતાં. એમાં આ પ્રાંતમાં સંસ્કૃત ભણનારા ૧૦૩૩, લાટિન ભણનારા ૧૩૮, અને ફારસી ભણનારા ૫૭ હતા. ભરૂચને કાઠીવાવાડમાં આ વરસ સંસ્કૃત ભણનારની સંખ્યા ઠીક વધી છે, અને સુરત, અમદાવાદ તથા ખેડામાં બધા મળીને આગલા વરસ કરતાં ૯૬ ઓછા થયા છે. લાટિન તથા ફારસીનો અભ્યાસ તો ફક્ત સુરતને અમદાવાદમાં થાયછે.

**નવાં ધોરણો.** એ તો ક્યારનાં બધાને જાણીતાં થઇ ગયાં છે એટલે એ બાબત કાંઇ વધારે કહેવાની જરૂર નથી. એનું બંધારણ એવું છેઃ—એક છોકરો ગુજરાતી શીખવા માંડે ત્યાંથી માટ્રિક્યુલેશનમા પાસ થાય ત્યાં સુધીમાં તેને અગીઆર વરસ લાગે. ઘણોજ હોશીયાર છોકરો હોય તો એ ધોરણો પ્રમાણે સોળ વર્ષની ઉમરે તે પરીક્ષામાં જઇ શકે ખરો. એમાં બે બીજા મોટા ફેરફાર જોવામાં આવે છે. એક તો ગામઠી નિશાળોનો ખપ ન રહે એવા ઇરાદાથી લોકોને પ્રિય લાગે એવા વિષય, જેમકે આંક કક્કો વગેરે, પેહેલા ધોરણમાં દાખલ કીધા છે. લોકો એ ફેરફારને પસંદ કરશે એમાં કાંઇજ સંદેહ નથી અને તેથી નિશાળીઆની સંખ્યાંમાં આવતે વર્ષ વધારો જોવાની આપણે આશા રાખી શકીએ છઇએ. મૂળાક્ષર શીખવાની પદ્ધતિ ચાર પાંચ વરસના છોકરાની બુદ્ધિને અનુસરતી છે કે નહિ એ બીજો સવાલ છે, અને હાલ આપણા દેશની રીતભાત પ્રમાણે કંઇ રીતે દુરસ્ત છે એ પણ એક બીજો સવાલ છે. એનો ખુલાસો કરવા પહેલાં આપણી નિશાળમાં ઘણું કરીને કેટલા વર્ષના છોકરા આવે છે અને આ ફેરફારથી શીખવવા ઉપર આ વર્ષમાં શી અસર થાય છે તે જાણવાની જરૂર છે. બીજો ફેરફાર એ ધોરણથી એ થયો કે આજ સુધી માટ્રિક્યુલે-

---

+ આ પ્રાંતમાં એવી સ્કોલરશિપ ખાતે ૨૪૧૫ રૂપીઆ ખરચાય છે. એ સ્કાલરશિપ સેસ ભરનારના છોકરાઓનેજ આપવામાં આવેછે.

શનને સારૂ જે જૂની ભાષા લેતા હતા તે છોકરાઓને સ્કૂલમાં પોતાની ભાષા શીખવાની જરૂર નહતી, પણ હવેથી તેને પોતાની સ્વભાષા તેમજ જૂની ભાષા શીખવવાની જરૂર પડી છે, અને બેશક ગુજરાતી વિદ્વાને આથી સારૂં ઉત્તેજન મળશે. જ્યારથી યુનિવરસિટિએ એ સાહેબની માટ્રિક્યુલેશનમાં સ્વભાષાના જ્ઞાનની ખાત્રી કરવાની ભલામણ કીધી હતી તે નામંજુર કીધી ત્યારથી ધોરણોમાં આવો ફેરફાર કરવાની જરૂરજ હતી. મી. પીલ ફરિયાદ કરે છે કે યુનિવરસિટિના વિદ્યાર્થીઓ સ્વભાષામાં લખવાને બરાબર શક્તિમાન નથી એ કેટલે દરજ્જે ખરૂં છે, અને અમારા વિચાર પ્રમાણે દેશી ભાષાને જે આ ધોરણોમાં આગળ પાડી છે તે ઘણુંજ ડાહ્યું કામ કીધું છે. અમે તો ધારીએ છઇએ, કે એમનો મૂળ ઠરાવ યુનિવરસિટી કબુલ કરે તો બહુ જ ફાયદો થાય. દેશના આટલા આટલા પૈસા ખરચીને જે માણસોને સરકાર ભણાવે છે તેઓ જો આખરે પોતાના દેશી ભાઇને આ રીતે મેળવેલા જ્ઞાનનો કાંઇએ લાભ આપવાને અશક્તિમાન અને નારાજી માલમ પડે તો અમે કહીએ છઇએ કે તે અમુક માણસોના લાભ શિવાય દેશને તે પૈસા કાંઈ પણ કામે આવ્યા નહિ. દેશી ભાષાને બરાબરે જાણનારા અને તેમ હોય ત્યારે તેની સ્વભાવિક રીતેજ શોખ રાખનારા વિદ્વાનો જ્યાં લગી આપણી યુનીવરસિટિ પેદા કરતી નથી ત્યાં સુધી તે દેશને થોડોજ લાભ કરે છે.

પંચમું ધોરણ શીખવનારી નિશાળો. આ પ્રાંતમા પાંચમાં ધોરણમાં જે નિશાળોમા છોકરા પાસ થયા તેનાં નામ નીચે પ્રમાણે છે:– અમદાવાદ જીલ્લામાં બાવળા, કુઆ, તથા પ્રાંતીજ; ખેડામાં આંતરોલી, ઠાસરા, ડાકોર, નડીયાદ, દભાણ, મહુધા, મહેમદાવાદ, ઉમરેઠ, વોરસદ, અને માતર; સુરતમાં સરસ, કુંડીયાણા, દેલાડવા, તલંગપુર, ખરસાડ, ઉંટડી, પારડી, બગવાડા, અને ઉદવાડા; અને કાઠીયાવાડમાં ફક્ત નવાનગર અને ખંભાળીયા.

બ્રાંચ સ્કૂલો. ગૂજરાતી નિશાળોની બ્રાંચો આ વરસે ૩૪ ઉઘાડવામાં આવી છે. ખેડામાં તો લોકોએ ખુશીથી એક વરસનો ખરચ આપ્યો છે.

---

## केळवणी खातानी खबरो.

મોજે કસબ જૂના પરગણે બારડોલીના સરકારી નિશાળમાં તારીખ

મી મે સને હાલને રોજ મેહેરબાન સુરત જીલ્લાના થર્ડ આસીસ્ટંટ કલેક્ટર બેક સાહેબે પધારી પરીક્ષા કરી ખુશી થઈ રૂ ૧૧)નું ચોપડાંનું ઇનામ આપ્યું.

કસબે પારડી જીલ્લે સુરતની કન્યાશાળામાં તા. ૨૨મી ઑકટોબર સને હાલને રોજ સારા સારા સદ્ગ્રહસ્થોની તથા મામલતદાર સાહેબ વગેરેની સભા ભરી છોકરીઓ પાસે ગરબા ગવડાવી, કવિતા બોલાવી રૂ ૧) નાં પતાસાં તથા ૦-૪-૦ પાન સોપારી આસીસ્ટંટ નરભેરામ રુદરામે વેહેચ્યાં. પછી સભા વિસર્જન થઈ.

બોરથાણુ પ્રગણે ઓરપાડ જીલ્લે સુરતની નિશાળમાં તા. ૧૪મી ઑકટોબર સને હાલને રોજ નીચે લખેલા સદ્ગ્રહસ્થોએ પધારી પરીક્ષા કરી રૂ ૩-૮-૦નું ઇનામ વેહેચ્યું.

| | |
|---|---|
| ૧) હરિભાઈ અભુભાઈ દેલાડવાના દેશાઈ. | ૧) ઇશ્વરસંગજી હરિસંગજી રાજપરાના. |
| ૦—૧૨—૦ આતમારામ કલ્યાણદાસ રાંદેર. | ૦—૮—૦ રામભાઈ જીણીભાઈ રાણા. તુણા તાબે નાદીદના. |

કસબે ચીકલી જીલ્લે સુરતની સરકારી નિશાળમાં તા. ૧ ઑકટોબર સને હાલને રોજ રીડિંગરૂમ સ્થાપન થવાને માટે નીચે લખેલા સદ્ગ્રહસ્થોની સભા ભરી હતી તેમાં મામલતદાર સાહેબની સારી ઉલટથી નીચે મુજબ રકમ ભરાઈ છે.

| | |
|---|---|
| ૬) મેહેરબાન ઉલાસરામ અર્જુનલાલ મામલતદાર સાહેબ. (છ રૂપિઆ રોકડા તથા બેડા નીતિપ્રકાશ બક્ષીશ. | ૩) જેઠાલાલ પુંજાજી નેટીવ આ. સુપ્રીનટેન્ડંટઑફ વેકશીનેશન. |
| ૬) મેહેરબાન બાબાજી દેવજી ફોજદાર. | ૨) ભીમભાઈ લાલભાઈ દેશાઈ. |
| ૬) ભાસ્કરરાવ સીતારામ ડાકતર. | ૩) નીછાભાઈ અભુભાઈ વકીલ. |
| ૬) પેસતનજી બરજોરજી ફર્સ્ટકારકુન. | ૩) ભીમભાઈ મકનજી દેશાઈ. |
| ૬) સદાશિવ રામનાથ લાલુકામાસ્તર. | ૩) ખંડુભાઈ પરાગજી દેશાઈ. |

| | |
|---|---|
| ૬) નવરોજી હોરમસજી પોસ્ટ મા-સ્તર. | ૩) રઘનાથજી ખંડુભાઇ દેશાઇ. |
| ૬) શેઠ ફકીરજી પાલનજી. | ૩) નીછાભાઇ વસનજી દેશાઇ. |
| ૩) પેસતનજી કુંવેરજી શેઠ. | ૩) હરિભાઇ સાંઈ દેશાઇ દેગામના. |
| ૧) કાશીરામ જીવણરામ કારકુન. | ૧) શંભુભાઇ કલ્યાણજી કારકુન. |
| ૧) રતનરામ ભાઇ. | ૧) દામોદર લલ્લુભાઇ. |
| ૧) ગિરધર લાલભાઇ. | ૧) વાસુદેવ આતમારામ. |
| ૧) ભાસ્કરરાવ આનાજી. | ૧) મલિકમહમદ મલેકઆહમદ. |
| ૧) મલેક વજીર મલેક મોરાદ. | ૧) નીછાભાઇ ગોવિંદજી દેશાઇ. |
| ૧) દુલ્લભભાઇ કુંવરજી દેશાઇ. | ૧) ભીમભાઇ ભીખાભાઇ દેશાઈ |
| ૧) લલ્લુભાઇ પરાગજી દેશાઇ. | ૧) નીછાભાઇ ખંડુભાઇ દેશાઇ. |
| ૧) બાપુભાઇકસનદાસ વેકસીનેટર. | ૧) ઉમેદરામ ફોજદારી કારકુન. |
| ૧) અમરસંગ જમાદાર. | ૧) કેશરીસંગ નારણસંગ નાયક. |
| ૩) છોટાભાઇ જેઠાભાઇ તલાટી. | ૧) ગોકળદાસ હરિભાઇ. |
| ૧) ગોર્ધનદાસ નારણદાસ તલાટી. | ૧) મોરારદાસ નરસંઈદાસ. |
| ૧) ભગવાનદાસ નરસીંદાસ. | ૧) જગજીવનદાસ કલ્યાણદાસ. |
| ૧) કુંવરજી મંચેરજી. | ૧) લાલદાસ હરજીવનદાસ આલીપુર. |
| ૧) રામશંકર નારણજી. | ૧) ખંડુભાઇ લાલભાઇ એંધલ. |
| ૧) દામોદરદાસ હરિવલ્લભદાસ. | ૧) રણછોડજી લાલભાઈ મોગામા. |
| ૧) જીણુભાઇ હરિભાઇ. | ૧) રામશંકર વલભરામ વાજણા. |
| ૧) દાદાભાઇ દાજીભાઇ. | ૧) દુલભભાઈ સુંદરજી ફુકેરી. |
| ૩) ભીમભાઇ મોરારજી દેશાઇ | ૩) જીવણરામ દુલભરામ કાનકુવા. |
| તાલુકા સ્કુલના પેહેલા આ-સિસ્ટંટ. | |
| ૨) મોટાભાઇ ગુલાબભાઇ બીજા આસિસ્ટંટ | ૩) ગોકળદાસ કલ્યાણદાસ ગુડવેલ. |
| ૨) પરાગ ભાણા. એજન ત્રીજા-આસિસ્ટંટ. | ૩) મોહનભાઇ મોટાભાઇ આમધરા. |
| ૪) દલપતરામ ગોવંદરામ દોણજા. | ૩) ભાણાભાઇ કલ્યાણદાસ પીપળ ભ-ભાણ. |

| | |
|---|---|
| ૨) ગોપાળજી લલુભાઇ ટાંગળ. | ૩) લલુભાઇ ધનેશ્વર વેહેજ. |
| ૨) લાલસંગ ચત્રસંગ ગણદેવા. | ૩) નીછાભાઈ રણછોડજી તાલ વમોટા. |
| ૩) ભવાનીશંકર તુળજારામ ચી- કળી કન્યાશાળામા. | ૩) નરહરિ રંગભટ ઓડ. |
| ૧॥ મોરારજી ખુશાલભાઇભેરગામ | ૩) સીતારામ આનાજી સાલ્ડચેલ. |

કુલ રૂ ૧૫૮—૮—૦

કસ્બે કતારગામ પ્રગણે ચોરાશી જીલ્લે સુરતની છોકરીની નિશાળમાં નવરાત્રીના દિવસમાં રૂ૫) નું ફંડ ઊભું કરી તેમાંથી રૂ૧-૧૫-૬ નું ઇનામ છોકરીઓને વેહેચ્યું છે. ફંડમાં ભરનારનાં નામ નીચે મુજબ.

| | |
|---|---|
| ૦—૮—૦ ફકીરભાઇ અંબાભાઈ. | ૦—૮—૦ કલ્યાણજી ભૂલાભાઈ. |
| ૦—૮—૦ શૂરજીબાવા | ૦—૮—૦ રણછોડજી શૂરભાઇ. |
| ૦—૮—૦ નાથેશ્વર પરશુરામ | ૦—૪—૦ રણછોડજી લલુભાઇ. |
| ૦—૪—૦ દલપત નરોતમ. | ૦—૪—૦ ગણપતરામ ગોવંનરામ. |
| ૦—૪—૦ મગનજી ભાણાભાઇ. | ૦—૪—૦ અંબાભાઈ પરાગજી. |
| ૦—૪—૦ નારણજી કલ્યાણજી. | ૦—૪—૦ ફકીરભાઇ નારણજી. |
| ૦—૪—૦ લાજીભાઇ જીવણ. | ૦—૪—૦ ગંગારામ ચેલજી. |
| ૦—૪—૦ સોની ભુલા ભૂધર. | |

કુલ્લ રૂ૫)

કસ્બે કતારગામ પ્રગણે ચોર્યાશી જીલ્લે સુરતની છોકરીની નિશાળમાં તારીખ ૨૧મી નવંબર સને હાલને રોજ કતારગામની તાલુકા સ્કુલના માસ્તર આત્મમંછારામ પેશાભાઇએ રૂ૧-૨-૦ નું ચોપડીનું ઇનામ પરીક્ષા લઇ વેહેચ્યું

કસ્બે બારડોલી જીલ્લે સુરતની સરકારી ગુજરાતી નિશાળમાં તારીખ ૨૩મી નવંબર સને હાલને રોજ. સુરત જીલ્લાના થર્ડઆસીસ્ટંટ કલેટર મેહેરબાન બેન.સાહેબ ગૂજરાતી અને ઇંગ્રેજીની પરીક્ષા લઇ રૂ૧-૧ ની મીઠાઇ વેહેચી અને તે બાબતની શેરો ઇંગ્રેજીમાં નિશાળના રજીષ્ટરમાં લખ્યાં છે.

MOHANLAL R.

ડીપુટી એજ્યુ. ઇન્સ્પેકટર સુરત.

ધારી એડા વિભાગની સરકારી નિશાળોમાં ઇનામ ગામ લોકો તરફથી વેહેંચાયું તેનાં

| ગામનું નામ. | ઇનામ વેહેચનારનું નામ. | કેટલા રૂપીઆનું. | ઇનામની તપશીલ. | ઇનામ વેહેચ્યાની તારીખ મહીનો સને. |
| --- | --- | --- | --- | --- |
| કડાણુ તાલુકે બોરસદ. | મુખી. બેહેચરભાઈ ભાઈખા તથા મતાદાર દાજીભાઈ બેહેચરભાઈ. | ૨-૩-૦ | ૦-૧૪-૦ ચોપડીઓ. ૧-૫-૦ કાચના ખડિઆ. | તા.૨૪-૧-૭૧ |
| પીપળાવ તાલુકે બોરસદ. | ભટ. છગનલાલ રણછોડ. | ૩-૦-૦ | સુખડી રૂ૩-૦-૦ ની. | ૧૪-૧-૭૧ |
| ગહુઆ ઉરદુ મકતબ. | ગામ લોક પૈકી મુસલમાન તથા વાહોરા લોકો. | ૨૪-૦-૦ | ઉરદુ મકતબના માજી મુનશી. બાવસાહેબ શાંતીમીયાંને રૂ૨૪-૦-૦ની પાઘડીઓ નંગ ૨ બંધાવી. | ૯-૨-૭૧ |
| કપડવણજ ઇંગ્રેજી. | ડૉ. કેવળભાઈ નેમચંદભાઈ. | ૧૫-૦-૦ | ચોપડીઓ નંગ ૫૧ અને કાગના ખડિઆ. | ૧૩-૨-૭૧ |
| કપડવણજ ગૂજરાતી તાલુકા સ્કૂલ અને કન્યાશાળા. | એજન. | ૨૪-૪-૦ | ૧૮-૩-૦ તાલુકા સ્કૂલના છોકરાઓને. ૧૦-૦-૦ કાચના ખડીઆ ૮-૩-૦ ચોપડીઓ. ૬-૧-૦ કન્યાશાળામાં છોકરીઓને. ચોપડીઓ ખડિઆ ઓરણાં રેજા. ૦-૧૩- ૨-૦-૪-૦ ૨-૦-૦ ૧-૦-૦ | ૨૮-૨-૭૧ |
| સુણાવ તાલુકે બોરસદ. | તલાટી. ભાઈશંકર મયારામ. | ૧-૮-૦ | ૧-૦-૦ ચોપડીઓ. ૮-૦-૦ મીઠાઈ. | ૧૫-૩-૭૧ |
| વીરસદ તાલુકે બો- | અમીન લલુભાઈ બાપુભાઈ. | | નવા મકાન થતાં સુધી પોતાનો બં- | ૨૧-૩-૮ |

# महेताजीनो धंधो.

"ઓ મહેતાજી, તારૂં નામ જેમ મોટું છે તેમજ તારૂં કામ પણ મોટું છે; માટે તું હિંમત ધરીને મનરૂપી ખેતરની ખરી ખેતી કાળજીથી કર." આ અર્થનો દોહોરો આ વર્ષથી કહેવત રૂપે આ ચોપાનીઆં ઉપર મૂકયો છે. એમાં "ખરિ હામ" એમ જે કહ્યું તે કેટલાએક કવિઓ પ્રાસ પૂરી કરવાને કરેછે તેમ નહિ, પણ એક અગત્યની મતલબ જણાવવાને કહ્યું છે. આજકાલ મહેતાજીનું કામ ઘણા લોકો બહુ હલકું ગણેછે, અને તેથી આસપાસ એ પ્રકારનું ઉત્તેજન ન હોવાને લીધે એ કામ સારી રીતે કરનારને ઘણુંજ મજબૂત મનની જરૂરછે. જે મહેતાજીઓનું મન મજબૂત હોતું નથી, અથવા પોતાને જે સારૂં લાગ્યું તે બીજાની દરકાર રાખ્યાવિના ઉમંગથી કર્યાં જવાની હિંમત હોતી નથી, તેઓ પોતે પણ તે વમળમાં ખેંચાયછે, અને પોતાનો ધંધો હલકો ગણેછે. એનું પરિણામ માત્ર એજ થાયછે કે તેઓ જાતે દુઃખી, અને પોતાનું કામ બરાબર કરવાને અશક્તિમાન થઇ જાય છે, કેમકે ઉમંગ વિના કોઇ કામ સારૂં થતું નથી.

લોકોનો આ વિચાર ઘણોજ ભૂલ ભરેલોછે એમાં તો કાંઇ સંદેહ નથી. હરેક ધંધો જે જે કારણોથી ઊંચો ગણાયછે તે સઘળાં કારણો અત્રે જોવામાં આવે છે. પ્રથમતો જેમ મનની મહેનત વધારે તેમ તે ધંધો વધારે ઊંચો ગણાય છે, હવે મહેતાજીના કામમાં તો ફક્ત મનનીજ મહેનતછે, તો તે ધંધો નીચો કેમ ગણાવો જોઇએ? બીજું જે વસ્તુ ઉપર માણસ પોતાનો ઉદ્યોગ ચલાવેછે તે વસ્તુના ઊંચા નીચાપણા પ્રમાણે તે ધંધો ઊંચો નીચો મનાયછે;—જેમકે તેલનો વેચનાર તે નીચો અને અત્તરનો વેચનાર તે ઊંચો. એમ છે, તો માણસના મન જેવી ઉમદા વસ્તુ દુનિઆમાં બીજી કઇ છે? તથા જે માણસ એ અમુલ્ય વસ્તુને કેળવી આ લોકને તથા પરલોકને લાયક કરેછે તે માણસનું કામ કોઇ રીતે પણ કેમ હલકું હોઇ શકે? ત્રીજું, લોકોપયોગીપણું લઇએ, તો તો મહેતાજીપણા જેટલું કોઇનું પણ નથી. શાસ્ત્રના બાંધનારા અને ધર્મના ચલાવનારા જેટલા ઉપયોગના છે, તેટલાજ ઉપયોગના વિદ્યા ભણાવનારાછે. અથવા ખરૂં જોઇએ તો તેથી પણ વધારે ઉપયોગના છે, કેમકે જો મહેતાજીએ મનક્ષેત્રને બરાબર ખેડી મૂક્યું નહિ હોય, તો શાસ્ત્રનાં અને ધર્મનાં બીજ ક્યારે પણ જોઇએ તેટલાં ખીલી નીકળવાનાં નહિ.

## મહેતાજીનો ધંધો.

મહેતાજી, તું યાદ રાખજે કે સમજુ માણસો કદી પણ તારો ધંધો હલકા ગણતા નથી. જે જે પ્રજાઓ દુનિયામાં ઊંચી અવસ્થાને પામીછે તે સઘળી તારી કદર બરાબર જાણે છે. યૂરોપના દરેક ગામડામાં પાદરી અને મહેતાજી એ બે મોટા પ્રતિષ્ઠાનાં પાત્ર ગણાય છે, અને શિક્ષાગુરૂઓ દેશમાં મોટું માન ભોગવેછે. આપણા દેશમાં પણ, મહેતાજી, જેણે તને આવું મોટું[1] ઉપનામ આપ્યું તે શું તારા કામનું મહત્વ નહોતા જાણતા? ગુરૂ શબ્દ એથી પણ વધારે માનસાથે બોલાયછે. જૂનાં ગ્રંથોમાં જોઇએ છઇએ, તો માલમ પડેછેકે અસલના વખતમાં ગુરૂની પદવી સૌથી વધારે ઉંચી ગણાતી હતી. હાલ મહેતાજીનો ધંધો હલકો પડી ગયોછે તેનાં ઘણાં કારણો છે, અને એમાં ફકત લોકનોજ વાંક નથી. મહેતાજી, અસલ જેવા ગુરૂ હતા તેવો તું શકિતમાં અને ભાવમાં થા, અને અમને આશા છેકે તને પણ તેવુંજ માન મળશે. જ્યાં લગી તું પેટનીજ વેઠીઓ થઇને વર્ત્યા કરેછે, અને તારા ઉદ્યોગનું પવિત્રપણું તું સમજતો નથી, ત્યાં સુધી તારે ઉંચા માનની આશા રાખવી એ મિથ્યાજ છે. જો તું તારા ઉદ્યોગનું પવિત્રપણું સમજતો હોય, તો લોકના માનની આટલીબધી પેરવાહ રાખે નહિ, પણ તારી નજર એથી ઊંચી રહે. તું એમ સમજે કે ઉદરનિમિત્તે બીજા ધંધા ઉદ્યોગ કરેછે તેમ હુંઆ કરૂંછું, પણ મારૂં વિશેષ ભાગ્ય એ છેકે મને આવો અપૂર્વ પરમાર્થ કરવાનો સારો લાગ મળ્યોછે; તું એમ સમજે કે મન જેવી અમુલ્ય વસ્તુ મારે હાથ કેળવવાને આવી પડીછે માટે એ કામમાં હું જેટલો શ્રમ લેઉં તેટલો ઓછો; તું એમ સમજે કે હાલ જે મારી આગળ બાળકોનું ટોળું બેઠું છે તે થોડા વર્ષમાં મોટું થઇ સંસારમાં પડશે, ત્યારે તેનાં કર્મ તથા સુખ દુઃખનો હું કેટલે દરજ્જે ઇશ્વરની આગળ જવાબદાર થઇશ. મહેતાજી, તું નિશ્ચયે જાણજે કે તારો ધંધો જેવો ઊંચો તેવોજ પવિત્રછે. આગળના જમાનાનો ખરે ખરો ઘડનાર તુંજછે. આગળનો જમાનો સુખી કે વિદ્વાન, સંપત્તિવાન કે નિર્ધન, ધર્મી કે અધર્મી શુર કે કાયર થવાનો એ બધું, મહેતાજી, તું યાદ રાખજે કે તારા ઉપરજ આધાર રાખેછે. જો તારામાં પરમાર્થ કે દેશ ભક્તિનો એક અંશ પણ હશે તો તને તારા કામમાં ઉમંગથી લગાડવાને આ વિચાર બસછે. આવા વિચારવાળો શિક્ષક આસપાસના અનાદરથી કદી પણ મનમાં મુંઝાતો નથી,

[1] મહેતા મોટા.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

FEBRUARY 1872

પુસ્તક ૧૨ મું. ફેબ્રુઆરી સન ૧૮૭૨. અંક ૨ જો.

સંતાજી-બહુ મોટું પુન્ય, નામ તેમ છે કામ;—
કર ખંતે મનલેખની, ખારી ભેતિ ધરિ હામ.

અનુક્રમણિકા. પૃષ્ટ.



*Contents.* *Page.*





( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ મધ્યે મામાની હવેલીમા યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદ છાપી પ્રસિદ્ધ કર્યું.

( મૂલ વરસે રૂ ૧. અગાઉથીજ )

# गुजरात शाळापत्र,

પુસ્તક ૧૨ મું. અમદાવાદ. ફેબ્રુઆરી સન ૧૮૭૨. આંક ૨ જો.


## मेघदूत काव्य.

नाथ महांकाळेश्वर[1] जाने जाजे पुण्यस्थान,
प्रभुनी कंठप्रभाने[2] भाते शिवगण भक्तिमान
भावे भाळशे तूंने,
ज्यां कमळपराग भर्यो पवन उपवन डोलावे,
गंधवतिमां जुवतिजुथ क्रीडतुं परिमळ फेलावे. ४०

---

संध्यासमयनि पूर्वे[3] जो तुं जइ पहोंचे ते धाम,
दिनकर नयनविषय[4] ओळंगे त्यां सुधि त्यां तुं मुकाम

---

૧. ઉજ્જનમાં એ નામના મહાદેવનું દેહેરૂ છે. વિક્રમના ઉપર જે તુષ્ટમાન હતા, અને જેનું સામળભટે સિંહાસન બત્રીશીમાં ઠેકાણે ઠેકાણે વર્ણન કીધું છે તે એજ. મૃત્યુલોકમા એ લિંગ સર્વથી ઉત્તમ માન્યુંછે સ્કંદ પુરાણમા લખે છે :—"आकाशे तारका लिंगं पाताले हाटकेश्वरं मर्त्ये लोके महाकालं दृष्ट्वा कामित माप्नुयात्"–૨. પ્રભુ કહેતા મહાદેવના કંઠની શોભાની ભ્રાતે, મહાદેવે સમુદ્ર મંથનમા નીકળેલુ વિષ પીધું ત્યારથી તેના ગળાનો નીલવર્ણ થઈ ગયોછે, અને તે ઉપરથી નીલકંઠ નામ પડ્યુંછે, એના સાથે મેઘનો રંગ મળતો આવે છે તેથી કવિ કલ્પના કરેછે કે શિવજીના ગણ તને જોઈને એમજ જાણશે કે એ મહાદેવનુ ગળું છે. કહેવાનો ભાવ એ કે પ્રિય વસ્તુના જેવી બીજી વસ્તુ હોય તો તે પણ પ્રિય લાગેછે.

૩. આ બે ચરણ મૂકવાની મતલબ એ છે કે એ મુક્તિસ્થાન છે તેમ વિશ્રામસ્થાન પણ છે.

૪. દૃષ્ટીમર્યાદા, ક્ષિતિજ. આ ઠેકાણે કાળીદાસે વાપરેલો શબ્દ મેહેલો જાણી તેજ રાખ્યો છે. મતલબ કે સૂર્ય આથમે ત્યા સુધી તું ત્યા રહ.

करजे आतुर चित्ते;
पछि कडकड नोबत डंका कर पूजन वेळाए,
गाजवीज गगडति चमकतीरे तारी सफळज थाए! ४१
त्यां थनथन नाचंति उडावति नायिका तानतरंग,
कोमळ करमां रमाडि राहि छे रत्न जडीत सुरंग
चमर मोर पिछांनुं.
[illegible]बुंद सुखद नखक्षत्त वत ते ऊंचुं हेते जोशे,
शुं भ्रमरनि कमळथि लांबिरे लिटि निकळी होशे! ४२

---

૫ આરતી વખત મોટા મોટા દેવસ્થાનમાં આજ પણ કેટલે ઠેકાણે નર્તન કરનારી નાયિકાઓ હોય છે.

૧ વેશ્યા, રામજણી, કંચની.

૨ એ "ઉડાવતી" કૃદંત વિશેષણનું કર્મ છે. મલ્લિનાથ કહે છે કે આ નાયિકાનું રૂપ જોવાને મળ્યું એ, ઉપર શિવની ઉપાસના કીધી તેનું ફળ એવો આ શ્લોકમાં ધ્વનિ છે.

૩ હાથમાં કાંઇ રમાડીને નાચવું તેને દેશીનૃત્ય કહેછે. એ વિષે નૃત્ય સર્વસ્વ નામના ગ્રંથમાં કહ્યું છે કે "खड्ग कंदुक वस्त्रादि दंडिका चामर स्रजः॥ वीणां धृत्वाच यत्कुर्युर् नृत्यं तद्देशिकं भवेत् ॥

૪ વર્ષાદના છાંટા

૫ સુખ આપનાર. સુખકારી

૬ નખે વતી ખણવું.

૭ કંચની પ્રસન્ન થઇને ઉંચું વાદળા તરફ જોશે તે વખત કવિ ઉત્પ્રેક્ષા કરેછે કે ભમરાની લાંબીને લાંબી હાર આંખ રૂપી કમળમાંથી નીકળી હશે કે કેમ? પ્રોફેસર વિલ્સન કહે છે કે આ ચિત્ર યુરોપિઅનને નવું લાગશે પણ તે વાજબી અને સુંદર છે. દૃષ્ટિનો પરિણામ ભમરના રંગથી બરાબર સમન્વય છે, અને તરંગથી તે દૃષ્ટિ પહોંચતા કિરણ જે દેખાય છે તેને ભમરની પંક્તિના ખૂબ ઉડવા સાથે બરાબર સરખામણી કરી શકાય.

# केळवणी खातानो वार्षिक रीपोर्ट.

(ગયા અંકનું સાંધણ.)

**દેશીરાજમાં કેળવણી**-મોટી નોંધી રાખવા લાયક વાત આ વરસમાં એ થઇ છે, કે ગવર્નરસાહેબના વગથી વડોદરાના ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં કેળવણીખાતું કહાડવાનો ઠરાવ કીધોછે, અને એક મોટી સ્કૂલ વડોદરામાં સ્થાપન પણ થઇ ચૂકી છે. એ બાબત અમે અને બીજા અમારા મિત્રો ઘણી વાર જાહેરમાં બોલી ચૂક્યાછઇએ, અને તેથી અમને ઘણો સંતોષ છે કે આખરે એ મોટી ખોટ તરફ સરકારનું ધ્યાન ગયું ખરૂં. હજી સુધી એક ઉપર કહી તે સ્કૂલ શિવાય બીજું કાંઇ થયું જણાતું નથી, પણ અમને આશા છે કે ધીમે ધીમે એ રાજના સઘળી રૈયતને કેળવણીનો લાભ મળે એવું એક મોટું કારખાનું થશે. વધારે ખૂશીની વાત એ છે, કે તેના ઇનિસ્પેકટરની જગા ભોગીલાલભાઈ જેવા અનુભવી, પ્રમાણિક, અને જાણીતા વિદ્વાનને આપી છે. એમના જવાથી સારા પાયા ઉપર એ કારખાનું ઉભું થવાની ઉમેદ રાખી શકાય છે, અને એ ઉમેદ વધારે પાર પડવાનું કારણ એછે કે સાંભળ્યા પ્રમાણે આપણા ડિરેકટર સાહેબને ગાયકવાડ સરકારે એ કારખાનાનું ઉપરીપણું સ્વાધીન કીધું છે. હાલ વડોદરાની સ્કૂલમાં ૫૦૦ છોકરા તો થાય છે, અને યુનિવરસિટિના સારા વિદ્યાર્થીની આસિસ્ટંટ તરીકે નેમણુક થઈ છે.

આજ વરસમાં મહીકાંઠા અને પાલણપુર ઇલાકાને વાસ્તે એક નવા ડેપ્યુટી ઇન્સ્પેકટરની નેમણુક થઇ છે. તેમ કચ્છમાં એક ડેપ્યુટી નીમાયો છે. ખંભાતના નવાબે પોલિટિકલ એજંટ મેહેરબાન શેપર્ડ સાહેબની સલાહથી નિશાળોના ખરચને સારૂ પોતાની ઉપજમાંથી કાંઇ આપવાનું કબુલ કીધું છે. જંજીરાનો નવાબ લખે છે કે ગામડાઓમાં નિશાળો કાહાડવાની ગોઠવણ કરવા માંડીછે, અને એક ઇન્સ્પેકટર પસંદ કરીને રાખવાનો વિચાર છે.

**રાજકુમારોની કેળવણી.** આ બાબત એક મોટું પગલું આ વરસ ભરવામાં આવ્યું છે. ઘણા ખરા જાણતા હશે કે રાજકોટમાં રાજકુમાર કોલેજ આ વરસ ઉઘડી છે, અને ત્યાં પ્રિનસિપાલ એક અંગરેજ ગૃહસ્થ તથા વાઇસપ્રિનસિપાલ એક દક્ષણી ગહસ્થ નીમવામાં આવ્યા છે. દરબાર

તેના મનમાં પોતાના કુંવરને મોકલતાં ઘણો સંશય થયોજ હશે; પણ જાણી ને ખૂશ થઇએ છીએ કે પોલિટિકલ ખાતાની સલાહથી એ કામ ફતેહ મં દીથી શરૂ થયું છે, અને પહેલા ટર્મમાં ત્યાં ૧૨ છોકરા થયા હતા. માક નાગટન સાહેબ એના રીપોર્ટમાં ભાવનગર દરબારનો ઉપકાર માને છે કે તેમની તરફથી સગીર ઠાકોરને સૌથી પહેલ વહેલા મોકલવામાં આવ્યા, અને તે દાખલાની બીજાઓ ઉપર સારી અસર થઇ. એ બાર રાજકુમા રના નામ અને ક્યા ક્યા વર્ગમાં તેઓ છે એ અગત્યનું જાણી તે રી- પોર્ટમાંથી ઉતારીએ છઇએ. પહેલા વર્ગમાં લીમડીના ઠાકોર જશવંતસિંહ જી, રાજકોટના બાવાજી, ભાવનગરના ભાયાત હરિસિંહજી, વઢવાણના દા- જીરાજ, અને બાંટવાના શહામતખાંન:- બીજા વર્ગમાં મોરવીના ભાયાત હરભમજી, પાલિતાણાના માનસિંહજી, ભાવનગરના ઠાકોર તખ્તસિંગજી, અને મોરવીના વાઘજી;- અને ત્રીજા વર્ગમાં રાજકોટના ઠાકોર લઘુભા, લીમડીના વખતસિંગજી, અને બાંટવાના અનવરખાંન. પેહેલા વર્ગમાં મો રિસ હિસ્ટરિ આવ ઇંડિયા, હાવર્ડ થર્ડ બુક પાર્ટ ૧લો. ગુજરાતી છઠી ચો પડી, થોડુંક સંસ્કૃત, દશાંશ ભાગાકાર વગેરે ચાલે છે. હાવર્ડ સેકંડ બુક પા- ર્ટ ૧લો, ગૂજરાતી પાંચમી ચોપડી, ગુણાકાર ભાગાકાર, વગેરે બીજા વર્ગ- માં શીખવાય છે. ત્રીજા વર્ગમાં સઘળા પ્રાઇમર શીખે છે, અને ગૂજરાતી માં તો કોઇ પેહેલી. કોઇ બીજી, ને કોઇ ચોથી ચોપડી શીખે છે. એ રા- જકુમાર જ્યારે કાલેજમાં આવ્યા ત્યારે આપણે ધારો શકીએ તેમ તેમના અભ્યાસમાં બહુ તફાવત હતો. અને તેથી વર્ગ ગોઠવતાં બેશક બહુ મહેનત પડી હશે. એ સઘળામાં લીમડીનો રાજકુમાર પેહેલો છે અને પ્રિનસિપાલ લખે છે કે એ વિચારવંત હોશીયાર છોકરો છે, અગર જો શરીરના દૌવ- તને લીધે એનું મન મહેનત કરવાને અશકિતમાન દેખાયછે. મોરવીના કુંવર હરભમજીના ઉદ્યોગી સ્વભાવના વખાણ કીધા છે. અને પાલિતાણા- ના માનસંગજી આગળ બહુ સારા નીવડશે એવો વિચાર આપ્યો છે.

- એવીજ તરેહની બીજા ભાગમાં પાઠશાળાઓ થય શકે કે નહિ એ વિષે સરકારે ડીરેકટર સાહેબને પૂછેલું જણાયછે. ડીરેકટરનો એવો વિચાર છે કે પૂનામાં એક થઇ શકે, અને અમદાવાદમાં તાલુકદારી સ્કુલ છે તેને વધારી શકાય. એ સાહેબના વિચારમાં યુરોપિઅન પ્રિનસિપાલની જ-

૨૨ છે, અને તેથી એવી કાલેજોનો ખરચ બારે ન પડે એ મતસુબાથી એમણે એવો વિચાર જાહેર કીધો છે, કે જે સગીર ઉમરના અંગરેજી રાજના છોકરાની મિલકતો દીવાની કોરટના તાબામાં મૂકાએલી હોયછે તે અને એ રાજકુમારો સાથેજ ભણવાની ગોઠવણ કરી હોય તો ઠીક. એવી સગીર ઉમરના બધા છોકરાઓની એક ટાંપ દીવાની કોર્ટમાંથી મંગાવીને રીપોર્ટમાં દાખલ કીધી છે. તે બધાનેજ ત્યાં ભણાવવા એવો એમનો વિચાર નથી, પણ તે ઉપર વિચાર બાંધવાનું ઠીક પડે એવા ઇરાદાથી તે સરકાર આગળ રજુ કીધી છે.

કયા વર્ગના છોકરાઓ ભણે છે.—આ સવાલ પણ બહુ કામનો છે, કેમકે એના ઉપર આગળ આપણા દેશમાં કેવો ફેરફાર થશે તે આધાર રાખે છે. એમ કહેવાય છે કે બંગાળામાં ઉપલા વર્ગના, મુંબાઇમાં વચલા વર્ગના, અને મદ્રાસ ઇલાકામાં નીચલા વર્ગના માણસો પોતાના છોકરાને અંગરેજી ભણાવે છે; અને તેથી એ પરિણામ નીપજે છે કે બંગાળામાં સુધારાના આગેવાન ત્યાં શ્રીમંત બાબુઓ મળી આવે છે, મુંબાઇમાં એ કામ ઘણું કરીને સરકારી નોકરી અથવા એવીજ સ્થિતિના માણસો ઉપર આવી પડેછે, અને મદ્રાસમાં અંગરેજી ભણેલા ખાનગી ચાકરો ઘણા મળી શકે છે. આમાં બેશક કેટલી અતિશયોક્તિ છે, તો પણ આ ઇલાકા સંબંધી એ કેવું ને કેટલું ખરૂં છે તે જાણવાના સાધનો આ રીપોર્ટમાંથી મળી આવે છે. કાલેજમાં મેટ્રીક્યુલેટ થઇને ભણનારાનું કોષ્ટક આ પ્રમાણે આપ્યું છે.

| મિલકત વાળા ના છોકરા. | દાકતર વકીલ ગોરના. | વેપારીના. | ફેરીઆના. | સરકારી અમલદારોના. | જમીનદારના. | ખેડુતના ખેતીવાળા | ખાનગી નોકરીવાળા | પંડ્યા ગુરૂના. | સોદાગરના. | કારીગરોના. | શરાફના. | ખાનગી પણ નોકરી. | ભિખારીના. | પરચુરણ. | કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૩ | ૨૬ | ૩૧ | ૩ | ૧૨૪ | ૧ | ૧૮ | ૨૭ | ૨૬ | ૧ | ૨૮ | ૧૨ | ૫ | ૧૬ | ૧૪ | ૩૬૧ |

આ ઉપરથી જોતાં કુલ ભણનારાઓમાંનો ૩ ફક્ત સરકારી નોકરોના છોકરાઓનો છે, અને જ્યારે આપણે વિચાર કરીએ કે એ વર્ગ બીજી વસ્તી સાથે મુકાબલો કરતાં કેટલો નાનો છે ત્યારે એ સંખ્યા કેટલી વધારે

છે તે આપણા લક્ષમાં બરાબર આવશે. બીજા કોઈ વર્ગના ભણનારાઓ એને ત્રીજે હીસ્સે પણ નથી. મિલકતવાળાના અને વેપારીના બધા મળીને ૬૮ ટકા છે; પણ તે બધા સરકારી નોકરી મેળવવાના ઉદ્દેશથી નથી ભણતા એમ કહેવું મુશકેલ છે. એ બે શિવાય બીજા બધા વર્ગ છે ખરા પણ તેમની મતલબ સરકારી નોકરી મેળવાનીજ અને પોતાના બાપીકા ધંધામાં ન પડવાની એતો આપણે ખુલ્લું જાણીએ છીએ. માટે એ બધાનો વિચાર કરતાં એમ લાગે છે કે ઉપલા વર્ગમાં ઉંચી કેળવણી લેનારા ઘણુજ થોડા છે, અને બીજા વર્ગના જે લોકો લે છે તે ઊંચી કેળવણી ને માટેજ નહિ, પણ તેને યોગે ઉંચી સરકારી નોકરીઓ મળે છે તેને લીધેજ. તપાસનું આ પરિણામ આપણને નવું તો નથી પણ તે છતાં ઘણી દીલગીરી ઉપજાવે એવું છે. યુરોપમાં ઉપલા વર્ગના પોતાની પદવીને વિદ્યા જરૂરની સમજે છે તેવી બુદ્ધિ આપણા દેશમાં ક્યારે થશે? આપણા વેપારીઓ પોતાના ધંધામાં વિદ્યાનો કેટલો ઉપયોગ છે તે નથી સમજતા એ વધારે નવાઇ જેવું અને અફશોશથી ભરેલું છે. વેપારી વર્ગ થોડો પણ ઉપલા કોષ્ટકમાં જણાય છે તે મુંબાઇને લીધેજ. જીલ્લાઓની હાઇસ્કુલનું કોષ્ટક આપ્યું છે તેમાં એકે વેપારીનો છોકરો જણાતો નથી. આશા રાખીએ છીએ કે મુંબાઇનો દાખલો લઇને જીલ્લાના વેપારીઓ પણ ઊંચી કેળવણીની કિંમત સમજતા થશે, એમ થયાવિના દેશનો સુધારો સારા પાયા પર આવનાર નથી.

---

## पिपळवाडा हूआने शेहेर मांडवीमां देशीराज्यनुं वृत्तांत.

(સાંધણ પૃષ્ટ ૭૫ સન ૧૮૭૧ થી ચાલુ)

આવા જુસ્સા અને ભયથી દેસાઇ તથા વહિવટદારનાં મનને નિશ્ચય થયો, કે હવે જો ગરાસ નહી આપીશું તો આપણી ખરાબી છે. માટે સુખાનંદ પાસે આવી, આજીજીથી કહેવા મંડયા કે, તમારો ગરાસ અમો આપવાને રાજી છીએ. વાસ્તે મહેરબાની કરી ગુન્હો માફ કરો. ત્યારે સુખાનંદ ખુની આખથી કહ્યું કે, એવી ઠગાઇની વાત તમારી માનતો નથી. માટે

એક કાગળ ઊપર આંકડા મૂકો અને તે ઉપર સહી સિક્કો કરી આપો, અને કાલે સવારથી ગરાશ ઉધરાવી, પોતાં માંડવી ચાલતાં કરાવાની કબુલત આપતા હો, તોજ અમારી સ્વારી બંધ પડશે. છેલ્લે તેઓએ એ પ્રમાણે કબુલ કરી, તમામ ગરાશ ઉધરાવીને માંડવી પોહોચતો કર્યો. જ્યારે તમામ ગરાશની પોહોચ રાજાની આવી ત્યારે આ નર કામડેજથી માંડવી આવ્યો. દરબારમાં આવતાંની સાથે રાજાએ ઘણાં હેતે બાથથી ભેટ લીધી. અને સારી બક્ષિસ પણ અર્પણ કરી એટલુંજ નહિ પણ બક્ષી (અરથાત્ વઝીર) નો હોદ્દો આપ્યો.

આટલું થયા પછી રાજા દુર્જન સિંહજીએ લાંબુ આયુશ અને ઘણો જશ ભોગવી, આશરે ૬૦ વર્ષ રાજ્ય કરીને આ પ્રપંચી દુનિયાનો ત્યાગ કર્યો. ત્યાર પછી રાજ્ય ગાદીએ તેનો છોકરો ભગવતસંગજી બેઠો. આ રાજા નાની ઉંમરનો અને નાદાન હતો. માટે એના વખતમાં પ્રથમ બાઈ કરીને રજપુત વઝીર હતો તેનું પરિબળ સ્વતંત્ર હતું. એથી રાજ્યમાં ઘણુંજ અંધેર થવા માંડ્યું. અને રૈયતને ભારે પીડા થવા માંડી, તેમજ સુખાનંદને પણ ભારે પીડા ભગવવી પડી. ત્યારે છેલ્લીવારે સુખાનંદે દુર્જન સિંહજીની રાણી સાથે મળી જઈને આ બૂડા વઝીરનો ઘાત એક આરબ પાસે દગાથી પોતાની તથા રાણીની નજર આગળ કરાવ્યો. એટલે રાજ્યની તમામ લગામ (વઝીરાત) સુખાનંદને હાથ આવી. સવંત ૧૯૨૮ સને ૧૮૭૨.

જ્યારથી સુખાનંદને હાથ રાજ્યની લગામ આવી ત્યારથી રાજ્ય ઘણુંજ સારા પાયા ઉપર આવવા લાગ્યું. આ નર રાજ્ય કાજમાં એવો તો સર્વ ગુણ સંપન્ન હતો કે રાજા તથા રૈયતનો ઘણો પ્યારો ગણાતો હતો. રાજાઓ માત્ર નામનાંજ ગણાતા હતા. વઝીર જેટલું આપે તેટલુંજ રાજ્યથી વપરાતું હતું. આટલું બધું સ્વતંત્ર પણું છતાં આ નામાંકિત પુરૂષે નીતિનો ત્યાગ કર્યો નથી. એના વખતમાં રાજ્યની ઉપજ વધીને સવા લાખ સુધીની થઇ હતી. માંડવીનો દરબાર અને રાજ્ય રીતી એવી સુંદર હતી કે, એને ઘણું સમૃદ્ધિવાન સમજી પરદેશી રાજાઓ જીતવા સારૂં જેવા કે ગાયકવાડ, પિંઢારા, હુલકર વગેરે ચઢી આવતા હતા. તેઓને આ શાણો વઝીર દ્રવ્યથી સંતુષ્ટ કરી પાછા વાળતો હતો. એનો એ

બુદ્ધિવાન હતો.

લોકો એનું નામ સવારમાં બોલતા, સાંભળતા કે એનું દર્શન પામતા તો તે દહાડો ઉત્કૃષ્ટ ગણતા. આ પુરૂષે કાશીની જાત્રા કરી હતી. માટે કાશીના ઝાંપાસુધી અમર નામ મુકેલું છે. ઠેકાણે ઠેકાણે શિવાલય અને ધર્મશાળાઓ બંધાવ્યાંછે. એટલુંજ નહી પણ કેટલાક ગરીબોનાં દુઃખ નિવારણ કરી કીર્ત્તિ મેળવી છે. આજ પણ બાગેવ લોકો બે રીતે ઓળખાય છે. એક ભરૂચા અને બીજા સુખાનંદ ભાઇની ન્યાતનાં.

આ વખત આપણે ફક્ત રાજાઓ યાદજ કરી જવા જોઇએ. કારણ કે તેઓએ કાંઇજ પરાક્રમ કર્યાં નથી એ ખુલ્લું છે, ઉપર બતાવેલા રાજા ભગવતસંગજીએ આશરે ૨૦ વર્ષ રાજ્ય કર્યું છે. ત્યાર પછી ગુમાનસંગજીએ ૩૦ વર્ષ સુધી રાજ્ય કરેલું અને ત્યાર પછી નાના દુરજનસિંહજી ગાદીપર બેઠા. એના વખતમાં જે દીન થયું તે આગળ વાંચો. આવી રીતે સુખાનંદ રાજ્ય ચલાવતાં ઈશ્વરી નિયમની હદ આવી પોહોંચી. બીજી સઘળી બાબત ઉપર મનુષ્ય પ્રાણી ચાહે તે ઉપાયથી ફાયદો મેળવી શકેછે, પરંતુ મૃત્યુ આગળ કોઇનો કાંઈ પણ ઉપાય ચાલી શકતો નથી. આજ પ્રગણામાં બોધાન કરીને એક સારો કસ્બો છે અને તે સારી તિર્થની જગ્યા ગણાય છે. ત્યાં બાર બાર વર્ષે ગોદાવરી (સિંહસ) ની જાત્રા ભરાય છે તેથી એ તીર્થ પ્રખ્યાત છે. એ તીર્થ સ્થળનું નામ જે બોધાન પડ્યું છે તે વગેરે વિષે દંતકથા નીચે થોડીએક સંક્ષેપમાં આપીશું તો તેટલી વખત નિરર્થક નહીં ગણાશે.

પૂર્વ કાળે ગૌતમરૂષી કરીને મહા તપસ્વી મુની થઈ ગયા કહેવાયછે, તેનું સ્થાન આજ ગામમાં હતું. એ રૂષીનો એવો નિયમ હતો કે દરરોજ પ્રાતઃકાળમાં નદી કિનારે ધાન્ય વાવવું, પછી પોતાનું સ્નાન સંધ્યાદિક કર્મ કરવું. એટલે મધ્યાન થયે અન્ન પરિપક્વ થાય તેને ત્યાર પછીથી લણવું અને દાણા કાઢી, રશોઈ કરી ભોજન કરવું એવા સામર્થવાન ગણાતા હતા.

એક સમયે બારે દુકાળ પડ્યો ત્યારે તમામ રૂષિઓએ વિચાર કર્યો કે આપણને ઉગરવાનો આધાર ગૌતમરૂષી શિવાય બિજો નથી. એવો નિશ્ચય કરી ગૌતમને શરણે આવ્યા. આ તપસ્વીએ તેઓનો ભારે સત્કાર

કરી રાખ્યા, અને ઉપરના નિયમ મુજબ દરરોજ અન્ન પકવી સર્વનું પો-
ષણ કરતા હતા. જ્યારે દુકાળનો નાશ થયો ત્યારે બધા રૂષિઓ પોત
પોતાને સ્થાનકે જવાને તૈયાર થયા, પણ મનમાં દ્વેષ આવ્યો કે આપણા
કરતાં ગૌતમની પદવી શ્રેષ્ઠ થઇ માટે એનું માન ખંડન કરવું જોઇએ.
એવું વિચારી ગૌતમનાં નિયમ પ્રમાણે વાવેલા ધાન્યમાં એક દિવસે કારમી
ગાય કરીને મૂકી. ગૌતમે ધ્યાનમાંથી ઉંચું જોયું તો ગાયને ધાન્ય ચરતી
દીઠી. તેવીજ તેણે તેનાં ઉપર એક દર્ભની શેર ફેંકી, દર્ભ લાગતાંની સાથે
ગાયનું મૃત્યુ થયું. તેવાજ બધા તપસ્વિઓ તેને ગૌહત્યારો કહી પોતાને સ્થાનકે
ગયા. મુનીએ વિચાર કર્યો કે આ બધું તર્કટ છે, તોપણ અપવાદ નિ-
વારણ કરવા સારૂં નારદાદિક રૂષિઓ પાસે જઇ કહ્યું કે, મને પ્રાયશ્ચિતથી
મુક્ત કરો. છેવટ આશા થઇ કે ગંગાનો પ્રવાહ જે ઠેકાણે એ હત્યા થઇ
ત્યાં રહીને તાપીમાં મેળાવો, અને તેમાં પછી તમે નાહો તો પ્રાયશ્ચિત ટળે.
આ વાત કબુલ કરી ગૌતમે શિવજીનું તપ કરી તેને પ્રસન્ન કર્યા, અને
માગ્યું કે, બ્રહ્મગિરી ઉપરથી ગંગા લાવીને તેનો પ્રવાહ ઉપર મુજબ મેળવો.
શિવે તેમ કરી તે જગા ઉપર પોતાની જટા પછાડી કે ગંગા સહસ્ત્ર ધા-
રાએ વહી તાપીમાં મળી. તેમાં ગૌતમે સ્નાન કરી પાપ નિવારણ કર્યું.
પછી ગૌતમને ઘણોજ ક્રોધ ભરાયો તેથી તેણે જૈન ધર્મ ઉપર પુસ્તકો રચી
પોતે ગોરજીનો વેશ ધારણ કરી તમામ રૂષિઓ વગેરેને જૈન કરી મૂક્યા.
અને જનોઇ તોડી નંખાવ્યા. આવું થવાથી વેદ ધર્મનો નાશ થયો. ત્યારે
શિવે સંકરાચાર્યનો અવતાર ધારણ કરી પાછો વેદ ધર્મ સ્થાપન કર્યો. સંકરા-
ચાર્યે તે ઉપર એક વચન લખ્યું છે કે હાથી મારી નાખતો હોય તોપણ
જૈનનાં ઘરમાં ન પેસવું.

ઉપર કહ્યા પ્રમાણે ગૌતમ ઘણું ધાન્ય પકવતા હતા માટે બહુ-
ધાન્ય=બોધાન્ય એ ગામનું નામ પડ્યું કહેવાય છે. તોપણ બીજી રીતે વિચાર
કરતાં આટલું તો ચોક્કસ છે કે, આ ગામમાં ધાન્યનો પાક વિશેષ છે અને
જમીન રસાળ છે.

આ તીર્થસ્થળમાં ગૌતમેશ્વર મહાદેવનું દેરૂં જૂનું તોડાવીને બીજું
નવું તથા ઉપર બતાવ્યા પ્રમાણે સહસ્ત્ર ધારા ગંગા વહે છે ત્યાં એક સ-
મર્થ ઓવારો સાલ ૧૮૬૩માં આગળ વર્ણવેલા ધાર્મિક દીવાન સુખાનંદ જી-

ધાવ્યો. તે એવાં તો સમર્થ છે કે, એવાં કામો ઘણીજ થોડી જગોપર થએલાં હશે. આ રૂડા કામની અંત આણ્યા પછી આ ગામને સામે પાર ગળતેશ્વર મહાદેવની જગ્યા છે તેની નજીક આથમણી બાજુ તરફ એક નારદી ગંગાનો પ્રવાહ બે ફુટ પોહોળાઇનો દક્ષિણ દિશાએ તાપીમાં મળે છે તે વિષે દંત કથા કાંઇક જરૂરની જાણી નીચે લખુંછું.

તાપી નદીના મહાત્મનું પુરાણ એવડું મોટું હતું કે જેને વિષે હાલ તેનું પ્રમાણ કોઇજ આપી શકતા નથી. નારદને ગંગા નદીનાં બોધથી ઈર્ષા આવી. અંતે વિચાર કર્યો કે ભગવાન કરતાં પણ તાપીનું મહાત્મ મોટું દેખાય છે. માટે એનો નાશ કરવો, એવું ધારી તાપી પુરાણ કાડી નાંખી તાપીમાંજ ડબોળ્યું. ડબોવતાં એક પાનું મુનીના અજાણપણામાં આઘું ઉડી ગયું. આટલું થતાંની સાથે તાપી દેવી સ્વરૂપે હાથમાં ખડગ સાહી ક્રોધના આવેશમાં સામાં ઉભાં રહ્યાં, અને શાપ દીધો કે તું તમામ શરીરે કોડિયો થઇશ. પછી નારદે સ્તુતિ કરી ત્યારે અનુગ્રહ કર્યો કે ગંગાના બોધથી તેં આવું કર્મ કર્યું છે માટે પેલા એક પાના ઉપરથી પાછું મારૂં મહાત્મ પ્રગટ કર (જે કે હમણાં પ્રસિદ્ધ છે તે) અને ગંગાનો પ્રવાહ એક ગાઉ છેટેથી આવી મારામાં મળે અને તેમાં તું સ્નાન કરીશ તોજ તારો કોડ જશે. પછી કોડવાળા નારદે તેમ કરી ગંગાને હકીકત કહી. એટલે ગંગાનો પ્રવાહ તે મુજબ વહ્યો. તેમાં સ્નાન કરવાથી નારદનો કોડ સારો થયો. સ્નાન કરતાં નારદના શરીરપરથી ગળત કોડ સાપની કાંચળીની પેઠે જૂદો પડી ગયો તેનો ગોળો કરી મહાદેવને આકારે સ્થાપન કરી તેનું નામ ગળતેશ્વર પાડ્યું. ગંગા પ્રગટ થએલાં ત્યાં આજે નારદેશ્વર મહાદેવનું દેહેરૂં છે. હાલમાં એ પ્રવાહ અરધા ગાઉપરથી એક ઉમરડાના ઝાડ નીચે ખડકમાંથી વહે છે. આજે પણ લોકો માને છે કે એમાં સ્નાન કરવાથી ગળત કોડ સારો થાય છે.

ગળતેશ્વર મહાદેવનું દેરૂં અને તેને લગતો ઓવારો સુખાનંદની ન્યાતીનાં પુરૂષોતમ ભટે બંધાવ્યો છે. ઓવારો એટલોતો ઉંચો અને સીધો છે કે નબળા માણસથી તો ભાગ્યેજ ચઢાય તેથી જાત્રાળુ વગેરે લોકોની ભારે પીડા જોઇ આ થાણા અને દમાણ વગેરે એક તેની પાસે બીજો ઓવારો ઢાળ પડતો થોડોક છે તે પુરો કરવા સારૂ પોતાના ભાઈ શિવા-

૫દને આત્તા કરી તેમણે બોધાન આવી મુકામ કર્યો કારણ કે ત્યાં દેરૂ તથા ધર્મશાળા શિવાય બીજી વસ્તી નથી, એટલુંજ નહીં પણ તે ગાયક-વાડી સરહદમાં છે.

બોધાનનાં અહમદ પટેલને હુકમ થયો કે કાલે સવારે પાંચશો ગાડી તથા સો વેઠિયા રજુ કરવા. બોધાનનું દેરૂં તથા ઓવારો અને ગળતેશ્વર નો ઓવારો આ કામો જુજ વખતને તફાવતે ચાલે નાં તેથી વોહોરા લોકો વેઠથી એટલા તો કંટાળી ગએલા કે જીવ ઉપર આવી રહ્યા હતા. ઉપલા હુકમના બદલામાં ૨૦ ગાડી રજુ કરી. ત્યારે શિવાનંદે પટેલને મારવાનો હુકમ કર્યો. ઘણો માર નહી આપ્યો એટલામા તો તમામ હોરાઓએ ઠરાવ પ્રમાણે એકઠા થઈ મોટું હુલડ મચાવ્યું, પોત પોતાનાં ઘરમાંજ જે હથિયારો હતાં તે લેઇ બહાર નીકળી પડ્યા, અને દીન જગાવ્યું. તેવાજ શિવાનંદ નાસીને માંડવી જતા રહ્યા.

આ દીનનો જગાવનાર એક ગામડિયો હોરો મીર અબદુલ રહેમાન સાહેબ હતો એ નામ ધારણ કરીને એણે પોતાની જુગ્તિ તથા વાચાળપણાથી હજારો હોરા તથા મુસલમાનને પોતાના નવા મતમાં લીધા હતા, વળી એણે કહ્યું કે કુરાનમાં આદમનું નામ લખ્યું છે. તે મારૂં છે. અને દુનિયાની આખરની તમામ મુસદીન થવા ઈમામ મેહેદી હમણાં જાહેર થયો છે. એ દરવેશનું નામ આદમ કરીને છે, અને તે ચોથા આસમાન માંથી આવેલો છે, અને સાથે ચાર વેશ ધર્યા છે. ૧ આદમ. ૨ ઈશા. ૩ મરીઅમનો દીકરો. ૪ આદમ. એ ચારે એક ઠેકાણે આવેલા છે. એઓની પાસે તોપ બદુક નથી પણ એક લાકડીને રૂમાલ છે, માટે હવેથી તમામ રાજાઓને બંધ કરવા અને આખી આલમમાં આપણને રાજ કરવાનુ ફરમાન થયું છે. માટે આપણને આલમમાં કોઈજ જીતનાર નથી.

(અપુરૂં.)

લા. પ્રાણજીવન વ્રજલાલરામ મહેતાજી

કસ્બે બોધાન તાલુકે માંડવી.

---

# केळवणीखातानी खबरो.

પ્રાંત કાઠિયાવાડની નિશાળોમાં એપ્રીલ સ. ૧૮૭૦થી સપ્ટેંબર સ. ૧૮૭૦ સુધી જે ઈનામ અપાણું તેનું પત્રક.

| નંબર | ગામનુંનામ | કોનાતરફથી અપાણું | મહેતાજીને ઈનામ | છોકરાઓને ઈનામ | બાયડીઆ ઈના |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧ | ધ્રાંગધરા | મેહેરબાન ઠાકોર સાહેબ તરફથી | ૦ | રૂ૧૬) | ૦ |
| | | રા. કારભારી સાહેબ તરફથી | ૦ | રૂ૭) | ૦ |
| | | મેહેતા વિઠલ નરશી તરફથી | ૦ | રૂ૬) | ૦ |
| | | દવે અંબાશંકર બાવાભાઈ તરફથી | ૦ | રૂ૩) | ૦ |
| | | રાજેશ્રી નરસિંગપ્રસાદહરિપ્રસાદતરફથી | ૦ | ૦ | રૂ૧ |
| | | કમેટીના મેમ્બરો તરફથી | ૦ | રૂ૪) | ૦ |
| ૨ | વાંકાનેર | રાજેશ્રી નરસિંગ પ્રસાદ હરિપ્રસાદ તરફથી | ૦ | ૦ | રૂ૧ |
| ૩ | વઢવાણ | ઠાકોર સાહેબના તરફથી | રૂ૫) | રૂ૫) | ૦ |
| ૪ | થાન | મ. ઠાકોર સાહેબના તરફથી | રૂ૫) | રૂ૬) | ૦ |
| | | કમેટીના પ્રેસિડેંટ તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| ૫ | ચુડા | શેઠીઆ મહાજન તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| ૬ | જશદણ | મ. ઠાકોર સાહેબ તરફથી | ૦ | રૂ૫) | ૦ |
| ૭ | વિંછીઆ | રાજેશ્રી ભગવાન ભોળાનાથ તરફથી | ૦ | રૂ૩ાાડ્ગા | ૦ |
| ૮ | વિઠલગઢ | મ. ઠાકોર સાહેબ તરફથી | ૦ | રૂ૬) | ૦ |
| | | આજમ થાણેદાર ત્રીકમદાસ તરસી રામ તરફથી | ૦ | રૂ૩) | ૦ |
| ૯ | દસાડા | મ. ઠાકોર સાહેબ તરફથી | રૂ૯) | રૂ૬ાા | ૦ |
| ૧૦ | બોધકા | આ. મુળશંકર હરનારાયણના તરફથી | ૦ | રૂ૧૧) | ૦ |
| ૧૧ | પછમ | મહાજન, શેઠીઆ વીગેરેના તરફથી | ૦ | રૂ૩)=ાા | ૦ |
| ૧૨ | રળોલ | કમેટીના મેમ્બરો તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| ૧૩ | મોજીદડ | રાજેશ્રી ફોજદાર દુલેરાય વીગેરેના તરફથી | ૦ | રૂ૧ાા | ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪ વેરાવળ | આજમ મેહેરબાન બીજેટ સાહેબ તરફથી. | | | |
| ૧૫ દેલવાડા | મેહેરબાન ઠાકોર સાહેબ તરફથી. | ૦ | રૂ૧૬)ાાા | ૦ |
| | આજમ દુરગારામ રૂપશંકરના તરફથી | ૦ | રૂ૯) | ૦ |
| | વહીવટદાર તથા મહાજન શેઠીઆ તરફથી. | ૦ | રૂ૨ાા | ૦ |
| ૧૬ ઉંના | ઠાકોર સાહેબ તથા કમેટીના મેમ્બરો તરફથી | ૦ | રૂ૫ાાાડાા | ૦ |
| | આજમ નરસિંહપ્રસાદ હરીપ્રસાદ તરફથી | ૦ | ૦ | રૂ૧) |
| ૧૭ મેસાણ. | કમેટીના મેમ્બરો તરફથી | ૦ | રૂ૩) | ૦ |
| ૧૮ નાગેશરી | માહાજન શેઠીઆ તરફથી | ૦ | રૂ૯) | ૦ |
| | રાજેશ્રી નાનાલાલ તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| ૧૯ માંગરોળ. | ગામના લોકો તરફથી | રૂ૨૨ | રૂ૬૦)≈ | ૦ |
| ૨૦ મજેવડી | જુનાગઢના મેહેતાજી તરફથી | ૦ | રૂ૦ાા | ૦ |
| ૨૧ ગાધકડા | વેહેવટદાર તરફથી | ૦ | રૂ૧) | ૦ |
| ૨૨ ખીજડીઆ | કાલા વાલા તરફથી | ૦ | રૂ૧) | ૦ |
| ૨૩ કુકાવાવ | વહીવટદાર તરફથી તથા કમેટીના મેમ્બરો તરફથી. | ૦ | રૂ૮) | ૦ |
| ૨૪ ઉકાણુ | રા. ફોજદાર તરફથી. | ૦ | રૂ૬) | ૦ |
| ૨૫ વસાવડ | લોકો તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| ૨૬ જાફરાબાદ | મે. તાલુકદાર તરફથી | ૦ | રૂ૮) | ૦ |
| ૨૭ તળાજા | રા. વહીવટદાર તરફથી તથા કમેટીના પ્રેશીડેંટના તરફથી | રૂ૩) | રૂ૧૭) | ૦ |
| ૨૮ રોહીશાળા | પાલીતાણાના કારભારી સાહેબ તરફથી. | ૦ | રૂ૪) | ૦ |
| ૨૯ વળા | ઠાકોર સાહેબ તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| ૩૦ દાઠા | આજમ થાણદાર તથા તાલુકદાર વીગેરે તરફથી | ૦ | રૂ૨૫) | ૦ |
| ૩૧ ખોખરી | કાર. પ્રેમજી ઓણજીના તરફથી | ૦ | રૂ૧) | ૦ |
| ૩૨ માંડીસા. | પટેલ. કુરજી ફુલાના તરફથી | ૦ | રૂ૧) | ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૩ જોડીઆ | રા. કારભારી તરફથી | | ૦ | રૂ૧૦||— |
| ૩૪ ખંભાળીઆ | માજીસ્ટ્રેટ તથા બીજા મેમ્બરો તરફથી | | ૦ | રૂ૮| |
| ૩૫ ભાણવડ | સ્કુલ કમેટીના મેમ્બરો તથા વહીવટદાર વગેરેના તરફથી | | ૦ | રૂ૩) |
| ૩૬ માળીઆ આબરેથી | આજમ નટ સાહેબ તથા ઠાકોર સાહેબના તરફથી | | રૂ૧૦) | રૂ૨૫) |
| ૩૭ ટંકારા | રાજેશ્રી જગજીવન સખીદાસના તરફથી | | ૦ | રૂ૧|| |
| ૩૮ મોરબી | મેહેરબાન ઠાકોર સાહેબ તરફથી | | ૦ | ૩૦|— |
| ૩૯ વીરપુર | ભગત દેવા દાનો તથા થાણદારના કારકુન તરફથી | | ૦ | રૂ૫) |
| ૪૦ સાણુદડવાવડી | આજમ થાણદાર સાહેબના તરફથી | | ૦ | રૂ૩) |
| ૪૧ ખરેડી | મેહેતાજીના તરફથી | | ૦ | રૂ૪) |
| ૪૨ ધ્રાફા | આજમ નટ સાહેબ તથા થાણદાર સાહેબના તરફથી | | રૂ૧૦) | રૂ૨૦) |
| ૪૩ સરસાઈ | રા. વહીવટદાર તથા સેઠીઆ માહાજન તરફથી | | ૯ | રૂ૧) |
| ૪૪ પોરબંદર | ઠાકોર સાહેબ તરફથી | | ૦ | રૂ૩૩) |
| ૪૫ આમરણ | ઠાકોર સાહેબ તરફથી | | ૦ | રૂ૯| |
| ૪૬ કંદોરડા | રા. ફોજદાર તરફથી | | ૦ | રૂ૨) |
| ૪૭ ઉના | કમેટીના મેમ્બરો તરફથી | | ૦ | રૂ૧|| |
| ૪૮ માળવણ | રાણા વજેશંઘજી તથા હરીશંઘજીના તરફથી | | ૦ | રૂ૨) |
| ૪૯ અગમાઇ | માંગરોળ વાળા પ્રેમજીભાઇના તરફથી | | રૂ૧) | રૂ૧ |
| ૫૦ ગીદડ | દરબારે તથા સેઠીઆ તરફથી | | ૦ | રૂ૧૦|| |
| ૫૧ ચરખા | આજમ લક્ષ્મીનારાયણ તથા શિવનારાયણ તરફથી | | ૦ | રૂ૪||| રૂ૨ |
| ૫૨ મહુવાબંદર | મહાજન સેઠીઆ તરફથી | | ૦ | રૂ૪) |
| ૫૩ જુનાગઢ | ખુદાવંત નવાબ સાહેબના તરફથી | | રૂ૯૦) | ૦ રૂ૨૧ |
| ૫૪ વઢવાણ | બાઇ સાહેબના તરફથી | | ૦ | રૂ૧) |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫૫ ભાવનગર | મે. પરશીવાળ સાહેબ તથા ગૌરીશંકર ઉદેશંકરના તરફથી | ૦ | ૨૧૪૭ાા | ૦ |
| ૫૬ કુડલા | મેહેતાજીના તરફથી | ૦ | ૨૨–ાા | ૨૧) |
| | કારભારી સાહેબ તરફથી | ૦ | ૨૧) | ૦ |
| ૫૭ વળા | ઠાકોર સાહેબની માતુશ્રીના તરફથી | ૦ | ૨૪૦) | ૦ |
| ૫૮ પોરબંદર | મુંબાઇના પારશી શેઠ મોરાબજી શાપુરજીના તરફથી | ૨૨) | ૨૧૦) | ૦ |
| ૫૯ મોરબી | મેહેરબાન ઠાકોર સાહેબના તરફથી | ૦ | ૨૧૭ાા | ૦ |

GOPALJEE SURBHAI

ડે. એ. ઇ. કાઠીઆવાડ.

---

મોજે પારડ પ્રગણે જલાલપોર જીલ્લે સુરતની સરકારી નિશાળમાં તારીખમી અગષ્ટ સને હાલને રોજ સરકારકુન શેઠ હોમજીભાઇ જામસજી અતરે વસુલી કારકુન તપાસ દારોગા ધરમદાસ નારણજી વગેરે પધારી પરીક્ષા કરી રૂ ૬–૨–૦ની ચોપડીનુ તથા ૩૦–૨–૦ મીઠાઇનુ ઇનામ વેહેચ્યુ તેઓના નામ.

- ૩–૦–૦ શેઠ હોમજીભાઇ જામસજી સરકારકુન.
- ૧–૦–૦ ધરમદાસ નારણજી તપાસ દારોગા.
- ૦–૮–૦ નાગરભાઇ મોરારજી વસુલી કારકુન.
- ૦–૮–૦ દાજીભાઈ ભગવાન.
- ૦–૮–૦ હરીભાઇ લલુભાઈ.
- ૦–૮–૦ કાવસજી હોરમસજી.
- ૦–૪–૦ ખુસાલ નાથજી.

૬–૪–૦

MOHANLAL RUNCHOD,

ડે. એ. ઈ. સુરત.

કસ્બે રાંદેર પ્રમાણે ઓરંશીના સરકારી કન્યાશાળામાં તારીખ ૭ મી માર્ચ સને હાલને રોજ સુરત વિભાગના દીપુટી ઇનસ્પેક્ટરે વાર્ષિક પરીક્ષા કરી તે વખતે શેઠ નેમચંદ સોમચંદે રૂ૫-૧૧-૦ પાંચ રૂપીઆ અગીઆર આનાનું છોકરાઓને ચોપડીનું ઇનામ વેહેચ્યું અને સોની રૂ ઘનાથ સામજીએ રૂ ૧) ની ચોપડીઓ છોકરીઓને અને રૂ૫) ની પાંચ પાઘડા મેહેતાજી આત્મારામ નંદરામને ઇનામમાં આપી.

મોજે આનાવરા પ્રગણે ચાખલીની સરકારી નિશાળમાં તા. ૨૬ મે સને હાલને રોજ નિશાળ કમેટીના મેમ્બર નીછાભાઈ શંકરજીએ પધારી પરીક્ષા કરી ૩૧-૧-૯ નું ઇનામ છોકરાઓને વેહેચ્યું.

કસ્બે ઓલપાડ પ્રગણે માંડવીના સરકારી નિશાળમાં તા. ૧૮ મી ... હાલને રોજ ઇરીગેશન ખાતાના સેકન્ડ ઓવરશીઅર ગોવીંદરાવ પાંડુરંગ અને મીસ્તર કાવસજી મેરવાનજી અને મીસ્તર શીવરામ ચીન્તામણી અને મીસ્તર ખુશાલદાસ મોરારદાસ એઓએ પધારી પરીક્ષા કરી છોકરાઓને રૂ ૧ નાં પતાસાં વેહેચ્યાં.

મોજે દેગામ પ્રગણે ચીખલીની સરકારી નિશાળમાં તા. ર૭ મી એપ્રીલ સને હાલને રોજ વાર્ષિક પરીક્ષા વખત સ્કુલકમેટીના મેમ્બર ભીમભાઈ દયાળજીએ રૂ૦—૮—૦ આઠ આનાની મીઠાઈ છોકરાઓને વેહેચી.

MOHANLAL RUNCHOD,
ડે. એ. ઇ. સુરત.

---

પુસ્તકની પહોંચ. ગુર્જરોત્કર્ષ કાવ્ય નામનો દલપત દુલ્લભ કૃત કવિતાનો ત્રીજો ભાગ હાલ મુંબાઈમાં છપાઇને પ્રગટ થયો છે તેની એક નકલ અમને મળીછે, અને તે જોઇને અમે પ્રસન્ન થયા છઈએ. કોઈપણ ગ્રંથકારમાં દિનપર દિન સુધારો થતો જોવો એ ખરેખર બહુજ સંતોષકારક છે. એવો સુધારો બેશક સુરતના એ કવિ દલપતરામ દુલ્લભરામના ગ્રંથોમાં અમે જોતા આવાએ છઇએ. પહેલા ભાગ કરતાં બીજો ભાગ સારો છે અને તેમાં અપ્રકટિત પણ ખરા કવિત્વના ચિન્હ અચૂક માલમ પડેછે. આ ભાગમાં કાવ્યશક્તિ વધારે ખીલવા માંડેલી જણાય છે, અને ભાષાની શૈલીએ એક અમુક રૂપ પકડવાં માંડયુંછે. સાધારણ વાંચનારને કદાપિ એ શૈલીથી સમજવું કઠણ લાગશે, પણ અમારે કેહેવું જોઇએ કે એનું વળણ ઉત્તમ પંડિતાઈની શૈલી તરફ છે.

---

# गुजरात शाळापत्र,

પુસ્તક ૧૨ મું. અમદાવાદ. મારચ સન ૧૮૭૨. આંક ૩ જો.

## प्रिन्स आव् वेल्सना साजा थवा विषे ईश्वरस्तवन.

અમદાવાદની પ્રાર્થનામંડળી નિત્યના નિયમ પ્રમાણે આ મારચના ૩જી તારીખે ટ્રેનિંગ કાલેજમા મળી હતી તે વખતે એમ ધારવામા આવ્યું કે, અગર જો શેહેરની તરફની જાહેર પ્રાર્થના તો આપણા યુવરાજના આરોગ્યતા પાછી આવવાથી નિમિત્તે દિવસે થઇ છે, તોપણ આપણે જેમ એના મંદવાડની વખતે ઇશ્વર પ્રાર્થના કીધી હતી તેમ ખાનગી રીતે એ ઉપકારને સારૂ આ ઠાણે આપણી પ્રાર્થનાની ભેગા ઇશ્વર સ્તવન પણ કરવુ જોઇએ. તે ઉપરથી નિત્યની પ્રાર્થના થઇ રહ્યા પછી રાવબહાદુર ભોળાનાથ સારાભાઇ એ વિષે જે કવિતા કરી લાવ્યા હતા તે તેમના લઘુ પુત્ર નરસિંહરાવ તથા કૃષ્ણરાવે ઘણી સારી રીતે બધી સભાને વાંચી સંભળાવી હતી. એ હર્ષના વખતમાં એ બે નાના વાંચનારની સુંદર વાણી અને સુંદર સ્વરૂપથી બધાના હર્ષમા ઘણોજ વધારો થયો હતો. એ કવિતા નીચે પ્રમાણે હતી.

### છંદ ભુજંગી.

કૃપાસાગર સર્વ આનંદદાતા, તમે પ્રાણિના છો પ્રભૂ સત્ય ત્રાતા,
સ્તૂતી ગુણગાવા નિયંતા તમારી, નથી ચાલતી કાંઇ શક્તી અમારી. ૧
કૃપાનાથ કીધા બહૂ ઉપકારો, કઇ વીધિયે વાળિયે પાડ તારો;
સદા સર્વદા ક્ષેમ આરોગ્ય આપો, અમારાં મહા સંકટો દુઃખ કાપો. ૨
જગત્ તંત્ર છે સર્વ આધીન તારે, ભરૂંસો ખરો તાહરો છે અમારે;
તમારી દયાથી રૂડાં કાર્ય થાય, મહા દુઃખને સંકટો સર્વ જાય. ૩
તમે માતને તાત છો રે અમારા, અમે બાળકો શર્ણ આવ્યા તમારા;
ક્ષમો આમ નિત્ય અત્યંત દોષો, કૃપાનાથ દુઃખી અમારા ન જોશો. ૪

સદા ઊપકારો કિધાને કરોછો, અમારી સ્થિતી સર્વ લક્ષે ધરોછો;
વિના તું નથી કોઇ બીજો સમર્થ, તમારી દયાથી થયા પૂર્ણ અર્થ.
પરાભક્તિથી પ્રાર્થનાઓ ઉચારી, દયા ધારિને ચિત્તમાં તેં વિચારી;
તમારૂં કિધૂં તે ન કોઇથી થાય, કૃપાથી કિધી છે પ્રભૂ તેં સહાય.
પ્રભૂ ધન્યરે ધન્યરે ધન્ય ધન્ય, દયાથી બતાવ્યો તમે આ સુદીન;
નમસ્કાર સ્વીકારશોરે અમારા, સ્મરીએ સદા ઊપકારો તમારા.
મહારાણિ વિક્ટોરિયાનો કુમાર, પડ્યો તે હતો રોગશય્યા જે વાર;
નહી ઊગર્યાની દિઠી એક આશ, થયોતો જનોને ઘણો ચિત્ત ત્રાસ
પ્રજાધર્મ જાણી કિધી પ્રાર્થનાઓ, તમારી અમે માગિ લીધી કૃપાઓ;
મહા વૈદ્યના વૈદ્યછો વિશ્વરાય, કૃપાદ્રષ્ટિથી તેં બતાવ્યા ઉપાય.
વિનંતી અમારી તમે માનિ લીધી, પ્રિય પ્રિન્સને તેં સુખાકારિ દીધી;
ખરે નાથ તેં હાથ ઝાલીજ આપ્યો, મહારાણિના ચિત્તમાં હર્ષ વ્યાપ્યો.
અમે આ સમે વંદિયે વાર વાર, તમારા સદા માનિયે ઊપકાર;
સદા સર્વથા ઈશ આશીષ દેજો, મહારાણિનૂં રાજ્ય નિત્યે રહેજો.

## લલિત છંદ.

જગતનાથરે આજ આ સમે, શિશ નમાવિને વંદિયે અમે;
વિનતિ સત્યતેં સાંભળી લિધી, કરૂણસાગરા તેં કૃપા કિધી.
અનુગ્રહો કિધા ને કરો સદા, સઘળિ ટાલિ તે દુઃખ આપદા;
નવ થયે સ્તુતી રે યથાવિધી, કરૂણ સાગરા તેં કૃપા કિધી.
અણચિત્યાં તમે કાર્ય તો કરો, વિઘન સંકટો સર્વનાં હરો;
સબળ શક્તિ છે તારિરે બધી, કરૂણસાગરા તેં કૃપા કિધી.
મુકજનો વદે શુદ્ધ વાણિયો, ગિરિઉલંઘશે પંગુ પ્રાણિયો;
તુજ કૃપા થકી રે દયાનિધી, કરૂણસાગરા તેં કૃપા કિધી.
વિકટ વાદળાં વીખરી ગયાં, ઊદય કીરણો હર્ષનાં થયાં;
કુશળ ક્ષેમતા તેં પ્રભુ દિધી, કરૂણસાગરા તેં કૃપા કિધી.
પ્રણત પ્રાણિયો પ્રેમથી અતી, અનુગ્રહો સ્મરે છે યથા મતી;
સકળ સિદ્ધિના છો મહોદધી, કરૂણસાગરા તેં કૃપા કિધી.

મહતિ રાણિ શ્રીવીક્ટોરિયા, નિજ પ્રજા પ્રતે તે ધરે મયા;
સતત વાધજો એનિ સમૃધી, કરૂણાસાગરા તેં કૃપા કિધી. ૭
વડિલ પ્રિન્સનુ કષ્ટ તેં હરયું, મન મુદીત તેં માતનુ કર્યું;
સફળ તેં પ્રભૂ આપિ ઔષધી, કરૂણાસાગરા તેં કૃપા કિધી. ૮
વિજય એહનો સર્વદા હજો, અમર રાણિનુ રાજ્ય રેહજો;
સકળ ભોગવો ઇષ્ટ સંપતી, સુખિ સદા રહો એનિ સંતતી. ૯
સુજન મંડલી વંદના કરે, વિનયતાથકી વાણિ ઉચ્ચરે;
સકળ દેશમાં શાંતિદા સદા, ઘણું જિવો મહારાણિ પુણ્યદા; ૧૦

એ કવિતા વંચાઈ રહ્યા પછી ગવૈયાઓ હમેશ પ્રમાણે સાજ સાથે ગાવાં માંડયું, સામાન્ય વિષયના પદ થઈ રહ્યા પછી તેણે પ્રિન્સ આફ વેલ્સના સાજા થવા બાબતની ચીજ કાફી રાગમાં નીચે પ્રમાણે ગાઇ સભળાવી. એ ચીજ પણ રાવબહાદુર ભોળાનાથની બનાવેલી હતી. એ વિદ્વાન ગૃહસ્થે એ શિવાય ઘણી સારી સંગીત કવિતા કરી છે, અને તેજ એ પ્રાર્થના મંડળીમાં હમેશાં ગવાય છે.

જગતના નાથરે, તારો માનિયે અતિ ઉપકાર. ટેક.
મનવાંછિત ફલ પ્રભું તેં આપ્યા, કિધા સર્વ સંકટ તેં પરિહાર ॥૧॥
જગતના નાથરે, તારો માનિયે અતિ ઉપકાર ॥૦॥
જગદીશ્વર સુખ સંપતિ દાતા, પ્રભુ તારિ કરૂણા અપરંપાર ॥૨॥
જગતના નાથરે તારો માનિયે અતિ ઉપકાર ॥૦॥
શક્તિ નથી સ્તુતિ કરવા અમારી, અમે તને વંદિયે વારંવાર ॥૩॥
જગતના નાથરે તારો માનિયે અતિ ઉપકાર ॥૦॥
આ ઘડિ અતિ રળીયામણિ લાગે, મળિ ભક્ત મંડળિ કરે ઉચ્ચાર ॥૪॥
જગતના નાથરે તારો માનિયે અતિ ઉપકાર ॥૦॥
શ્રવણ કરી પ્રાર્થના અમારી, કૃપા કરિ કીધી તમે તે સ્વિકાર ॥૫॥
જગતના નાથરે તારો માનિયે અતિ ઉપકાર ॥૦॥
મહારાણી શ્રી વિક્ટોરિયાનો, પ્રિય પુત્ર એડવર્ડ વડો કુમાર ॥૬॥
જગતના નાથરે તારો માનિયે અતિ ઉપકાર ॥૦॥
વસમા જ્વરથી વ્યાધિત હતો તે, બતાવ્યા તેં આરોગ્યના ઉપચાર ॥૭॥
જગતના નાથરે, તારો માનિયે અતિ ઉપકાર ॥૦॥

સદા ઊપકારો કિધાને કરોછો, અમારી સ્થિતી સર્વ લક્ષે ધરોછો;
વિના તું નથી કોઇ બીજો સમર્થ, તમારી દયાથી થયા પૂર્ણ અર્થ.
પરાભક્તિથી પ્રાર્થનાઓ ઉચારી, દયા આણિને ચિત્તમાં તેં વિચારી;
તમારૂં કિધું તે ન કોઇથી થાય, કૃપાથી કિધી છે પ્રભૂ તેં સહાય
પ્રભૂ ધન્યરે ધન્યરે ધન્ય ધન્ય, દયાથી બતાવ્યો તમે આ સુદીન
નમસ્કાર સ્વીકારશોરે અમારા, સ્મરીએ સદા ઊપકારો તમારા.
મહારાણિ વિક્ટોરિયાનો કુમાર, પડ્યો તે હતો રોગશય્યા જે વાર;
નહી ઊગર્યાની દિઠી એક આશ, થયોતો જનોને ઘણો ચિત્ત ત્રાસ.
પ્રજાધર્મ જાણી કિધી પ્રાર્થનાઓ, તમારી અમે માગિ લીધી કૃપાએ
મહા વૈદ્યના વૈદ્યછો વિશ્વરાય, કૃપાદ્રષ્ટિથી તેં બતાવ્યા ઉપાય.
વિનંતી અમારી તમે માનિ લીધી, પ્રિય પ્રિન્સને તેં સુખાકારિ દીધી;
ખરે નાથ તેં હાથ આશીજ આપ્યો, મહારાણિના ચિત્તમાં હર્ષ વ્યાપ્યો.
અમે આ સમે વંદિયે વાર વાર, તમારા સદા માનિયે ઊપકાર;
સદા સર્વથા ઇશ આશીષ દેજો, મહારાણિનું રાજ્ય નિત્યે રહેજો.

## લલિત છંદ.

જગતનાથરે આજ આ સમે, શિશ નમાવિને વંદિયે અમે;
વિનતિ સત્યતેં સાંભળી લિધી, કરૂણસાગરા તેં કૃપા કિધી.
અનુગ્રહો કિધા ને કરો સદા, સઘળિ ટાલિ તે દુઃખ આપદા;
નત થયે સ્તુતી રે યથાવિધી, કરૂણ સાગરા તેં કૃપા કિધી.
અણચિંત્યાં તમે કાર્ય તો કરો, વિષમ સંકટો સર્વનાં હરો;
સબળ શક્તિ છે તારિરે પ્રભી, કરૂણસાગરા તેં કૃપા કિધી.
મુક[1]જની વદે શુદ્ધ વાણિયો, ગિરિઉલંઘશે પંગુ[2] પ્રાણિયો;
તુજ કૃપા થકી રે દયાનિધી, કરૂણસાગરા તેં કૃપા કિધી.
વિકટ વાદળાં વીખરી ગયાં, ઊદય કીરણો હર્ષનાં થયાં;
કુશળ ક્ષેમતા તેં પ્રભુ દિધી, કરૂણસાગરા તેં કૃપા કિધી.
પ્રણત પ્રાણિયો પ્રેમથી અતી, અનુગ્રહો સ્મરે છે યથા મતી;
સકળ સિદ્ધિના છો મહોદધી, કરૂણસાગરા તેં કૃપા કિધી.

---

૧. મુંગા. ૨. પાંગળા.

આવતો કે ભણાવવામાં તે કાંઇ શાસ્ત્ર કે કળા રહી હશે. તેઓનું એવું અજ્ઞાન છે કે તેઓ કબુલ કરશે કે ખેતર ખેડવામાં ઘણા અનુભવ અને જ્ઞાનની જરૂર છે. પણ પોતાના છોકરાના મનની ખેતી કરનારને એ કામનો અનુભવ કે જ્ઞાન છે કે નહિ તેની જરાપણ દરકાર રાખતા નથી. તેઓ પોતાના ઘરમાં વાસણ ઘસનારા નોકરને રાખતી વખત પણ પ્રથમ તપાસ કરશે કે તણે તે કામ કોઇ ઠેકાણે કીધું છે કે નહિ; પણ મેહેતાજીને શિક્ષણકળા અને શાસ્ત્ર આવડે છે કેનહિ એ પૂછવું તેને હસવા જેવું લાગે છે. લોકો તેમ ઘણા મહેતાજીઓ પણ એ બાબત એવીજ ભૂલ કરે છે. તેઓ પણ એમજ સમજે છે કે આપણામાં વિદ્યા છે તો છોકરાને ભણાવતા કેમ નહિ આવડે! નિશાળથી તરત ઉઠેલો છોકરો પોતાના મનમાં એમ સમજે છે કે હું પ્રથમના મહાવરા વગર કારકુન, દલાલ, સુથાર કે સોનીનું કામ તો નહિ કરી શકું, પણ જો મને એક નિશાળ સોંપેતો તેનુ કામ હું ધમધોકારે ચલાવું. તેને એમ કહીએ કે શી રીતે ભણાવવું તે તારે જાણવું જોઇએ એટલુંજ નહિ, પણ તે પ્રમાણે શીખવવાના કામનો કોઇ કામેલ ગુરૂના હાથ હેઠે મહાવરો કરવો જોઇએ, તો તેને બહુજ નવાઇ જેવું લાગશે, અને બેશક હસીને આપણા સામું ટકટક તે જોયા કરશે. પણ એ મોટી ભૂલ છે. આમ જેઓ સમજે છે તેઓ પોતાનો ધંધો પોતાની મેળેજ હજામ કરતાં કરતાં પણ હલકો ગણે છે, કેમકે હજામના છોકરાથી પણ કેટલી રીતે હાથ ફેરવ્યા વિના પોતાનો ધંધો થઇ શકતો નથી. આપણે પાછળ મહેતાજીના મહત્વ વિષે કહ્યું હતું, પણ જ્યાં પોતેજ પોતાના કામનો આવો હલકો વિચાર રાખે, એ કામને અનુસરતા ગુણો મેળવવાની કાળજી રાખે નહિ, અને એ ગુણો વિના અવશ્યેજ પોતાનું કામ સારી રીતે કરી શકે નહિજ, ત્યાં પછી બીજા લોકો તેને હલકો ગણે એમાં શી નવાઇ.

માટે મેહેતાજીનું કામ કેવું છે, જે વસ્તુને કેળવણી આપવી છે તે એટલે મન એ કેવી વસ્તુ છે, તે શી રીતે કેળવી શકાય છે, કેળવણી એટલે શું, કેળવણી આપનારમાં કેવા કેવા ગુણ જોઇએ, તે કેવી રીતે વર્તે તો પોતાનું કામ સારી રીતે કરી શકે વગેરે બાબતનું સવિસ્તર વર્ણન હવેથી અત્રે આપવાનો વિચાર કર્યો છે. ટુંકામાં કહીએ તો શિક્ષણકળા અને શિક્ષણ શાસ્ત્રના વિષયો હવેથી ઘણું કરીને દરેક આંકમાં આવશે, કેમકે એ સ-

મજીએ છઇએ કે એ બાબત લખવુ એ આ ચોપાનીઆનો મુખ્ય ધર્મ છે.

---

## केळवणी खातानी खबर.

પ્રાત કાઠિયાવાડની નિશાળોમા માહે આકટોબર સ. ૧૮૭૦થી માહે માર્ચ સ. ૧૮૭૧ સુધી જે ઇનામ આપ્યું તેનું પત્રક.

| નંબર. | ગામનુનામ. | કોનાતરફથી અપાણું. | મેહતા જીને ઇનામ. | છોકરા ઓને, ઇનામ. | લાયબ્રેરી ખાતે ઇનામ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧ | ધ્રાગધરા | મે. ઠાકોરસાહેબ તરફથી | ૦ | રૂ૨૦) | ૦ |
| | | દવે અંબાશંકર તરફથી | ૦ | રૂ૭) | ૦ |
| | | રાજેશ્રી પોપટ અંબારામ તરફથી | ૦ | રૂ૪) | ૦ |
| ૨ | હળવદ | રા. ફોજદાર તથા વહિવટદાર તથા શેઠીઆ તરફથી | ૦ | રૂ૧૧ા—ાા | ૦ |
| ૩ | સાયના | મેહેરબાન ઠાકોરસાહેબ તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| | | મહાજન શેઠીઆ તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| | | શેઠ માણેકચંદ સુંદરજી તરફથી | ૦ | રૂ૧૩) | ૦ |
| | | રાજેશ્રી જશરાજ વલ્લભદાસના તરફથી. | ૦ | રૂ૫) | ૦ |
| ૪ | લીંમડી | મે. કરશનદાસ મુળજી તરફથી | ૦ | રૂ૬ાાાાા | ૦ |
| ૫ | ગાધડા. | રા. વહિવટદાર સાહેબ કેશવરામ ભવાનીદાસ તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| ૬ | ઉંના | કમેટીના મેમ્બરો તરફથી | રૂ૨) | રૂ૫ા | ૦ |
| ૭ | દેલવાડા | શેઠ દામોદરદાસ અમીદાસનાતરફથી | ૦ | રૂ૧ા | ૦ |
| ૮ | સુદામડા. | આજમ મે. ચોટીલાના થાણદાર ભગવંતલાલ બાલજી તરફથી | ૦ | રૂ૨)— | ૦ |
| ૯ | વણોદ | મે ઠાકોરસાહેબ તરફથી | ૦ | રૂ૩ા | ૦ |
| ૧૦ | ઢાંણ | મે. બાવાજી રામચદ્ર તરફથી | રૂ૧૦) | રૂ૫) | ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૧ કુતીઆણા | કમેટીના મેમ્બરો તરફથી | ૦ | [illegible] | |
| ૧૨ નવાનગર | મ. ભગવાનદાસ તરફથી | રૂ૨) | ૦ | ૦ |
| ૧૩ કુકાવાવ | મ. ફોજદાર સાહેબ તરફથી | ૦ | રૂ૪) | ૦ |
| ૧૪ શીહોરપ્રાંચ | વોરા લલુ સુંદરજી તથા મોરારજી | | | |
| | જેચંદ તરફથી | ૦ | રૂ૧) | ૦ |
| ૧૫ બોટાદ | વહિવટદાર તથા કમેટીના મેમ્બર | | | |
| | વગેરે તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| ૧૬ ગઢડા | મ. ઠાકોર સાહેબ તરફથી | ૦ | રૂ૨) | ૦ |
| | બાવાજી ઉત્તેડના તરફથી | ૦ | રૂ૧। | ૦ |
| ૧૭ પાલીતાણા | મ. ઠાકોર સાહેબ તરફથી | ૦ | રૂ૩) | ૦ |
| | રહિરના શેઠ નાનજી નેમચંદ તથા | | | |
| | ડાક્તર ઉત્તમરામના તરફથી | ૦ | રૂ૧૨ાા | ૦ |
| ૧૮ ખંભાળીઆ | ડા. વાલજી ધનજીના તરફથી | ૦ | રૂ૧૦) | ૦ |
| ૧૯ ભાણવડ | રા. ફોજદાર તથા સામજી વહાલજી | | | |
| | તરફથી | ૦ | રૂ૧। | ૦ |
| ૨૦ લાલપુર | રા. ફોજદાર તથા વહિવટદાર તથા | | | |
| | કમેટીના મેમ્બરો તથા કારકુન ત | | | |
| | રફથી | ૦ | રૂ૩ાા | ૦ |
| ૨૧ જેતપુર. | શેઠ બેચર વશરામ તથા શેઠ મા | | | |
| | ધવજી જેઠાની તરફથી | ૦ | રૂ૬) | ૦ |
| ૨૨ આમરણ | મ. ઠાકોરસાહેબ તરફથી | ૦ | રૂ૧। | ૦ |
| ૨૩ લીંમડી | મ. ઠાકોર સાહેબ તરફથી | ૦ | રૂ૧૪)= | ૦ |
| | શા. ગુલાબદાસ ભુખણદાસ તરફથી | ૦ | રૂ૭ાા | ૦ |
| | મેહેતાજી જેશંકર પુરૂષોતમતરફથી | ૦ | રૂ૭ાા= | ૦ |
| ૨૪ અગત્રાઈ | મ. દલપતરામ ડાહ્યાભાઈ તરફથી | રૂ૩ાા | રૂ૬) | ૦ |
| ૨૫ મોયક | મ. ઠાકોરસાહેબ તરફથી | ૦ | રૂ૨ાા | ૦ |
| ૨૬ અમરેલી | મે. લીપરસાહેબ તથા વહિવટદાર | | | |
| | તથા શેઠીઆ તરફથી | રૂ૨૬) | રૂ૧૫)= | ૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૭ રાજકોટ | મે. દુલેરાયભાઈ તથા દલપતરામ ભાઈ તથા ભવાનીશંકર વિગેરેના તરફથી | ० | ૩૪। | ० |
| | મે. કરશનદાસ મૂળજી તરફથી | ० | ૩૫) | ० |
| ૨૮ ધ્રાંગધ્રા | સર્વ ગૃહસ્થો તથા મે. વૈદ્યરાજ અંબાશંકર | ० | ૩૭૭) | ० |
| | ભાવનગરવાળા તરફથી | ० | ૩૩। | ० |
| ૨૯ લાઠી | મે. ઠાકોર સાહેબના તરફથી | ० | ૩૩। | ० |
| ૩૦ વળા | મે. ઠાકોર સાહેબ તરફથી | ० | ૩૮० | ० |

GOPALJI SURBHAI.

ડે. એ. ઈં. કા.

મોજે દેવાતજ તાલુકે માતરના સરકારી ગૂજરાતી નિશાળના મેહતાજી મૂળશંકર તાપીશંકરની સલામ દીગર વીનંતી એછે જે મજકુર ગામમાં દોઢ વરસાથી નવી નિશાળ સ્થાપન થએલી છે, અને સોજીત્રાના આશરે ૧०० છોકરા વિદ્યાભ્યાસ કરવા સારૂ અત્રે આવેછે તેમને હમેશાં પાણી પીવાનું ખરચ સોજીત્રાના પા. ઉમેદભાઇ મથુરભાઇ તથા પા. વાઘજીભાઈ મૂળજીભાઇ તથા પા. વરજભાઇ તળશીભાઇ તથા પા. ખકોરભાઇ જેરાભાઇ એ ચાર સખસો દર માસે ૩૧-૮-० નિશાળની શરૂઆતથી આપે છે ને વળી હમેશા આપશે. તે આપના નીકળતા અમુલ્ય પત્રમાં છાપી પ્રગટ કરશો.

૨ મજકુર ગામમાં નિશાળનું મકાન નાનુ હોવાથી બીજું મકાન બંધાવવામાં નીચે પ્રમાણે રકમ મળેલી. તેનું સારૂં મકાન બંધાવેલું છે.

૨ સોજીત્રાના સદગૃહસ્થોએ જે રકમ આપેલી તેમનાં નામ.

| | |
|---|---|
| ૫०—०—० | પા. વેહેરીભાઇ મથુર ભાઇ |
| ૫—०—० | પા. મથુરભાઇ શંભુદાસ. |
| ૫—०—० | પા. વરજભાઇ વસ્તાભાઇ. |
| ૫—०—० | પા. શકરભાઇ ભવાનીદાસ. |
| ૫—०—० | પા. શંકરભાઇ તળશીભાઇ. |
| ૧—०—० | પા. ગોવિંદભાઇ બાલજી મજકુર નિશાળના પે. આસિસ્ટંટ. |
| ૫—०—० | પા. ચતુરભાઇ નારણદાસ. |

મજકુર નિશાળના ત્રી. આ,

૫—૦—૦ પા. ગોવિંદભાઇ બલ્લુભાઇ.
મજકુર નિશાળના બી. આ..
૩—૦—૦ પા. ગોવિંદભાઇ બાપુજી.
૨—૦—૦ પા. મથુર દેશાઇભાઇ.
૨—૦—૦ પા. વેહેરીભાઇ સામળભાઇ
૨૭—૦—૦ પા. શવદાસ ભાઇની ખડકીના નીચે પ્રમાણે
૫—૦—૦ પા. બાવાજી દલાભાઇ.
૪—૦—૦ પા. શિવાભાઇ ગોકળભાઇ
૩—૦—૦ પા. નારણદાસ વાહાલાભાઇ
૨—૦—૦ પા. વસનદાસ મંગળદાસ
૨—૦—૦ પા. ગોપાળદાસ દ્વારકાદાસ
૨—૦—૦ પા. બલુભાઇ ગોવિંદભાઇ
૨—૦—૦ પા. દ્વારકાદાસ જીવણદાસ
૨—૦—૦ પા. બાપુભાઇ વહાલાભાઇ
૧—૦—૦ પા. હરીભાઇ કીશોરદાસ
૧—૦—૦ પા. તળસી ભાઇ મુળજીભાઇ
૧—૦—૦ પા. દામાભાઇ હરીભાઇ
૨—૦—૦ ઇશ્વરભાઇ હરીભાઇ
૫—૦—૦ પરચુરણ આવ્યા છે તે.

૧૨૫—૦—૦
૫૦—૦—૦ મજકુર ગામના એટલે દેવાતજના લોકો તરફના.

૧૭૫—૦—૦
તા. ૧૯મી નવેંબર સન ૧૮૭૧
મુળશંકર તાપીશંકર મેહેતાજી
મુ૦ દેવાતજ

આવી ખબર પોતાની જીલ્લાની ડેપ્યુટી ઇન્સપેક્ટર ઉપર મોકલવી જોઇએ કે તેની ત્રણ મારફત માસીકમાં દાખલ કરી અમારી તરફ મોકલે. પરમાંથું લખાણ કબુલ કરવામાં આવતું નથી. મોટી રકમ ઉપર નજર રાખીને આ દાખલ કીધું છે.
એડીટર, ગુ. શા.

## વાંચનમાળાની જોડણી.

ગુજરાતી ભાષાની જોડણીને નિયમિત કરવાને ઘણા પ્રયત્ન થયાં છતાં આજ પર્યંત એ જોડણી અનિશ્ચિત ચાલી આવે છે એ વાત સૌને જાણીતી છે. જૂદા જૂદા ગ્રંથકારો જૂદી જૂદી રીતે લખે છે તેની તો વા-

ત આપે મૂકી કેળવણીખાતામાંજ જોડણી શીખવવાની કાંઈ ઢંગધડો જણાતો નથી. હાલ એક પાંચ લીટીના વાક્યમાં સરખી જોડણી રાખનારા બે માણસ પણ આખા કારખાનામાં ભાગ્યેજ મળી આવશે; સૌ સૌના વિચાર એમ જૂદા ચાલે છે; અને કોઈ માણસને નાનાથી તે મોટા સુધી પોતાના મનમાં સંપૂર્ણ નિશ્ચય નથી કે જે રીતે હું લખું છું તે ખરૂંજ છે. અલબત જોડણીના નવા નિયમો આ કારખાનાના માણસો 'સરકારી કામમાં પાળવાને બંધાએલા છે, અને અમે જાણીએ છીએ કે તે પ્રમાણે શીખવવા ને તેઓ બનતી કોશીશ કરે છે. પણ એ નિયમ અમલમાં આણવા જતાંજ કોણિધા મતભેદ ઉત્પન્ન થયાં છે. ખરૂં કહીએતો એ નિયમોએ તો પેહેલાં જે ગુંચવણ હતી તેમાં દશ ગણો વધારો કીધો છે, અને કેટલીએક વિચિત્ર હસવા જેવી જોડણીઓ આજ કાલ છપાતાં કેટલાંએક પુસ્તકોમાં જોવામાં આવે છે તે એ નિયમો બરાબર ન સમજવાનાં અથવા તે બરાબર અમલમાં આણતાં ન આવડવાનાં ફળ છે.

આ સઘળા ગુજરાતી વાંચનમાળાથી અજાણ્યો માણસ સહજ પ્રશ્ન કરશે કે કેળવણીખાતાના પુસ્તકોમાં જોડણી છે તે જોઈને શીખવતાં નથી આવડતું એવા તે મેહેતાજીઓ કેવા મૂર્ખ હશે? અને સરકારે એટલું કરીને બસ ન રહેતાં નિયમો બાંધી આપ્યા તોપણ તેઓથી જોડણી બરાબર શીખવી શકાતી નથી એ કેવી નવાઈની વાત છે! પણ જેણે વાંચનની ચોપડીમાં જોડણી કેવા રીતની છે તે જોયું હશે તેતો એવો ઉલટોજ વિચાર આપશે. એ ચોપડીમાંની જોડણીજ તેઓને વધારે ગોથાં ખવડાવે છે. ચોપડીમાં જે રીતે જોડણી કરી છે તેનું પ્રથક્કરણ કરીને તો પાણિનિ સરખો વૈયાકરણરાજ પણ એ નિયમો ખોળી કહાડી શકે એમ નથી; એક શબ્દની એમ અનેક રીતે જોડણી કરેલી માલમ પડે છે, અને તે ફેર હસ્તદોષ અથવા છાપાની ભૂલથી થએલો હોય એમ પણ થોડે ઠેકાણેજ જણાય છે. હવે જ્યારે ચોપડીઓનો તો આધાર રહ્યો નહિં ત્યારે બચારા મેહેતાજીઓ શું કરે! બેશક તેઓ પોતાની શક્તિ પ્રમાણે એ નિયમો અમલમાં આણવા જાના, પણ ઘણાથી એ નિયમો પોતાનાજ બળે અમલમાં આણી શકે એવા નથી. એક શબ્દને એમાંનો અમુક નિયમ લગાડવા પહેલાં તો તે કઈ જાતનો છે, અપભ્રંશ છે કે શુદ્ધ છે, અ-

પ્રસંગછે તો થોડો કે ઘણો, વગેરે ઘણી બાબતો જાણવી જોઈએછે; અને અમે કહીએ છીએ એટલું વ્યુત્પત્તિજ્ઞાન તો આજકાલ ગૂજરાતમાં બધે ઠેકાણે દુર્લભ છે. સાધારણ મહેતાજીઓ તો કોઈ ઠેકાણે એટલું જ્ઞાન સંપાદન કરી શક્યા નથી, અને કરવાના પણ નથી; ત્યારે આવી બાબત જ્યાં મહેતાજીનેજ સોંપવામાં આવી, ત્યાં પછી તેના માઠાં પરિણામ થાય એમાં શી નવાઈ! દરેક માણસને જેમ સૂઝે છે તેમ શબ્દને શુદ્ધ કે અપભ્રંશ ઠોકી બેસાડે છે, અને પછી તે પ્રમાણે વિપરીત જોડણીઓના વરસાદ નિશાળોમાં વરસી રહે છે. તેઓનો એમાં કાંઈ ઉપાય નથી. એમ થયાજ કરવાનું. અને તેમાં તેઓનો કાંઈ વાંક નથી. ખરેખરૂં તો એ નિયમો બંધાયા તે વખતે એ નિયમ બાંધનારી કમિટીએ એક ગૂજરાતી ભાષાના સઘળા શબ્દોનો કોષ તૈયાર કરવો જોઈતો હતો, અને તેમાં ઘણી કાળજીથી એ નિયમોપ્રમાણે સઘળા શબ્દોની જોડણી આપવી જોઈતી હતી. અમે ભૂલતા નહિ હોઈએતો એ અરસામાં અથવા ખરું કે તેની અગાઉ એક એવા કોષની જાહેર માગણી પણ થઈ હતી. એમ થયું હોત તો પાછળથી જે પોટાળો આટલો બધો વધી પડ્યો તે મૂળમાંથીજ ઉખડી જાત. એ કોષનું કામ ગમે તે કારણથી પણ જો ન થઈ શકે એવું હતું; તો જે ચોપડીઓ ત્યાર પછી છપાઈ તેમાં તો અચૂક એજ નિયમ પ્રમાણે બધે જોડણી કરવી જોઈતી હતીજ. પણ એમ ન થયું, અને ઉતાવળથી ટપોટપ બધી નવી આવૃત્તિઓ બહાર પાડી. વધારે અફસોસીની એ વાત છે કે એ આવૃત્તિઓ સ્ટીરિઓટાઈપ થઈ છે; અને તેથી આપણે થોડા વરસ સુધી તેમાં સુધારાની કાંઈ આશા રાખી શકતા નથી. જો સાધારણ ચોપડીને પણ [*]સ્ટીરિઓટાઈપ કરાવતી વખત તેનાં "પ્રૂફ" અસાધારણ કાળજીથી વારંવાર તપાસવાં પડે છે, તો જે ચોપડીઓ નિશાળમાં ચાલવાની હતી, જેની જોડણી હજારો બાળકોને તથા મહેતાજીઓને આધાર રૂપ થઈ પડવાની હતી, અને જે ચોપડીઓમાં પહેલવહેલાજ જોડણીઓના નવા નિયમ લાગુ પડવામાં આવ્યા હતા, તે ચોપડીઓને કેટલી સંભાળથી તપાસવી જોઈતી હતી તેનો વિચાર કરવાનું એ કમિટીનેજ સોંપીએ છીએ. પણ થનાર થઈ રહ્યું: અને તે વિષે આ ચોપાનીઉં વધારે બોલી શકતું નથી.

---

[*] અમારા વિચાર પ્રમાણે તો સ્ટીરિઓટાઈપ કરાવવાનીજ એ વખત નહતી.

આ પ્રમાણે લખવાનો પ્રસંગ અમને બારેજાના મહેતાજી પુરૂષોત્તમ મુગટરામની સોથી અને બહાદુરી ભરેલી ચાલથી મળ્યો છે. જ્યારથી આ નિયમો નીકળ્યા, અને નવી આવૃત્તિઓ બહાર પડી, ત્યારથી અમે આશ્ચર્ય પામતા હતા, કે જોડણી શીખવવી અને તપાસવી એ અશક્ય જેવું થઇ ગયું છે. તોપણ એ વાત કોઇ ઇન્સ્પેક્ટર સાહેબને કાને નાખતું કેમ નથી. કોઇ પણ નિશાળમાં એ હરકત જણાયા વગર રહી નહીં હોય, અને કોઇ પણ પરીક્ષકને નાના પ્રકારના વાંધાનો નિવેડો સ્વચ્છંદે કરવો નહી પડ્યો હોય એમ નથી, તે છતાં કોઇએ પણ આજ પર્યંત એ બાબત સરકારી જાણ કીધું જણાતું નથી. પણ હવે એ દુઃખ દૂર થવાના ચિન્હ જણાય છે એ સાંભળી બધા શિક્ષક ખુશ થશે. ઉપર કહેલા મહેતાજીએ પોતાના ડેપ્યુટી-સાહેબની મારફતે સાતમી ચોપડીમાં વિરૂદ્ધ જોડણીઓ ક્યાં ક્યાં છે તેનું એક પત્રક રજૂ કીધું છે; અને પોતાની અરજીમાં એ બાબતની સઘળી હરકતો જાહેર કીધી છે. એ ઉપરથી મેહેરબાન બુલરસાહેબે આ પત્રના એડિટર ઉપર તે સઘળી ભૂલો સુધારીને એમાં છાપવાની ફરમાશ કીધી છે.

પણ એ હુકમ મુજબ વર્તતાં અમને ઘણી હરકત માલમ પડી છે. બારીકીથી અવલોકન કરતાં અમને માલમ પડે છે કે જોડણીના નિયમોમાંજ ઘણી ગુંચવણ છે, અને જ્યાં લગી એનો અર્થ એકમતે બધાથી કબુલ થયો નથી ત્યાં સુધી અમારાથી સુધારાપત્રક આપવું એ અશક્ય છે. તેથી અમે પ્રથમ એ નિયમોનો અર્થ શી રીતે સમજીએ છૈએ તે કારણો સહિત આ અંકથી જાહેરમાં મૂકવાનો વિચાર કીધો છે. એ સઘળી ટીકાની મતલબ એ નિયમો બાંધનારના મનમાં શો અર્થ રહ્યો હશે તે શોધી કહાડવાની છે; અને એ બાબત અમારી જાતના નવા નિયમ આપવાની નથી, અથવા અમારા ખાસ વિચાર પ્રગટ કરવાની નથી, એમ આશા રાખીએ છીએ કે કમિટીના ખરા અર્થનું અમે ગ્રહણ કીધું છે. તે છતાં અમે જાણીએ છીએ કે એ બધાથી ભૂલ થાય એવું બારીક કામ છે, અને તેથી કોઇની તરફથી પણ એ વિષે કાંઇ તકરાર આવશે તો તેને અમે ખુશીથી તાબડતોબ આવતા અંકમાં જગા આપીશું. અને જો અમારી ખાત્રી થશે તો અમારો વિચાર ફેરવતાં અમે જરા આંચકો ખાનાર નથી.

# जोडणीना नियमनुं अर्थ ग्रहण.

૧ શબ્દનો સાધારણ ઉચ્ચારમાં મૂળ શબ્દ જોડે થોડોજ ફેર હોય તો તેને મૂળ પ્રમાણે લખવો: જેમ દાશી ને બદલે દાસી, પરમાણે ને બદલે પ્રમાણે, મારગ ને બદલે માર્ગ, વના ને બદલે વિના.

આ નિયમ દેખીતો બહુ સરલ છે, પણ એને અમલમાં આણતાં હજારી હરકતો છે, કેમકે થોડો ફેરફાર કોને કહેવો અને ઘણો કોને કહેવો એ દરેક માણસના વિચાર ઉપર આધાર રાખે છે: એક માણસ જેને થોડો ફેરફાર ગણે તેને બીજો માણસ મોટો ફેરફાર પણ કહે. જોઇએ, એના ઉદાહરણો આપ્યાં છે તે ઉપરથી આ ગુંચવણનો ખુલાસો મળે છે? ઉદાહરણો ઉપરથી એક આવો નિયમ નીકળે ખરો, અને તે પ્રમાણેજ ખરે ઘણા એનો અર્થ સમજે છે. તેઓ એવો અર્થ કરે છે કે એક અક્ષરને ઠેકાણે બીજો અક્ષર થઇ ગયો હોય, જોડા અક્ષર છૂટા પડી ગયા હોય, અથવા સ્વરનો લોપ થયો હોય ત્યાં એમ જાણવું કે થોડો ફેર પડ્યો છે, અને તેથી મૂળ પ્રમાણે લખવું. આ અર્થ સ્પષ્ટ છે અને અમલમાં આણતાં કાંઇ પણ હરકત પડે એવું નથી, પણ સવાલ એ છે કે એ અર્થ ખરો છે? આ અર્થગ્રહણ પ્રમાણે સાતે ચોપડીઓમાં લખ્યું છે? સાતે ચોપડીઓનું ધ્યાનથી અવલોકન કરતાં અમારી તો ખાત્રી થાય છે કે કમિટીના મનમાં એવો અર્થ બિલકુલ હતો નહિ. જો એક અક્ષરજ બદલાઇ ગયો હોય તો તે ઠેકાણે મૂળનો અક્ષર લખવો એમ આપણે લઇએ, તો કાળ, જળ, પ્રબળ, ખારે, ખીર વગેરેને ઠેકાણે કાલ, જલ, પ્રબલ, ક્ષાર, ક્ષીર; વગેરે લખવું જોઇએ; ખરેખર એ નિયમ તો ગુજરાતીમાંથી "ળ" અક્ષરજ ઘણું કરીને નીકળી જાય. તેમજ જોડા અક્ષર મૂળ પ્રમાણેજ લખવાનો ધારો રાખીએ તો હાલની બોલાતી ભાષામાં અને લખાતી ભાષામાં બહુજ ફેરફાર થઇ જાય. ફારસી શબ્દમાંતો બેહદજ ફેરફાર થઇ જાય, હુકમને ઠેકાણે હુક્મ; અમલને ઠેકાણે અમ્લ. એવા અસાધારણ અને વિપરીત ફેરફાર કોણ પસંદ કરશે! ફક્ત સ્વરમાં ફેરફારને જૂજ ગણતાં પણ એવીજ હરકતો છે. એમ હોય તો સાહિબ, માલિક હાકિમ, મૂળિ, જાતિજ લખવું પડે. એવા તો અનેક દાખલા મળી આવશે. એ પ્રમાણે કોઇ પણ લખતું નથી, અને કોઇ લખવાની ભલામણ પણ કદી નહિ કરે. કોઇપણ

એમ નહી એટલે ભાખવુ તેને ઠેકાણે 'ભાષવુ', પડવુ તેને ઠેકાણે "પળવુ" જવને ઠેકાણે યવ, જાનને ઠેકાણે યાન 'જૂ' ને ઠેકાણે 'યૂ' જગ્નને ઠેકાણે જત, જમણને ઠેકાણે જમન, ચાતણીને ઠેકાણે ચાસની વગેરે વગેરે બોલવુ જોઈએ, તે છતા આ નિયમને જો આમ સમજીએ છઇએ તો એ પ્રમાણેજ કરવુ પડેછે.

ત્યારે આપણે આ નિયમને શી રીતે સમજવો? ઉપર જે અર્થ કર્યો તેના કરતા થોડો ફેરફાર તે શી રીતે થઇ શકે? થોડામા થોડો ફેર એટલે એક અક્ષરનો ફેર. એથી તે ઓછો ફેરફાર કયો ગણાવો હતો અને એવા ફેરનેજ થોડો ફેર માની ઘણા શબ્દની જોડણી ચોપડીઓમા કરીછે એ વાતના પણ ના કહેવાય એવુ નથી. ત્યારે આપણે 'થોડો ફેર' એનો જે ઉપર અર્થ કીધા તે ખરો છે, પણ આ નિયમજ જરા અપૂર્ણ દીસે છે. એમા એ નિયમ ક્યારે વાપરવો એ લખવાનુ ભૂલી ગયા હોય એમ જણાય છે એ આપણે શોધી કહાડવુ જોઈએ એના ઉદાહરણો બારીકીથી તપાસીશુ તો કાંઇ રસ્તો હાથ લાગશે. પહેલું ઉદાહરણજ સકારને શકારની તકરારનુ છે આપણે જાણીએ છઇએ કે ગુજરાતના કેટલા ભાગનુ વલણ સકાર તરફ, કેટલાનું શકાર તરફ, ને કેટલાનુ ષકાર તરફ છે. એમાં વિદ્વાન અવિદ્વાન કે ઉંચ નીચનો ભેદ પણ થોડોજ કામ લાગેછે. સઘળા પોત પોતાના ભાગનુ ઉચ્ચારણજ પસંદ કરે છે. ત્યારે આ વિરોધ મટાડવાને માટે અને આખા ગુજરાતનુ ભાષા સંબંધી ઐક્ય કરવાના શુભ હેતુને માટેજ આ નિયમ કાન કહાડ્યો હોવો એ માટેજ બેશક કહાડ્યોછે, પણ અહિંયા આપણે ઉપર અર્થ કર્યો તેનુ કાંઇ સંકોચન કરવુ જોઇએ. ગામને ઠેકાણે ગાહ, માધને ઠેકાણે માહ, કાકને ઠેકાણે કાગ, ભૂકને ઠેકાણે ભગ વગેરે શબ્દ બોલાય છે તેમાથી એકે ખોટો થાય એમ નથી. માટે સકારનો ફેરફાર એજ માત્ર થોડો ફેર ગણવો. તેમજ પ્રમાણ, માર્ગ, વિના વગેરે કેટલાએક શબ્દના ઉચ્ચાર દેશમાંથી બે રીતે થાયછે. ઉપલા વર્ગના લોકોમા પણ પરમાણ, મારગ, વના, વગેરે બોલનારા માલમ પડી આવે છે, અને તેમ શુદ્ધ રીતે બોલનારા પણ છે. હવે કોનું કહ્યું ખરૂ માનવુ? અહીંયા પણ પેલા સકારની તકરારની પેઠે શબ્દનુ શુદ્ધ સાચુ સ્વરૂપ શું છે તેના ઉપર આ વાતનો ખુલાસો રાખ્યો છે. આ રીતે વિચાર કરતા આ નિયમનો અર્થ બરાબર બંધ બેસેછે, અને પહેલા જે નજર રીતના વાંધા ઉઠતા હતા તે બધા દૂર થાય છે. એ ખુલ્લું જણાય છે કે આ નિયમ બધે ઠેકાણે વાપરવાનો નથી; જ્યા તકરાર હોય, એટલે જ્યા એક ભાગના અથવા એક વર્ગના લોકો એક શબ્દનો

ઉચ્ચાર એક રીતે અને બીજે બીજી રીતે કરતા હોય ત્યાંજ આ નિયમ વાપરવાનો છે. જ્યાં બધા લોકો એક રીતેજ ઉચ્ચાર કરે છે ત્યાં મૂળ શબ્દ લખવા જવું ત્યાં, એના જેવું બીજું દહાડ ડાહ્યું કયું? ત્યાં તે બોલાતો હોય તેમજ લખવું. આ પ્રમાણે અર્થ કરતાં આ નિયમ વાજબ અને ડહાપણ ભરેલો જણાય છે. બાકી જ્યાં બધાં એક રીતે બોલે છે ત્યાં એમ નહિ પણ આમ બોલો એમ કહેવાનો કોનો અધિકાર છે? વૈયાકરણીનું કામ ભાષામાં ફેરફાર કરવાનું નથી, પણ તેમાં જે નિયમો રહેલા છે તે શોધીજ કહાડવાનું છે. જૂદે જૂદે ઠેકાણે વિરુદ્ધ નિયમ માલમ પડે ત્યારેજ એમાં પસંદ કરવા જોગ કયો છે એ કહેવાનો વખત છે. બુક કમિટીએ આમ આપખુદી અખત્યાર ધારણ કર્યો હોય એમ આપણે ધારવું ન જોઇએ, અને તેમણે તે ધારણ નથીજ કીધો એ ઉપલા વિવેચનથી સ્પષ્ટ છે જો એ નિયમને નીચે પ્રમાણે સુધારીને મૂક્યો હોય, તો આટલી બધી આ શંકા અને વાદનું નિવારણ ઝટ થઇ જાય.

जो एक भागमां अथवा एक वर्गमां कोई शब्द मूळ प्रमाणेज बोलातो होय, अने बीजा भागमां अथवा बीजा वर्गमां थोडाज फेरफार साथे बोलातो होय, तो ते शब्द तेना मूळ स्वरूप प्रमाणेज लखवो. एक स्थानना सकारने ठेकाणे बीजा स्थाननो सकार थइ गयो होय, जो डाक्षर छूटा पडी गया होय, अथवा एकज स्वरनो लोप थई गयो होय तो थोडोज फेरफार पड्यो छे एम जाणवुं.

અમે જે આ ઉપર નિયમ કહાડ્યો તેમાં એક બાધ કોઇ વખત લાગે ખરો. કદાપિ કોઇ શબ્દ એવો નીકળે કે તે ગામડામાં, અભણમાં, અથવા નીચ વર્ણમાં શુદ્ધ રૂપે બોલાતો હોય, અને ઉપલા વર્ગમાં થોડાજ ફેરફારે અપભ્રંશ બોલાતો હોય તો તે ઠેકાણે શું કરવું? બધી ભાષાઓના નિયમ પ્રમાણેતો ઉપલા વર્ગનીજ ભાષા માન્ય હોવી જોઇએ, પણ આ નિયમ પ્રમાણે એથી ઉલટુંજ કરવું પડે. આવો પ્રસંગ આવવો ઘણું કરીને અશક્યજ, પણ કદાપી આવ્યો, ત્યારે આ નિયમથી ઉંધું થાય ખરૂ. ફારસી શબ્દ તો કેટલા એવા નીકળશે કે જે પારસીઓ અને ગુજરાતી બોલનારા મુસલમાનો શુદ્ધ રૂપે બોલતા હશે, અને બધા હિંદુઓએ તેને અપભ્રંશ કરી નાંખ્યો હશે. અમારા વિચાર પ્રમાણે તો એવે પ્રસંગે આ નિયમ લાગુ ન પાડવો જોઇએ; અને તેથી ઉપલા નિયમમાં વર્ગની જોડે સૌન્ય વિશેષણ વધારીએ, તો એ નિયમ સંપૂર્ણ થાય.

યાદ રાખવું કે આ પહેલો નિયમ થોડા ફેરફાર થએલા શબ્દોનેજ લાગે છે. ઘણો ફેરફાર થયો હોય, ત્યાં તો મૂળમાં "સ છે કે" શ છે, હ્રસ્વ છે કે દીર્ઘ છે વગેરે કાંઇજ જોવાનું નથી. ત્યાં તો અપભ્રંશ શબ્દનાં જે નિયમો નીચે આવે છે તેજ લાગુ પાડવા, અને મૂળના રૂપની કાંઇ પણ વિચાર ન કરવો.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER.

APRIL 1872

પુસ્તક ૧૨ મું. એપ્રિલ. સન ૧૮૭૨. અંક ૪ થો

ગાંઠે જાણ ગેહું ગુજ, નામ તેમ છે ગમ:—
કર ખંત મનમેળની, ખરી જોતિ ધરિ હામ.

| અનુક્રમણિકા. | પૃષ્ઠ. | Contents. | Page. |
|---|---|---|---|




( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.
( મૂલ્ય વરસે રૂ ૧, અગાઉથી )

# गुजरात शाळापत्र,

પુસ્તક ૧૨ મું. અમદાવાદ. અપ્રેલ સન ૧૮૭૨. અંક ૪ થો.


## मेघदूत काव्य.

[1]पछि ऊंचे [2]भवभुजतरुवनपर जा लपटाई, लाल.
लालचोळ रूप जुइ फूल सरखुं ताहं ते संध्याकाळ
सरस शोभतुं जोई,
शिव [3]ताँडव नृत आरंभशे गजचर्मज जाणी;
भयमुक्त [4]भवानी भाळशे तुज भक्ति वखाणी. ४२

---

[5]रणधाम रात्रे संचरती [6]कनकलताने सुझाड

---

૧. આ શ્લોકમાં શિવનું સાક્ષાત્ દર્શન વર્ણવ્યું છે. કવિ એમ ધારે છે કે શિવજી ક્ષીપ્રાતીરે પોતાના પ્રચંડ સ્વરૂપે જ્યાં વાસ કરીને સંધ્યાવંદન કરવા ઉભા છે.—૨. શિવ શિવના હાથ રૂપી વૃક્ષના વનમાં તું લપટાઇ જા, એમ મેઘને કહે છે.—૩. શિવ સંધ્યાકાળે હમેશા તાંડવ નૃત્ય કરે છે એ વાત જગપ્રસિદ્ધ છે. પહેલાં હાથીનું રૂપ ધરી આવેલા એક રાક્ષસને માર્યો હતો તેનું લોહીએ નીતરતું ચામડું હમેશાં એ તાંડવ નૃત્યની વખતે શિવ ઓઢે છે. તેના ને સંધ્યાકાળે આજયોગ થયેલા વાદળાની સુરખીનો કરાને યક્ષ કલ્પના કરે છે કે "હે મેઘ, તું ગજ ચર્મજ છે એમ જાણી શિવ તાંડવ નૃત્યનો આરંભ કરશે, અને પાર્વતી જે પેલા ગજ ચર્મથી બીહીતાં હતાં તે તારી ભક્તિના વખાણ કરીને તારી તરફ હેતે જોશે." કહેવાની મતલબ એ કે પાર્વતીને તું ભય મુક્ત કરીશ તેથી તારી એ ભક્તિ જોઇને તે ઘણાં તારા ઉપર પ્રસન્ન થશે.—૪ ભવાની, ભવની સ્ત્રી, પાર્વતી.—૫. રમાડનાર—પિયુ—ધણીનું ઘર, સાસરૂં. એ નાયિકાને પરકિયા ગણી શકાય, પણ જ્યાં સારો અને આપણી રૂઢીને અનુસરતો અર્થ નીકળી શકે ત્યાં તેજ લેવો એ વધારે સારૂં છે.—૬. સોનાની વેલી, ચંપકવર્ણી સ્ત્રી.

राजमार्गमां भूमि चाल्यानी, करि विजनो चमकाट-
जाणे कोधि कसोटी !
शुं अंधारुं आ! सोय तो खरे खुंचि रहे रे!
रखे वरशि के गाजि व्हिवाडतो ते व्याकुल छे रे! ४४

वासो रहेजे विशाळज नगरे उंचां छजांपर रात,
ज्यांह कपोतो छेय सुतां त्यां, तारी विद्युत साथ
थाकि जे खूब खेलंतो.
पण दिनकर दीठो, के उठी करजे कुच व्हाणे;—
जे मित्रनुं माथे काम ते क्यम आळस आणे?, ४५

---

૧. અહીઆં મેઘને ઉજ્જન શહેરમાં જવાનું કહે છે, અને તેના સાથે સાંભરી આવેછે કે બિચારી પ્રેમગરી તરૂણીઓ સાચારે જતી હશે તેનું એ વરસાદના અંધારામાં શું થશે! રાજમાર્ગ કહ્યાથી તે સ્ત્રીઓની શુદ્ધ વૃત્તિ અને અંધારાનું અતિશયપણું જણાય છે. ઘણો વરસાદ પેરાય ત્યારે વીજળીના ચમકારા સ્વભાવિકજ છે, અને તેથી કવિ ઉત્પ્રેક્ષા કરીને તેને માર્ગ બતાવવાને તું એમ કર એવું કારણ કલ્પે છે.—૨. "સુબાડ"નું કર્મ છે. તે સ્ત્રીઓને કનકલતાની ઉપમા તો ઉપર આ ભાષાંતરમાં આપીજછે. ચંપકવર્ણીસ્ત્રીના મુખ ઉપર વીજળીનો પ્રકાશ પડશે, ત્યારે તે કેવું દેખાશે કે જાણે કોઇ સોનાની કસોટી કરતું નહિ હોય, કેમકે તે વખતે સોનાનો ઝળકાટ વળી વધારે દેખાય છે.—૪. આ ઠેકાણે યક્ષ જાણે તે જાતે જોતોજ હોય એમ બોલે છે.—૫. કહે છે કે આ અંધારૂં એટલું છે કે જો એમાં સોય ઘોંચી હોય તો તે પણ ખુચી રહે. એ અતિશયોક્ત્યલંકાર થયો. એના જેવોજ કાંઇ એક અલંકાર મિલ્ટન કવિએ એક ઠેકાણે લખ્યો છે તે ઉપર ઇંગ્રેજી ટીકાકારો બહુ ફીદા થઇ જાયછે, પણ સુચિભેદ્ય એ વાક્ય તો હીતોપદેશ સરખા પુસ્તકમાં પણ અહિંયાં તો સાધારણ છે.

'खेद उच्छेदन 'खंडितानो करवानो आ काळ;

न रोक रविने:—'ते पण, रोतां जाणि नलिनि प्रेमाळ,

रे! कर कोटि प्रसारी

मुखकमळथि दवरूप अश्रु हरवाने धाए!

अवरोध तणो अपराध तो नहि नानो थाए! ४६

———

सहज सुभागी स्नेहमां, तुज सहज सलूणी मूर्त

---

૧ જેનો પિયુ બીજી સ્ત્રી ઉપર આસક્ત થઈને રાત્રે બહાર પડી રહે છે તેને રસશાસ્ત્રમાં ખંડિતાનાયિકા કહે છે. તે પુરૂષમાં જો દક્ષતા હોયછે, તો સવારે આવીને તેનું સમાધાન કરે છે. તેથી યક્ષ કહેછે કે "આ વખત (એટલે સવાર) ખંડિતાનું દુઃખ નિવારણ કરવાનો છે; તેથી તું આ કાળમાં ઘેરાઇ રહીને સુરજને ન રોક, કેમકે હજી રાત છે એમ સમજીને પેલો ધણી ત્યાં પડી રહેશે અને બિચારી ખંડિતાને વધારેવાર રોયાં કરવું પડશે." —૨. તે. સૂર્ય. ભાવાર્થ.—"બીજા ધણીઓ તો શું? પણ એ સુરજ પોતેજ પોતાની પ્રેમ રાખનારી નલિનિ વિયોગથી રોય છે એમ જાણીને' કરોડો હાથ લાંબા કરીને તેનું મુખ જે કમળ તેનાઉપરથી ઝાકળરૂપી આંસુને લૂછી નાખવાને દોડે છે; એ વખતે એને અટકાવવાથી જે અપરાધ થશે તે કાંઇ નાનોસૂનો ન જાણજો." મતલબ કે તારે હમણાં ઉજ્જનમાંથી જવુંજ જોઇએ.—૩. કમળનું આડ. કમળ સાથે સૂર્ય પ્રીતિ રાખે છે એ કવિકલ્પિત વાત સૌને જાણીતી છે.—૪. એનો અર્થ હાથ તેમજ કિરણ એમ પણ થાયછે, અને એ બંને અર્થ અત્રે ચાલશે.—૫. મૂળમાં પ્રકૃતિસુભગ એવું સંબોધન મૂક્યું છે. હવે "સુભગ" ના સુંદર અને ભાગ્યશાળી એવા બે અર્થ થાયછે તે બંનેનો ભાવ આ ચરણમાં રાખ્યો છે.

गंभीरा निर्मळे अंतरमां धारे, त्यारे धूर्त
थई न निराश तुं करतो.
ऊछळता चपळ सफरीतो जाणे नयन निशोरा!
छे कुमुद सरीखां ऊजळां प्रेमीने प्यारां! ४७

---

तीररूपी जघाथी खसियुं काळुं जळपटकूळ;
नेतरजाळरूपी कर झाली जावादे न, सनूळ,
तेम तने न जवादे;
कटिखिळ उघाडी ओ! थई! शी आशा हावी!
रसज्ञाण कोण समरथ छे रे आ वेळा जावा! ४८

---

૧. એ નદી માળવામાં હશે. આ ઠેકાણે એ નદીને ઉત્તાનનાયિકા કલ્પી છે. જેમ કોઈ કુમારિકા પોતાના શુદ્ધ અંતઃકરણમાં પોતાના પ્રીતમની છબી ધારણ કરે છે તેમ મેઘને જોઈને ગંભીરા નદી પોતાના નિર્મળ અંતરમાં તેની મૂર્ત્તિ ધારણ કરશે, એટલે તેમાં તેનું પ્રતિબિંબ પડશે.—૨. એનો મૂળ અર્થ નદીને, અને લાક્ષણિક અર્થ નાયિકાને લાગુ પડે છે.—૩. એક જાતની નાની ચપળ ધોળી માછલીઓ. એનું આમ તેમ કુદવું તેને કવિ આંખના પલકારા કલ્પે છે. પ્રેમાસક્તપણાનું ચિત્ર સંપૂર્ણ કરવાને આ ઉત્પ્રેક્ષા કીધી છે.—૪. કટાક્ષ.—૫. નદીના ઉપર વાદળની છાયા પડ્યાથી તેનો રંગ એવો દેખાય છે કે જાણે તેણે કાળું પટકૂળ પહેર્યું હોય. પછી ઝુરતજ વાદળું પોતાના સ્વભાવ પ્રમાણે ખસવા માંડે ત્યારે કિનારા તરફથી તે પાણી પાછું ઉજળું દેખાવા લાગેજ. તે ઉપર કલ્પના કરીને કવિ પાછલું ચિત્ર કાયમ રાખીને આ શ્લોકમાં જોડે છે. નેતરમાં લાંબ લાંબે હાથ હોય અને પેલું લૂગડું પાડી રાખ્યું હોય એવી નીચી ઉત્પ્રેક્ષા કીધી છે.

'देवगिरि जवुं होय, तो जो आ हाजर शितळ-पवन,
गजनसोरांमां मधुरध्वनि करवतो मनमोहन,
ऊंबर फळने पकवतो,
नथि वांक ऐमां, तृप्त थइ तुंथी धरती,
कहे दास, सुवासित श्वासरे रोम रोमे झरती. ४९

---

नित्य वसे त्यां स्कंद स्वामी–शशिशेखरनुं तेज
सोंप्युं सुरगण रक्षण अर्थे हुतवहमुख ते एज !
सूर्यथि अधिक प्रतापी !

---

૧ માળવાના મધ્ય ભાગમાં ચંબલની દક્ષિણે કોઇ જગા છે. તેજ એ હશે. મેઘનો માર્ગ જે ઉજ્જનથી મરડું કરીને બરાબર ઉત્તર દિશામાંજ રાખ્યો છે તે માર્ગમાંજ એ આવે છે. આ પર્વત ઉપર કાર્તિકેય ,સ્વામીનું દહેરૂં હશે અને મહાભારતના વખતમાં ઘણું પ્રખ્યાત હશે, કેમકે નહિતો કાળીદાસ તેનું વર્ણન કરે નહિ.—૨ સુગંધનો લોભ રાખનારા જે હાથીઓ તેના નસકોરામાં ઘણો સુંદર અવાજ કરાવનારો અને ઉંબરફળને પકવનારો શિતળ પવન હાજર છે; તારે દેવગીરી જવું હોય તો તૈયાર થા. વરસાદ પેહેલ વેહેલો પડે છે ત્યારે પૃથ્વીમાંથી સુગંધ છુટે છે એ સૌ જાણે છે, અને હાથીને સુગંધ ઘણી પસંદ હોવાથી તે નસકોરાંએ વાસ બહુ સવાને ફુંફાડા મારે છે.—૩ એ પવનમાં સુગંધ છે તે લેવામાં કાંઇ કોઇનો વાંક ગણવાનો નથી, કેમકે તારાથી 'સંતૃપ્ત થએલી ધરતી હાશ કહેતાં રોમરોમ સુવાસિત શ્વાસ ઝરે છે તેજ એ સુગંધ છે.—૪ કાર્તિક સ્વામી ઇંદ્રનો સેનાપતિ.—૫ શિવ.—૬ વીર્ય—૭ હોમેલું ગ્રહણ કરનાર,' અગ્ની.—૮ તેજનું વિશેષણ, દેવની સેનાનું રક્ષણ કરવા સારૂ સૂર્યથી પણ અધિક તેજસ્વી જે પોતાનું વીર્ય તે મહાદેવે અગ્નીના મોઢાંમાં મૂકી દીધું તેજ એ કાર્તિક સ્વામી. પુષ્પ અને તે પછી ફુલવરસું એ શબ્દો શુદ્ધોક્તિ સૂચવે છે. તેજ કહેવાનું કારણ એકે મહાદેવ અને એમાં જુદાઈ રેહ સિવાય પરસ્પર કાંઈ ફેર નથી.

तेमाटे, मेघ, तुं पुष्पमय आकाश बनीजा !
पड धारे धारा पुष्पनी गंगाजळ भिंज्या ! ५०

---

पडघा पडता प्हाड उपर पछि गगाडि मृदंग वगाड,
वाहन थनथन नाचशे, जेनुं पींछुं पार्वति मात
ज्योति कुंडळे झळकतुं
दळ कमळनुं कहाडी घालेरे उचकीने काने,
शिरशशिथि शिवे अजवाळ्यारे जेना डोळाने ५१

---

૧ "કાર્તિક સ્વામી એવા છે માટે, હે મેઘ, તું તારું સ્વરૂપ ફેરવીને ફૂલનું વાદળું થઈજા, અને પછી (આકાશની) ગંગાના પાણીમાં ભીંજેલાં એવાં જે તે ફૂલ તેની તું ધારા થઈને એ દેવના મસ્તક ઉપર અર્પણ થા" પોતાનાજ દેહને અર્પણ કરવો એ શિવ પૂજનની વિધિમાં ઉત્તમ મનાય છે. એમાં પુષ્પમય આકાશ, અને ગંગા જળમાં ભીંજેલાં ફૂલની ધારા એ બે ચિત્ર ઘણાંજ મનોહર છે. મેઘને સઘળા રૂપ ધારણ કરનારો ગણ્યો છે એટલે આ કલ્પના કલીષ્ટ પણ લાગતી નથી—૨ પાહાડમાં ઘનગર્જના પરે મૃદંગની પેઠેજ વાગ્યા કરે તેવી ગર્જના કરી મૃદંગોપાસના કરવાનું કહે છે.—૩ કાર્તિક સ્વામીનું વાહન. મોર. ગર્જના સાંભળીને પોતાના સ્વભાવ પ્રમાણે મોર નાચશે. ઉપર પુષ્પનો વરસાદ વરસાવ્યો અને અહીંયાં કવિ મોરના ટોળાને મૃદંગના અવાજ સાથે નાચતા આપણી આંખ આગળ ઉભા કરે છે એ કવિના ચિત્રમાં શી મણા!—૪ જે મોરનું પીંછું જ્યોતિ કુંડળે ઝળકતુ પાર્વતી, પુત્રના વાહનનું છે એમ જાણી, ઉચકીને કમળદળને ઠેકાણે કાનમાં ઘાલે છે, અને જે મોરના ડોળાને શિવે પોતાના કપાળમાંના ચંદ્રને અજવાળે પ્રકાશિત કીધા છે-તે.

# जोडणीना नियमनुं अर्थग्रहण.

(પાછલા અંકનું સાંધણ.)

૨. "અસલ અને ચાલતા ઉચ્ચારમાં ઘણો ફેર હોય, તો ચાલતા ઉચ્ચાર પ્રમાણે શબ્દ લખાવા; જેમ માર્ગશિર્ષને બદલે માગશર, ક્ષેત્રને બદલે ખેતર, ગૃહને બદલે ઘર."

પહેલા નિયમમાં આપણે થોડા ફેરનો અર્થ મુકરર કર્યો છે એટલે ઘણો ફેર કોને કહેવો એ સમજવું મુશ્કેલ નથી. ઉપર જે ફેર બતાવ્યો તેના કરતાં જે વધારે, તેને ઘણો ફેરફાર ગણવો એ ખુલ્લુંજ છે.

પણ એ ઘણો ફેરફાર અભણની ભાષામાં થએલો હોય તો તે કાંઇ આ નિયમ નીચે આવતો નથી. ઘણા લોક શબ્દને ઠેકાણે સબદ, ગ્રહને ઠેકાણે ઘરે વગેરે બોલ્યાજ જાયછે, પણ એ ઉચ્ચાર આપણે કદીએ માન્ય કરી શકવાના હતા! આ વાત સઘળા નિયમોને લાગુ પડે છે એમ જાણવું, અને જ્યાં બોલાતો હોય એમ લખ્યું હોય ત્યાં માન્ય વર્ગમાંજ બોલાતો હોય એમ સમજવું. આ વિચાર વારંવાર સઘળા નિયમો ઉપર આપવાની અમને જરૂર દીસતી નથી. માટે હવે પછીના સઘળા વિવેચનમાં આ વાત લક્ષમાં રાખીને અમે બોલીએ છીએ એમ જાણવું.

હવે આ નિયમનો અર્થ તો ચોખ્ખો થયો, પણ હજી એક મોટી તકરાર બાકી છે. શું આવે પ્રસંગે આપણે અપભ્રંશ રૂપજ કબુલ કરવું, અને શુદ્ધ બોલનારને ગુજરાતીમાં અશુદ્ધ બોલો છો એમ કહેવું? માર્ગશિર્ષ ન બોલવું એમ કહ્યું તે તો ઠીક છે, કેમકે ગુજરાતી વિદ્વાનોમાં પણ એવું તો કોઇજ બોલતું હશે; પણ શું એ નિયમને અનુસરી આપણે ભાદ્રપદ, આશ્વિન, વગેરે શુદ્ધોચ્ચારણ કરનારને ખોટા કહેવા? શું સોનાને સુવર્ણ કેહવા ન દેવું? કુવાને કૂપ, વાજને વાદિ, અચરજને આશ્ચર્ય, રાતને રાત્રી, સુરજને સૂર્ય, નાચને નૃત્ય, વગેરે જે શબ્દના બન્ને રૂપમાં ભાષામાં ચાલે છે તેનું શું કરવું? એમાંથી અપભ્રંશ રૂપજ કબુલ રાખવું એવો કમિટિનો વિચાર હોય એમ અમને લાગતું નથી, કેમકે આશ્ચર્ય, સૂર્ય વગેરે કેટલા શબ્દ વાંચનમાળામાં જ દાખલ કીધા છે. એ નિયમનો જે ઉપલક અર્થ આ નિકળે છે તે જો કબુલ કરીએ તો આપણા જૂના અને નવા સઘળા

तेमाटे, मेघ, तुं पुष्पमय आकाश बनीजा !
पछ धारे धारा पुष्पनी गंगाजळ भिंज्या ! ५०

---

पडघा पडता प्हाड उपर पछि गगडि मृदंग वगाड.
वाहन षनशंन नाचशे, जेनुं पीछुं पार्वति मात
ज्योति कुंडाळे झळकतुं
दळ कमळनुं कहाडी घालेरे उचकीने काने,
शिरशशिथि शिवे अजवाळ्यारे जेना डोळाने ५१

---

૧ "કાર્તિક સ્વામી એવા છે માટે, હે મેઘ, તું તારૂં સ્વરૂપ ફેરવીને ફુલનું વાદળું થઈજા, અને પછી (આકાશની) ગંગાના પાણીમાં ભીંજેલાં એવાં જે તે ફુલ તેની તું ધારા થઈને એ દેવના મસ્તક ઉપર અર્પણ થા" પોતાનાજ દેહને અર્પણ કરવો એ શિવ પૂજનની વિધિમાં ઉત્તમ મનાય છે. એમાં પુષ્પમય આકાશ, અને ગંગા જળમાં ભીંજેલાં ફુલની ધારા એ બે ચિત્ર ઘણાંજ મનોહર છે. મેઘને સઘળાં રૂપ ધારણ કરનારો માન્યો છે એટલે આ કલ્પના કંઈ છૂટ પણ લાગતી નથી—૨ પાહાડમાં પડઘા ગર્જનાના ખરે મૃદંગની પેઠેજ વાગ્યા કરે છે તેથી ગર્જના કરી મૃદંગોપાસના કરવાનું કહે છે.—૩ કાર્તિક સ્વામીનું વાહન મોર. ગર્જના સાંભળીને પોતાના સ્વભાવ પ્રમાણે મોર નાચશે ઉપર પુષ્પનો વરસાદ વરસાવ્યો અને અહીંયાં કવિ મોરના ટોળાને મૃદંગના અવાજ સાથે નાચતા આપણી આંખ આગળ ઉભા કરે છે એ અજિત ચિત્રમાં શો મણા?—૪ જે મોરનું પીછું જ્યોતિ કુંડળે ઝળકતું પાર્વતી, પુત્રના વાહનનું છે એમ જાણી, ઉચકીને કમળખળને ઠેકાણે કાનમાં ઘાલે છે, અને જે મોરના ડોળાને શિવ પોતાના કપાળમાંના ચંદ્રને અજવાળે પ્રકાશિત કીધા છે-તે.

ગરજતા જોઈએ, અને તેને માટે આ નિયમ જે તેઓએ બાંધ્યો હતો તે બરાબર વાજબીજ હતો. કદાપિ એ વાત ખરીછે કે છઠ્ઠી ને સાતમી ચોપડીમાં ભાષા વધારે ચડતી લેવી જોઈતી હતી, તોપણ સામાન્ય રીતે જોતાં એ નિયમ કોઈ રીતે વાંધો કહાડવા જેવો નથી. જે ઠેકાણે વાચનમાળામાં એ નિયમનું ઉલ્લંઘન કીધું છે, એટલે સૂરજને ઠેકાણે સૂર્ય, અચરજને ઠેકાણે આશ્ચર્ય વગેરે જે શુદ્ધ રૂપ લખ્યાં છે, તે ઠેકાણે તે કોઈને પણ નાંપસંદ પડે એમ અમને લાગતું નથી. એથી ઉલટું ઘણા એકનો વિચાર તો એમછે કે એથી પણ ભાષાનો ચઢાવ ઉપલી ચોપડીઓમાં રાખવો જોઈતો હતો. માટે એ તો હવે નિર્વિવાદ સિદ્ધ થયું કે એ નિયમ કમિટીએ પોતાનેજ સારૂ બાંધ્યો હતો, અને એમાંથી વિરૂદ્ધ કોઈ ઠેકાણે કીધેલું જણાયછે ત્યાં સમજીનેજ તેમ કીધું છે.

આ નિયમ ખરેખરૂં જોતાં તો જોડણી લખનારને તો કામનોજ નથી, કેમકે એને તો જે લખાવે તે લખવાનું કામ છે. તે છતાં કોઈ પ્રસંગે ગુંચવણ પડે એમ ધારી આ વિવેચન અમે કીધુંછે, અને તે કમિટીએ પોતાને સારૂ જ એ નિયમ બાંધ્યો છે એ વાત આઘી મૂકી એક સર્વોપયોગી નિયમ તે ઉપરથી કહાડીએ તો આ પ્રમાણે નીકળે છે.

जो कोइ शुद्ध रूपे अने कोइ घणा अपभ्रंशरूपे एक शब्दने बोलता होय, तो ते शब्दने बेमांथी मरजीमां आवे ते रीते लखवो.

૩૦ શુદ્ધ સંસ્કૃત કે ફારશી શબ્દ આવે તો તેને અસલ પ્રમાણે લખવા; જેમકે સૂક્ષ્મદર્શક, દૂરબીન.

અહિયાં પહેલા સવાલ એ ઉઠે છે કે મૂળ ભાષામાં લખાતો હોય તે પ્રમાણે, કે મૂળ ભાષામાં બોલાતો હોય, તે પ્રમાણે કોઈ શબ્દ લખવો? આ નિયમની શબ્દ રચના ઉપરથી એકે અર્થ સ્પષ્ટ નીકળતો નથી. પણ કદાપિ ખેંચી તાણીને કહાડવા જઈએ તો "લખાતો હોય" એવો અર્થ નીકળે ખરો. પણ એ બેમાંથી કયો અર્થ વાંચનમાળામાં અમલમાં આવ્યો છે એ આપણે નિશ્ચય કરી શકીએ ત્યારેજ આ નિયમનો અર્થ સ્પષ્ટ થાય.

સંસ્કૃત શબ્દમાં આ વાંધો લેશમાત્ર નડતો નથી, કેમકે એ ભાષામાં તો ચોખ્ખી વાત છે કે બોલવું તેવું લખવું, ને લખવું તેવું બોલવું. ફારશી

શી લખવામાં ઘણે ઠેકાણે બોલવા કરતાં જૂદું લખાય છે ખરૂં, પણ તે માત્ર લખનારનું આળસ, ભૂલ, અથવા ફૂહડાઇ ગણાયછે. જેમ બોડીઆ અક્ષરવાણીઆઓ ઉત્તર ગુજરાતમાં લખે છે તેમજ એ જાણવું. એ પ્રમાણેજ લખવું તે શુદ્ધ એમ કોઇ કહેતું નથી. તેમજ ફારશીમાં લિપિના નિયમ ચોખા છે અને તે બરાબર ઉચ્ચારને અનુસરતા છે. તેથી ફારશી શબ્દને પણ આ નિયમ લાગુ પાડતાં કાંઇ હરકત નથી. હરકત માત્ર બધી ઇંગ્રેજી શબ્દોમાં આવી પડે છે. એ શબ્દોમાં કયો નિયમ પાળ્યો છે તે આપણે વાંચનમાળા જોઇને શોધી કહાડવું જોઇએ છે. એશિઆ શબ્દમાં જે "આ" લખાયછે તે ઇંગરેજીમાં 'ઇ' છે તે ઉપરથી. પણ જો જોડણીજ કબુલ રાખવી, અને ઉચ્ચાર તરફ ન જોવું. એમ હરેતો, એડિનબરો, મોંબાક. વગેરે શબ્દનાં જે રૂપ ચોપડીઓમાં જોવામાં આવે છે તે ક્યાંથી આવ્યાં? આગારા જોવામાં તો એમ આવે છે, કે વાંચનમાળાની જોડણી અનિશ્ચિત તો છેજ પણ તેના ઉપર આધાર રાખી શકીએ, તો તેનું વળણ ઉચ્ચાર તરફ જણાય છે. માટે અમે એનો પેટા નિયમ આ પ્રમાણે કહાડીએ છઇએ.

अ. जे भाषामां उच्चार अने जोडणी एक सरखां नहोय त्यां उच्चार प्रमाणे लखवुं.

આ ત્રીજા નિયમને ઘણા અપવાદ લાગતા હોય એમ જણાતું નથી. થોડાજ દાખલામાં એ નિયમ પડતો મૂક્યો હોય એમ લાગે છે. સંસ્કૃતમાં કેટલાએક શબ્દને અંતે વ્યંજનો આવેછે જેમકે વિદ્વાન્; બુદ્ધિમાન્ જગત્ વગેરે, ગૂજરાતીમાં એ શબ્દોનું ઉચ્ચારણ પણ વ્યંજનાંતજ થાયછે, અને તેઓ ખરેખરા આ નિયમ નીચે આવે છે; પણ ચોપડીઓમાં કોઇ ઠેકાણે મૂળ પ્રમાણે જોડણી કીધી નથી. બાજા ગ્રંથકારો પણ ઘણું કરીને વ્યંજનાંત શબ્દ લખવાનો કેવળ અભાવજ બતાવે છે. કદાચિત્ અને અર્થાત્ શિવાય થોડાજ શબ્દમાં કોઇને છેલ્લો અક્ષર ખોડો કરતાં અમે દીઠો છે. પ્રાકૃત ભાષાનો એક ઉત્સર્ગ પણ એવો છે કે હલંત શબ્દ સ્વર સહિત લખાય. માટે આ બધી વાતનો વિચાર કરતાં અમારો નિશ્ચય થાય છે કમિટીએ ત્રીજા નિયમનો આ એક અપવાદ કબુલ રાખ્યો છે. એ અપવાદ કબુલ રાખવાનું એક બીજું પણ કારણ મળી આવે છે. ગુજરાતીમાં દેવ, રાગ, વગેરે પ-

ણા શબ્દનો ઉચ્ચાર છેલ્લો અક્ષર જોડો હોય એ પ્રમાણેજ થાય છે, અને તેથી એમ વિચારવામાં આવ્યું હશે કે જેમ આવા ઘણાં હલંત ઉચ્ચારમાં સ્વર લખવા છતાં ઉચ્ચાર તો હલંતજ થાયછે, તેમ ખરા હલંત શબ્દમાં સ્વર મેળવીને લખીશું તોપણ તેનો ઉચ્ચાર તો કરવો જોઇએ તેમજ થશે, અને એમ છે ત્યારે લિપિમાં જાણી જોઇને નકામી ગુંચવણ શું કામ નાખવી! હવે પછીના લોકો આ ધારણા કબુલ કરશે કે નહિ એ શક ભરેલું છે, કેમકે વ્યુત્પત્તિ જ્ઞાન દેશમાં દિન પર દિન વધતું જાય છે, અને વખતનું વળણ શુદ્ધ સંસ્કૃત શબ્દો લખવા તરફ સ્પષ્ટ જણાય છે. તે છતાં હાલ દેશમાં ચાલે છે તે તરફ જોતાં અને વાંચનમાળામાં જે પદ્ધતિ પકડી છે તેનું પ્રપકારણ કરતાં આપણા કામને માટે તો આ પેટા નિયમ કહાડી શકાયછે.

ब. व्यंजनांत शब्दो तो शुद्ध रूपे बोलाता होय,तो ए तेमां'अ' मेळवीनेज लखवा.

બારીકીથી કામ કરવા જઇએ તો તો આટલા ખુલાસા સાથે પણ આ નિયમને અમલમાં આણતા ઘણી ગુંચવણ માલમ પડે. કેટલા ઉચ્ચારણો આપણને એવા માલમ પડશે કે તેનાં ચિન્હજ આપણી લિપિમાં નથી. મોરપક્ષી ને આંબાનો મોર, કોઠીનું ઝાડ ને દાણા ભરવાની કોઠી વગેરે કેટલાએક ગુજરાતી ઉચ્ચારણોનો આપણી લિપિમાં સમાવેશ થઇ શકતો નથી, તો આરબી કે ઇંગ્રેજી ભાષાના ઉચ્ચારણો આપણે આ નિયમ પ્રમાણે શી રીતે બરાબર લખી શકવાના હતા! આવે પ્રસંગે આપણે આપણા આ નિયમને ઢીલો મૂકવાની જરૂરછે, અથવા એમ પણ બચાવ કરી શકાય કે તે શબ્દ આપણી ભાષામાં આવ્યા પછી જૂદા ઉચ્ચારણનો થઇ ગયો છે, અને તેથી આપણે તેના મૂળ રૂપ પ્રમાણે લખવાને બિલકુલ બંધાએલાજ નથી. એ પણ ખરી વાતછે કે એક ભાષાની લિપિનું કામ કાંઇ બીજી ભાષાના ઉચ્ચારણો લખવાનું નથી, અને એ કામ જો તે ન કરી શકે તો કાંઇ તેનો તેમાં જરાએ દોષ ગણાય નહિ. દુનિઆની બધી ભાષાનાં ઉચ્ચારણોનાં ચિન્હ કદી પણ આપણે આપણી લિપિમાં આણી શકીએ નહિ, અને તે આણવા જવું એ આપણું કામ પણ નથી. એ ને "ઓ" ના જે બે ઉચ્ચાર આપણી ભાષામાં ચાલેછે તેને માટે નવા

ચિન્હ કરવા કે પહેલાં ચાલતા હતા ને હમણાંજ આપણે વિસારી મૂક્યાં છે તેને પાછાં તાજાં કરવા એ જૂની વાત છે. ગુજરાતી લિપિમાં "ઇ" "ઉ" ને "ઋ" ના હ્રસ્વ ને દીર્ઘ રૂપમાં તો ભેદ રાખવાની જરૂર છે. અને કેટલાએક ગ્રંથકારો એ ભેદ તો પોતાના લખાણમાં રાખે પણ છે. એ ભેદ લિપિમાં બતાવવો એ કાંઇ અઘરૂં કામ નથી.

આપણી લિપિમાં પરભાષાના ઉચ્ચારણો સમાય તે રીતેજ આ નિયમ લાગુ પાડવો એ આપણે ઉપર સિદ્ધ કીધું. હવે માત્ર એટલુંજ કહેવાનું રહ્યું છે કે કયા નવા ઉચ્ચારને માટે આપણી લિપિનો કયો અક્ષર વાંચનમાળામાં કબુલ રાખ્યો છે. એ બાબતના ઉચ્ચારમાં કાંઇક મતભેદ ચાલે છે. કેટલા મૂર્ધન્ય ને કેટલા દંત્ય અક્ષર લખે છે. આપણી ચોપડીઓમાં મૂર્ધન્ય કબુલ રાખ્યો છે, અને અમારા કાનને પણ એજ વધારે પસંદ પડે છે. મરાઠી ટ્રૅન્સલેટર, અને તેનું દેખાદેખી થોડા એક ગુજરાતી લખનારાઓ દંતસ્થાની અક્ષર વાપરે છે. પણ આપણે તો વાંચનમાળાનો રિવાજ કબુલ કરવો જોઇએ. બીજા કેટલાએક ઉચ્ચારણને માટેજ ઠેક આવો નિર્વિવાદ તો નહિ પણ કાંઇએક નિયમ હાથ લાગે છે ખરો. એ બધાનો સાર નીચેના પેટા નિયમમાં અમે સમાવીએ છઇએ. એ અંગરેજી ઉચ્ચારણને માટેજ ફક્ત છે. સંસ્કૃતમાં કાંઇ પંચાત નથી, અને ફારશી ઉચારણો આપણાં જેવાં છે અથવા તેને આપણે તેવાં કરી નાખ્યાં છે.

क. T નો ટ, D નો ડ, Z નો ઝ, ટુંકા A નો આ, Olyde જેવા શબ્દમાં ક્લાઇડ; અને Point માં પાઇંટ એ પ્રમાણે લખવું.

આ ઉપનિયમના છેલ્લા ભાગમાં એટલે "આઇ" ના ઉચ્ચારમાં કાંઇક તકરાર છે. કોઇ ઐ, ને કોઇ આઇ લખે છે. એમાં "આઇ" જ વધારે પસંદ કરવા લાયક છે એમ અમે કહી શકતા નથી, પણ કમિટીનો વિચાર એ પ્રમાણેનો અમારી નજરે આવે છે.

એક બીજી તકરાર પણ આ નિયમને લગતી કહેવાની રહી જાય છે. કેટલાએક અંગરેજી શબ્દોની વચમાં હલંત અક્ષર આવે છે, અને તેને ઘણે ઠેકાણે અકાર સહીત લખેલો જોઇએ છઇએ. એ બાબત વાંચનમાળામાંથી કાંઇ ખુલાસો મળતો નથી; કેમકે કોઇ ઠેકાણે આમ ને કોઇ ઠેકાણે એમ લખેલું છે. પણ અમે ધારીએ છઇએ કે અહીંયા તો કંઇ

ઝૂટ તેનાની જરૂર રહેતી નથી, સ્કાટ્લંડ નહિ પણ સ્કાટ્લંડજ લખવુ. અક્ષર જોડવા અઘરા પડે છે માટે અને બીજા પણ કાંઇક કારણને લીધે એવ ઠેકાણે તે અક્ષર જોડવાનો રિવાજ રાખ્યો હોય તો વધારે સારૂં-

(અપૂર્ણ.)

---

## કેળવણી ખાતાની ખબર.

તા૧અક્ટોબર સને ૧૮૭૧થી તા૩૧ ડીસેંબર સ ૧૮૭૧ સુધીમાં આ ભાગમાં નીચે મુજબ ઇનામ અપાયું.

૧-૦-૦ ચોઇલાની નિશાળમાં અમદાવાદ જીલ્લાના નેટિવ આસિસ્ટંટ સુપ્રીનટેન્ડેન્ટ બ્યાહ્રસીનેટરે આવી પરીક્ષા લેઇ છોકરાઓને મીઠાઇ વેંહેચી.

૧-૦-૦ મોજે પેરણા તાબે અહમદનગરની નિશાળમા આજમ વહીવટદાર જમીયતરામ આદીતરામ તથા મોજણીદાર રામચંદ્ર તથા બીજાસ્કુલ કમીટીના મેમબરો મળી પરીક્ષા લેઇ રૂપીઆ એકની મીઠાઇ વેંહેચી.

૧-૦-૦ ધનોળની નિશાળમાં ત્યાના જપતીદારે તથા સ્કુલ કમિટીના મેમબરોએ મળી તા.૬ અક્ટોબર સને ૧૮૭૧ના રોજ પરીક્ષા લેઇ રૂપીઆ એકનાં પતાસાં વેંહેચ્યા

૧-૦-૦ મોજે હડીઓલ તાબે અહમદનગરની નિશાળમા ત્યાંના વહીવટદાર આજમ જમીયતરામ આદીતરામે તથા ત્યાંના તથા ધઢોડાના સ્કુલ કમિટીના મેમબરોએ મળી પરીક્ષા લેઇ રૂપીઆ એકની મીઠાઇ વેંહેચી, તા૭-૧૦-૭૧

૯-૧૪-૮ અહમદનગર તાબે ધડરની નિશાળમાં ત્યાંના વહીવટદાર આજમ જમીયતરામ આદીતરામે તથા ત્યાંના પોષ્ટમાસ્તરે પરીક્ષા લેઇ ઇનામ છોકરાં તથા છોકરીઓને રૂપીઆ નવ ચૌદઆના ને આઠપાઇનુ તા૨૫-૧૦-૭૧ ને રોજ વેંહેચ્યું

પાલણપુર ઇલાકાની નિશાળોમાં ઇનામ અપાયું તેની યાદી

૨,૦૦-૦-૦ પાલણપુરના મે, પો, સુ, ડીસ્ક્ષો સાહેબે તથા દિવાનસા-

# કેળવણી ખાતાની ખબરો.

હેમે પરીક્ષા લેઇ ઇનામ આપ્યું તેની વીગત.

૩૦-૦-૦ મેહેતાજીને ઇનામના.

૧૭૦-૦-૦ છોકરાઓને તથા છોકરીઓને ઇનામના.

૨૦૧-૦-૦ ગઇસાલના બસે રૂપીઆમાંથી રૂ૧૦૨-૦-૦ સ્કૂલ ફંડ ખાતે જમા કરયા તથા રૂ૯૯-૦-૦ ઇનામ આપ્યું.

૧૮૦-૦-૦ પાલણપુરના દીવાન સાહેબે આપ્યા તેની વિગત.

૧૦૦-૦-૦ ગુજરાતી નિશાળમાં

૫૦-૦-૦ ઇંગ્રેજી નિશાળમાં

૩૦-૦-૦ ફારશી નિશાળમાં.

૧૮૦-૦-૦

૧૦૦૦-૦-૦ પાલણપુરની નિશાળ સારૂ ત્યાંના માજી વજીર પીતાંબર હાથીભાઇએ આપ્યા તેની વીગત.

| | |
|---|---|
| ૬૦૦-૦-૦ એમના બાપના તરફના અસલના હતા તે | ૪૦૦-૦-૦ એમના તરફના હાલના |

અંગ્રેજી ભણનાર છોકરાને (ગૂજરાતીમાં પાસથઇ શીખેત)ને. પાલણપુર પોલિટિકલ સુપ્રીનટેનડેન્ટ પાર સાહેબે પાલણપુરની સ્કુલમાં સ્કોલરશીપ એક દરમાસે રૂ૫-૦-૦ ની કાઢી છે તથા ગૂજરાતી સ્કોલર સીપ દરમાસે રૂ૨-૦-૦ ની કાઢી છે

૫૩-૦-૦ રાધણપુરના નવાબ સાહેબે આપ્યા તેની વીગત.

| ૨૫-૦-૦ ઇનામખા તે આપ્યા. | ૨૩-૦-૦ સ્કુલ ફંડખાતે જમાંકરાવ્યા. |
|---|---|
| ૬-૦-૦ પાઘડીઓ ૨ વેહેચી. | ૫-૦-૦ નવાબ સાહેબના હુકમથી મેબરોએ પરીક્ષા લેઇ મીઠાઇ વેહેંચી. |
| ૫-૦-૦ મીઠાઇ. | |
| ૭-૦-૦ ચોપડીઓ. | |
| ૭-૦-૦ મેહેતાજીને સેહું તા. પાઘડી | |
| ૨૫-૦-૦ | ૨૮-૦-૦ |

૨-૪-૦ ડીમાની નિશાળમા ગઝેશ્રી. બીખાજીપંથ નારાયણરાવ તથા કસટમ ખાતાના ઇન્સ્પેકટર માણેકલાલ તથા બીજા સર્વે મેંબરોએ મળીને મીઠાઇ વેહેચી.

૨—૦—૦ ધાનેરાના નિશાળમાં ફોજદાર બળવંતરાવ નારાયણ તા. હેમરાજ મુળચંદ તથા બીજા મેંબરોએ મળીને આસરે રૂપીઆ બેની મીઠાઈ વેહેચી.

૪—૦—૦ વાવની નિશાળમા ત્યાના રાણાજી સાહેબે તથા તેમના કારભારી તથા ફોજદાર લવજી ભૂખણદાસે મળી રૂપીઆ ચાર ની મીઠાઇ વેહેચી.

૨૨—૮—૦ વારાહીની નિશાળમાં ત્યાંના ઠાકોર ઉમરખાનજી તથા ફોજદાર મયાચંદ લવજી તથા બીજા સ્કુલ કમીટીના મેંબરોએ મળી રૂપીઆ સાડીબાવીસનો ટીપ કરી તેમાથી જે ખરચ્યા તેની વીગત.

૨—૮—૦ મીઠાઇ વેહેચી ૨૦—૦—૦ સ્કુલફંડ ખાતે જમાં કરાવ્યા

૧૪—૦—૦ થરાની નિશાળમાં ત્યાંના ઠાકોર સાહેબે તથા સ્કુલ કમિટીના મેંબરોએ મળી રૂપીઆ ચૌદની ટીપ કરી તેમાંથી ખરચ્યા તેની વીગત.

૭—૦—૦ સ્કુલફંડ ખાતે જમા ૨—૮—૦ છોકરા ને ઇનામ

૪—૮—૦ મેહેતાજીને ઇનામ

૧૪—૦—૦

તથા આસરે રૂપીઆ બેની મીઠાઇ વેહેચી.

તા. ૮ ફેબરવારી સને ૧૮૭૨ મુ. પેથાપુર

JEVACHRAM SATVACHRAM.
ડેપ્યુટી એજ્યુકેશન ઇન્સ્પેકટર
મહીકાંઠા, પાલણપુર વિભાગ.

---

# गुजरात शाळापत्र,

પુસ્તક ૧૨ મું. અમદાવાદ, મે સન ૧૮૭૨. અંક ૫ મો


## मेघदूत काव्य.

एम उपासी शरवणभवने उतर तुं मारग आंन.

ओथे उभा वसि अँप्सगने गांधर्व करतां गान

वीणा भिंज्याना भयथी,

जा,रंतिदेव गोमेध बहु करनारतणीरे

साक्षात कीर्ति सरिता रूपी चंबलने तीरे. ५२

---

૧. શરના વનમાં થએલો, કાર્તિકસ્વામી, એની ઉત્પત્તિની કથા આ પ્રમાણે છે. તારકાસુર નામનો દૈત્ય અત્યંત તપશ્ચર્યા કરીને એવો બળવાન થયો હતો કે દેવતાઓનુ લશ્કર તેના આગળ ટકવા ન લાગ્યું. અંતે થાકીને મહાદેવ પાસે દેવતાઓ ગયા અને કાલાવાલા કીધા કે અમને કાંઈ ઉગારો. મહાદેવ પ્રસન્ન થઈને કહ્યું કે હું તમને યોગ્ય સરદાર આપીશ, અને બીજા કોઈ યોગે પોતાનું વીર્ય જે ખલિત થયું હતું તે અગ્નિના મોંમાં આપ્યું. અગ્નિથી તેનો પ્રતાપ સહન ન થયાથી તેણે ગંગાને સ્વાધીન કીધું. ગંગાએ શર કહેતાં બરૂના વનમાં પુત્રને જન્મ આપ્યો અને કૃત્તિકા નામની રાજપુત્રીઓએ તેનું પાલણ કીધું. કોઈ કહે છે કે સાત ઋષિપુત્રીઓ પાલન કરનારી હતી, તે ઉપરથી એનું નામ કાર્તિકેય પડ્યું, અને કૃત્તિકા નક્ષત્ર થઈને આકાશમાં રહી. —૨. બાજે—૩. કાર્તિકસ્વામીની પૂજાને અર્થે આવેલા એમ વ્યંજના કીધી છે.—૪. વીણાની તાંત ભીંજાઈ જાય તેથી રહેશતે.—૫. ભરત રાજાથી છઠ્ઠો પુરૂષ, એણે એટલા બધા ગોમેધ એટલે ગાય હોમવાના યજ્ઞ કીધા હતા કે તેમાંથી જે લોહી નીકળ્યું તેની નદી થઈ ગઈ. એ નદીનું નામ કાળીદાસે આપ્યું નથી, પણ ટીકાકાર કહે છે કે તે સરસ્વતી, જેને હાલ ચંબલ કહે છે.— ૬. બહુ ગોમેધ કરનારા રંતિદેવની જાણે નદી રૂપે સાક્ષાત કીર્તિજ હોય એવી જે ચંબલ તેને કિનારે તું જા.

[1]तस्कर श्रीकम रंगना तुं नीचो [2]नमिश जळकाज,
त्यारे ते नदिनो पट पहोळो, पण पाम्यो लघुताज[3]
[4]अति अंतरने योगे
[5]जोइ स्वर्गे उभा सुर धारशे वसुधाए विशाळा[6]
[7]स्थूळ इंद्रनील मणि [8]लळकातिरे धरि मोतिनि माळा. ५२

---

[9]ने उतरी दशपुरनी[10] स्त्रीने आनंद आपतो जा.
भ्रकुटि भ्रमण भरपूर भणेलां त्रिरंगिलोचन[11] त्यां
धनयन नाच्या[12] रहेशे.

કૃષ્ણના રંગની ચોર, એટલે શામ રંગી.—૨. એ નદીમાં પાણી પીવાને તું નીચો નમીશ ત્યારે.—૩. નાહાનાપણું, સાંકડા પણું, લઘુતા પામેલો એટલે સાંકડો.—૪. જોનારા જે દેવ લોકો તે બહુ દૂર છે તેથી એ નદીનો પટ પોહોળો છતાં તેમને બહુજ સાંકડો જણાય છે; ત્યારે એવો સાંકડો પટ અને તું કાળા રંગવાળો તેના ઉપર વાંકો વળેલો જોઇને દેવતાઓ એમ ધારશે કે શું પૃથ્વીએ વચમાં મોટો ઇંદ્રનીલ માણિછે એવી લાંબી મોતિનિમાળા પહેરી છે? નદીનો પટ તે મોતિનીમાળા, અને વાદળું તે નીલ મણિ. —૬. માળાનું વિશેષણ. —૭. મોટો. —૮. એક જાતનું કાંઇ જવાહેર.—૯. ચંબલ નદી—૧૦ મૂલ અર્થ તો દશ શહેર, પણ ટીકાકાર કહેછે કે એ રંતિ દેવની નગરીનું નામ છે. ચંબલ નદીની લગારેક ઉત્તરે રંતમપુર કરીને એક ગામ છે તેજ એ હશે.—૧૧. કાળો, ધોળો, ન રાતો. ૧૨. તને જોઇને.

शी सुंदर शोभा! जाणे रे आ लोचनियां ते

फुल कुंदनां होलतां होयरे मधुकर संघाते, ५१

---

कर कुरुक्षेत्रे कांळुं आवरण पेसतां ब्रह्मावर्त्त,

क्षत्रिय नक्षत्री क्षिति करवा धाया धरिने सर्त

ते सुचवेछे हजी जे.

ज्यां गांडिवधर शर वरश्यों रे मुख नरपतिओने

ज्यम मूशलधारे मारि तुं नांखि कमळोने. ५५

---

૧. મેઘને જોઈને દશ પુરની સ્ત્રીઓ હરખભરી આંખે ઉંચુ જોતી જાય ને સ્વભાવ પ્રમાણે ચારે તરફ રમાડતી જાય, એ શોભા તે કેવી સુંદર! "જાણે એ આંખો તે કુંદના ફુલજ હોય, તે ડોલતાં હોય અને તેની પછવાડી ભમરાઓ અચૂક દોડીને ઉપર બેસી જતા હોય એવું દેખાય છે." કુંદનું ફૂલ તે ડોળો અને ભમર તે કાળી કીકી. આ ઉત્પ્રેક્ષાથી કાળીદાસે દશપુરને કુંદનો એક બાગજ બનાવી મુકયો, કેમકે એ કોઈ એક સ્ત્રીનું વર્ણન કરતા નથી.—૨ કૌરવપાંડવનું યુદ્ધ થયું હતું તે જગા, પાણીપતનું મેદાન. —૩ વાદળાં જ્યારે ત્યારે કાળું આવરણ થાયજ, પણ આ કેકાણે તે સંભારવામાં બહુ મર્મ રહેલોછે. એ કુરુક્ષેત્રની લડાઈએ ભરતખંડનું સત્યાનાશ વાળ્યું છે. બધા ક્ષત્રિયો લડીને નિર્વંશ થઇ ગયા અથવા જે થોડા રહ્યા તે એવા નિર્બળ અને પરસ્પર વૈર ભાવવાળા થઇ રહ્યા કે એ લડાઇની સાથેજ દેશની પડતી આવવા લાગી એમ કહીએ તો કાંઇ ખોટું નથી. પાછળથી જ્યારે પરદેશીઓના હુમલા થવા લાગ્યા ત્યારે એ લોકોથી પોતાનું રક્ષણ થઇ શક્યું નહિ અને ભરતખંડ પરતંત્રપણામાં પડ્યો. એ વખતે જહારેલા ક્ષત્રિયો ઇરાન, ગ્રીસ વગેરે બીજા પરદેશમાં જઇને વસ્યા, અને તે દેશના ઉત્કર્ષના કારણ ભૂત થઇ પડ્યા. એવી નાશ કારક લડાઇની ભૂમિ ઉપર દેશાભિમાની કવિ કાળું આવરણ કરવાનું કહે એના જેવું બીજું કાંઇ સ્વાભાવિક નથી. ફક્ત માંહોમાંહે કુસંપની લડાઇને એટલો તિરસ્કાર ઘટે છે તો પાણીપત જેવા આર્યપત્ર રણક્ષેત્રની શી વાત! —૪હાલ

व्हालो विरोध विलोकी हळधर आणी युद्धअराग,
रेवतिना लोचन प्रतिबिंबि चकचकता करि त्याग
व्हाला मधुना प्याला,
जड सेवि सरस्वति, सेव तुं जड, तुं पण तेथी
चित्त शुद्ध थइश रहि कृष्णरे मात्रज रंगेथी. ६६

---

એ નામનું ગામડું છે તે નહિ. પણ આસલ દેશ ગણાતો હતો તે. સરસ્વતી અને દ્રષદ્વતીની વચેનો જે મુલક તે બ્રહ્માવર્ત એમ મનુ કહેછે.—૫ પૃથ્વી નક્ષત્રી કરવા સારૂ ક્ષત્રીઓજ સરત બાંધીને ધાયા હતા તેની જે હજીસૂચના કરે છે તે. આ બીજું ચરણ ભાષાંતર કરનારની તરફનુંજ બહુધા છે. મૂળમાં તો ક્ષત્રીના યુદ્ધને સૂચવનાર એટલુંજછે. —૬. ગાંડીવ નામના ધનુષ્યનો ધરનાર, અર્જુન, —૭ બાણ.

૧. સગાવાહાલાની લડાઇ કૌરવપાંડવ હળધરના સગા હતા, અને તે માંહો માંહે લડવા લાગ્યા તે જોઇને—૨. યુદ્ધપર અપ્રીતિ આણીને, કુરૂક્ષેત્રના યુદ્ધમાંન જતાં—૩ હળધરની સ્ત્રી.—૪. "રેવતીના લોચનનું પ્રતિબિંબ પડવાથી ચકચકિત થએના એવા જે પોતાને ભાવતા મદ્યના પ્યાલા તેનો ત્યાગ કરીને." પ્રતિબિંબ કહેવાનું કારણ કે પ્રથમ પોતાની સ્ત્રીને થોડોએક પાઇને પછી પુરૂષો તે સમયે મદ્યપાન કરતા હતા. હળધરને દારૂ ઉપર બહુજ પ્રીતિ હતી એ પુરાણપ્રસિદ્ધ વાતછે. —૫. હળધરે કુરૂક્ષેત્રનું યુદ્ધ થવા માંડયું તે પેહેલાં કંટાળીને સારસ્વતીને કાંઠે એકાંત વાસ કીધો હતો. —૬. તે નદીના પ્રતાપથી.—૭. તુંપણ તેથી ચિત્તમાં શુદ્ધ થઇશ. અને ફક્ત ઉપરના રંગથીજ તું કૃષ્ણ કહેતાં કાળો રહીશ. આ જગો ઉપર મૂળનો સંસ્કૃત શબ્દ જાણી જોઇનેજ રાખ્યોછે, કેમકે એવો અર્થ પણ તેનો થઇ શકે કે તું કૃષ્ણના જેવો માત્ર રંગમાંજ રહીશ. અને તેની પેઠે તું ગુણે પણ કાળો થઇશ નહિં. કેમકે તેતો ભારતનો મોટો ભડકો સંકોરવામાં આગેવાન હતો. મૂળનો અર્થ એમછે એવું કહી શકાતું નથી, પણ માત્ર કલ્પના બાહેર મૂકીછે.

## जोडणीना नियमनुं अर्थग्रहण.

**૪. ગૂજરાતી શબ્દો ગૂજરાતના ઘણા ભાગમાં જે પ્રમાણ બોલાતા હોય તે પ્રમાણે લખવા.**

વ્યુત્પત્તિ પ્રકરણમાં કોઇ શબ્દને પણ ગૂજરાતી છે એમ કહી શકાતું નથી; કેમકે ગૂજરાતી એ કાંઈ મૂળ ભાષા નથી. તેમજ ગૂજરાતીમાં જેટલા શબ્દ વપરાય છે તેને ગૂજરાતી કહ્યા છે એમ પણ આ નિયમનો અર્થ થઇ શકતો નથી ત્રીજા નિયમથી સંસ્કૃત કે બીજી ભાષાના શુદ્ધ શબ્દ તો બાદ થએલાજ છે. પેહેલા નિયમમાં થોડા ફેરફાર વાળા શબ્દને પણ મૂળ પ્રમાણે લખવાનું કહ્યું છે તેથી આ ઠેકાણે ઘણો ફેરફાર થએલા શબ્દ જેને વિષે કે બીજો નિયમ છે તેજ સમજવા.

આ નિયમ જેમ વાજબી છે તેમ હવે અર્થમાં ખુલ્લો છે, પણ અમલમાં આણવો સૌથી અઘરોછે. ઘણા ભાગમાં કયું ઉચ્ચારણ સાધારણ છે તે જાણ્યા અગાઉ તે શબ્દ ગૂજરાતના બધા ભાગમાં શી રીતે બોલાય છે તે જાણવું જોઇએ, એટલું જ્ઞાન થોડામાંજ હોઇ શકે. પણ એ બાબત કાંઈ પણ વિશેષ નિયમ આપવો એ અશક્ય છે, કેમકે જૂદાજૂદા ભાગમાં શબ્દ બોલવાની કાંઇ અમુક રીતિઓ નથી. સુરતજીલ્લામાં બધે સ બોલે છે, ચરોતરમાં કનો ચ, હ્રસ્વ ઇઉનો લોપ, દીર્ઘ ઇઉનો ગુણ વગેરે જે કાંઈ નિયમ સર ઉચ્ચારભેદ છે તે નીચલા વર્ગના લોકોમાંજ ચાલે છે, અને તેથી ફલાણા ભાગમાં આ નિયમ પ્રમાણે ઉચ્ચાર થાય છે એમ કહી શકાતું નથી. એ તો દરેક ભાગના વતનીઓ એકઠા મળી દરેક શબ્દના રૂપ વિષે નિશ્ચય કરે ત્યારેજ થાય. કમિટી એ ધોરણ મુજબ જ ભેગી થઇ હતી, અને તેથી જે શબ્દ તમણે મુકરર કર્યા તે પ્રમાણે જો શુદ્ધ છપાયા હોત તો આપણે કોઇ વાતની અડચણ રહેત નહીં. પણ તેમ થયું નથી ત્યારે તો ઘણે ઠેકાણે શી રીતે કીધું છે તે ઉપર નજર રાખવી જોઇએ.

નિયમ તો કોઈ બરાબર નીકળી શકતો નથી, તે છતાં સુરત, ઉત્તર ગુજરાત, અને કાઠીયાવાડ એ ત્રણ ગૂજરાતના મોટા ભાગ છે, અને એ ત્રણ ભાગની ભાષા કેટલીએક રીતે એક બીજાથી નોખી પડે છે એ વાત યાદ રાખવી. અમે સાંભળ્યું છે કે કમિટીએ પણ એ ભાષા-

માંથી તે બેદજ કહાડી નાંખવાનો હુકમ કરવો એ તો કોઈ પ્રકારે અમને વ્યાજબી લાગતું નથી. સંસ્કૃત ભાષાના વ્યાખ્યાનમાં આટલું બધું અનિયમિત પણું છે તે છતાં તેના વ્યાકરણકારો થાક્યા નહિ તો આપણે આટલી હરકતથી કેમ ડરી જવું જોઈએ!

આ રીતની જોડણીની એક એવી અસર થઈ છે કે કહેવું, કહે છે વગેરે જે જોડણી હાલ પસારી છે તે ઉપરથી ઉચ્ચાર પણ કેટલાએક વાંચનારાઓ ખોટા કરે છે અને કેટલાએક મહેતાજીઓ એવા ઉચ્ચાર શીખવવા એમ પોતાની ફરજ સમજે છે. બીજું બોલવું તેમજ લખવું એજ આપણી લિપિનું લક્ષણ છે તેમાં આ નિયમથી એક મોટો વિરોધ આવીને પડે છે. તે છતા અમારૂં કામ અહીંયાં તો અર્થ ગ્રહણ કરવાનું છે તેથી અમારા વિચાર પ્રમાણે એનો શો અર્થ થાય છે તે અમે ઉપર આપ્યો.

---

## ચર્ચાપત્ર.

### કેલવણી ખાતાના અધિકારીઓને ઉપયોગી સૂચના.

૧ અધિકારીઓ તરફથી જેટલા હુકમો મેહેતાજીઓ તરફ મોકલવામાં આવે છે તેટલા બધા એક સરખી રીતે આવક રજીષ્ટરમાં નોંધાઈને રીકાર્ડમા દાખલ થાય છે. કોઇ હુકમતો એવા હોય છે કે" તમારૂં માસિકપત્રક પોહોચ્યું નથી માટે બીજુ બનાવી વગતો ટપાલે મોકલવું". હવે એ હુકમ કામ થયા પછી કેવળ નિરૂપયોગી છતાં વાર્ષીક ફાઇલમાં ચોંટી રહે છે. એતો ફકત એકજ દાખલો છે ઘણુ એવા નકામા અને કામના કાગળો જૂદા પાડી જૂદી ફાંઇલોમાં બંધાતા હોય તો સારૂં કે પછી નકામા કાગળોનો અમુક મુદતે નાશ કરવામાં આવે. એથી કરી મેહેતાજીઓને પેટીઓની જેતંગી પડે છે તે મટશે અને ગાંસડા ઓછા થશે. આ વાત ધ્યાન ઉપર લેવાશે તો એ બાબત હું વિસ્તારથી ખુલાસો કરીશ કે કયા રસ્તા સેહેલો છે.

૨ દશી હિશાબ ત્રીજો ભાગ (લેખાવળી) એમા જે દસ્તાવેજો અને કાગળ પત્ર લખવાની પદ્ધતી દાખલ કરેલી છે, તેમાં હવે તદન ફેરફાર કરવો જોઇએ. ખરૂં પૂછોતો એમાના ઘણાં ખરા કાગળો નિરૂપયોગી

ી કઠણ પડે છે અને એથી ધારેલો પરિણામ પાર પડતો નથી. એ બાબત મેહેતાજીઓનો અભિપ્રાય માગવાથી વધારે ખુલાસો થશે. હાલની ચાલતી રૂઢીના કાગળો અને ખતપત્રોનો વહીવટ તેમાં દાખલ થાય તો સારૂં.

૩ દેશી હિસાબ બીજા ભાગમાંથી વીઘાં વસા અને વિશવાશી વાળી વીઘાં ઢોરીની રીત કાઢી નાખો તેને ઠેકાણે નવી સરવાઇ પ્રમાણે એકર ગુંઠા વાળું કોષ્ટક દાખલ કરી તેને લગતા હિસાબો દાખલ કરવા જોઇયે.

૪ ભૂગોળ વિદ્યા ભાગ ૧લો લાંબી મુદતથી ફેરફાર થયા વગરનો ચાલ્યોજ આવે છે તેના ઉપર કોઈ ધ્યાનજ આપતું નથી એ જરા વધારે આશ્ચર્યની વાત છે. મહુધા પરગણું નીકળી ગયાને કેટલાં વરસ થઇ ગયાં પણ ખેડા જીલ્લાના શીખતા વિદ્યાર્થીઓ હજુ તે પ્રગણાનું મનન કરેછે. આ એક માસલા તરીકે છે પણ એવાં બીજાં ઘણાં પ્રગણાંને માટે મારૂં કેહેવું છે.

વસ્તીની નવી ગણતરી હાલ થવા લાગી છે તે પ્રમાણે હવે પછી છપાતી ભૂગોળ વિદ્યામાં દાખલ થવાનું લક્ષમાં આવવું જોઇયે.

૫ પદચ્છેદ કરાવવાનો વહીવટ હજુ સુધી એકસરખી રીતે ગુજરાત પ્રાંતમાં ચાલતો નથી. વાસ્તે મી० મોહનલાલ કલ્યાણજી વાળું પદચ્છેદનું પુસ્તક સ્કુલ બુક તરીકે બુક કમીટીએ પસંદ કરી ચલાવવાનો ઠરાવ કરવો જોઈએ અગર તેમ ન બને તો પદચ્છેદની રીત ઉપર એક નવું પુસ્તક પ્રગટ કરાવવું જોઇએ અને તે પ્રમાણે એક સરખો વહીવટ થવાં બંદોબસ્ત થવો જોઇએ કે એથી કરી સર્વત્ર ઠામે એક સરખી રીતે પદચ્છેદની રીત દાખલ થશે. આ વાત હું મારા ખરા અનુભવથી લખું છું.

હાલ એટલું બોલી બંધ રહું છું. બાકીની સૂચનાઓ, જો ઉપરની સૂચનાઓ નજીવી નહીં ગણાય તો હવે પછી લખી જણાવીશ.

શા. સે. વાઘજી મીઠાભાઇ.

---

## केलवणीखातानी खबरो.

મોજે સુલતાન પ્રગણે જલાલપોરજીલ્લે સુરતની સરકારી નિશાળ

માં તા. ૧ લી સપટેંબર સને ૧૮૭૧ ને રોજ નીચે લખેલા સદ ગ્રહસ્થો એ રૂ૧૦-૫-૩ની કિંમતનું વાગતું ઘડીઆળ એલારૅમ સહીતનું આપ્યું.

| | |
|---|---|
| ૨-૫-૩ મેહેતાજી જીવણરામ દુલભરામ. | ૧-૦-૦ દેશાઇ કુંવરજી મોરાર. |
| ૧-૦-૦ આસીસ્ટંટ પ્રેમશંકર ઇછારામ. | ૧-૦-૦ પટેલ ગાંડાભાઇ ગોસાઇ |
| ૦-૮-૦ દેશાઈ નાગર ભીખાભાઇ. | ૦-૮-૦ દેશાઈ મોરાર હરીભાઇ. |
| ૦-૮-૦ પટેલ કલ્યાણજી કસનભાઇ. | ૦-૮-૦ નારણજી લાલભાઇ. |
| ૦-૮-૦ વલભભાઇ નથુભાઇ પટેલ. | ૦-૪-૦ ગોપાળ રઘનાયજી |
| ૦-૪-૦ નીછાભાઇ દુલભભાઇ. | ૦-૮-૦ પટેલ ડાહ્યા ખુસાલ. |
| ૦-૮-૦ જગાભાઇ કલ્યાણજી. | ૦-૮-૦ વસનજી સવરામ. |
| ૦-૪-૦ શંકરજી રઘનાયજી. | ૦-૪-૦ મોહન ભાઇ હરિભાઇ. |
| ૫-૧૩-૩ | ૪-૮-૦ |

૧૦-૫-૩ કુલ્લ.

કસ્બે આડવી જીલ્લે સુરતની સરકારી કન્યાશાળામાં તારી. ૨૯ મી આગષ્ટ સને હાલને રોજ તરસાડાના મેહેતાજી અંબારામ વિશ્વનાથે ૫-મારી છોકરીઓની પરીક્ષા કરી ખૂશી થઇ રૂ૦-૮-૦ પતાસાં છોકરીઓ ને વેહેચ્યાં.

મોજે પાલ પ્રગણે ઓરપાડની સરકારી નિશાળમાં તારી. ૧૫ મી સપટેંબર સને હાલને રોજ સ્કુલ કમેટીના મેંબરો પધારી છોકરાઓનો અભ્યાસ જોઇ ખૂશ થયા તેથી કણબી રથા જગાએ ૦-૮-૦ રેવડી છોકરાઓને વેંહેચી.

કસ્બે રાંદેર પ્રગણે ચોર્યાશી જીલ્લે સુરતની કન્યાશાળામાં તારી.૨૨ મી આગષ્ટ સને હાલને રોજ રણાના બાડવા ઇલાકા રેવાકાંઠાના માહારાવલ શ્રીમોહનસંઘજી પોતાના કારભારી સાથે તથા બીજા સદગ્રહસ્થો સાથે પધારી પરીક્ષા લઇ ખુસી થયાથી રૂ૨)ની મીઠાઇ છોકરીઓને વેંહેચી તથા રૂ૫)ની પાઘડી મેહેતાજી આત્મારામ નંદરામને ઇનામમાં આપી. તથા પેહેલી કલાસની છોકરીઓને એકેકી ગરબાવળી આપી

કસ્બે રાંદેરની કન્યાશાળામાં તારી ૯મી સપટેંબર સને હાલને રોજ ડિસપેનસરીના દાકતર વીઠલરાવ ભીખાજીએ પધારી પરીક્ષા કરી. મીઠાઇ તથા ચોપડી મળી રૂ૩)નું ઇનામ વેંહેચ્યું.

મોજે વરાછા પ્રગણે ઓરપાડની સરકારી નિશાળમા તારી, ૧લી સપ્ટેંબર સને હાલને રોજ ગામના સારા સારા સદ ગ્રહસ્થોએ પધારી પરીક્ષા કરી તેમાંથી નીચે લખેલા સદ ગ્રહસ્થોએ ઇનામ વેંહેચ્યું.

૧-૦-૦ મેમ્બર નરસાઇદાસ ખુસાલદાસના તર્ફથીએ પેંડા.

૧-૦-૦ મેમ્બર વલભ નારણ પતાસા.

કસ્બે ચાલોડતી કન્યાશાળામાં તારી. ૨૮મી જુલાઇ સને હાલને રોજ એકંડ ક્લાસ એંગ્લો વરનાક્યુલર સ્કૂલના હેડ માસ્તર આજમ ગવરી શંકર પ્રાણશંકરે રૂ૨)ની ચોપડી તથા પતાસા વેંહેચ્યા.

મોજે પુના પ્રગણે માડવીની સરકારી નિશાળમા માડવી અને બારડોની તાલુકાના વિઝિટર આજમ વજેરામ પ્રભાશંકરે પરીક્ષા કરી તે વખતે મુખી પટેલ હરીભાઇ વીશરામે રૂ૧)ની ચોપડી ઇનામમા વેંહેચી., એ સખ્સ કેળવણીના ઉત્તેજનમા સારી ઉલટ રાખે છે.

કસ્બે માડવી છટવે સુરતની કન્યાશાળામા તારી. ૫મી સપટેંબર સને હાલને રોજ માડવી અને બારડોની તાલુકાના વીઝીટર આજમ વજેરામ પ્રભાશંકરે પધારી પરીક્ષા કરી તે વેળા ગામના સારા સારા સદગ્રહસ્થો પધારેલા-તેમાંના નીચે લખેલા સદ ગ્રહસ્થોએ રૂ૩-૪-૦ ઇનામ વેંહેચ્યું. તેઓના નામ અને વિગત નીચે મુજબ.

| | | |
|---|---|---|
| ૦-૮-૦ | દેશાઈ અંબેલાલ ગોપાળજી. | પતાસાં. |
| ૦-૬-૦ | શેઠ પેતાભાઇ ફુલચંદ. | ચોપડી. |
| ૦-૬-૦ | શેઠ હોરમસજી અરદેસરજી | ચોપડી. |
| ૦-૬-૦ | શેઠ મોતીભાઈ રઘનાથજી. | ચોપડી. |
| ૦-૬-૦ | શેઠ મોતીભાઈ નરશઇદાસ. | ચોપડી |
| ૦-૫-૦ | હમીર ભાવા રાયસંગજી. | ચોપડી. |
| ૦-૫-૦ | હરીભાઇ જેરામ. | ચોપડી. |
| ૦-૫-૦ | અમરચંદ પાનાચંદ. | ચોપડી. |
| ૦-૫-૦ | કસ્તુરદાસ વલ્લભભાઈ. | ચોપડી. |
| ૩-૪-૦ | | |

તા. ૬ઠી આકટોબર ૧૮૭૧

MOHANLAL R.
ડિ. એ. ઇ. સુરત વિભાગ.

| | |
|---|---|
| ૨) ખોરીઆના ઠાકોર જથાભાઇ જેઠાજી | ૧) શા. નારણજી ખુશાલ-દાસ. |
| ૧) રોજડના ઠાકોર દલજી માનજી. | |
| ૨) મેંબર પંડા નથુરામ ગુલાબજી, | ૧) શા. ફતેચંદ ગૌતમદાશ |
| ૨) ગાંધી મલુકચંદ શુખણદાસ. | ૧) શા. મોતીચંદ હીરાચંદ. |
| ૦॥ મતાદાર પટેલ ખાનુ કલાભાઇ. | ૧) મુલતાનપુરના પટેલ વરધા હીરા મુખી. |
| ૦॥ મતાદાર પટેલ ગોવીંદજી ધના. | ૦॥ શા. નથુ જેશકરણ. |
| ૦॥ મોદી વીરચંદ હેમચંદ. | ૦॥ શા. ખુશાળ પરભુજી |
| ૦॥ દાણી હરજીવન મોતીચંદ. | ૦॥ શા. ગુલાબચંદ સુંદરજી |
| | ૦॥ શા. લીલાચંદ રામચંદ. |
| ૫૩-૦-૦ | ૨૩-૦—૦ |

૩૭૬) કુળ,

એ રીતે કુળ ૩૭૬) છીતેરના ટીપપઈ બાદતેમાંથી રૂ૧૧-૧૩-૩ના છોડીઓને રેસમી રેજા તથા રૂ૩-૧૪-૬ ની ચાલતા અભાસની ચોપડીઓ વિગેરે ઇનામ આપ્યુંને રૂ૨—૨—૦ છોકરા તથા છોકરીઓને પતાસાં વેંહેચ્યાં, એરીતે કુલ રૂ૧૭—૧૩—૯ ખરચ્યાં બાકી રૂ૫૮—૨—૩ વ્યાજે મૂકી રાખીક રખાવ્યા તેમાંથી છોડીઓને ભણવાની ઉમેદ રહે માટે એકબાઇ પેહેલી ચોપડી સુધી ભણેલી હતી માટે તેને તેમાંથી દરમાસે રૂ૧—૦-૦ પગાર આપવા ઠરાવ કરો ને દરમાસે છોડીઓની પરીક્ષા કરી ઇનામ વિગેરે તેનાથી ખરચ આપવું એ વીગેરે ઠરાવતા ૨૯ મી જાનેવારી સને ૧૮૭૨ ના રોજ મેહેરબાન સાહેબ બહાદુર તથા મામલતદાર સાહેબ અને ગામના કેટલા સારા સારા લોકોની મારફતે છોડીઓની પરીક્ષા (છોડીઓને નિશાળે આવવા વિશે) ગરબી બોલાવી ઘણાજ ખુશીથયા ત્યાર બાદ મજકુર નિશાળનાં મેહેતાજી નાગરદાસ પુંજાભાઇએ સ્ત્રીઓને કેળવણી આપવી જોઇએજ તેવિશે ઘણીજ લંબાણથી ભાષણ કરેલું તે સભાસદો આગળ વાંચ્યુ વળતી સાહેબ મોસુફ ઘણાજ ખુશી થઇ મે-હેતાજીને માન સાથે શાબાશી આપી. પછી સભાસદોને પાન સોપારી આપી દશ વાગતાંના સુમારે સભા બરખાસ્ત થઇ.

MAYARAM S.

દિ. એ. ઈ અમદાવાદ વિભાગ.

| નિશાળનું નામ. | ઇનામ વેહેચ્યાની તારીખ. | ઇનામ આપનારનું નામ. | કેટલાનું આવ્યું. |
|---|---|---|---|
| ક્રોડ કન્યાશાળા. | તા. ૧૯-૯-૭૧ | બાઈ રૂપાળીબા તરફથી. | ઓઢણા ત્રણ. |
| ડિટ્ટો. | તા. ૨૫-૩-૭૧ | તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર મેહેરબાન પ્રાટ સાહેબ તરફથી | ઓઢણી નં. ૪ રૂ. ૨-૮-૦ |
| ક્રોડ સરકારી નિશાળ. | ડિટ્ટો. | ડિટ્ટો. | રૂ. ૭-૧-૦ (બુકો) |
| ચલોડા. | ૧૭-૫-૭૧ | કમેટીના મેમ્બર તથા લોકલફંડના ઓવરસીયર. | રૂ. ૧-૦-૦ની મીઠાઈ. |
| ધોળકાની કન્યાશાળા. | ૨૬-૧-૭૨ | અમદાવાદ જીલાની ગ્રાંટેડસ્કૂલના માસ્તર વલભરામ વજેરામ તરફથી. | રૂ. ૦-૮-૦ મીઠાઈ. |
| ડિટ્ટો. | ૨૭-૨-૭૨ | ધોળકાની કન્યાશાળા સ્થાપનાર ત્રીભોવન રતનજી તરફથી. | રૂ. ૨૦-૦-૦ ઓઢણાં તા. ૩૦ |
| સાણંદ તાલુકા સ્કૂલ. | ૪-૧૦-૭૨ | રાજેશ્રી રણમલસિંઘજી ભગવતસિંઘજી તરફથી તેમના મામા કેસરીસિંઘે. | રૂ. ૨૪-૭-૦ની બુકો તા. મીઠાઈ |
| ઍજન કન્યાશાળા. | ડિટ્ટો. | ડિટ્ટો. | રૂ. ૬-૦-૦ ઓઢણી રેજા તા બુકો |
| ધુમાની નિશાળ. | ૨૨-૧-૭૨ | મેહેરબાન આસિસ્ટંટ કલેક્ટર બુવરન સાહેબ તરફથી. | રૂ. ૧-૧૨-૦ રોકડા. |
| પાદડીની નિશાળ. | ૧૬-૬-૭૧ | અમદાવાદ ડિવીજનના ઇન્સપેક્ટીંગ પોસ્ટ માસ્ટર રતનજી જગસેટજી તરફથી. | રૂ. ૩-૩-૬ બુકો તા. મીઠાઈ. |
| માંડલની નિશાળ. | ૮-૭૧ | વીરમગામના ચીફ કોનસ્ટેબલ પેસાભાઈ રૂપશંકર ને બીજા નિશાળોના મેમ્બરોએ મળી. | રૂ. ૯-૦-૦ની બુકો. |
| ઓગાણની નિશાળ. | ૪-૭૧ | પટેલ કરસાળા વરસજી તરફથી. | રૂ. ૪-૦-૦ની મીઠાઈ. |
| મોડાસાની નિશાળ. | ૫-૭૧ | [illegible]ના મોદી દેવચંદ લક્ષ્મીચંદે પોતાના છોકરાને નિશાળે બેસારીને | રૂ. ૨-૦-૦ની ચોપડીઓ રૂ. ૧-૦-૦ની મીઠાઈ. |
| ધોળાની નિશાળ. | ૨૬-૧-૭૧ | મેહેરબાન પ્રાટ સાહેબ તરફથી. | રૂ. ૧૦-૦-૦ બુકો. |
| પ્રસરીની નિશાળ. | ૨૦-૭-૭૧ | પેહેલા કારકુન બલુભાઈ ઉત્તમરામ તરફથી. | રૂ. ૦-૮-૦ મીઠાઈ. |
| મોજે સાનાસણ. | ૮-૪-૭૧ | મામલતદાર સાહેબ તાલુકાના તરફથી. | રૂ. ૭-૪-૦ ખાંડ. |

| | | | |
|---|---|---|---|
| ડિટ્ટો. | ડિટ્ટો. | મુળદાસ કુબેરદાસ. | ૩૦-૮-૦ |
| ડિટ્ટો. | ડિટ્ટો. | દિક્ષત પ્રાણનાથ પેમાભાઇ. | ૩૦-૮-૦ |
| ડિટ્ટો. | ડિટ્ટો. | ડોડીઆ માણેકજી હમીરભાઇ. | ૩૦-૮-૦ |
| ડિટ્ટો. | ડિટ્ટો. | મોદી મેઠુભર જેઠાભાઇ. | ૩૦-૮-૦ |
| ડિટ્ટો. | ડિટ્ટો. | ઠક્કર દામોદર મુળજી. | ૩૦-૮-૦ |
| ડિટ્ટો. | ડિટ્ટો. | પટેલ પીપટ તરભનદાસ. | ૩૦-૪-૦ |
| ડિટ્ટો. | ડિટ્ટો. | પીણી વાવના દફ્તર માધવજી મોરારજી. | ૩૦-૮-૦ |
| ડિટ્ટો. | ડિટ્ટો. | ઠક્કર મોતી લાલજી. | ૩૦-૮-૦ |
| | | | ૩૫-૪-૦ |
| અમદાવાદ નં. ૭ | ૭-૭૧ | મેહેરબાન અયોધ્યાના નવાબકીસોરે મોકલેલા ઉંચું ચોપડીઓ આસરે રૂ૧૦)ની તે મેહેરબાન રાવસાહેબ મયારામ શંભુનાથે નિશાળનમાં પધારી છોકરાઓને ઇનામ આપી ગયા છે. તા. ૨૫મી માર્ચ સને ૧૮૭૨ | ૩૧૦-૦-૦ |

MAYARA M S.

ડિ. એ. ઇ. અમદાવાદ વિભાગ.

ધોધંબા તાબે રેવાકંઠાની ચાંદીઆની સરકારી નિશાળમાં રેવાકંઠા સંસ્થાનના પોલીસ ઇન્સ્પેક્ટર આજમ ફતેખાં નથેખાં તથા થાણદાર અંબરતલાલ જાદવજીએ નિશાળની પરીક્ષા કરી રૂ૮—૧૦—૧૦નું ઇનામ આપ્યું એટલુંજ નહી પણ પોલીસ ઇન્સ્પેક્ટર સાહેબે નિશાળમાં છોકરાઓની જમાવ કરી આપવાના કામમાં ઘણી મેહેનત કરી સારો જમાવ ર્યોછે ને આ આવીજ રીતે તેઓ હમેશાં કેળવણીના કામમાં ઘણી પ્રીતી રાખી પોતાની બનતી મદદ આપવા ચૂકતા નથી એ ઘણું ખુશી થવા જેવુંછે તા૰ ૧૧મી એપ્રીલ સન ૧૮૭૨ મુ. ગોધરા.

LALBHAI RUPRAM.

આ૰—ડી.—એન્ડ ઇન્સ્પેક્ટર,

ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરોને વિનંતિ કરવામાં આવેછે કે હવેથી તેઓ રૂપીઆ કરતાં નાની રકમ ઇનામ પત્રકમાં દાખલ કરવાની રીત બંધ પાડશે. એ પત્રક જેમ નાનું થાય તેમ વધારે સારૂં કેમકે આ ચોપાનીઆને જગો આપતાં હરકત ખમવી પડે છે.

## ઉત્તર પ્રાંતના મેહેતાજીઓને સૂચના.

એવું થાય છે કે મેહેતાજીઓ પોતે માંદા થયા છે એમ રીપોર્ટ કરી પોતાની નિશાળ છોડી જતા રહે છે. તેઓની જાણને વાસ્તે ફરમાવીએ છીએ કે તેઓ જે ગામ યા કસબામાં યા શેહેરમાં નોકરી કરતા હોય તે માં સરકારી વૈદ્ય નહી હોય તો તેઓનું આવી રીતે વર્તવું ખરેખર માંદ મંદવાડની ખાતરી થયે ચાલવા દઇશું; પણ તે એવા હુકમ સાથે કે તેમ ની નિશાળના ગામની નજીકમાં જે ડીસપેનસરી હોય ત્યાં તેઓ એક દમ જાય અને ત્યાંથી તુર્ત સરટીફીકેટ મોકલાવે, નહીતો તેમને રજા આ પવામાં આવશે નહી, અને તેઓએ ગેર હાજરીના દીવસનો પગાર ખોઇ દંડ ભોગવવો પડશે.

મેહેતાજીઓએ વળી એ યાદ રાખવું જોઇએ કે વગર રજાએ રહ્યા થી તેમની કરેલી નોકરી પરથી પેનશનનો હક જાય છે. તા. ૨૭ માહે એ પ્રિલ સને ૧૮૭૨ મુકામ સ્વારી કસબે વલસાડ.

G. BUHLER,

આકટીંગ, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉત્તર ભાગ.

---

ગુજરાત શાળાપત્રના લવાજમ વગેરેનાં નાણાં આવ્યા તેની પહોંચ- તા. ૧ એપ્રિલ સને ૧૮૭૨ તા. ૩૦ અપરેલ સને ૧૮૭૨ સુધી

| | સને ૧૮૭૦ | સને ૧૮૭૧ | સને ૧૮૭૨ |
|---|---|---|---|
| મોરબીના નિશાળના મેહેતાજી તરફથી | ૭-૦-૦ | ૦-૦-૦ | ૧૬-૧૦-૦ |
| રેશાબ. નરશીપ્રશાદ શિવપ્રશાદ તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૬-૦ |
| જુનાગઢની નિશાળના મેહેતાજી તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૩૬-૧૨-૦ |
| અમદાવાદ હાઇસ્કુલના હેડમાસ્તર તરફથી. | ૨-૦-૦ | ૧-૦-૦ | ૦-૦-૦ |
| કાઠીઆવાડ પ્રાંતના પુર્વ તથા દક્ષિણ વિ ભાગની સબ.ડે.એ.ઇ. તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૬-૦ |
| ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સેક્રેટરી તરફથી | ૦-૦-૦ | ૨-૦-૦ | ૨-૦-૦ |
| સાદરાની નિશાળના મેહેતાજી તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧૫-૦-૦ |
| રાજકોટની નિશાળના મેહેતાજી તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧૯-૦-૦ |
| સ્કોલર જેઠાભાઇ વાલજી તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૦-૦ |
| વસાની નિશાળના મેહેતાજી તરફથી | ૦-૦-૦ | ૦-૧૨-૦ | ૨-૪-૦ |
| સિંધ પ્રાંતના ડેપ્યુટી ઇન્સ્પેક્ટર તરફથી | ૦-૦-૦ | ૧૯-૫-૦ | ૦-૦-૦ |
| | ૧-૦-૦ | ૨૩-૧-૦ | ૯૫-૦-૦ |

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER:

JUNE 1872

પુસ્તક ૧૧ મું. જૂન સન ૧૮૭૨. અંક ૬ ઠો

મીઠાં જાડું મીઠું ફળ, નામ તેમ છે સમા—
કર ખંત મનહેતની ભારી ભેતિ ધરિ હામ.

| અનુક્રમણિકા. | પૃષ્ટ. | *Contents.* | Page, |
|---|---|---|---|
|  |



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ મધ્યે ભાગાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.
( મૂલ્ય વરસે રૂ ૧. અગાઉથીજ )

# गूजरात शाळापत्र.

પુસ્તક §૧૧ મું. અમદાવાદ. જાૂન સન ૧૮૭૨. અંક ૬ઠો.

## गूजरातमां कालेज करवानी तजवीज.

અમે બે વરસ ઉપર બતાવ્યું હતું કે ગાયકવાડી રાજમાં કેળવણી અને ગૂજરાતમાં કોઈ ઠેકાણે પણ એક અંગરેજી પાઠશાળા એ બે આ પ્રાંતની કેળવણી સંબંધી મોટી ખોટછે. એ બંને ખોટ પૂરી પડવાની ખરી ખબર છાપવાનો અવસર આ વરસ આવવાનો હોય એમ અમને લાગેછે. ગાયકવાડી રાજમાં તો કેળવણી દાખલ થઇ ચૂકીછે એ વાત અમે ખુશી ની સાથે જાહેર કરી મૂકયાછે, અને આશા છે કે થોડા વખતમાં જેવો જોઇએ તેવો તેનો વિસ્તાર પણ ત્યાં થશે. તેમજ અમદાવાદમાં હાલ એક અંગરેજી પાઠશાળા કરવાને માટે ભારે મહેનત ચાલેછે. એ પાઠશાળા ફકત અમદાવાદને નહીં પણ આખા ગૂજરાતને ઉપયોગી થઇ પડશે, અને તેથી સઘળાએ જાણવું જોઇએ કે કેવા પાયાપર એ મહેનત ચાલેછે.

ખરૂં જોઇએ તો અમદાવાદમાં અંગરેજી પાઠશાળા કહાડવાનો વિચાર ઘણોજ જૂનો છે, અને દલગીરીની વાત છે કે સોળ સોળ વરસ થયાં તોપણ તે હજી બરોબર પાર પડયો નથી. છેક ૧૮૫૬ના વરસમાં મી. હોપની ઉશ્કેરણીથી અંગરેજી પાઠશાળાને માટે પૈસા એકઠા કરવા એક કમિટી મુકરર થઇ હતી, અને તે કમિટીની મહેનતથી એકદમ રૂ૫૪૫૪૬ની રકમ ઉભી થઇ હતી. લોકોની તરફથી જેટલું ઉઘરાણું થાય તેટલી રકમ સરકાર હમેશાં આવાં પરોપકારનાં કામમાં આપેછે તે પ્રમાણે સરકાર તરફથી પણ એટલી રકમ મળી. પણ એ બાબતના કાગળ પત્ર ચાલતાં ચારવરસ વહી ગયાં, અને એ મુદતમાં સસ્તે ભાવે લોન મળ્યાથી તથા વ્યાજ

§પાછલા અંકો ઉપર ૧૨ મું પુસ્તક એમ છપાયું છે તે નજર ચૂક સમજવી. એ. ગુ. શા. પત્ર.

વધ્યાથી એ રકમ વધીને ૭૨૪૪ થઇ. તોપણ ખરેખરી ઇંગરેજી પાઠશાળાને માટે એ રકમ બહુજ નાની હતી. તેથી ફક્ત કાયદા અને એન્જિનીયરિંગકામ શીખવી શકે એવી સ્કૂલ કહાડવાનો ઠરાવ થયો. એ ઠરાવ મુજબ સને ૧૮૬૧ના આગષ્ટ માસની ૧૩મી તારીખે અમદાવાદમાં એવી નિશાળ ઉઘાડવામાં આવી અને તેનું નામ પ્રોવિનસિઅલ કાલેજ એવું પાડ્યું. કેમકે કોર્ટ આવ ડિરેક્ટરસે સ્કૂલ કે કાલેજ ગમે તે નામ આપવાની પૂરી છૂટ ઉદારતાથી આપી હતી. હવે ગૂજરાતમાં કાલેજ તો કહેવાઈ ખરી, પણ જેજે વિષયજ શીખવવાના ધાર્યા હતા તેમાં એ હરકત આવી પડી. એન્જિનીયરિંગ શીખવે એવો કોઇ સારો શિક્ષક મળી શક્યો નહી, અને તેથી એ રકમનો વહેંચીને આ પ્રમાણે ખરચ ચલાવવા લાગ્યા. ૫૦ રૂપીયા ન્યાય અને ઇતિહાસના શીખવનારને, ૫૦ ઉપયોગી ગણિત શિક્ષકને, અને ૫૦ ચિત્રવિદ્યાના શીખવનારને આપવા લાગ્યા. પાછળથી ચિત્રવિદ્યા પણ નીકળી ગઇ અને તેનો પગાર ઇતિહાસના શિક્ષકને વધારી આપ્યો. તેમજ ગણિત શિક્ષકમાંથી ૨૫ ઓછા કરી એક સંસ્કૃત શાસ્ત્રી રાખ્યો. કાયદાના શીખવનારનો પગાર મૂળથી ૨૦૦ આપ્યોજ આવે છે.

આ પ્રમાણે ગયા વર્ષ સુધી આ નામની પાઠશાળાનો વહીવટ ચાલ્યો ... યુનિવરસિટી એ પાઠશાળાને કદી સ્વીકારતી નહોતી, અને તેથી જે થોડા વિષય પણ અહીં ચાલતા હતા તેના શીખનારને કોઈ પ્રકારનું ઉત્તેજન હતું નહીં, અને તેથી આ કાલેજ નિરૂપયોગી છે એમ ઘણે ઠેકાણેથી કહેવામાં આવતું હતું. ગયા વર્ષમાં પીલ સાહેબનું એ તરફ ધ્યાન ગયું, અને એના ઉપયોગીપણાનો વિચાર કરવાને એક કમિટી ઠેરવી. એ કમિટીએ અભિપ્રાય આપ્યો કે એ પાઠશાળાથી કાંઈ ફાયદો થતો નથી અને એ પૈસા બીજે રસ્તે વાપર્યા હોય તો દેશને વધારે લાભ થાય.

જ્યારે એ પાઠશાળા બંધ થઇ, ત્યારે પેલા પૈસાનું શું કરવું એ પહેલો સંવાલ ઉઠ્યો. ઉપર કહેલી કમિટીએ તો અમારા જાણવા પ્રમાણે એવી ભલામણ કીધી છે કે એલફિન્સ્ટન કાલેજમાં ગૂજરાતના શીખનારાઓને સારૂ સ્કાલરશીપ કહાડવી; અને જો એ રકમમાં વધારો થઇ શકતો નહોય, અને ગૂજરાત પોતાને સારૂ જૂદી પાઠશાળા કહાડવાને અશક્તિમાન અથવા નારાજી હોય, તો તો એના જેવો એ રકમનો બીજો સારો અને વાજ-

ની ઉપયોગ કોઈ નથી. પણ સવાલ એ છે કે શું ગુજરાત એ કામને માટે અશક્તિમાન છે? શું હજી આપણા શ્રીમંતો વિદ્યાની એટલી પણ કદર સમજતા નથી થયા? અરધો ખરચ તો સરકાર આપેજ છે, અને આ પાઠશાળાને માટે તો આપવાને મૂળથી બંધાએલીજ છે, ત્યારે શું બાકીનો અરધો ખરચ અમદાવાદ વગેરે ઠેકાણેથી અને ગુજરાતના આટલા બધા દરબારમાંથી નહીં નીકળી શકે? એવામાં ગાયકવાડ સરકારે રાણીના વડા પુત્રની આરોગ્યતાની ખુશાલીમાં અંગરેજ સરકારની મરજીમાં આવે તે પરોપકારના કામમાં ખરચવાને એક લાખ રૂપીઆની મોટી રકમ આપી. ગુજરાતમાં પાઠશાળા કરવામાં આવે એના જેવો આ રકમનો બીજો કયો રૂડો ઉપયોગ થવાનો હતો? આ ઉદારતાની ખબર સાંભળતાંજ અમદાવાદના કેટલાએક દેશહિતેચ્છુ ગૃહસ્થોની નજર તે તરફ ગઈ, અને તેઓને ઉદ્યોગ ચલાવવાની હિંમત આવી. જે કામ એક વખત અશક્ય દેખાતું હતું તે હવે સહેલું અને થોડા વખતમાં થાય એવું દેખાવા લાગ્યું. એક તરફથી શહેરમાં ઉઘરાણું ચાલુ કીધું, અને બીજી તરફથી ખાનગી રીતે સરકાર એ રકમ આ કામમાં આપે એ વાતની ખાત્રી મેળવી. આ શુભ ઉદ્યોગમાં શેઠ બહેચરદાસ અંબાઈદાસ, રાવબહાદુર ગોપાળરાવ હરિ, રાવ બહાદુર ભોળાનાથ સારાભાઈ, રાવ સાહેબ મહીપતરામ રૂપરામ વગેરે કેટલાએ ગૃહસ્થો ખૂબ તનમનને ધનથી મહેનત કરે છે. અમદાવાદમાંથી અત્યારમાંજ ૩૪૦૦૦ રૂપીઆ તો નીચેની વિગતે થઈ ચૂક્યાછે. રૂ.૧૦૦૧૧ પાટડીના દેશાઈ શ્રી જોરાવરસંગજી, ૧૦૦૦૦ રાવબહાદુર બહેચરદાસ અંબાઈદાસ, ૨૦૦૦ રા. બા. ભોળાનાથ સારાભાઈ, ૨૦૦૦ રા. બા. શંભુપ્રસાદ, ને ૧૦૦૦૦ બીજાઓ તરફથી. જે શેઠીઆઓએ પ્રથમ મોટી રકમ પ્રોવિનશિઅલ કાલેજની ટીપમાં ભરી હતી તેમની આ પ્રસંગે વિનંતી કરવામાં આવી નથી, અને તેથી આટલા વખતમાં આવડી રકમ ઉભી થઈ એ આ કામના આગેવાનોનો ઉદ્યોગ અને અમદાવાદની ઉદારતા બતાવે છે. મૂળ ૭૨૪૪૪ તો હતાજ અને આ રકમ મેળવતાં અમદાવાદની તરફના એક લાખ રૂપીઆ તો થઈ ગયા. જો એક બે શ્રીમંતો જેમણે પ્રથમ ભર્યું નથી, જે હાલ ઘણીજ સારી સ્થિતિમાં છે, અને જેમની હમણા પણ ભરવાની કાંઈ ઘણી ઇચ્છા જણાતી નથી, તે જો પોતાની

હમેશાંની ઉદારતા યાદ આણી આમાં ભરે તો આ રકમ એથી પણ બેશક જલદી વધી જાય.

હવે બીજે ઠેકાણેથી અને તેમાં મુખ્યત્વે કરીને રજવાડામાંથી બીજા પૈસા મેળવવાની તજવીજ ચાલે છે. તેમજ આશા છે કે મુંબાઇમાંથી ત્યાંના ઉદાર શેઠીઆઓ તરફથી સારી મદદ મળશે. એ રીતે બે લાખ રૂપિઆ ઉભા થવાની આશા સહેજ રાખી શકાય છે. જો માત્ર એક અમદાવાદ શેહેરમાંથીજ એક લાખ કરતાં વધારે રૂપિઆ થયા, તો ગૂજરાતના આટલા બધા અને આવા સબળા રાજાઓ તરફથી, છૂટક છૂટક બીજા ગામોમાંથી, અને મુંબાઇ જેવા પરોપકારને માટે જગતમાં વખણાએલા શેહેરમાંથી બે લાખ રૂપિઆ ભેગા થવાની આશા કોઇ રીતે પણ ખોટી નથી. એ રીતે ચાર લાખ તો દેશીઓની તરફના થશે, ત્યારે સરકાર તરફથી એટલા મળવા જોઇએ, અને કદાપિ ગાયકવાડની રકમ સરકારના હાથમાંથી આપણને લેવાની રહીછે તેથી તે તરફના એક લાખ બીજા સરકાર પોતાની ગાંઠના નહિ આપે, તો પણ બધા મળીને સાત લાખ થશે. એ રકમના વ્યાજમાંથી બેશક એક મજબુત રીતની સારી અંગરેજી પાઠશાળા ચુલ શકશે.

એ પાઠશાળા થવાથી આ પ્રાંતને કેવા કેવા લાભ થશે તે અત્રે વિસ્તારવાની કાંઇ જરૂર નથી. ઉંચી અંગરેજી કેળવણીના લાભ સઘળાના જાણવામાં છે, હાલ એ લાભ ફક્ત જે વિદ્યાર્થીઓનાં શરીર અને સંપત્તિ તેમને મુંબાઇ જવાને શક્તિમાન કરે છે તેનેજ મળે છે, અને એ રીતે જવાને શક્તિમાન થએલાઓને પણ ત્યાં કેટલી કેટલી અડચણો વેઠવી પડે છે. એ સઘળી અડચણો અમદાવાદમાં પાઠશાળા નીકળવાથી દૂર થશે, આપણા દેશમાં ઉંચી કેળવણીનો પ્રસાર થશે, અને દક્ષણીઓ કરતાં જે આપણે એ બાબતમાં પછાત છઇએ તે તેઓના જેવાજ લાભ ભોગવતા થઇશું. માટે સઘળા સમજણા માણસની આ પ્રસંગે ધર્મ છે કે જેમ બને તેમ આ શુભ ઉદ્યોગમાં તન મન ને ધને કરીને મહેનત કરવી, અને સરસ્વતી દેવીનુ મહા મંદીર આપણા દેશમાં સ્થાપન થાય એ દિવસ જેમ જલદીથી આવે તેમ કરવું. યાદ રાખવું કે દક્ષણમાં મુંબાઇ અને પુનાની બે પાઠશાળાઓ છે, અને ગૂજરાતમાં હજી એક નથી.

# जोडणीना नियमनुं अर्थ ग्रहण.

૭. ઈકરાંત શબ્દને સ્વર પ્રત્યય આવે ત્યારે ઈ દીર્ઘ રાખીને તે સ્વર લખવો, પણ હ્રસ્વ ઈ કરીને ય ઉમેરે તાએ ચાલે.—જેમ, નદી નદીઓ અથવા નદિયો. ઉકારાંત શબ્દને સ્વર પ્રત્યય આવે ત્યારે ઉ જ રાખવું. જૂ, જૂઓ; લીંબુ, લીંબુઓ.

૮. કાંસું રાતું, વાંચવું વગેરે શબ્દોમાં નાન્યતર જાતિ જણાવનારો જે સ્વર તે અનુસ્વાર વાળો હ્રસ્વ ઉકાર છે, અને અંત્યાક્ષરીઉ હ્રસ્વ લખવો. જૂ, ભૂ વગેરે ઉકારાંત એકાક્ષરી શબ્દોમાં અંત્ય સ્વર દીર્ઘ છે. બે અક્ષરના શબ્દોમાં ઉકાર પછીનો અક્ષર હ્રસ્વ હોય તો તે ઉકાર દીર્ઘ છે; જેમ, કૂક, દૂધ, મૂળ, સૂક, સૂક, ખૂણ, ઈત્યાદિ. તેમજ ઉકારની પછીનો અક્ષર દીર્ઘ હોય ત્યાં પણ એજ નિયમ ઘણું કરીને લાગે છે; જેમ સૂનો, ખૂણો, ઈત્યાદિ અને તેમજ ધાતુ કે નામમાં ઉ હ્રસ્વ કે દીર્ઘ હોય તેને પ્રત્યય આવ્યાથી અથવા સમાસમાં પણ ઉપલો નિયમ ફરતો નથી; જેમ સૂકનાર, સૂવાળો દૂધભાઈ વગેરે. બેથી વધારે અક્ષરોના શબ્દોમાં પહેલા અથવા વચમાંના ઉકારની પછીનો અક્ષર હ્રસ્વ હોય તો તે ઉ દીર્ઘ કરવો, અને જો તે અક્ષર દીર્ઘ હોય તો તે ઉ હ્રસ્વ લખવો જેમ કૂખરો, કૂકડો, ખુશાલ વગેરે. ઈકારાંત શબ્દોમાં જે ઈકારછે તે દીર્ઘછે, જેમ ઘી, કઢી, નાખી. બે અને તેથી વધારે અક્ષરના શબ્દોમાં ઈકાર હ્રસ્વ અને દીર્ઘ ઉકાર સંબંધી નિયમ પ્રમાણે લખાય છે; જેમ બીક, કીડી ખીચડી, નાળિયેર, રૂપિયો ઈત્યાદિ.

૯. ગૂજરાતી શબ્દોમાં 'સ' હોય તેમાં ઇ કે ય મળવાથી તાલુ 'શ' બોલાય છે. જેમ ડોસો હોય પણ ઈ આવવાથી ડોશી માસો માશી, પીરસો પીરશું વગેરે. એ નિયમ સુરત ભરૂચ સિવાય આખા ગૂજરાતમાં ચાલેછે માટે તે રીત થોયા નિયમને આધારે રાખવી.

અત્યાર સુધીનો અમે ઓછો નિયમ લઈને તે ઉપર અમારું વિવેચન આપ્યું પણ આ ઠેકાણે અમે અટકી પડીએ છીએ. ઉપર અમે બતાવ્યું છે કે આ નિયમો કોઈ ઠેકાણે ધારેલા અર્થ કરતાં અધિક ને કોઈ ઠેકાણે

ઓછું બતાવે છે. પણ આ ત્રણ નિયમમાં તો ઘણો ઘોટાળો કરી નાખ્યો છે. જેને અપવાદ દાખલ બીજા નિયમનાં પેટામાં લખવા જોઇતા હતા તેને સ્વતંત્ર નિયમ પ્રમાણે છૂટા લખ્યા છે અને જે છૂટા નિયમો છે તેને એક નિયમમાં મારી મચરડીને પોંચી ઘાલ્યા છે. આઠમાં નિયમમાં અર્થ અને ભાષાની અત્યંત ગુંચવણ કરી નાખી છે. એમાં ખરેખરા ચાર સ્વતંત્ર નિયમ સમાવી દીધા છે. માટે અમે ધારીએ છઇએ કે આ ત્રણ નિયમોનું પ્રથક્કરણ કરીને તેના યથાયોગ્ય નિયમ બાંધી તે ઉપર અમે અમારૂં વિવેચન આપીએ તો શીખનારને વધારે સમજણ પડે. એ નિયમ અમે પાડીએ છીએ, અને તે ઉપર નંબર અમે અમારી તરફનો આપીએ છઇએ, તોપણ એ નિયમ અમારી તરફના છે એમ ન જાણવું. એ વિષે જે અમારે કહેવાનું હશે અથવા તેમાં જે ફેરફાર કરવાનું અમારી નજરમાં વાજબી લાગશે તે તો અમે ઉપર પ્રમાણે તે દરેક નિયમના પેટામાંજ લખીશું. નીચે અમે જે ચાર નિયમો આપીએ છઇએ તે એમાં ત્રણ નિયમો છે તેની જગોપર કમિટીનાજ હોય એમ સમજવું.

૭. નાન્યતર જાતિના પ્રત્યયમાં ઉકાર -હ્રસ્વ છે.

આ અને એની નીચેના બે નિયમ -હ્રસ્વ દીર્ઘના ભેદ વિષે છે. એ બધા નિયમો સંસ્કૃત કે પર ભાષાના શુદ્ધ અથવા જરા ફેરફાર પામેલા શબ્દને લાગુ પડતા નથી, પણ ઘણા અપભ્રંશ અથવા દેશ્ય શબ્દનેજ લાગુ પડે છે. એ વાત ઉપર સમજાશેજ છે, પણ ઘણા લોકો સૂખ દૂખ વગેરે વિપરીત જોડણીઓ આ ભેદ ન સમજ્યાને લીધે કરે છે તેથી જેટલી વાર એ વાત તેમની આગળ મૂકીએ તેટલી વાર કામનીજ છે. સંસ્કૃત કે ફારસી શબ્દ તો તે ભાષામાં હોય તે પ્રમાણેજ -હ્રસ્વ દીર્ઘ લખવા, અને આ નિયમો ઉપર કાંઇ પણ ધ્યાન આપવું નહીં.

ગૂજરાતી અથવા અતિ અપભ્રંશ શબ્દમાં -હ્રસ્વ દીર્ઘ લખવા વિષે ત્રણ મત હાલ આપણા દેશમાં ચાલે છે. કેટલાએક બોલાય છે તે પ્રમાણેજ લખવું એમ કહેછે અને ખરૂ જોતાં આપણી લિપિની રૂઢિને એ વિચારજ અગત્યનો છે. પણ ઉચ્ચારણ ઉપરથી -હ્રસ્વ દીર્ઘનો ભેદ ઓળખવો એ અશક્ય નહિ તો બેશક બહુજ અઘરૂં કામ છે. બોલવાની ઉતાવળમાં ઘણાં ઉચ્ચારણ ટુંકાં થઇ જાય છે અને જો એ ઉપર ધોરણ રાખવા જ-

ણીએ તો કેમ, ઘેર, આવે છે વગેરે ઘણા શબ્દોમાં ખુલ્લા ગુરૂ અક્ષર છે તે પણ લઘુ જેવા લાગે. તેમજ હ્રસ્વ દીર્ઘનો ભેદ જણાવાના મનસુબાથી આપણે એકાદો શબ્દ ચાંપી ચાંપીને બોલવા લાગીએ તો તેમાં તે દીર્ઘ ઉચ્ચારણ છે એમ દીઠામાં આવે. ટુંકામાં. બોલાતી પ્રાકૃત ભાષાઓમાં હ્રસ્વ દીર્ઘનો ભેદ નહિ જેવો થઇ ગયો છે. આ કારણને લીધે કેટલાએક તો એ ભેદ ગૂજરાતીમાંથી કહાડી નાખવો એવો વિચાર આપે છે અથવા તેઓનો વિચાર પરિણામે એવોજ છે. તેઓ કહે છે કે બધે દીર્ઘ ઈ ને હ્રસ્વ ઉ લખવું. વાણીઆઓ પોતાના દરરોજના વહેવારમાં એમજ કરે છે. પણ આવો વિચાર ધરાવનારાની સંખ્યા વિદ્વાન વર્ગમાં બહુજ થોડી છે, એ વિચાર ઘણા કારણથી પસંદ કરવા લાયક નથી, અને એ વિચાર પ્રમાણે ગૂજરાત હવે વર્તશે એવું વલણ દેખાતું નથી, તેથી અમે એ વિચારને ફક્ત અહીંયા સૂચવીનેજ પડતો મૂકીએ છઇએ. બીજો મત એવો છે કે શબ્દની ઉપર, પ્રાકૃતભાષા ઉપર, અને પ્રાકૃત ઉત્સર્ગો તરફ નજર રાખી શબ્દની જોડણી કરવી. એ મત કેટલીએક રીતે ઠીક છે અને જ્યારે બોલાતી ભાષામાં હ્રસ્વ દીર્ઘનો ભેદ બરાબર પકડાતો નથી ત્યારે પસંદ કરવા જોગ પણ છે. પરંતુ એ મતના સામી મોટી હરકત એ છે કે દરેક શબ્દનાં મૂળ જાણવાં એ અશક્ય વાત છે. ભાષામાં હાલ ઘણા એવા શબ્દ મળી આવશે કે જેની વ્યુત્પત્તિ આખા પ્રાંતમાં કોઇ પણ કહી શકશે નહી, તો પછી તેમાં હ્રસ્વ દીર્ઘનો ભેદ નિર્માણ કરનારો આપણે ક્યાંથી લઇ આવીશું બીજું એ હિસાબે તો વ્યુત્પત્તિ જ્ઞાન જેમ દેશમાં વધતું જાય તેમ શબ્દની જોડણી ફરતી જાય.

આ ત્રણે મતમાંથી થોડો થોડો સાર લઇને બુક કમિટીએ મધ્યમ રસ્તો પકડ્યો હોય એમ અમને લાગે છે. ઉપર અમે એ નિયમોની બાબે વિષે કાંઇ ચકત શબ્દો બોલ્યા હતા, પણ અત્રે અમારે કહેવું જોઇએ કે તેઓએ જે ઠરાવ કર્યા છે તે ઘણા વિચારનું ગંભીર ફળ છે. એ નિયમોથી જોડણી નિશ્ચિત થાય છે, ઉપલી રીતોમાં હરકતો છે તે દૂર થાય છે, અને કોઇ મતથી પણ ઘણાં ઉલટાં રૂપ સધાય છે એમ નથી.

ઉપર હ્રસ્વ દીર્ઘના સઘળા નિયમો વિષે સાધારણ વાત કહી, હવે જે અમુક નિયમ મથાળા ઉપર મૂકીએછે તે વિષે કાંઇક બોલવાનું છે. એમાં

'નાન્યતર જાતિનો પ્રત્યય' એમ લખીને મર્યાદા બાંધીછે તેથી એવું બનેછે કે હું, ધું, લખ્યું વગેરે ઘણા શબ્દો આ નિયમોમાંના કોઇ નિયમ હેઠે પણ આવી શકતાનથી. કદાપિ અંત્યસ્થાનો ઉકારનો જે નિયમ નીચે આવેછે તેના પેટામાં એ શબ્દોની વ્યવસ્થા કોઈ કરવાનું કહે, તો તેનો જવાબ એ છે કે ઉકારના પેટામાંજ જો ઉંકાર ગણવું હતું તો નાન્યતરજાતિના પ્રત્યયને પણ જૂદો પાડવાની કાંઇ જરૂર નહોતી. અમારો વિચારતો એમ પણછે કે એનો જૂદો નિયમ નકરતાં તેને ઉકારમાંજ ગણ્યુંહોત તો ચાલત, પણ જ્યારે શુદ્ધ કમિટિએ એ ભેદ જૂદો પાડ્યોછે ત્યારે તે કહાડી નાંખીને કાંઇપણ ક્લીષ્ટતા આ નિયમોમાં આણવાને અમે ચાહાતા નથી. તેથીજ અમે આ નિયમ લખ્યોછે.

હવે જ્યારે ઉકારના પેટામાં ઉં ન ગણવું એમ કહ્યું, ત્યારેતો હું, ધું, લખ્યું વગેરે ઉપર દર્શાવેલા ઘણા શબ્દોનું શું કરવું એ સવાલ આપણે માથે ઉભોજ હજી રહેછે. વાંચનમાળામાં બધે એવા શબ્દોમાં ઉ-હ્રસ્વજ રાખ્યુંછે, ઘણા ગ્રંથકારો પણ હાલના એમ લખેછે, સાધારણ બોલવામાં દીર્ઘહોય એમ કાંઈ નિશ્ચય થઈ શકતું નથી, અને વ્યુત્પત્તિ તરફ જોતાં પણ જે ઉપરથી નાન્યતર જાતિનો પ્રત્યય થયોછે તેવાજ અથવા ખરે અપભ્રંશ થઈને તે રૂપે પધ ગએલા પ્રત્યય ઉપરથીજ હું, ધું વગેરે શબ્દોમાં ઉં આવ્યુંછે. ત્યારે એક ઠેકાણે તો હ્રસ્વ રાખ્યું તો બીજે ઠેકાણે પણ હ્રસ્વ રાખવુંજ જોઇએ. માટે અમે ઉપલા નિયમમાંથી પેલું મર્યાદા કરનારૂં ઉપવાક્ય કહાડી નાંખી તેને નીચે પ્રમાણે મૂકીએ છીએ.

उं प्रत्ययमां उकार बधे ठेकाणे ह्रस्वज छे.

**૮, શબ્દના છેડાનો ઈકાર દીર્ઘ અને ઉકાર હ્રસ્વ લખવો, પણ એકાક્ષરી શબ્દમાંનો ઉકાર દીર્ઘ લખાય છે.**

આ નિયમ ઉપર કહ્યું તે પ્રમાણે જે લોકો ઈ દીર્ઘ અને ઉ હ્રસ્વ હમેશાં લખવાનું કહે છે તેના મતને અનુસરીને બાંધ્યો જણાય છે. તેમજ ઘણા ઈકારાંત શબ્દમાં વ્યુત્પત્તિ તરફ જોતાં ઈ દીર્ઘજ છે. પણ યાદ રાખવું કે એ મત અંત્યાક્ષરને માટેજ કબુલ રાખ્યો છે અને તેમાં પણ એકાક્ષરી શબ્દોને એ નિયમમાંથી બાતલ કરી ત્યાં દીર્ઘ ઉ લખવાનું કહ્યું છે. આ અપવાદ રાખ્યો તે ઠીક કીધું છે. એમાંના કેટલાએક શબ્દોમાં વ્યુત્પ

નિ પ્રમાણે ઉ દીર્ઘજ છે, અને વળી તેઓ પ્રથમ અક્ષર હોવાને લીધે તેના ઉપર જે ભાર આવે છે તેથી બોલવામાં પણ દીર્ઘ જેવાજ સંભળાયછે.

શબ્દની અંતે નહિ પણ આરંભે અથવા વચમાં જ્યારે એ સ્વરો આવે ત્યારે શીરીતે લખવું તે બાબતનો નિયમ નીચે આપેછે.

## पहेला दरवेसनी मुसाफरी.

(પાછળથી ચાલુ)

એક દિવસે મેં ચાકરને કહ્યું, કે સ્નાન કરવા સારૂં ગરમ પાણી આપ. તેજ વખતે મલિકા મશકરીમાં બોલી, કે તમે એવી શી મહેનત કરીછે, કે નહાવાને ગરમ પાણી માગોછો? હું કાંઇ પણ બોલ્યો નહીં, પણ તેના ચેહેરાપર ક્રોધાગ્નિનાં નિશાન માલમ પડવા લાગ્યાં. તે એટલે સુધી કે એકવખત તે બોલી કે તમે તરેહવાર છો, આવી રીતના તેણી મંદીના કારભારને શું કહેછે? ખેર, તમારામાં હિંમત નહોતી તો લાલચ રૂપી નારીને શા વાસ્તે વશ થયા? મેં કોઇ તરેહની બીક રાખ્યા વગર ધીરજથી જવાબ આપ્યો કે, હે પ્રિયા! સજ્જનને લાયકછે કે ન્યાયમાં નિષ્પક્ષપાત રહેવું, ત્યારે મલિકા બોલી હવે શું બાકી રહ્યુંછે! જે થવાનું હતું તે થઇ ચૂક્યું. (લગ્ન થયું) એમ છતાં તમારે જે ઉભરા કાઢવા હોય તે કાઢો, હવે તો આપ પૂરા સ્વતંત્ર થયા છો તો! જેટલાં કદમ જ્યાદે નહીં ભરો એટલાં ઓછાં રહેશે.

મેં ઉત્તર આપ્યો કે મારી જે ઉમેદ હતી, તે તો આપની કૃપાથી પૂર્ણ થઇ પણ મારૂં મન સ્થિર નથી, જેનું મન વ્યગ્ર છે તેનાથી કાંઇ થઇ શકતું નથી, ને તે માણસ માણસમાં પણ ગણાતું નથી. આપણી હજુરમાં જે અદ્ભુત બનાવ જોવામાં આવ્યો, કે જેનો સંદેહ મારા ટુંકા મગજની વિચાર શક્તિથી દૂર થઇ શકતો નથી તેનો ખુલાસો લગ્ન થયા બાદ આપની પાસે પૂછી લેવાના ઇરાદામાં હજુ સુધી ઇંતેજાર છું. માટે તેની કેફિયત આપના સુંદર મુખથી સાંભળી સંતોષ પામું. શાહજાદીએ નાખુશ થઇને ફરમાવ્યું કે ઘણું સારૂં એટલામાં પાછળ વીતેલું ભૂલી ગયા કે રાજા? યાદતો કરો ખરા,! મેં ઘણી વખત કહ્યુંછે કે તમારે મારા કામમાં ડહાપણ ન કરવું! એ કરાર તોડવો તમને લાયક છે! મેં ફરીથી હસીને અરજ કરી કે આપે મારી જેવી બીજી તકસીર માફ કરી, તેવી આ પણ માફ કરી મા-

રા મનની શંકા ભાગ્યા વગર ભાગ્યેજ રહેશો! આવાં વેણ સાંભળતાંજ તત્કાળ અગ્નિ સ્વરૂપ થઇ કહેવા લાગી, કે હવે તો છેક માથે છાણાં થાપવા માંડ્યાં તો, જાઓ તમે તમારૂં કામ કરો. મારી કૂથલી સાંભળવાથી તમને શો ફાયદો થવાનો છે? એટલે મારી ધણી હઠ્યા તેણીએ ધાર્યું કે હવે કહ્યા વગર ચાલે એમ નથી, ત્યારે છેવટે લાચાર થઇને કહેવા લાગી, કે એ વાત ઉઘાડી પાડવાથી ઘણીજ ખરાબી છે. પણ હે સ્વામીનાથ, તમે તમારી જીદ છોડતા નથી, માટે તમારી ખાતરેને સારૂં હું તમને મારૂં જન્મ ચરિત્ર કહું છું. હું કમબખ્ત શેહેર દમશ્કસના શેહેનશાહની શાહજાદી છું. મારા બાપને મારા વગર બીજું એકે ફરજન થયું નહોતું. જ્યારથી જન્મી ત્યારથી માબાપના લાડ પ્યારમાં ઉછરી. જેમ જેમ હું મોટી થતી ગઇ તેમ તેમ જ્ઞાન રૂપી સૂર્ય ધીમે ધીમે પ્રકાશવા લાગ્યો. એવામાં તેને અજ્ઞાન રાહુનું ગ્રહણ થવાથી સઘળું આવળું માલમ પડવા માંડ્યું. સરખી ઉમરની ઉમરાવજાદીઓ જોડે સહીપણાં કરી, તેઓની સાથે અહોનિશ નાચ તમાશા જોઇ મગનમાં રહેતી. એ વખતમાં આ ફાની દુનિયામાં મને જરા પણ ખેદ લાગ્યો નહોતો. અકસ્માત્ મારી તબિયત બગડી ગઇ. મીજલસમાં બેસવું, કિંવા સહીપણીઓ સાથે ફરવું, બીલકુલ ગમતું નહીં. હરરોજ મારૂં મન ઉદાસ રહેતું.

મારી રખવાળી કરનારે ખોજો જે કે મારાં તમામ કેલથી વાકેફ છે તેણે એ અરસામાં કહ્યું, કે આપ ભાંગનો એક જામ પીશો તો, હું ધારૂં છું કે આપનો મિજાજ બહાલ થશે. તેજ વખતે મેં હા કહી, ને તેણે ભાંગનો કટોરો એક છોકરા સાથે મોકલ્યો, તે હું ગટ કરી ગઇ. ખેર. તેના કહ્યા પ્રમાણે મને તેનો ફાયદો માલમ પડ્યો. તેથી મેં હરરોજ લીલાગર પીવાની મહાવરો રાખ્યો. ખોજાની સારી સેવાથી ખૂશી થઇ તેને ઘણુંજ ઇનામ આપ્યું. ધારા પ્રમાણે હમેશાં ખોજો એક સિરોઇમાં ભાંગ ભરી તે છોકરા જોડે મારી પાસે મોકલતો. હું તે પીતી ને જ્યારે કેફ ચઢતી, ત્યારે તે છોકરા સાથે ઠઠા મશ્કરી કરી આનંદ પામતી. જેમ જેમ મારા મિજાજને ઓળખતો ગયો તેમ તેમ રમુજેદિલપસંદ વિગેરે ફારસી કિતાબોમાંથી ઇશકી મીઠી કહાણીઓ કહેવા લાગ્યો. હું તેની નકલી વાતોપર એટલી બધી મોહી પડી, કે તેને હરરોજ હજારો રૂપૈયાનું ઇનામ આપવા લાગી. એ પ્રસંગે

મેં તેને ફરમાવ્યું, કે તને મારી તરફથી ઘણું ઇનામ મળ્યા છતાં આવાં ગંદાં કપડાં શા સારૂ પેહેરે છે? તું તારા અસલી લિબાસને કેમ વિદાયગીરી નથી આપતો? શું આ પેલા પૈસા તેં વાપરી નાખ્યા? કે કોઈ નાણાવટીની દુકાને જમે કરાવ્યા? છોકરો આવાં મેહેરબાનીનાં વેણ સાંભળી આંખોમાં આંસુ લાવી બોલ્યો કે, આપ સરકારે મને જે કાંઇ આપ્યું હતું તે તમામ મારા ઉસ્તાદે લઇ લીધું છે. મારી પાસે ફૂટી બદામ રહેવા દીધી નથી. હું ક્યાંથી સારો પોશાક પેહેરૂં? એમાં મારો એક તલભાર કસૂર નથી. તેની ગરીબીપર દયા આવવાથી મેં ખોજાને હુકમ કર્યો, કે એ છોકરાને તમારી પાસે રાખી હોંશિયાર કરો. ગુલામ, ચાકર, નફરની ટોળીમાં બેસવા નદેશો, માર મરજી પાદશાહી કચેરીમાં બેસવા લાયક થાય, એવાં સલુક એને સીખવવાની છે. ખોજે મારા હુકમ મુજબ તેને કેળવી ઇનસાનિયતના વર્ગમાં દાખલ કર્યો, તે વખતે પેશતર સાથે મુકાબલો કરતાં જમીન, અસમાન વચ્ચે જેટલું અંતરછે તે કરતાં પણ જ્યાદે તફાવત માલમ પડત. એ ગબરૂ પર દીન પરદીન મારો એટલો બધો પ્યાર વધતો ગયો, કે તેને મારી સેવાગાંથી એકમિનિટ પણ બહાર ખસવા દેતી નહોતી. છેવટ તેને દોસ્ત માફક ગણી એકાંત સ્થળમાં ભાત ભાતના ઘરેણાં તથા હીરા, મોતીની માળા પેહેરાવી તેની ખૂબસુરતીને નિહાળ્યાં કરતી, કદાચી કંઇ જરૂરિયાત કામ સારૂં તેનું બહાર જવું થતું. તો મને તલપૂર ચેન પડતું નહી. ને જ્યારે તે મારી પાસે રહેતો, ત્યારે મને કમાલ ખુશી ઉપજતી. કંઇમુદતે એ છોકરો તરૂણ અવસ્થા પામ્યો ત્યારે ખોજઓએ તેને જનાનખાનામાં આવતો બંધ કર્યો.

૩-૩-૭૨.

ભીમજી પ્રેમજી સરકારી
નિ. મ. ટંકારીઆ

---

## ગૂજરાત ટ્રેનિંગ કાલેજની છમાસિક પરીક્ષા.

### બીજું વર્ષ.

### ભૂસ્તર વિદ્યા.

૧ પાછલા જમાનામાં માણુસના શેષ ભાગ પૃથ્વીમાં શી રીતે દટાયા હશે?

૨ વિકાર પમાડનાર મુખ્ય ઉપાધિઓનાં નામ.

૩ વાતાવરણ શાનું બનેલું છે; કારબોનીક આસિડની લાઇમ સ્ટોન ઉપર થી અસર થાય છે; પાણીની વરાળની 'રોકસ ઉપર થી અસર થાય છે?
૪ જળ ઉપાધિ એટલે શું? અને તે શું કામ કરે છે?
૫ રોકસ શબ્દનો અર્થ અને ઇંડિઅન રોકસ એટલે શું?
૬ ફોલ્ટ; એન્ટીકલીનલ; કનફોર્મબલ સ્ટ્રાટી ફીકેશન; એ શબ્દોના અર્થ સમજાવો.

## पदार्थ विज्ञान.

૧ આટમ્સ અને મોલકયુલ્સનો ભેદ સમજાવો.
૨ વિશેષ ગુણ એટલે શું અને તે કયા કયા છે?
૩ બળની વ્યાખ્યા તથા કેટલાંક સ્વભાવિક બળનાં નામ આપો.
૪ પુઇન્ડ બાસના સાધનથી એક માણસ કેટલું કામ કરે તથા વરાળરૂપી ઘોડો એક મિનિટમાં કેટલું કામ કરે?
૫ યાંત્રિક શક્તિઓમાંથી ઢાળ અથવા ઢોળાવનો ઉપયોગ અને તેનાં સમિકરણ આપો.

## इतिहास.

૧ ઇ૦સ૦પે૦ ૫૫; ઇ૦સ૦ ૧૪૦,૪૫૦, ૫૯૭, ૮૨૭માં શા બનાવ બન્યા?
૨ હોલિબ્રાન્ડ, પીટર સાધુ, ટામસ એ બે કેટ, સલાઉદ્દીન અને સાઇમાન ડીમોન્ટ ફોર્ડ એઓનો ટૂંકામાં હેવાલ લખો.
૩ ક્રુસેડ, મેગનાચાર્ટા, અને ફયુડલ સિસ્ટમ સમજાવો.

## निशाळपद्धति.

૧ મહેતાજીને આરંભનો કાળ ઘણો અગત્યનો છે અથવા આરંભ ઉપર જશ અથવા અપજશનો આધાર રહેછે એ વિસ્તારથી સમજાવો.
૨ છોકરા જોડે કામ કરવા લાગો તોજ યશ મળે એનો અર્થ અને વિસ્તાર
૩ મહેતાજીએ પોતાના કામ ઉપર આશકત રહેવું એટલે શું? તેના ફાયદા અને જરૂર.
૪ દંડના સંબંધી જાણતા હો તે લખો.
૫ શિક્ષાના પ્રકાર; અને તેને ટૂંકા વિસ્તારમાં સમજાવો.

### દફતરી કામ.

૧ આખર સરવૈયું અને અવલ સરવૈયુ એટલે શું, અને તેમાં શું બતાવવામાં આવે છે, તથા તે બેમાં શો ફેર છે?

૨. જાવક અને આવક એટલે શું અને તેમાં શુંશું આવે છે.

૩ જાવક તથા આવક બુકમાં કાગળ નોંધવામાં શો ફેર છે તથા તેઓનાં દરેક આસાનનો મુકાબલો કરી બતાવો.

૪ નિશાળના માસિક પત્રકમાં કેટલાં અને કયાં કયાં આસન હોય છે અને તે દરેક આસન શા ઉપરથી અને શી રીતે મેળવીને પૂરાય છે.

### વાક્યરચના.

૧ સામાસમાં આવેલા શબ્દો કેમ જણાય અને તેમને છેડે જાતિ દર્શક પ્રત્યયો ઓ ઉ સ્વિકારનાર અકારાંત નામ હોય તો પ્રત્યયનું શું થાય?

૨. સામાસિક નામ હોય તો વિભક્તિના પ્રત્યય કયા લાગે તે ઉદાહરણ સાથે લખો.

૩ વાકયમાં અકર્મક ક્રિયાપદ હોય અને વિશેષક પક્ષમાં નામ આવે તો તે કયી વિભક્તિમાં આવે? ઉદાહરણ પણ લખજો.

૪ અનુપસ્થ કર્મનો અર્થ અધિકરણના અર્થને કાંઈ મળતો છે એ ઉદાહરણથી સમજાવો.

૫ કયા વિશેષણની પેહેલાં ચતુર્થી વપરાય છે.

૬ પંચમી વિભક્તિનો અર્થ ચતુર્થીથી ઉલટો કે સામો છે તે સમજાવો.

### વ્યાકરણ.

૧ હોત, નેણ, બહાર, માથું આણ એ કયા શબ્દો ઉપરથી અને કયા નિયમ પ્રમાણે ઉત્પન્ન થયા છે.

૨. ત્રીજી, ચોથી, પાંચમી, અને સાતમીના પ્રત્યય શી રીતે ઉત્પન્ન થયા?

૩ પેહેલા પુરૂષ સર્વનામમાં ચતુર્થી તથા ષષ્ઠીનાં રૂપ શી રીતે થયાં; તમે એ શીરીતે થયા; દરેક તથા અનિશ્ચિત સર્વનામમાં રૂપ કયા કયા શબ્દો ઉપરથી થયાં છે?

૪ "કરણી જે કરવા થકી, કોપે તું કરતાર; તે કદી મેં નહિ કંઈ કરી, તો આ શો શીર માર" એનું પદચ્છેદ કરો.

### કવિતા.

નીચેના કવિતાના ઉચ્ચાર પ્રમાણે ગણ કરો.

અક્ષર અમર મરંત, દીઠા નાના કંઈ ધરડા

## અક્ષરગણિત.

૧ નીચેના મિશ્ર અપૂર્ણાંક બીજને સાદા અપૂર્ણાંક બીજમાં લાવો.

$$\frac{\frac{म^२+न^२}{न}-२म}{\frac{१}{न}-\frac{१}{म}}+\frac{म^२-न^२}{म+न}$$

$क्ष^४-२क्ष^३+क्ष^२-८क्ष+८$ અને $४क्ष^३-१२क्ष^२+६क्ष-१$નો દ્રઢભાજક.

૨ નીચેનાં સમીકરણમાં ક્ષની કિંમત.

$$\frac{\sqrt{क्ष+१}-\sqrt{क्ष-१}}{\sqrt{क्ष+१}+\sqrt{क्ष-१}}=\frac{१}{२}$$ આમાં ક્ષની કિંમત જે આવે તે વડે તાળો મેળવી બતાવો.

$$\frac{१}{क्ष}+\frac{१}{अ}=\sqrt{\frac{१}{अ^२}+\sqrt{\frac{४}{अ^२क्ष^२}+\frac{६}{क्ष^४}}}$$

૩ નીચેના દાખલામાં બેમાંથી એક કરો.

૧ એક પદાર્થ ઉંચેથી પડ્યો તે પેહેલા સેકંન્ડમાં $१६\frac{१}{१२}$ ફુટના વેગથી અને છેલા સેકંન્ડમાં ૫૯૫ ફીટ પડ્યો ત્યારે એ પદાર્થ કેટલી ઊંચાઈએથી પડ્યો.

(૨) એક બંદરેથી એક વહાણ ઉપડ્યું તે વખતે તેમાં ૬૨ માણસ દીઠ દરરોજ ૧ શેર ખોરાક પ્રમાણે ગણતાં ૩ અઠવાડિયાં લગણ ચાલવાનો ખોરાક રાખેલો હતો પણ પછી એક અઠવાડિયું વીત્યા બાદ તોફાન થયું તેથી તેમાં ચાર માણસ બૂડી મુઆં. ને વહાણને નુકશાન લાગવાથી ચાલવાનો વેગ અડધો થઈ ગયો તેને લીધે દર માણસને દરરોજ ૦॥ શેર લેખે ખોરાક લેવાની જરૂર પડી, ત્યારે તેમાં મૂળ કેટલાં માણસ હશે.

૪ ત્રણ આંકડાની એક સંખ્યા શોધી કાઢો કે જેના છેલા બે આંકડા સરખા હોય, અને જો તે આંકડાને ઉથલાવી નાંખીએ, તો તેથી જે સંખ્યા થાય તે અસલ સંખ્યાની બમણાઇમાં ૪૨ ઉમેરીએતો તેની બરાબર થાય; અને છેલો આંકડો વચમાં મૂકીએ તો અસલ સંખ્યાની બમણાઇમાં ૨૪ ઉમેરીએ તેની બરોબર થાય

૫ કરણી કોને કહેછે અને તે બીજગણિતમાં શા ઉપયોગનીછે તે લખો. નીચેના બે દાખલામાંથી ગમેતે એક કરો.

$\frac{२}{३}\sqrt{१४७}$, $\sqrt[४]{\frac{९}{१६}}$, $(१४४)^{-\frac{१}{४}}$, આ કરણી વાળાં પદને સરખી સીધા રૂપની કરણીમાં જૂદાં જૂદાં લાવો.

જૂદાં જૂદાં કરણી વાળાં પદોનો સરવાળો, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર શીરીતે થાયછે તે ટૂંકામાં દાખલા આપી સમજાવો.

૬ નીચેની કોઠિ સમીકરણ રીતે સિદ્ધ કરી બતાવો અને તે શા ઉપયોગમાં આવે છે તે પણ લખો.

$$\sqrt{\text{अ}+\sqrt{\text{ब}}}=\sqrt{\tfrac{1}{2}\text{अ}+\tfrac{1}{2}\sqrt{\text{अ}^2-\text{ब}}}+\sqrt{\tfrac{1}{2}\text{अ}-\tfrac{1}{2}\sqrt{\text{अ}^2-\text{ब}}}$$

$$\sqrt{\text{अ}^2-\sqrt{\text{ब}}}=\sqrt{\tfrac{1}{2}\text{अ}+\tfrac{1}{2}\sqrt{\text{अ}^2-\text{ब}}}-\sqrt{\tfrac{1}{2}\text{अ}-\tfrac{1}{2}\sqrt{\text{अ}^2-\text{ब}}}$$

$\text{अ}^0=1,\ \text{अ}^{-1}=\frac{1}{\text{अ}},\ \text{अ}^{-2}=\frac{1}{\text{अ}^2}$ વિગેરે થાય છે, તેની સાબીતી શા ઉપરથ નીકળે છે તે સમજાવો.

## અંકગણિત.

૧ એક કામ ब કોઈ મુકરર વખતમાં જેટલું કરેછે તેના કરતાં अ અને क મળીને બમણું કરેછે, ને अ જેટલું કરેછે તેના કરતાં क અને ब મળીને ત્રમણું કરેછે, અને अ, ब અને क એ ત્રણે મળીને ૫ દિવસમાં કરેછે, તો દરેક જણને તે કામ કરતાં કેટલા દિવસ લાગેછે.

૨ ગણિત શ્રેઢી અને ભૂમિતિ શ્રેઢીમાં શો ફેરછે. તે સ્પષ્ટ રીતે દરેક એક લેઇ સમજાવો. અને શ્રેઢીના નીચેના કોઠાની શાબીતી.

{ अ=આદિપદ ज्ञ=અંતપદ ग=ગચ્છ उ=ઉત્તર
र=ગુણોત્તર स=સર્વધન }

ગણિત શ્રેઢીનો

$$\text{स}=\frac{(\text{अ}+\text{ज्ञ})\ \text{ग}}{2}$$

ભૂમિતિ શ્રેઢીનો

$$\text{स}=\frac{\text{र}\text{ज्ञ}-\text{अ}}{\text{र}-1}$$

૩, ભૂમિતિ શ્રેઢીમાં ઊતરતીશ્રેઢીનું સર્વધન કાઢવાની રીત લખો અને તેની મદદથી કઈ કઈ જાતના હિસાબ થાય છે તે બતાવો.

૪ એક શેઠે મુનિમ રાખ્યો તેને પેહેલે વર્ષે ૨૦૦) બીજે વર્ષે ૨૫૦) ત્રીજે ૩૦૦) એ પ્રમાણે દરેક વર્ષે રૂ૫૦)નો વધારો આપવાનો ઠરાવ કર્યો. હવે તેનો પગાર દરવર્ષે રૂ૫૨૫) ઠરાવ્યો હોત અને તેને જે રૂપીઆ મળત તેટલા રૂપીઆ મેળવવાને ઉપરનો ઠરાવે કેટલા વર્ષ નોકરી કરવી?

૫ એક માઇલ ઉંચા પર્વત ઉપરથી એક પદાર્થ તે પર્વતની તલેટી પાસેથી ૩માઇલ દૂર પડ્યો ત્યારે એ ગોળો કેટલો ચાલ્યો ને તેને ચાલતાં ૬ મિનિટ લાગી ને દર મિનિટે તેનો વેગ ૨૧૫ ફીટ ઓછો થાયછે ત્યારે પેહેલા અને છેલા મિનિટમાં તેનો વેગ કેટલો.

૬ પાંચ ભાગીદારોએ સરખા રૂપિઆ કાઢી વેપાર કર્યો તેમાં કેટલા એક રૂપિઆ નફો થયો, તે દરેકને સરખે ભાગે વેહેચતાં જે આવ્યું તે, ૧૦મ કુલ નફાનો ⅙ ઉમેરીએ તેની બરોબર થાય છે. ત્યારે કુલ નફો કેટલું અને દરેકને ભાગ શું આવ્યું.

ગુજરાત શાળાપત્રના લવાજમ વગેરેનાં નાણાં આવ્યાં તેની પહોંચ.

તા. ૧ મે સને ૧૮૭૨થી તા. ૩૧ મે સને ૧૮૭૨ સુધી.

| | સને ૧૮૭૦ | સને ૧૮૭૧ | સને ૧૮૭૨. |
|---|---|---|---|
| મહુવાની નિશાળના મેહેતાજી તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧૨-૮-૦ |
| ભાવનગરની નિશાળના મેહેતાજી તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૬-૧૫-૦ |
| પોરબંદરના નિશાળના મેહેતાજી તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૪-૧૨-૦ |
| હીમાભાઈ ઇન્સ્ટીટ્યુટ. | ૧-૦-૦ | ૧-૦-૦ | ૧-૦-૦ |
| ભૂજની નિશાળના મેહેતાજી તરફથી. | ૦-૦-૦ | ૦-૧૩-૦ | ૦-૦-૦ |
| વઢવાણની નિશાળના મેહેતાજી તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧૦-૧૧-૦ |
| હરકોર શેઠાણીની કન્યાશાળાના મેહેતાજી તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૦-૦ |
| ધ્રાંગધ્રાની નિશાળના મેહેતાજી તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૬-૧૦-૮ |
| બગસરાની નિશાળના મેહેતાજી તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૬-૮-૦ |
| | ૧-૦-૦ | ૧-૧૩-૦ | ૫૦-૦-૮ |

---

## જાહેરખબર.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

JULY 1872

પુસ્તક ૧૧ મું. જુલાઈ સન ૧૮૭૨. અંક ૭ મો

મીતાજી બહુ મીઠું ફૂલ, નામ તેમ છે કામ;—
કર અંતે ગ્રહોત્તની, પ્યારી પતિ ધરિ હામ.

| અનુક્રમણિકા. | પૃષ્ઠ. | Contents. | Page. |
|---|---|---|---|
| જોડણીના નિયમનું અર્થગ્રહણ | ૯૭ | Interpretation of the New Rules of Spelling: | 97 |
| બાગોબહારની વાર્તા. | ૧૦૧ | The Bago-Bahár, | 101 |
| ૭ માસિક પરીક્ષામાં આપેલા પ્રશ્ન. | ૧૦૪ | Examination Papers | 104 |
| સારક્યુલર વગેરે. | ૧૦૮ | Circulars &c, | 108 |
| કેળવણી ખાતાની ખબર. | ૧૧૦ | Educational News | 110 |



(કેળવણીખાતાના હુકમથી.)

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદ છાપી પ્રસિદ્ધ કર્યું.
( મૂલ વરસે રૂ ૧. અગાઉથીજ.)

# गूजरात शाळापत्र.

પુસ્તક ૧૧ સું. જયુલાઈ સને ૧૮૭૨. અંક ૭ મો.


## जोडणीना नियमनुं अर्थ ग्रहण.

૯ શબ્દને છેડે નહિ આવ્યા હોય એવા ઈકાર કે ઉકાર લખવા નો નિયમ એ છે, કે જો તેની પછી લઘુ અક્ષર આવે તો દીર્ઘ, અને ગુરૂ અક્ષર આવે તો લઘુ લખવા; પણ બે અક્ષરના શબ્દમાં પછી નો અક્ષર ગુરૂ હોય તો પણ એ ઘણું કરીને દીર્ઘજ લખાયછે.

આ નિયમનો ઉપલો ભાગ વ્યુત્પત્તિના ધોરણે બાંધ્યો નથી, પણ ઉચ્ચારણની સરળતા ને લીધે જેમ સ્વાભાવિક રીતે બોલાયછે તેને અનુસરી ને બાંધ્યો છે, અને ઉચ્ચાર પ્રમાણે લખવું એ ઉત્તમ માર્ગજ છે. પાસે પાસે આવેલા બે અક્ષરનું લાંબું કે ટુંકું એક તરેહનું ઉચ્ચારણ બોલવામાં તેમજ સાંભળવામાં સારૂં લાગતું નથી, અને તેથી બોલનાર પોતાની મેળે એક ઉચ્ચારણ લઘુ હોય છે તો બીજાને ગુરૂ કરે છે અને એક ગુરૂ હોય છે તો બીજાને લઘુ કરે છે. એ રીતે બોલવું બધાને સ્વાભાવિકજ છે, અને તેથી અમે આ નિયમને સ્વાભાવિક નિયમજ કહીએ છઇએ.

આ નિયમના બીજા ભાગમા એવી અપવાદ બતાવ્યોછે. છેલ્લા નિયમના અપવાદ પ્રમાણે એકાક્ષરી અક્ષરમાં તો ઇકારકે ઉકાર દીર્ઘછેજ, અને આ અપવાદથી બે અક્ષરના શબ્દમાંના પણ ઇકાર કે ઉકારને દીર્ઘ લખવા એમ ઠેરવ્યું. જો એ અપવાદ ન આવ્યો હોત, તોઆ નિયમ પ્રમાણે તેની પછી લઘુ અક્ષર આવત ત્યારેજ એ દીર્ઘ થાત, પણ આ નિયમથી તો તેની જોડે ગુરૂ અક્ષર આવ્યો હોય તોએ તે દીર્ઘ લખી શકાયછે; જેમ કે ચૂની, કીડી વગેરે. આ અપવાદ વ્યુત્પત્તિ ઉપર નજર રાખીને કહાડ્યો હશે. એવી તરેહના ઘણા શબ્દમાં પ્રાકૃત ઉત્સર્ગ પ્રમાણે સ્વર દીર્ઘ-

થાયછે. ઉચ્ચારણ પણ કદાપિ દીર્ઘ જેવું લાગે ખરૂં. પણ આ અપવાદમાં "ઘણું કરીને" શબ્દ મૂક્યોછે તેથી કદાપિ એ નિયમ શાસ્ત્રીય રીતે વધારે સારો થતોહશે, પણ એનું ઉપયોગીપણું તો એક દમ નાશ પામેછે. વિદ્યાર્થી જે અમુક શબ્દ લખવા બેઠો હોય તે આ નિયમ બાંધનારના "ઘણુંકરી" માં આવી ગયો કે નહિ એ જાણવું કેવળ અશક્ય છે, અને તેથી આ અપવાદ તેને નકામો થઇ પડે છે. કયા ધોરણ પ્રમાણે આ અપવાદ લાગુ પાડવો તેનો જરા ઇશારો પણ આ નિયમમાં કીધો નથી. તેથી આ નિયમમાં ફેરફાર કરવો અવશ્ય છે, પણ કયા ધોરણ ઉપર એ અપવાદ રાખ્યો છે તે જ્યાં સુધી જણાતું નથી ત્યાં સુધી એનું સ્પષ્ટીકરણ કરવું અશક્ય છે. વ્યુત્પત્તિ અને પ્રાકૃત ઉત્સર્ગ તરફ એ અપવાદનુ લક્ષ જણાય છે ખરૂં, પણ તે ઉપરથી શીખાઉને ઉપયોગી પડે એવો નિયમ કહાડી શકાતો નથી. શીખાઉને વ્યુત્પત્તિ આવડતી હોય અને ઉત્સર્ગ તે લાગુ પાડી શકતો હોય ત્યારે તો પછી આ બધા નિયમ બાંધી આપવાનીજ શી જરૂર છે? ત્યારે તો તે પોતાની મેળેજ શુદ્ધ જોડણી કાં ન લખી શકે?

અમારી નજરમાં આ હરકત ટાળવાની ટુંકો રસ્તો એજ છે કે જેમ ઘણા ગ્રહેતાઓ આ નિયમ અમલમાં આણતી વખતે કરે છે તેમ એમાંથી એ તકરારી ઉપવાક્યજ મૂકી દેવું, અને સઘળે ઠેકાણે એ નિયમને લાગુ પાડવો. એમ કીધાથી કોઇ પ્રસંગે વ્યુત્પત્તિ વિરૂદ્ધ જોડણી થશે ખરી, પણ બધી હરકતો એ વિના દૂર થઇ શકે એવો બીજો રસ્તો નથી. શુદ્ધ સંસ્કૃતશબ્દને અથવા થોડા અપભ્રંશ શબ્દને તો આ નિયમ લાગતોજ નથી એટલે પણી વિરૂદ્ધતા તો નહીં આવે.

૧૦ મૂળ શબ્દ ઉપર પ્રત્યય અથવા સામાસિક શબ્દ આવેથી તેની મૂળ જોડણીમાં કોઇ નિયમ ને અનુસરી ફેર પડવા દેવો નહિ; પણ ઈકારાંત શબ્દની પછી સ્વર પ્રત્યય આવે તો તે ઈને તરજીમાં આવેતો હરવ કરીને જોડના સ્વરમાં ય ઉમેરાઇ શકે, અને તેમજ "સ" માં ઈ કે ય મળતો હોય ત્યાં તેને ઠેકાણે "શ" થાય છે;—જેમકે ગાડીવાન, ગાડીઘોડા; નદીઓ અથવા નદિયો, માશી, પારસ્યું.

આ નિયમ પણ બહુ લાંબો છે તથાપિ બધી વાત એક સંબંધની છે.

પેહેલા ભાગમાં એક સાધારણ નિયમ છે અને બીજા ભાગમાં તેના અપવાદ બતાવ્યા છે.

આ નિયમની મતલબ શબ્દના રૂપને દૃઢીભૂત રાખવાની છે. જો એવો નિયમ નહિ બાંધ્યો હોય, તો ઉપલા નિયમને અનુસારે દરેક શબ્દની જોડણી વાદળાની છાયાની પેઠે ક્ષણે ક્ષણે બદલાતી જાય, જેમ 'ચૂનો' એ શબ્દમાં ઉ એકવાર દીર્ઘ લખ્યું અને પછી તેના ઉપર વાળો પ્રત્યય આવ્યો એટલે પાછું તેને "ચુનાવાળો" એમ લખવું પડે, કેમકે હવે તો એ કાંઇ બે અક્ષરનો શબ્દ રહ્યો નથી. તેમજ 'ચોપડી' શબ્દમાં ઇ છેલ્લી છે એમ જાણી ને દીર્ઘ લખી, પણ "માં" પ્રત્યય આવ્યો કે તેને હ્રસ્વ કરીને "ચોપડિમાં" એ પ્રમાણે લખવું પડે. ઉપલા નિયમના વિવેચનમાં કહ્યું તે પ્રમાણે બને જોડના અક્ષરને હ્રસ્વ કે દીર્ઘ બોલવા સ્વાભાવિક નથી, અને તેથી કદાપિ ઉચ્ચારમાં " ચુનાવાળો " એમજ બોલાય, તોપણ શબ્દને સદા એકરૂપી રાખવાને સારૂ આવું બંધન રાખવાની જરૂર પડેછે

તે છતાં સાધારણ ઉચ્ચારણને માન આપી બે અપવાદ કબુલ રાખવા પડ્યા છે. આ નિયમ પ્રમાણે નદી શબ્દમાં મૂળ ઇ દીર્ઘ છે તેથી તેના ઉપર ઓ પ્રત્યય આવ્યા છતાં પણ તેજ કાયમ રાખી નદીઓજ લખાય, અને નદિયો લખે તો ખોટું ગણાય. ઉચ્ચારમાં 'ઇ' બેશક હ્રસ્વ થઇ જાયછે, અને તેની ખાત્રી કરવી હોયતો કવિતા જેઓકે લખનારાઓ કાને પરખાતા ઉચ્ચારણો ઉપરજ ધ્યાન આપીને લખેછે તેમાં આપણે જોઇશું તો ઘણે ઠેકાણે નદિયે, કરિયે, બોલાવિયે, વગેરે જોડણીજ માલમ પડશે. તે છતાં કેટલાએકનો એવો વિચાર છે કે બાપણાની દવાથી ઢુંકા થઇ ગએલા રૂપને વ્યાકરણ નિયમે સ્વીકારવા ન જોઇએ, અને એક પક્ષે એ કહેવું ખરૂંછે. પણ જો શબ્દને એક રૂપી રાખનાર આ સરળ નિયમને અપવાદ લગાડવા કબુલ કીધા તો નદિયો જેવા શબ્દનો આ અપવાદમાં આવવાનો પહેલ વહેલો હક છે. આ અપવાદ અમે કબુલ રાખ્યો છે તોપણ વાંચનમાળામાં તો કદીએ અમલમાં આણ્યો નથી. ખરૂં કહીએ તો એ અપવાદ કાંઇ કબુલ રાખ્યો નથી, પણ કેટલાએક વિદ્વાનો લખેછે તેને ખોટા ન કહેવો એટલોજ આ નિયમનો ઉદ્દેશ જણાયછે. અમારા વિચારમાં

તો એ અપવાદ જરૂરનો છે. સંસ્કૃત ભાષામાં પણ નદી, સ્ત્રી વગેરે શબ્દોના રૂપાખ્યાનમાં કેટલેક ઠેકાણે ઇ-હ્રસ્વ થઇ જાયછે, જૂના ગૂજરાતી લખાણમાં અમે હમેશાં એ પ્રમાણેજ જોડણી કરેલી જોઇએ છઇએ, ઉચ્ચારમાં પણ એવો ફેરફાર સ્પષ્ટ માલમ પડેછે, જો એ અપવાદ કબુલ ન રાખીએ તો જેમ સુધરેલી ભાષાઓમાંછે તેમ ગૂજરાતી કવિતાની જોડણી કદીએ વ્યાકરણશુદ્ધ થવાની નહી, વગેરે કારણોથી અમારો મત એ અપવાદની તરફમાંજ પડે છે, અને તે એટલે સુધી કે એ રીતે લખવું તેજ વાજબી ગણાય એવો નિયમ થવો જોઇએ. એમ હોય તો "મરછમાં આવે" વગેરે જે શકના શબ્દ એમાં મૂક્યા છે તે કહાડી નાંખવા જોઇએ.

તેમજ બીજો અપવાદ એટલો અગત્યનો છે કે નહિ એ શક પડતું છે, તોપણ કમિટીએ તો એને વધારેજોર આપ્યુંછે અને એની વિરૂદ્ધ ચાલવાની છૂટ આપી નથી. એ અપવાદ આગળ પાડવાની મતલબ એટલીજ જણાયછે કે સુરત ભરૂચ સિવાય ગૂજરાતના બધા ભાગમાં એ પ્રમાણે ઉચ્ચારણ થાયછે. જો એટલુંજ કારણ હોય તો પહેલો અપવાદ જેના પ્રમાણે કે આખા દેશના લોકો બોલેછે તે જો શક પડતો રાખ્યો, તો આને નિશ્ચય રૂપમાં મૂકવાની કાંઇજ જરૂર નહતી. જો એ અપવાદ આગળનો અવશ્યજ ઠેરવ્યો તો ઉપલો અપવાદ અવશ્ય પાળવો જોઇતો હતોજ. એ ઉપરથી અમે આ અપવાદની વિરૂદ્ધ જતા હોઇએ એમ નથી. અમારી મતલબ ઉપલા અપવાદને જે ગેરઇનસાફ મળ્યોછે તેનો પક્ષ કરવાનીછે, અને જો મૂળ શબ્દના સ્થિર રૂપને છેડવા નહિ એવોજ સિદ્ધાંત હોય તો બીજા અપવાદને દૂર કરવો. બાકી આ બીજા અપવાદનું વલણ પણ સ્વાભાવિક નિયમને માન આપવા તરફછે. ઇ ને ય એ અક્ષરો તાળુસ્થાની હોવાને લીધે એ જે સકારની સાથે મળાય છે તેનો ઉચ્ચાર તાળુમાંથી કરવો સરળ પડેછે અને તેથી બેશક વાણીની મધુરતામાં વધારો થાયછે. સુરત ભરૂચ શકારનો છેક અનાદર કરેછે તે છતાં પણ ત્યાંએ આવા યોગમાં કોઇક પ્રસંગે ઝપટના બોલનારથી આ અપવાદ પ્રમાણે બોલી જવાયછે કે; જેમકે બેશી જાઓ, નાશી ગયો.

---

# पहेला दर्वेशनी वार्ता

( પાછળથી ચાલું. )

મને તો એના વગર જરાએ ચેન પડતું નહીં. એ વખતની જૂદાઇનું દુઃખ મારાથી કહી શકાતું નથી. મારા મોહોબદારોમાંથી એક મોહોબદાર એ ખટપટથી વાકેફ હતો. મેં તેને બોલાવીને કહ્યુંકે હું તને એક હજાર મોહોર આપુંછું, તેમાંથી તે છોકરાને વાસ્તે સુંદર એક મકાન મારા મેહેલની નજીક અપાવ ને બાકીના પૈસા વધે તેના ભંડોળ વડે તેની પાસે ઝવેરીની દુકાન મંડાવ. ને તે કોઇ તરેહ હેરાન ન થાય એવી ગોઠવણ કરવામાં ચૂકીશ માં. થોડી મુદતમાં એની દુકાન એવીતો જમી કે તેની ખરીધ્ધરી કરી શકે એવો ઝવેરી આ શેહેરમાં તો શું, બલકે આજુબાજુના દેશોમાં કોઇ પણ નહોતો. પણ તેની જૂદાઇ મારા ગુલબદનપર કાંટાની માફક ખૂંચતી હતી.

નિદાન, સુરંગની તદબીર સૂઝવાથી પેલા ખોજાને પેગામ આપી ઝહવેરી પાસે મોકલ્યો, તેણે પોતાની હવેલીથી મારા મેહેલ સુધી બે માલમ ભીતરાંઉ સૂરંગ ખોદાવી, ને તે તે રસ્તે નિર્વિઘ્નપણે સંધ્યાકાળે આવતો હતો. હું ને તે છાંટો પાણી (દારૂ)લઇ આખી રાત એશઆરામમાં ગુજારતાં.

પાછલી રાત્રે ખરસિયું (ઠગલિયું,)ઉગતું, ને મૂલ્લાં મસીદમાં બાંગ પૂકારતો, ત્યારે તેને ખોજો પેલે રસ્તે હવેલીમાં મૂકી આવતો. આ ગડબડ બે દાઇ (જેમણે મને દૂધ પાઇને ઉછેરી હતીતે) તથા એ ખોજો એ વિના કોઇ ચોથું માણસ જાણતું નહોતું. ઘણા દહાડા લગણ એ પ્રમાણે ચાલ્યું. હમેશના રિવાજ પ્રમાણે એક દિવસે ખોજો તેને બોલાવા ગયો. જૂએછે તો સોદાગર તે દીવસે ઘણી મુશીબતમાં પડ્યો હોય તેવો દેખાયો. એવી હાલતમાં તેને મારૂં કહેણ પોહોચ્યું. પણ તેણે તેનો કાંઇ પણ ઉત્તર ન આપ્યો. ખોજાએ ફરીથી પૂછ્યું "કેમ સાહેબ કુશળછો? શાવાસ્તે ઉદાસછો? ચાલો તમને હજૂરે યાદ કર્યાછે." પણ તેનો એ કાંઇ ઉથલો ન આપતાં મૂંગે મોએ સાંભળ્યાં કીધું. ખોજો બચારો એકલો પાછો આવ્યો, ને તેણે મને સારૂં વૃત્તાંત કહ્યું.

નિમકહરામી ઇશ્ક તથા પ્યાર આખરે બેવફા થઇ ફજેત કરતા છે, એવું હું પ્રથમથીજ સમજી હોત તો તેની જાળમાં ન ફસાત. ઓહો! કામદેવ તારે આધીન ઇંદ્ર સરખા થઇ ગયાછે, તો બીજાતો શા હિસાબમાં જેઓ કામને વશ થાયછે, તેઓ હમેશાં હેરાન થાયછે! જૂઓ લેલીને મજનું. અરે હવે મારૂં ડાહાપણ શા કામનું, વિધાત્રાના લેખ કયાંથી મટવાના? "કહેવત છે કે ડાહ્યા ભૂલે પણ લખ્યા ન ભૂલે." તેથી મેં ખોજા સાથે ફરીથી ચીઠી લખી મોકલી. ત્યારે તે મારી પાસે આવી કહેવા લાગ્યો કે આપે મારી બીજી તકસીરો માફ કીધીછે, તેવીજ આ પણ આપ માફ કરશો? હુંતો તેને દિલોજાનથી ચહાતી હતી તેથી તેની ફરેબી વાતોપર ભૂલવાઇ દિલદારીથી પૂછવા લાગી કે આજે એવું શું દુઃખ પડયું, કે દીલગીર છો? જો તમે તેના કારણથી મને વાકેફ કરશો,તો મારાથી બનશે એટલી યુકતી કરી તમને સુખી કરવાને પાછી પાની મૂકનાર નથી. આખર તેણે કહ્યું, કે મારી હવેલીની નજીક સુંદર બાગ ને સરસ ગાનારી એક લોંડી એ બનેં જોડે તેની માલીક વેચેછે. બાગની કીમત એક લાખને લોંડીના પાંચ લાખ રૂપૈઆ કરેછે. તે ખરીદ કરવાને મને ઘણી હોંસ છે. પણ એટલાં નાણાં હાલમાં નગદ ન હોવાને લીધે લાચાર છું. તેથી હું ઘણો આજુરદા હતો. મેં તેજ વખતે ખોજાને કહ્યું, કે આવતી કાલે બાગ તથા લોંડી ખરીદ કરી સોદાગરને હવાલે કરજો. મારી આવી મેહેરબાનીથી તેને એટલીબધી ખૂશી હાંસલ થઇ કે હર્ષથી તેનું બદન ફૂલી જામાની કસો ટૂટી ગઇ. સવાર થઇ ત્યારે સોદાગર પોતાની હવેલીએ ગયો. ખોજાએ સંપૂર્ણ રીતે ફરમાન બજાવી સોદાગરની ઇચ્છા પૂર્ણ કરી.

સરદ ઋતુ ઉતરવા આવી હતી, એવામાં એકા એક વાદળ ચઢી આવી ઘોર અંધારૂં થઇ ગયું!! પવન ફૂકાવા માંડયો. મીઠા મોટા કડાકા ને વીજળીના ઝબકારા થવા લાગ્યા! વરસાદની છાંટી પણ ફર ફર ધીમે ધીમે પડવા માંડી. લાલ, ગુલાબી અને વાદળી રંગ ખીલી રહ્યા. મોર, બપૈયા મધુર સ્વરે વરસાદજીને રીઝવવા લાગ્યાં. દેડકાંપણ બેસૂરો રાગ આરડતાં હતાં. ગવૈયાઓ મલાર રાગમાં ગુલતાન બની રહ્યા હતા, પૃથ્વીએ લીલુ ચીર પેહેર્યું હતું!! આવા પ્રસંગે માસુકના નવા બાગને જોવાની જીજ્ઞાસા થવાથી એક દાસીને લઇ સૂરંગ વાટે તેની હવેલીમાં થઇ બાગમાં જઇ જોઉં છું,

તો રંગી બે રંગી પક્ષીઓ ઝાડો પર કલોલ કરી મીઠે સ્વરે ગાયન કરી રહ્યાં છે. લીંબોળીઓ પર લીંબૂ લચી રહ્યાં છે. તે પર વિદ્યુતનું અજવાળું પડ વાથી સોનેરી રંગનાં માલમ પડતાં હતાં. મોગરો, જાય, ચંબેલી ને ચંપાના ફૂલો સુગંધે મેહેકી રહ્યાં હતાં. ગુલબાસના પંચરંગી પુષ્પોપર વરસાદના ફોરાં મોતીની ગરજ સારતાં હતાં. એક મોટા હોઝમાં લાલ, લીલી, ને આ સમાની રંગની માછલીઓ દોડાદોડ કરી રહી હતી. ને વચ્ચે ફુવારો ઉડ તો હતો. તેના સામેના દરવાજા પર જંગાલી રંગના મિનાની કમાન સાચી તારા ટપકી વડે બિરાજી રહી હતી. ધણક પેચના પેલાની એરાણો માંડવા ઓ પર બેબહા શોભી રહી હતી. આવા કૈલાસપુરી સરખા બાગમાં એ ક બંગલો જોવામાં આવ્યો. ને હું જેવી તે બંગલામાં જવાની ઇચ્છા કરૂં છું એટલામાંજ પેલા ઝવેરીએ મને જોઇ. તેવોજ મારી પાસે આવી હાથ પકડી બંગલામાં લઇ ગયો. એ બંગલામાં જે બિલોરી કાચની સામા ન હતી તે બરેખાત તારીફ કરવા લાયક હતો. તમામ બંગલો જેવાં જોઇએ તેવાં રાચ રચીલાંથી શણગારેલો હતો. ધીમેધીમે સૂર્યનારાયણેતો છેક જ વિદાયગીરી લીધી. આકાશમાંનાં વાદળાં ખસી ગયાં. નિર્મળ આકાશમાં માહતાબની રોશની ખીલી હતી. રંગબેરંગી ઝૂમરોમાંથી દીપકના પ્રતિબીંબો ચંદનીમાં પડી ઘણી ખૂબીથી બીરાજી રહેતા હતાં. એ વેળા નો રચનાનું વર્ણન મારાથી થઇ શકતું નથી. બગિચાના એક બાગમાં એક મોટો બુરજ હતો. કે જેપર ચડી જોયું હોય,તો તમામ શેહેર નીચે વસેલું માલમ પડતું હતું. મને તે ત્યાં લઈ ગયો, ને તે પરથી જૂદા જૂદા રંગની હવાઇઓ. તથા કેટલીક તરેહની આતશબાજી છોડી. એવામાં કુબજા સરખી એક સ્ત્રી હાથમાં દારૂનો શીશો ને ગ્લાસ લઇને આવી. તેને જોતાંજ મને ઘણી ચીતરી ચઢી, ને મેં કહ્યું, કે હે સોદાગર તમે આ તોફા આદમી ક્યાંથી ખરીદ કર્યું છે? સોદાગરે કહ્યું. સાહેબજી, પાંચ લાખની વોહોરત એછે,

ખીમજી પ્રેમજી.

---

## ગૂજરાત ટ્રેનિંગ કાલેજની છમાસિક પરીક્ષા.

### બીજું વર્ષ.

( પાછલા આંકનું સાંધણ. )

### લેખાં

૧ શેરની કળથીની અને ખાંડીની કઈ કઈ કુંચીઓ બીજા કયા તોલની સાથે મળતી આવેછે તે બતાવો.

૨ ૭ મણના ૯ રૂપીઆ તો ૧ા મણ અને અઢીશેરનું શું? આની કુંચી શીછે અને તે મૂળ કઇ કુંચી ઉપરથી નીકળીછે.

૩ ૩૮૫ અને રૂ૧૧૦)ના ભાવની રૂ૭૦૦) વરેળીછે તો તેની કેટકેટલા ની હુંડીઓ આવશે તે કેથી રીતે ગણી બાતાવો.

૪ સાકર મણ ૩૫ બારદાન સુદ્ધાંતછે તેમાં દર મણે બારદાન ૩ શેર અને તોલ ૪૨ ને પ્રત મણના રૂ૯ાાા— લેખે શી કિંમત.

૫ વ્યાજનો સાર ગણવાની રીતનું તથા તેરીએ સારના સેંકડાને ગુણવ થી આના ને સેંકડા ઉપર વધેલાને ગુણવાથી બદામ આવેછે તેનુ કારણ બતાવો.

### ભૂમિતિ

૧ ત્રિકોણના ૭ પરિમિતોમાંથી ત્રણ ત્રણ પરિમિતો લેતાં બે ત્રિકોણો કેટલે પ્રકારે કઇ કઇ પ્રતિજ્ઞામાં એકરૂપ કરી બતાવ્યા છે.
કયાં કયાં ત્રણ પરિમિતો લેતાં બે ત્રિકોણો એક રૂપ થતા નથી અને તે કઇ બાબતમાં મળતા આવે છે તે લખો.

૨ પુનઃ પ્રવેશક ખૂણો કોને કેહે છે અને દરેક આકૃતિમાં પુનઃ પ્રવેશક ખૂણા કેટલાક થાય તે શી રીતે જણાય છે તે સિદ્ધતા સાથે બતાવો.

૩ ૪૭ મી પ્રતિજ્ઞા પ્રસિદ્ધ રીતે ન કરતાં બીજી ત્રણ રીતમાં ગમે તે બીજી રીતે સિદ્ધ કરી બતાવો.

૪ આપેલા પાયા ઉપર દરેક બાજુ તેનાથી બમણી થાય એવા તથા માથાના ખૂણા કરતાં પાયા તરફનો ખૂણો ⅓ થાય એવી રીતના બે સામાં બાજુ ત્રિકોણો બનાવો.

## સંસ્કૃત.

૧ परिहित, उदपद्, अध्यूपिवस અને उपानह એ શબ્દોના વ્યુત્પત્તિ તથા અર્થ તથા એ શબ્દોનું પ્રથમાનું એક વચન, બહુ વચન દ્વિતિયાનું બહુવચન; તૃતિયાનું એક વચન પંચમીનું દ્વિવચન તથા બહુ વચન; સામમીનું બહુ વચન લખો.

૨ વહાલો, અજવાળું અંધારૂં, પુન્યવાળો, રસ્તો, વીજળી, કાદવ, સુરેકેલી એના સંસ્કૃત શબ્દ આપો.

૩ निसद्‌ એમાં स નો ष શી રીતે થાય છે ? એ બંને ધાતુ આલિસા કાળનાં અને કૃદંતોનાં રૂપ આપો.

---

## પહેલું વર્ષ.

### ભૂગોળ.

૧ એશિઆ ખંડના પર્વતોનાં નામ, તેઓ ક્યાં છે, ને કઇ દિશાથી કઇ દિશામાં જાય છે તે કહો.

૨ ભૂમધ્ય સમુદ્રનો નકશો કાઢો, ને તેમાં જે અખાત, સામુદ્રધુની, બેટ, ભૂશિર આવ્યાં હોય તે તથા કિનારા પરનાં મુખ્ય બંદરો લખો.

૩ બ્રહ્મપુત્રા નદીની શાખાઓનાં નામ આપો.

૪ અમેરિકાખંડમાં ક્યાં ક્યાં સરોવર છે?

૫ કારોલૈન, ટેરાડેલ ફયુગો, સકોટ્રા, ન્યુઓરલિન્સ, પોર્ટનેટલ, માઝના-ગ્રિઅ, લીપ, જગત, હોબી, નિગ્રોપાન્ટ. આડિલેડ, હડસન, મકેન-ઝી, લેડન, જિટલમેલ્ટ શું છે ને ક્યાં છે?

### વ્યાકરણ.

૧ પ્રથકાર્થ સ્વવાચ્ય સર્વનામ ક્યાં ને તે ક્યારે વપરાય!

૨ સાધિત ક્રિયાપદ કેટલી રીતે થાય છે તે ઉદાહરણ સહિત લખો.

૩ મૂળ તથા ધાતુ એટલે શું!

૪ અકર્મક તથા સકર્મક વર્ણના પેટા વિભાગ ઉદાહરણ સહિત લખો.

૫ ભેદ કયા કયા છે તેનાં રૂપ તથા અર્થ!

૬ ક્રિયાપદના શુદ્ધ અને મિશ્રકાળ ઉદાહરણ સહિત લખો.

૭ કૃદંત ક્યા ક્યા છે તે ઉદાહરણ સહિત લખો.

૮ કાળ તથા કૃદંતના પ્રત્યય લખો.

૯ અપૂર્ણ ક્રિયાપદ કોને કહે છે?

૧૦ વિકૃત અને વિકારક એટલે શું?

૧૧ "કરણી જે કરવા થકી કોપે તું કિરતાર, તે કદી મેં નહીં કંઇ કરી, તોઆ શી શીર માર" એનું પદચ્છેદ કરો.

## વાક્ય વિન્યાસ.

૧ સંયુક્ત અને સાન્વય વાક્યની વ્યાખ્યા, અને ભેદ એટલે તે કેમ ઓળખાય છે તે ઉદાહરણ સાથે વિસ્તારથી લખો.

૨ અન્વય એટલે શું? કવિતામાં અને ગદ્યમાં અન્વય વપરાય છે તેમાં કવિતામાં જે અન્વય વપરાય છે તે તથા ગદ્યમાં જે અન્વય વપરાય છે તેમાં ફેર શો છે તે ઉદાહરણ સાથે સમજાવો. ને વાક્ય રચનાના હરકોઇ ચાર નિયમ (બધા વિશેષણના ન આવે) ઉદાહરણ સાથે લખો.

૩ સંયુક્ત વાક્યમાં ઉપવાક્ય પેહેલું ક્યારે આવે ને છેલું ક્યારે આવે તે દાખલા સાથે સમજાવો.

## ઇતિહાસ.

૧ ગવર્નર જનરલ ક્યા ક્યા થયા ને તેમની વખતમાં જાણવા લાયક શી શી વાતો બની તે લખો!

રેગ્યુલેટિંગ આકટમાં શી વાત હતી?

૩ હેસ્ટિંગ્સના ઉપર વિલાયતમાં જે તોહોમત મૂકવામાં આવ્યાં હતાં તે સંબંધી વાત તમે જાણતા હો તો લખો.

૪ ઇ૦ સ૦ ૧૭૪૪ માં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઇ થઇ તેનું કારણ લખો.

૫ ક્લાઇવે છેલ્લી વખત આવી શો બંદોબસ્ત કર્યો?

૬ પ્લાસી, અંબુર, વાંદેવાશ, કંડોર, ગેરીઆ એ ઠેકાણે કોની કોની લડાઇ થઇ ને તેની ટૂંકામાં હકિકત લખો,

૭ ટીપુના રાજની વેહેંચણ શી રીતે કરી તે વિષે જાણતા હો તે લખો.

## કવિતા.

૧ નીચેના છપ્પયનો અન્વય કરો.

શ્રીફળમાં શું હોય? દગો કરતાં શું હારે?
અધિક ગામડાં માંહ જહે કોણ પદવી ધારે?
મટે નહીં તે કોણ? પરમ દુઃખ સૌથી શું છે?
દાટી આદ્ય ને અંત, તહાં જે નામ રહ્યું છે.
વાચા અવિચળ એ દેવ છે, રાખી રહેમ નજર રહે.
દન દન પદ આદિ વરણ પર, મધ્ય વરણ કવિજન કહે.

૨ નીચેની ચોપાઇના ઉચ્ચાર પ્રમાણે બાળબોધી અક્ષરે ગણ લખો:
શોધ્યા પાટણ ગામ ગંભીર, નિરમળ છે અરણ્યનાં નીર;
ભૂપત સંગ એક બારે ભૂપ, રાજ તેજ રૂડું રૂપ.

૩ હરિગીત છંદનું માપ લખો.

૪ નીચેની કવિતાના તાળ લખો.

ફૂલ્યો શું ફરે છે રે ભૂલ્યો ભવ કૂપમાં પડ્યો.
મનુષ્ય દેહ રૂપી રે આવ્યો મણી હાથે ચડ્યો.
ડાહ્યો થઇ દુનિયામાં ફરે છે તેણે સર્યું શું તારૂં કાજ?
તેં ન જાણ્યું જે જાવું પલકમાં કેમ કરી રહેશે લાજ!
ડહાપણ તારૂં જાણ્યું રે જ્યારે જમ હાથે ચડ્યો!

૫ ગણ બાંધવાનું કારણ શું? ને તે આઠજ કેમ કર્યા. ને ગણ બાંધ્યા ન હોત તો શી અડચણ પડત.

## સંસ્કૃત.

નીચેના વાક્યોનો ગુજરાતી ભાષામાં અર્થ લખો.

१ योधस्य पाणौ खड्गो ऽस्ति.
२ प्रासादा ज्जनं पश्यति नृपः
३ तिलेभ्यः प्रति यच्छति माषान्.
४ मैत्रा वरुणौ मन्त्रै रिन्द्रमाह्वयति.
५ बुधः शास्त्रे स्तत्वमवगच्छति.

६ गिरि आरोहति.
७ यदा रामस्य चित्ते स्वकृत्यं तिष्ठति तदा कदापि पापं ना चरति.
८ सुष्ठु कथयति जनकं वेदस्यार्थं कुत्र गच्छती ति केशवलालं पृच्छति.
९ अधुना यत्रान्न मारोहाति तत्र पुरा अरण्यन भवत्.
१० वृथा यत्नेन किं तत्व मेव प्रमाणं.

૨ નીચેનાં વાક્યોને સંસ્કૃતમાં લખો.
  ૧ પૈસાવાળા માણસો હવેલીઓમાં રહે છે.
  ૨ વાડીઓની ખૂબસુરતીથી હું ખુશ થાઉં છું.
  ૩ સેનાપતિ ગામે ગામ સિપાઇઓને લઇ જાયછે.
  ૪ બ્રાહ્મણો રાજાઓ પાસેથી દોલત મેળવે છે.
  ૫ બ્રાહ્મણો (બે) મંત્રોથી દેવને બોલાવે છે.
  ૬ માણસ શત્રુને તરવારથી મારે છે.
  ૭ નગરમાં લૂગડાં છે. (તે) રામ સારૂ મોડો લાવે છે.
  ૮ આજ રત્ન સારૂ સોનું શોધે છે.
  ૯ ચાકર ટોચ ઉપર ચડેછે (ને) પરોણાને બાગમાં લઈ જાયછે.
  ૧૦ ઘરમાં કજીઓ સુખ (નો) નાશ કરેછે.

૩ प्रसाद, अधिपति આ બે શબ્દોનું રૂપાખ્યાન કરો.
૪ દરેક ગણના અપવાદ ધાતુઓ બતાવો.

વિદ્યા.

૧ વક્રિભવન અને પરાવર્તન વિશે જાણતા હો તે ટૂંકામાં લખો.
૨ લેન્સ કેટલી જાતના છે, અને તેથી શું થાય છે અને લેન્સ એટલે શું ?
૩ આંખની રચના ચિત્ર સાથે સમજાવો.
૪ વીજળી કેટલી રીતે ઉત્પન્ન થાય છે, અને તેમાં આકર્ષણ કેટલી જાતનું છે?
૫ તારનું વર્ણન સમજાવો, એટલે, તારમાં ખબર શી રીતે મોકલે છે

તેનું ટુંકામાં વર્ણન કરો. ચિત્રની જરૂર પડે તો કાઢજો.

૬. ગરમીના પાઠમાં અગ્નિને વાહક અને મંદવાહક એ બે શબ્દ લગાડેલા છે તે શા કારણથી આપ્યા તે સમજાવો.

૭ રેંટ ચિત્ર સાથે સમજાવો ને તેના નિયમ આપો.

૮ હોકાયંત્ર એટલે શું અને તે શું બતલાવે છે ? અને શા કારણથી તે લખો.

---

## ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષાનું ધોરણ.

જાવક નંબર. ૧૩૪

મેહેરબાન, ઇન્સ્પેક્ટર સાહેબ બહાદુર, ઇંગ્રેજી યાદી નંબર. ૬૬૮ તા. ૧૪મી સને હાલમાં ફરમાવે છે કે ટ્રેનિંગ કાલેજમાં દાખલ થનારા ઉમેદવારની પરીક્ષા નવા પાંચમા ધોરણમાં લેવામાં આવશે. માટે આ ખબર ગૂજરાત શાળાપત્રમાં દાખલ કરવાની મહેરબાની કરશો—

મુ૰ મહુધા તા. ૮-૬-૭૨

MOTIRAM RAJARAM

દિ. એ. ઇ. વિ.

---

## સરક્યુલર

જા. નં સને ૧૮૭૨-૭૩ નં. ૧૪૦

ઇજતે આસાર ખેડાજીલ્લાની સરકારી નિશાળના મહેતાજીઓ.

લખવાનું જે નોકરીમાં દાખલ થનાર ઉમેદવારોને સરટિફિકેટ આપતી વખત ઉમ્મર નક્કી કરવાને ઘણી અડચણ પડે છે સબબ મહેરબાન ઇન્સ્પેક્ટર સાહેબ બહાદુર ફરમાવે છે કે નિશાળોના રજીષ્ટરમાં જે ઉમ્મર લખી હોય તેજ ખરી સમજવાનો આધાર છે. માટે તમારે દરેક વિદ્યાર્થીનું નામ રજીષ્ટરમાં દાખલ કરતી વખત તેના માબાપથી પકો તપાસ કરી ઉમ્મર લખવાનો રિવાજ રાખવો.

૨ હાલમાં જે વિદ્યાર્થિઓની ઉમ્મર રજીષ્ટરમાં નોંધી હોય તેનો પણ ખાત્રી કરી તે પ્રમાણે રજીષ્ટરમાં લાલ શાહીથી સુધારવું તા. ૧૩-૬-૭૨ મુ. મહુધા.

MOTIRAM RAJARAM,

ડીપૂટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર

ખેડા વિભાગ.

# કેળવણી ખાતાની ખબર.

## ખેડા વિભાગની સરકારી નિશાળોમાં સદ્ગૃહસ્થો તરફથી

## ઈનામ અપાયાં તેની યાદી.

૧ મોજે રાસકા તાલુકે મેહેમદાવાદની સરકારી નિશાળમાં આસિસ્ટંટ કલેકટર મેહેરબાન કુકસાહેબે રૂ૦-૮-૦નાં પતાસાં વેહેચ્યાં છે. તા.૨૭-૧૧-૭૨

૨ મોજે કણબા તાલુકે બોરસદની નિશાળમાં ત્યાંના મુખી મેહેરબાઇ બાઇબાએ ૨૦-૧૪-૦ની ચોપડીઓ તથા મતાદાર દાજીભાઇ મેહેરે ૨૧-૫-૦ના ખડીઆ વેહેચ્યા છે. ૨૪-૧-૭૨

૩ મોજે ઢુડાદરા તાલુકે કાસરાની નિશાળમાં ડાકોરના સદ્ગૃહસ્થ પંડ્યા અંબાલાલ જીવરામે ૨૫-૨-૦ની ચોપડીઓ વેહેંચી તથા નરોતમ દાજીભાઇએ ૨૦-૮-૦ની મીઠાઇ વેહેંચી છે. તા.૨૭-૧-૭૨

૪ કસબે માતરની નિશાળમાં ડીસ્ટ્રીક્ટ ડીપુટી કલેક્ટર સાહેબ બમનજી એદલજી એ ૩૩-૦-૦નાં પતાસાં વેહેંચ્યાં છે. તા. ૧૭—૨—૭૨

૫ કરમસદ તાલુકે આણંદની નિશાળમાં નડીઆદમ્યુનસીપલખાતાના સેક્રેટરી મી. ફરામજી મંચેરજીએ ૨૧-૦-૦ની મીઠાઇ વેંહેચી છે તા. ૨૭-૨-૭૨

૬ મોજે વડતાલ તાલુકે નડીઆદની નિશાળમાં ખેડાજીલ્લાના કલેક્ટર મેહેરબાન શેફર્ડ સાહેબે છોકરા તથા છોકરીઓને મીઠાઇ વેહેચવા માટે ૩૩) આપી ગયા તેની મીઠાઇ લાવીને વેંહેચી છે. તા.૧૦-૨-૭૨

૭ કસબે ઉમરેઠની અંગ્રેજી નિશાળમાં ત્યાંના સબઆરડીનેટ જડજ રા૦ જોશી હરિલાલ અંબાશંકરે એક વાગતું ઘડિઆળ નિશાળના ઉપયોગ માટે અર્પણ કર્યું છે. તા. ૪-૪-૭૨.

રવાને તા. ૧૯મી એપ્રેલ સને ૧૮૭૨ } Motiram Rajaram
મું૦ નડીઆદ } ડીપુટી એજ્યુકેસનલ ઇનસ્પેકટર

ખેડા વિભાગ.

---

જાવક નંબર ૫૧૦ સન ૧૮૭૨-૭૩

| નિશાળનું નામ. | કઈ તારીખ. | કેટલી રકમ. | કોને. | કોના તરફથી. |
|---|---|---|---|---|
| વરાડ પ્રા. બારડોલી. | ૪—૫—૭૨ | ૧—૦—૦ | છોકરાને | ૧—૦—૦ મેહેરબાન સુરતજીલ્લાના થર્ડ આસિસ્ટંટ કલેક્ટર શાહેબ. |
| પુના પ્રા. માંડવી. | ૨૬—૪—૭૨ | ૧—૪—૦ | એજન | ૧—૪—૦ કોલી ગોસાંઇ હરિભાઇ. |
| તરસાડા પ્રા. માડવી. | ૨૫—૩—૭૨ | ૧—૦—૦ | એજન | ૧—૦—૦ કમેટીના મેંમબરોએ. |
| વરાછા પ્રા. ઓરપાડ. | ૧૫—૪—૭૨ | ૫—૦—૦ } ૧—૦—૦ } | છોકરાને | મ૦ ૬—૦—૦ ઠાકોર ઇશ્વરસંગજી હરિસંગજીના સેલોત નિરયાનંદ રતનેશ્વરે. |
| મોરથાણ પ્રા. ઓરપાડ | ૧૫—૩—૭૨ | ૨—૦—૦ | એજન. | ૨—૦—૦ મેહેરબાન સુરતજીલ્લાના આસિસ્ટંટ કલેક્ટર ઓલીવંટ સાહેબે. |
| બારડોલી તાલુકા સ્કુલ. | ૧૯—૪—૭૨ | ૧—૯—૬ | એજન. | ૧—૦—૦ શેઠ દેવા વીરજી ૦—૯—૬ બારડોલી કન્યાશાળાના મેહેતાજી નથુરામ મહાદેવ. |
| સરી ખુજરંગ પ્રા. બારડોલી. | ૧—૫—૭૨ | ૧૩—૧૨—૦ | એજન. | ૧) પટેલ પરાગ. ગોપા ૧) પટેલ નારણ હરી. ૧) પટેલ જીવણ સુરભાઇ ૦)૮ પટેલ કુવર પરાગજી. ૦)૮ પરસોતમ કુલભ. ૦)૮ બલુ ચીણા ૦)૮ જીવણ નાગર. ૦)૪ વસન સવરામ. ૧) ભટ ભગવાન ગોસાંઇ ૧—૦—૦ કુલભ મોરાર ૧—૦—૦ જોઇતા મકન. ૧—૦—૦ નાથાશામતાજી. ૧—૦—૦ ભીમા વગતાજી ૦—૧૨—૦ પરશોતમ મૂળજી ૦)૪ રામા કલ્યાણજી ૦—૮—૦ કુલભ લાલા સુથાર. ૦—૮—૦ બેરામજી દાદાભાઇ ૦—૮—૦ હીમરાજ જોધાજી |
| બારડોલી કન્યાશાળા. | ૧૮—૪—૭૨ | ૧—૦—૦ | છોકરીને | ૧—૦—૦ બારડોલી તાલુકાના મામલતદાર સાહેબ. |
| ચાંકલી તાલુકા સ્કુલ. | ૮—૪—૭૨ | જામેજમશેદ રીડીંગ | | મુંબઇના શેઠ દારાબજી હોરમસજી. |
| | | ૬ ન્યુસપેપર, રમમાં | | |

ગૂજરાત શાળાપત્રના લવાજમ વગેરેનાં નાણાં આવ્યાં તેની પહોંચ,
તા. ૧ જુન સને ૧૮૭૨થી તા. ૩૦ મી જુલઈ સને ૧૮૭૨ સુધી.

| | સને ૧૮૭૦ | સને ૧૮૭૧ | સને ૧૮૭૨ |
|---|---|---|---|
| ડ્રાંઇંગમાસ્તર નરસિંહરામ ફુલભરામના તરફથી. | ૦-૦-૦ | ૧-૦-૦ | ૦—૦-૦ |
| મેહેરબાન રેવાકાંઠા પંચમાહાલના, ડે. એ. ઇ. તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૮૭—૦-૦ |
| મેહેરબાન કેળવણી ખાતાના ડાયરેક્ટર સાહેબ તરફથી. | ૦-૦-૦ | ૧૦૦-૦-૦ | ૦—૦-૦ |
| અમદાવાદ ટ્રેનિંગ કૉલેજના તરફથી. | ૧-૦-૦ | ૧-૦-૦ | ૧—૦-૦ |
| વલોની નિશાળના મહેતાજીના તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧-૧૧-૦ |
| અમદાવાદ પ્રાક્ટિસીંગ સ્કુલના હેડમાસ્તર તરફથી. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૧—૦-૦ |
| કુલ | ૧-૦-૦ | ૧૦૨-૦-૦ | ૧૦-૧૧-૦ |

પુસ્તકની પહોંચ.

"મૂરખો" અમને પહોંચ્યો છે. એમાં મૂરખા વિષે હસામણી વાતો ચાલે છે તે ઉપરથી એક સંબંધની વાર્તા ઘડી કહાડેલી છે. એમાંના ઘણા ખરા પ્રસંગો અસંભવિત છે, પણ હાસ્યરસમાં અસંભવિતપણું કેટલાએક દરજ્જે જરૂરનું છે. વાપા શુદ્ધ અને સાહેલી ઘણે ઠેકાણે જોવામાં આવે છે. એની કિંમત બાર આના અને બનાવનાર કતારગામની તાલુકા સ્કુલના હેડમાસ્તર બાઇ મંછારામ ઘેલાભાઈ છે. ગી. નગીનદાસ તુળજાદાસને એ પુસ્તક પ્રેમભાવે અર્પણ કીધું છે.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

AUGUST 1872

પુસ્તક ૧૧ મું. આગષ્ટ. સન ૧૮૭૨. અંક ૮ મો

જો'તાં જી બહુ મોટું પુણ્ય, નામ તેમ છે કામ—
કર અંતે મનહીતની, ખરી નીતિ ધરિ હામ.

| અનુક્રમણિકા. | પૃષ્ઠ. | Contents. | Page. |
|---|---|---|---|




(કેળવણીખાતાના હુકમથી.)

અમદાવાદ મધ્યે આંબાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જેનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.
(મૂલ વરસે રૂ ૧ આગાઉથીજ)

# गूजरात शाळापत्र

પુસ્તક ૧૧ મું. આગષ્ટ સને ૧૮૭૨. આંક ૮ મો.


## मेघदूत काव्य.

त्यांथी जा कनखल[1] स्थल ज्यां गळ, जान्हविजी[2] उतरेय
शैलराजना[3] ढाळ उपरथी—स्वर्ग निसरणी जाणेय
सगर[4] तनुजनी साची—

૫૭ ૧. હિંદુસ્તાનની ઉત્તરે હાલ હરિદ્વાર કરીને મોટું યાત્રાનું તીર્થ છે તેનાથી બે માઇલ ઉપર કનખલ નામનું ગામડું છે તેજ એ. હાલ ત્યાં ગંગાનદી પર્વત ઉપરથી ઉતરતી નથી અને તેમ તેની કીર્ત્તિ પણ હાલ ઝાઝી નથી. હાલ હરિદ્વાર મોટું તીર્થ ગણાય છે. એમ લાગે છે કે ૧૯૦૦ વર્ષની દરમ્યાનમાં ગંગાનદીનો પટ બે માઇલ આઘો જતો રહ્યો. —૨. ગંગા, જન્હુ ઋષિની પુત્રી કેમકે એ ઋષિ એનું આચમન કરી ગયા હતા અને પછી ઘણા કાલાવાલાએ પોતાની જાંગમાંથી કહાડી હતી. —૩. પર્વતોનો રાજા, હીમાલય.—૪. સાગર નામનો આસલ એક મોટો પ્રતાપી રાજા થઇ ગયો છે, અને તેના રથના ચક્રથી સાત સાગર થયા છે એમ કહેવાય છે. એ રાજાએ ઘણા અશ્વમેધ કીધા હતા, અને છેલ્લા અશ્વમેધની વેળાએ એનો ઘોડો છૂટો મૂક્યો હતો તેને ઇંદ્ર પોતાની ગાદી જવાની દહેશતે પાતાળમાં કપિલ મુનિના આશ્રમમાં મૂકી આવ્યો હતો. એ ઘોડાને શોધતા શોધતા સગરના ૬૦૦૦૦ છોકરા ત્યાં બૂમો પાડતા આવી પહોંચ્યા. કપિલ મુનિએ ક્રોધ ભરી આંખે ઉંચું જોયું કે તે બળીને ભસ્મ થઇ ગયા. એ અકાલ મૃત્યુ પામેલા રાજપુત્રોના કલ્યાણને અર્થે ગંગાજીની જરૂર પડી અને તેથી તેને સ્વર્ગમાંથી ભૂલોકમાં આણવાને સાગર અને તેના વંશજોએ ઘણા તપશ્ચર્યા કીધી, પણ તેના પ્રપૌત્ર ભાગીરથે એ કામના સિદ્ધ કરી. પ્રથમ પૃથ્વીઉપર પડી અને શિવજીએ પોતાના માથા ઉપર ધારણ કરી તે આજ જગાએ, એ કથાને અનુસરી તથા ઢોળાવ ઉપરથી પડતી ગંગાનો દેખાવ જોઇને કાળીદાસ કલ્પના કરે છે કે શું આ ખરેખરોજ સ્વર્ગ જવાની નીસરણી તો નહીં હોય?

अहे उर्मी उंचे इंदुने, फिण खुब्र उछळे छे!
शुं गौरिभ्रकुटि भणि हसती ते शिव केश झाले छे? ९७

---

जो जळप्राशन करवानुं मन थाय तने ते ठाम,
पाछलुं अंग गगनमां टेकी करने तुं शुभ काम
¹दिग्गज पेरे नमीने.
पडि छाया तारी ²शुभ्रे स्फाटिक सम जळमां!
शुं सुंदर संगम यमुनानो थयो ³अन्यज स्थळमां! ९८

---

૧. છોળ, મોજાં, લહેરો. ગંગાની લહેરો ઉંચે ચંદ્રને અડકતી જોઈ કવિ કલ્પના કરે છે કે શું ચંદ્રમૌલિ જે પોતાના પતિ શંભુ તેની જટાકમાં ઝાલવા જાય છે? અને ઊછળતા ફીણની શફેદી જે કે હમેશાં સ્વચ્છતાની મૂર્તિ મનાએલી છે તે જોઇને કહે છે કે એ તો ચીઢવાતી પાર્વતી સામું પ્રેમગર્વથી હસે છે. આ ઠેકાણે ગંગા અને પાર્વતીનો સપત્નીભાવ શોકપણું વર્ણવ્યું છે. ગંગા શિવની સાથે લાડે છે, અને પાર્વતીથી એકની પ્રેમલીલા સહન થતી નથી તેના સામું જોઇને પોતે અભિમ હસતી જાયછે અને પોતાનું વહાલ વધારે બતાવતી જાયછે. મલ્લિનાથ કહેછે કે ચંદ્ર શબ્દ વાપર્યો છે તે ઉપરથી એમ સમજવું કે મણિમય વાળા પ્રીતમની સાથે શિવનો મુકાબલો કીધો છે.

૫૮ ૧. દરેક દિશાઓમાં રક્ષણકરવાને જે કલ્પિત હાથી મૂકેલા છે —૨. ધોળાં. જળનું વિશેષણ.—૩. પ્રયાગ સિવાય બીજી જગાએ ગંગા યમુનાનો સંગમ થયો! યમુનાના પાણીનો રંગ કાળો છે, અને તે ઠેકાણે ગંગાના જે ભાગમાં વાદળાની છાયા પડવાની એટલે તેટલો પણ કાળોજ જણાવવાનો.

प्होंच जइ तुं हीमाचळ पर्वत, [1]हिमे उजळो जेप,
जेनि शिलाओ बेठि सुगंधी कस्तुरि मृग बेठेय,
ज्यांथिज जान्हवि निकळे.
श्रम हर्त्ता शृंगे बेस! शी शोभा ते काळे!
शुं पार्वतिपीतनो पोठियो अंग[2] पंक उछाळे ! ५९

---

[1]पवन ऊठये; दव, देवदारुतरुस्कंधयुद्ध उत्पन्न,
जंगलि गायना पुच्छ गुच्छथी ठाम ठाम प्रजलन्त
कारि पर्वतने पीडे,
तो धारा तारि हजारोओ होलववो घटे छेः—
आतुरनी आरत हरवारे सज्जन संचे छे! ६०

---

૫૯ ૧. બર્ફ.—૨ કાદવ. હીમાલય પર્વતના શિખર ઉપર વાદળાં આવ્યાથી તે પોઠિયો દિસ ઉપર કાદવ ઉછાળતો હોય તેવા દેખાશે. કાદવ તે વાદળાં, અને પોઠિયો તે પર્વત, કેમકે બરફથી તે ધોળો થઇ રહ્યો છે.- પર્વતની સુગંધી તે શિવ સંબંધની પવિત્રતા.

૬૦. ભાવાર્થઃ—જો પવન ઉઠવાથી દેવદારના ઝાડની ડાળીઓનાં યુદ્ધને લીધે ઉત્પન્ન થએલો દવ જંગલી ગાયોના પૂછડાંના ગુચ્છાવડે ઠામઠામ આગ લગાડીને પર્વતને પીડા કરતો હોય તો, ઓ મેઘ, તારી હજારો ધારાવડે તે દવને હોલવી નાંખવો એ તને લાજમ છે, કેમકે સાધુ પુરૂષો ધનનો સંગ્રહ કરે છે તે માત્ર બીજા ગરીબોના દુઃખ હરવાને માટેજ. છેલ્લા ચરણમાં કાળીદાસે ઘણોજ ઉંચો વિચાર જણાવ્યો છે.—૨ સ્કંધના બાંધ અને ડાળીઓ એવા બે અર્થ થાય છે તે અત્રે બંને કામના છે.—૩ એ જંગલી ગાયના પૂછડાંના ચમર થાય છે. જ્યારે દવ લાગે છે ત્યારે એ પૂછડાં સળગે છે અને પછી તો ગાયો વનમાં ગભરાઇને દોડેછે તેથી ઠામ ઠાગ આગ લાગેછે.

तलप तुंपर मारे छे टप दइ [1]शरभ हस्तिनी भ्रांत
अंग भंग थावाज रीशे; तूं तो चंचळ जात
वात गगनसुं करे छे.
कर तड तड मार करा तणो—[2]हंस खडखड सामुं.
[3]अणसमज्युं आरंभे नथी कोण परिभव पाम्युं! ६१

---

कोक शिलापर शिवनुं हशे त्यां पगलुं पडेलुं [1]पुनीत,
[2]जोगिश्वरोए चढावेलां फुल चंदने ढांक्यु नित्य,
तेनि प्रदक्षिणा करजे;

---

૬૧. ૧. શરભ એ આઠ પગનું કલ્પિત પ્રાણી છે, અને તે હાથીનો કટ્ટો દુશમન છે. એને માટે એમ કહેવાય છે કે જ્યારે હીમાલય પર્વતના ઉચ્ચ પ્રદેશ ઉપર વાદળાં અથડાતાં અપડાતાં આવ્યા જોવછે ત્યારે હાથી છે એમ જાણીને શરભ તેની પછવાડે દોડે છે, અને જ્યારે તે વાદળું ઉચું ચઢી જાય છે ત્યારે તે ચીડવાઇને તેના ઉપર ઉંચો કૂદકો મારે છે. એ કૂદકાનું ફળ એટલુંજ થાય છે કે તેના હાડકાં મફતમાં ભાગે છે, કેમકે વાદળું તો કયાંનું કયાં ઉંચું ચાલ્યું જાય છે.—૨. કરાનો વરસાદ વરસાવી તેને માર મારવો એજ અહીંયા હસવું કલ્પ્યું છે.—૩. અવિચાર્યું કામ આરંભ કર્યાથી કયા માણસની અંતે હાસી થઇ નથી સૌની જ થાય છે. અણસમજ્યું કામ તે વાદળાને પકડવાની આશા રાખવી. જેમ ઉપલા શ્લોકને અંતે ધર્મપક્ષનો ઉંચો વિચાર આપ્યો હતો, તેમ અહીંયા નીતિનો ઘણો બારીક વિચાર આપેછે. ઠેકાણે ઠેકાણે કાલીદાસમાં આવાં બોધક કવિતાનાં પણ ઉત્તમ વચનો આવે છે.

૬૨. ૧. પવિત્ર—૨. જોગી લોકોએ ચઢાવેલાં ચંદન પુષ્પથી જે પગલું હમેશાં ઢંકાયું રહે છે તેની તું પ્રદક્ષિણા કરજે.

[3]જેનાં દર્શનથી જન માત્રિકના [4]પાતિક ધોવાએ,
[5]મરણાંતે સ્થિર શિવ સેવારે કૈલાસે પ્રમાએ. ૬૨

---

પવન ભરાઈ [1]વેણુઓમાં નાદ મધુર ત્યાં થાય,
સુંદર [2]કિન્નરિઓ તે સંગે કોકિલ કંઠે ગાય
[3]ત્રિપુરવિજય ઉત્સાહે.
તે સમય ગુફામાં ગાજે જો[4] તું મૃદંગઅવાજે,
[5]શિવવલ્લભ સંગિત થાય રે સંપૂર્ણજ સાજે. ૬૩

---

૬૨. ૩. જે પગલાના દર્શનથી.—૪. પાપ.—૫ મુવાં પછી કૈલાસમાં હમેશાં શિવની સેવા જેના દર્શનથી પમાયછે.

૬૩. ૧. વાંસ અને વાંસળી એવા એનાં બે અર્થ થાય છે. આ જગો ઉપર કવિના કહેવાની એવી મતલબ છે કે તે જંગલમાં સૂકા વાંસમાં ભમરાથી જે કાણાં પડેલાં તેમાં પવન ભરાયાથી જાણે વાંસળી વાગતી હોય એવો મધુર અવાજ થાય છે.—૨. કિન્નરની સ્ત્રીઓ, સ્વર્ગની ગાનારીઓ, તે જંગલમાં વસનારીઓ ફરતાં ફરતાં ત્રિપુરવિજયના પદ ગાતી જાય છે.—૩. ત્રિપુરાસુર નામના દૈત્યને મહાદેવે માર્યો હતો તે પરાક્રમ વિષેનીકવિતા તે ત્રિપુરવિજય. ટોળેટની પાસેના ભાગમાંજ એ રાજા હતો અને તેથી તેના જુલમથી છૂટનારા મુલકમાં તે પરાક્રમના ગીત ગામડાંઓમાં પણ ફેલાઇ ગયાં હોય એ સ્વભાવિકજ છે.—૪. તું એટલે મેઘ. વરસાદની ગર્જના ગુફામાં પ્રત્યાઘાત પામ્યાથી મૃદંગના જેવી સંભળાય છે એવો અલંકાર આ કાવ્યમાં ઘણે ઠેકાણે આવી ગયો છે. ૫. વેણુઓ વાગે, કિન્નરિયો ગાય, અને તું મૃદંગ વગાડે તો શિવનું વાહાલું જે સંગીત તે સઘળા સાજ સાથે સંપૂર્ણ થાય કહેવાની મતલબ એ કે નૃત્ય જેબાકી રહ્યું તે શિવ પોતેજ પ્રસંન થઇને કરશે. શિવને સંગીત વહાલું છે અને પોતે નૃત્યમાં ઘણા કુશળ તેમ તત્પર છે એ તો પુરાણપ્રસિદ્ધ વાત છે.

# जोडणीना नियमनुं अर्थग्रहण.

બુક કમિટીએ જે જોડણીના નિયમ બાંધ્યા છે તેનું તો અર્થગ્રહણ અમે ગયા અંકમાં +પૂરૂં કરી ચૂક્યા છઇએ. અમને આશા છે કે એની સહાયતાથી હવે એ નિયમો બરાબર સમજાશે, અને શબ્દોની જોડણી બાબત જે હાલ અંધાધુંધી ચાલે છે તેમાં ઘણો ઘટાડો થશે. પણ અમને ઘણું અવલોકન કરતાં માલમ પડે છે કે આ નિયમમાં નથી આવી જતા એવા કેટલાએક શબ્દો છે અને તેની જોડણી વિષે જૂદાજૂદા મત ચાલે છે. વાંચનમાળામાં પણ કોઇ ઠેકાણે આ રીતે લખેલું છે અને કોઇ ઠેકાણે બીજી રીતે લખેલું છે. એ ગુંચવણની વેળાએ કયે રસ્તે ચાલવું તે બાબત કશોએ નિયમ મળે નહિ. અમે જાણીએ છઇએ કે એ વિષે કાંઇ પણ નિયમ કરવા જોઇએ. એ નિયમ ઠરાવવા એ અમારૂં કામ નથી, તોપણ બુક કમિટીને એ બાબત સૂચના દાખલ અમને જે જે નિયમોની ખોટ માલમ પડે છે તેની અમે નીચે ચર્ચા ચલાવીએ છઇએ.

૧. ઘણા શબ્દોમાં જોડાએલો હ સંભળાય છે, અને તે હને શી રીતે લખવો એ બાબત વાંચનમાળામાં જૂદીજૂદી ચાર રીતો જોવામાં આવે છે. કેટલેએક ઠેકાણે એ સમૂળગો કહાડી નાખવામાંજ આવેછે, જેમકે મોટો, નાનો, અમ, તેમ વગેરે. કેટલેએક ઠેકાણે હ કહાડી નાખીને એની જોડે ડકાર આવ્યો હોય છે તેનો ઢકાર કરે છે. જેમકે, કાઢવું, ચઢવું, વઢવું, મોઢું વગેરે. તેમજ કેટલેએક ઠેકાણે જોડાએલો હકાર છૂટો કહાડીને તેના ઉપર પાછલા અક્ષરનો સ્વર નાખે છે, જેમકે શહેર, લહેર, પહોર (પ્રહર), નહોર (નખર). તેની સાથે કાંઇ પણ નિયમભેદ વિના કોઇ વખત એ

---

+ અમે જે એ બાબત ચર્ચા ઉઠાવવા માગતા હતા તેમાં તો અમે બિલકુલ નાઉમેદ થયા છઇએ. અમારા અર્થગ્રહણની સામા કોઇએ પૂર્વપક્ષ ઉઠાવ્યો નહિ, અને તેમજ આ ખાતાના કોઇ સંબંધીએ અમારા વિચારને પુષ્ટી આપવાની પણ તસ્દી લીધી નથી. તે છતાં અમને સંતોષ છે કે ટેલર સાહેબ અને કવિ દલપતરામ જેવા બાહારના વિદ્વાનોએ અમારા અર્થગ્રહણ વિષે પોતાનો સારો વિચાર અમને પોતાની મેળે જણાવ્યો છે. ડાક્તર બૂલર સાહેબનું તો અમને આ કામમાં મૂળથીજ ઉત્તેજન છે. તોપણ જે વર્ગના માણસોના ખાસ લાભને સારૂ આ મેહેનત ચાલેછે તેઓએ કાંઇ વધારે સંચળતા બતાવવી જોઇતી હતી.

સ્વર બંને અક્ષર ઉપર પણ મૂકવામાં આવે છે; જેમકે. પેહેલો, વાહાલો કાહાડો. મોહોડું.

ઉપર જે ચાર રીતો કહી તે જૂદજૂદે ઠેકાણે વાપરી છે એમ ન જાણવું, પણ વાંચનમાળાનું ગમે તે પાનું ઉઘાડીને જોશો તો માલમ પડશે કે એકજ શબ્દને વખતે બે રીતે, ત્રણ રીતે, અને કોઇ વખત ચારે રીતે લખેલો માલમ પડશે. મોઢું, મોહોડું, મહોડું; વીલો, વીહીલો; વાલો, વહાલો, વાહાલો; કાઢો, કહાડો, કાહાડો; વગેરે. એ ચાર રીતો તો વાંચનમાળાની કહી, પણ દેશમાં કવિ નર્મદાશંકર વગેરે કેટલાએક ગ્રંથકારો એક પાંચમી રીતજ વાપરે છે. એ રીતે બેશક સ્વાભાવિક અને સરળ છે. એ "હને" જ્યાં જોડાએલો સંભળાય છે ત્યાં પૂર્વાક્ષરની સાથે જોડી દે છે. આથી કાંઇ જૂદી તરેહનો પણ હ જોડી દેવામેજ નિયમ બોર્ડની વખતમાં પળાતો હતો, એટલે, અમ્હારો, તમ્હારો વગેરે લખતા. ટેલર સાહેબનો એવો વિચાર છે કે "પેહલો" વગેરે લખવું, અને કહે છે કે ઉતાવળથી એ હકાર અર્ધો બોલાય છે માટે તે કહાડી નાંખવો અથવા આઘો ખસેડી નાંખવો ન જોઇએ.

આ પ્રમાણે એક હકારવાળા શબ્દને લખવાની સાત રીતો આપણા દેશમાં હાલ ચાલે છે. હવે આપણે એ સાતે રીત જોઇ જવી જોઇએ, અને તેમાંથી કોઇ આપણે અનુકુળ પડતી હોય તો તે પસંદ કરવી. આ ઠેકાણે વાંચનમાળાનું વલણ કયા નિયમ તરફ છે એ તપાસવું નિરર્થક છે, કેમકે કોઇ પણ અમુક નિયમ નજરમાં રાખીને એવા શબ્દ લખ્યા હોય એમ જણાતુંજ નથી, અને જો કોઇ અમુક નિયમ ઠેરવ્યો હોય તો કમિટી પોતાના નિયમોમાં મૂક્યા વગર રેહે પણ નહિ. એ બાબત પ્રથમની કમિટીએ કાંઇ ઠરાવ કર્યો હશે, પણ તે એક અભિપ્રાય મંજુર રખાયો હોય એમ જણાતું નથી. તોપણ એમ તો જણાય છે ખરૂં એ ચાર સિવાયની બીજી રીતો નામંજુર કીધેલી. તે છતાં અમને તો એ સાતે રીતોનું સાથે વિવેચન કરવું ઠીક લાગે છે. એમ સાતે રીતને નિયમ રૂપે બ્લાક અક્ષરમાં મૂકી નીચે વિવેચન આપતા જઇશું.

क. ઘણા અપભ્રંશ શબ્દોમાં હનું કાંઇક ઉચ્ચારણ થતું હોય, તોપણ તેનો લોપ થયો છે એમ સમજી તેને જોડાક્ષરમાં લેવો નહિ.

આ નિયમ ઉપરટપકે જોતા તો કેવળ સ્વચ્છંદીજ જણાય છે, પણ

વિચાર કરતાં માલમ પડેછે કે છેક એમ નથી. મી. હોપ, જેના નામથી કે આ વાંચનમાળા ઓળખાય છે, અને જેનાં ફકત ઉપરીપણા નીચે બણાએલી છે, તે સાહેબના સમજવામાં કાંઇ એવું આવી ગયું હતું કે ઘણા શબ્દોમાં હકારનું ઉચ્ચારણ થાય છે તે ફકત સુરતી લોકોજ કરેછે, અને બીજા ભાગમાં એમ બોલાતું નથી, અને એ ટેવ મુસલમાનોના સહવાસથી સુરતીઓને પડી. એ બાબતનો શ્રીરોએ પોતે પોતાના વ્યાકરણમાં મારી દીધી છે. તે વખતે ગુજરાતી ભાષાના ઇતિહાસનો શોધ થયો નહોતો એટલે આવી ભૂલ ચાલી જાય એમાં કાંઇ ઘણું નવાઇ જેવું નથી. બાકી એ વિચાર કેવળ ખોટો છે. મુસલમાનોએ હિંદુસ્તાનમાં પગલુંએ નહોતું મૂક્યું અને તેનો ધર્મ પણ સ્થાપન નહોતો થયો તે પહેલાં જે પ્રાકૃત ભાષા આ દેશમાં બોલાતી હતી તેમાં નિઃસંશય અહે, તહે વગેરે લખાતું હતું અને વળી એ હકાર પ્રાકૃત બોલનારાની ગાંડની નહતો, પણ સંસ્કૃતમાંના સ વગેરે કેટલાએક અક્ષરોનો બરાબર ઉત્સર્ગાનુસાર અપભ્રંશ હતો. એ હકાર ગુજરાતી ભાષાએ કોઇ વખત પણ ત્યાગ કીધો નહતો એ અમે આવતા અંકમાં બસેંચારસેં વરસના જુના પુસ્તકો ઉપરથી સિદ્ધ કરી આપવાની આશા રાખીએ છઇએ, પણ હાલ તો સવાલ એ છે કે એ શું સુરત સિવાયના બધા ભાગોમાં હનોં ઉચ્ચાર નથી થતો? અમે તો જેટલી તપાસ કીધીછે તે ઉપરથી અમારી ખાત્રી થાયછે કે ખેડા અને અમદાવાદમાં પણ એ હકાર એટલાજ જોરથી બોલાય છે, અને "મ્હારો"ને ઠેકાણે "મારો" લખીએ છીએ ત્યારે "કોનમારૂં" એવા મજાકનો સવાલ પૂછનારા અનેક મળી આવે છે. ફકત કાઠિયાવાડમાં હકાર બિલકુલ બોલાતો નથી એ વાત ખરી. કવિ દલપતરામ જે કે મૂળ કાઠિયાવાડના રહેવાસી છે અને જેમને સુરતી ભાષાનો પક્ષ નથી એનો ખુલ્લુજ છે તે પણ પોતાના બોહોળા અનુભવ ઉપરથી સાચેસાચું કબુલ કરે છે કે સાબરમતીની દક્ષિણે બધે હકાર બોલાય છે, અને તેથી એ મુજબ લખવાની રીત પણ માન્ય કરવી જોઇએ.

હવે જો એ વાત નિઃસંશય છે કે કાઠિયાવાડ સિવાય બધે ગુજરાતમાં હકાર બોલાય છે તો એ હકારને ન લખવો એ કોઇ રીતે વાજબી ન કહેવાય. વળી કાઠિયાવાડમાં હકારનો કેટલે દરજ્જે લોપ થાય છે તે જાણવું પણ જરૂરનું છે. ત્યાં તો બધા શબ્દમાંજ એવા હકારનો લોપ થાય છે.

'કહેવું'ની જગાએ 'કેવું', 'પેહેલું'ની જગાએ 'પેલું' વગેરે બોલાય છે. એ રીતે લખવું તો હકારની કઢામણ કરો શત્રુ પણ હાલ કબુલ કરશે નહિ.

અર્થાત્:—એવા શબ્દમાં હકારને લખવો જોઇએ, અને કદાપિ કાઠિયા-વાડ-મોટો છે એ એમ જાણીને તથા તેનો ઉચ્ચાર આ વાચનમાળાના ફેલાવાની સાથે બહુ ફેલાઈ ગયો છે એમ જાણીને એ હકારનો લોપ પણ કબુલ રાખવો જરૂર જણાય તો તેમ કરનારને એ રીતની છૂટ આપવી પણ ખરૂ લખનારને ખોટા કહેવા તો નજ જોઇએ. એ છૂટ આપવાની સાથે પણ તે શબ્દની સંખ્યા મુકરર કરવી જોઇએ, કેમકે બધેજ કાઠિયા-વાડી હને ઉડાવી દે છે તેમ કરવું તો હાલ કોઇ પણ વાજબી નહિ કહે.

ख. એવા હકારની જોડે ડકાર આવ્યો હોય તો હ કહાડી નાંખીને ડનો ઢ કરવો'—જેમકે કાઢવું, વઢવું, વગેરે.

આ ઢબ પણ કાઠિયાવાડીજ છે. કાઠિયાવાડમાં એ પ્રમાણેજ બોલાય છે, પણ ગૂજરાતના બીજા બધા ભાગમાં કોઈ એમ બોલતું નથી. "મોઢું" નથી બોલાતું, પણ 'મોહોડું'. અમને લાગે છે કે હકાર તો જોડવો નહિ એમ આગમથીજ ઠેરવી મૂકેલું, હકાર કહાડી નાંખતા તો અર્થનો અનર્થ થઈ જવા લાગ્યો, અને બીજી રીતીઓએ પણ મન માનતી જોડણી થઇ શકી નહી, વગેરે કારણોથી આ કાઠિયાવાડી જોડણી કબુલ કરવામાં આવી હશે. મુખડું એ શબ્દ ઉપરથી મુહડું, અને તે ઉપરથી મોહડું થયું, અને તે પ્રમાણે બોલાય છે. તે છતાં ઢઢાને ખોળવા જવું એ ઢઢાના જેવુંજ કઢંગું છે.

માટે આ નિયમ ઉપર પણ અમારો વિચાર તો પાછા ફરવા લેવોજ છે.

ग. घ. હકારની પેહેલાના અક્ષરનો સ્વર કહાડી લઇને અથવા ત્યાં રહેવા દઈને હકાર ઉપર તે સ્વર લખવો:—જેમકે, શહેર, વાહાલો, વગેરે.

આ બને રીતની જોડણી વાપરવામાં કાંઇક વાચનમાળામાં ફેર છે ખરો, તોપણ તે ભેદ બરાબર પ્રથકરણમાં આવી શકતો નથી. તેથી અમે વિકલ્પરૂપ નિયમ એકજ ઘડી કહાડ્યોછે.

આ બંને રીતીઓ ખરૂં જોઇએ તો ઉચ્ચારની વિરૂદ્ધ છે. શહેર નથી બોલાતું, પણ શેહ્ર બોલાય છે. તેમજ વાહાલો નહીં વાહ્લો. શહેર શબ્દ ફારસી શહર ઉપરથી અને વાહાલો સંસ્કૃત વલ્લભ ઉપરથી નીકળ્યો છે. પ્રાકૃત

ભાષાઓની એક ખૂબી છે કે શબ્દોને બગાડી તો નાંખે છે, પણ તેના માપમાં ક્વચિતજ ફેર પડવા દે છે; જેમકે દંતના અનુસ્વારનો થડકારો કહાડી નાખ્યો તો તેના બદલામાં પાછલા સ્વરને દીર્ઘ કરીને દાંત શબ્દની મ ત્રા ત્રણની ત્રણજ રાખી. આજ શ્રુતિશુદ્ધપણાને અનુસરી ગૂજરાતી ભાષા શહર અને વાહ્લા શબ્દની માત્રાઓ છે તેટલીજ કાયમ રાખીને શેહેર અને વાહલો એવાં ઉચ્ચારણ ચલાવે છે.

શહેર ને વાહાલો લખવા કરતાં તો કાઠિયાવાડી રીતે શેર અને વાલો લખાય તે ગૂજરાતી ભાષાના સ્વભાવને વધારે અનુકૂળ છે. કોઈ પણ કવિએ શહેરની ચાર માત્રા અને વાહાલાની છ કે ગમે તો પાંચ પણ ગણી હોય એમ અમને કોઈ બતાવી આપે, તો અમે અમારો વાદ છોડી દેવાને કબુલ છઇએ. આ નિયમો જાણીને તેને અનુસરતી જોડણી લખવાને સારૂજ, જે કવિતા લખી હોય તેની વાત અમણાં જૂદી છે, પણ અમે તો સ્વાભાવિક ઘડપણની વાત કરીએ છઇએ. અમે પાછળ એક ઠેકાણે કહ્યું છે કે ગૂજરાતી કવિતાની જોડણી વ્યાકરણશુદ્ધ કરવાને અર્થે જરૂરનું છે કે એ જોડણીના વ્યાકરણ નિયમોજ સ્વભાવિક હોવા જોઇએ, અને એ તરફ જોતાં, આવી કૃત્રિમ જોડણીઓ ઉભી કરવી એ કવિતા વગેરે અન્યાય અને તેને બંડ ઉઠાવવાની ફરજ પાડવા બરાબર છે. એવા નિયમો બાંધીને કોઈ દિવસ પણ ગૂજરાતી કવિતાની જોડણી શુદ્ધ રાખવાની આશા રાખવી નહિ.

માટે અમે આ બેને રીતિઓને બિલકુલ પસંદ કરી શકતા નથી.

**ક. જે અક્ષરની પછી હકાર સંભળાતો હોય તે અક્ષરની સાથેજ તેને જોડી દવો.**

આ રીત ભોઈના વખતમાં કેટલાએક શબ્દોમાં ચાલવા માંડી હતી, અને નર્મદાશંકરે તો એને સર્વત્ર વાસ આપ્યો છે. આ રીતથી એ કવિ પોતાના શબ્દનું માપ બરાબર પોતાની જોડણીમાં કાયમ રાખી શકેછે, અને એજ એ રીતની મોટી બાલામણ છે; બાકી ખરા ઉચ્ચાર પ્રમાણેના તો એ પણ જોડણી નથી. ઉપલી બધી રીતિઓ કરતાં એ રીત ઉચ્ચારને વધારે અનુસરતી છે એ ખરૂં, પણ બારીકાઇથી જોઇએ છઇએ, તો માલમ પડે છે કે એમાં પણ કાંઈ કસર છે. જે અક્ષરની સાથે નર્મદાશંકર હકાર જોડે છે તેમાં હ તેની જોડે જોડાએલો નથી, પણ ઉચ્ચારમાં તો તે અક્ષર

પછી હલંત રૂપે સાંભળવામાં આવે છે; જેમકે મ્હારો એમાં મ વ્યંજનની પછી હ હોય એમ નથી પણ "મા" સ્વરયુક્ત અક્ષર પછી હ સંભળાય છે. તેમજ ત્હેમ એમાં હ તકારની જોડે જોડાએલો નથી, તેની પાછળ હ આવે છે આગળ એક ગીને કહીએ તો એ હ મની સાથે તો જોડાએલો છે ખરો.

આ રીતિમાં બીજું એક દૂષણ એ છે કે, કોઈ વખત એને અનુસરતાં અતિ વિપરીત અને સાધારણ અક્રમથી પણ ઉલટી જોડણીઓ કરવી પડે છે. નર્મદાશંકરના લખાણમાં ઠેકાણે ઠેકાણે અ્હમે અ્હેને અ્હાં વગેરે અજબ જોડણી જોવામાં આવે છે જે જોઈને કે પંડીતો ખડખડ હસે છે. વ્યંજનની સાથે તો વ્યંજન આવે ત્યારે જોડાક્ષર થાય, પણ સ્વરની સાથે વ્યંજન આવીને જોડાક્ષર થાય એ તો બધા વ્યાકરણ ઉપર પાણી ફેરવવા સરખું છે. અમે એમ નથી ધારતા કે કવિ નર્મદાશંકરના અજાણમાં આ ભૂલ જતી હોય. પણ પોતે જે નિયમ, કહાડ્યો તેને ગમે તે પ્રકારે પણ વળગી રહેવું, અને સર્વદા શાસ્ત્રીય બંધનમાંજ ન દબાઈ રહેવું એવા વિચારથી આ પ્રમાણે વિપરીત જોડણી લખાવતા હશે. ગમે તે હો, પણ આવા દૂષણ ભરેલી રીતતો નજ કબુલ રાખી શકાય, અને અમને લાગે છે કે આવા પરિણામથી ભડકીનેજ વાંચનમાળામાંથી હકાર જોડવાનોજ વિચાર કાઢી કહાડ્યો હશે.

ચ. હકારને તેની પછીના અક્ષર સાથે જોડી દેવો અથવા અ ઉમેરીને લખવો.

આ રીતનો પહેલો ભાગ બધા કરતાં વધારે પસંદ કરવા જોગ જણાય છે એ રીત ગોંડલના વખતમાં ચાલતી, અને 'ગૂજરી ગદ્યના પિતા' રણછોડદાસ ગિરધરભાઈની પ્રસાદી જણાય છે, એ જોડણી ઉચ્ચારણને ઘણું કરીને હુબેહુબ મળતી છે. કદાપિ કોઈ એવો વાદ ઉઠાવી શકે ખરો, કે બ્રહ્મ શબ્દમાં જેવો હનો સંપૂર્ણ ઉચ્ચાર છે તેવો તહેમાં નથી. એ વાતને ખરી કે નાનો, મોટો, મારો વગેરે ઘણા શબ્દમાં છેલ્લો અક્ષર જોડાએલ જોવાય છે ખરો પણ સંસ્કૃત જોડાક્ષરના જેવો થડકારો આપતો નથી. એ કારણથીજ કદાપિ હકારને સમૂળગોજ ટાળવાનો વિચાર નીકળ્યો હશે, પણ ખરી વાતતો એ છે કે સઘળા પ્રાકૃત જોડાક્ષરમાં થડકારો થતોજ નથી "રહયો" એમાં આપણે હમેશ જોડાએ છઈએ, માટે શું "વાહય'

શબ્દમાં જેવો થડકારો થાયછે તેવો એમાં સંભળાય છે? ચર્ય શબ્દમાં અને કર્યા એમાં રેફના ઉચ્ચાર બેશક જૂદાજ છે. ટુંકામાં જોડાક્ષર બે તરેહના થાયછે:—એક સંસ્કૃતમાંથી આવેલા, અને બીજા પ્રાકૃતમાં ઉત્પન્ન થએલા. તેમાં સંસ્કૃત જોડાક્ષર થડકાતા બોલાય છે, અને પ્રાકૃત ઘણું કરીને થડકાતા નથી. માટે જો હકાર જોડાયા છતાં થડકાતો બોલાતો નથી માટે તેને લિડવો નહી એ તકરાર બિલકુલ રદ થાય છે.

આ રીતમાં બીજો વાંધો એ છે ખરો કે હની સાથે બીજા અક્ષર જોડવાની લેખન ક્રિયા બહુજ અઘરી છે, અને તેથી ઝપટના લખનારથી એ રીત કદાપિ અમલમાં આણી શકાય નહિ.

એ ઉમરીને લખવાની રીત ફક્ત જોડાક્ષરની ખટપટ દૂર કરવાને અર્થેજછે. ઘણા શબ્દોમાં તો વ્યુત્પત્તિ પ્રમાણે એ હલંતજ છે, અને કદાપિ તેમ ન હોય તો પણ હાલ ઉચ્ચારમાં સ્વર રહીત છે, એટલે ફક્ત લખવાની આળસને લીધેજ ઉચ્ચાર ફેરવવો, શબ્દનું માપ ફેરવવું, અને આસતી રૂઢીઓથી ઉલટા જવું એ અમને ઠીક લાગતું નથી.

१. माटे अमे बधी वातनो विचार करतां ज्यां एवा हकारनुं उच्चारण संभळातुं होय त्यां ते हकारनी साथे पछीनो अक्षर जोडी देवो, अथवा हने छूटो लखीने खोडवो, अथवा सौथी वधारे सारुं ने सरळ एके ह कहाडी नाखीने ते ठेकाणे "आपोस्ट्रोफी" कहाडवो. ए रीतने सर्वोत्तम रीत गणीये छइए; જેમકે મેહતાજી, મહ્તાજી, અથવા મ'તાજી.

## गूजरात ट्रेनिंग कालेजनी छमासिकपरीक्षाना प्रश्न.

(પેહેલું વર્ષ.)

### ભૂમિતિ.

૧ લીટી, ગોળ, સમતળ ખૂણો, ત્રિકોણ એની વ્યાખ્યાઓ લખો.

૨ ભૂમિતિનો લીટી કેવી હોયછે તે સમજાવો. ગોળના બીજા અવયવ કયા હોયછે તે તેની વ્યાખ્યાઓ સાથે સમજાવો. સમતલ ખૂણામાં બી

જા શેનો સમાવેશ થાય છે?

સ્વીકૃત પક્ષ અને પ્રત્યક્ષ પ્રમાણ, તથા કૃત્ય અને પ્રમેયમાં શો ફેર છે?

૯ ૯મી અને બારમી પ્રતિજ્ઞા સિદ્ધ કરો.

૧૦ નીચેના બે પ્રશ્નમાંથી તમારી મરજીમાં આવેતે એક લખો.

૧ બીજી પ્રતિજ્ઞામાં બિંદુ લીટીની માફે લઇને સિદ્ધ કરી તથા બાર પ્રતિજ્ઞાઓમાં કૃત્ય અને પ્રમેય કયા છે તે લખો.

૨ સાતમી પ્રતિજ્ઞામાં એક ત્રિકોણનું શિરોબિંદુ બીજા ત્રિકોણની માફે પડે છે તે સિદ્ધ કરો

## અક્ષર ગણિત.

૧ વાર સંખ્યાક, પદ, ગુણક, ઘાત પ્રદર્શકની વ્યાખ્યા, અને અક્ષરગણિત અને અંકગણિતમાં શો ફેર છે તે જણાવો.

૨ $\text{क्ष}=2\ \text{य}=3\ \text{अ}=1\ \text{त्र}=5$ હોય, ત્યારે

$$\sqrt[3]{\text{त्र}(\text{क्ष}+\text{य})^2}+\frac{\text{क्ष}}{\text{य}}\sqrt[3]{(\text{क्ष}+\text{अ})(\text{त्र}-2\text{क्ष})}+\sqrt[3]{\text{क्ष}(\text{त्र}-\text{य})^2}$$

કિંમત શું?

$\text{क्ष}+2\text{अ}-\left\{\text{य}+\text{त्र}\ [\text{क्ष}-\text{अ}-(\text{य}2\text{त्र})]\right\}$ કિંમત શું.

૩ નીચેના ચાર પદોમાંના પેહેલા બેની તથા છેલ્લા બેની સરવાળો ગુણાકાર રાખી કરો.

$7(\text{अ}+\text{ब})\text{क्ष}+8(\text{त्र}+\text{क})\text{य}\ (1)$

$-3(\text{अ}-\text{ब})\text{क्ष}+7(\text{अ}-\text{क})\text{य}\ (2)$

$-2(2\text{त्र}+\text{क})\text{क्ष}+(\text{अ}-2\text{त्र})\text{य}\ (3)$

$(\text{अ}-7\text{त्र})\text{क्ष}-(\text{त्र}+2\text{क})\text{य}\ (4)$

દા. ત. જો $(\text{अ}+\text{ब})\text{क्ष}+(\text{त्र}+\text{क})\text{य}\ (1)$ / $(\text{अ}-\text{ब})\text{क्ष}-(\text{त्र}-\text{क})\text{य}\ (2)$ — પેહેલામાંથી બીજું પદ બાદ કરો અને તેની સાથે બાદ બાકીનું ચિન્હ બદલાય છે તેનું કારણ સમજાવે

૪ (૧) $5\text{अ}^3\text{त्र}\times\text{क}\,\text{ड}^{\frac{1}{2}}\text{ब}^{\frac{2}{3}}\times\frac{1}{3}\text{अ}^2\text{ब}^{\frac{1}{3}}\text{ड}^{\frac{1}{2}}$ — આ ત્રણે પદોનો ગુણાકાર કરો

(૨) $(\text{क्ष}^2-\frac{1}{2}\text{क्ष}+\frac{1}{9})\times\frac{1}{3}\text{क्ष}+7$

ગુજરાતશાળાપત્રના લવાજમ વગેરેનાં નાણાં આવ્યાં તેની પહોંચ. તા. ૧લી જુલાઈ સને ૧૮૭૨થી તા. ૩૧મી જુલાઈ સને ૧૮૭૨ સુધી.

| | સને ૧૮૭૨ | સને ૧૮૭ |
|---|---|---|
| દશાડાની નિશાળના મહેતાજી તરફથી. | ૦—૦—૦ | ૪—૧૨—૦ |
| ગોંડલની નિશાળના મહેતાજી તરફથી. | ૪૨—૧૨—૦ | ૦—૦—૦ |
| માસ્તર જેઠાલાલ ભોગીલાલની તરફથી. | ૧—૦—૦ | ૦—૦—૦ |
| બાડીની નિશાળના મહેતાજી તરફથી. | ૭—૨—૦ | ૦—૦—૦ |
| | ૫૦—૧૪—૦ | ૪—૧૨—૦ |

## સરકારી જાહેર ખબર.

અમદાવાદ ટ્રેનિંગ કાલેજની પ્રવેશક પરીક્ષા સને ૧૮૭૨ ના નોવેંબરની ૫ મી તારીખે થનાર છે. અમદાવાદ, સુરત, અને ગોધરા એ ત્રણ ઠેકાણે કમિટી બેસવાની છે. અમદાવાદની કમિટી ઉર્દુ વર્ગના ઉમેદવારોની પણ પરીક્ષા લેશે.

૨ આસરે ૮૦ સ્કાલરશિપ આપવાની છે તેમાંથી ૬૫ ગુજરાતી મહેતાજીના વર્ગના ઉમેદવારોને અને ૧૫ મુનશીપણાના ઉમેદવારોને આપવામાં આવશે,

૩ ગુજરાતી તથા ઉર્દુ નિશાળોના મહેતાજીઓએ અથવા મુનશીએ પોતાનાં આસિસ્ટંટોને તથા ઉપલા નિશાળિઆઓને આ ખબર કરવી. મહેતાજીઓ અને મુનશીઓ પોતાની નિશાળના છોકરાઓને એ પ્રવેશક પરીક્ષામાં સારી રીતે પસાર કરાવવામાં તથા જેમનસાર પ્રતિજ્ઞા લાયક થવાની સમજુતી આપવામાં ફતેહ પામશે તેને ઇનસ્પેક્ટર સાહેબ પગારનો વધારો કરી આપશે.

મુ. સુરત.
૨૪ મી જુલાઈ, ૧૮૭૨.

G. BUHLER,
એજ્યુકેશનલ ઇનસ્પેક્ટર, ઉત્તરભાગ

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

~~AUGUST~~ September 1872

પુસ્તક ૧૧ મું.    સપ્ટેંબર, સન ૧૮૭૨.    અંક ૯ મો

મે'તાજી બહુ મીઠું ફુલ, નામ તેમ છે કામઃ—
કર અંતે મનક્ષેત્રની, ખરી અતિ ધરિ હામ.

| અનુક્રમણિકા. | પૃષ્ટ. | *Contents.* | Page. |
| --- | --- | --- | --- |
|  |



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદ છાપી પ્રસિદ્ધ કર્યું.
( મૂલ્ય વરસે રૂ ૧. આગાઉથીજ )

गूजरात शाळापत्र

પુસ્તક ૧૧ મું.    સપ્ટેમ્બર સને ૧૮૭૨.    અંક ૧૦ મો.

## जोडणीना नियमनुं अर्थग्रहण.

ગયા અંકમાં જોડાએલા હકાર લખવા વિષે ચર્ચા ચલાવી હતી. એ વિષે અમારો વિચાર નિષ્પક્ષપાત તુલના કરતાં કેવો આવે છે તે પણ અમે જણાવ્યું હતું. એ વાંચતાં સર્વેની ખાત્રી થઇ હશે કે અમારો વિચાર માન્ય થાઓ કે નહિ, પણ એ બાબત કોઇ પણ નિયમ ઠરવાની બહુજ જરૂર છે. હાલ આપણી જોડણીઓના નિયમોથી એ પ્રકારની અડચણોનું સમાધાન થઇ શકતું નથી, અને તેથી અમે જે એ લખવાના જૂદા જૂદા પ્રકાર બતાવ્યા તેમાંથી કોઇ પણ નિયમે આ ખાતાએ પસંદ કરવો એ અવશ્યનું કામ છે. હમણાં જે અમે આ અંકમાં ખામી઼ઓ બતાવીએ છીએ તે એના જેટલી અડચણ કરનારી નથી, તોપણ તે ઉપર પણ કાંઇ લક્ષ પોહોચાડવામાં આવે તો જોડણીના નિયમો બધી રીતે જોઇએ તેવા થઇ રહે.

### અનુસ્વારના ઉચ્ચાર.

૨. પંથ, કંઠ, અંગ, અંબા વગેરે શબ્દોમાં જે અનુસ્વાર આવેછે તેને ઠેકાણે આપણા બે ત્રણ ગ્રંથકારો તે સ્થાનને લાયકનો અનુનાસિક અક્ષર લખે છે; જેમકે, પન્થ. કણ્ઠ અઙ્ગ, અંમ્બા. આ રીત બેશક વધારે ખરી છે. સંસ્કૃતમાં આ રીતેજ લખાય છે. પણ એ રીતના સામો મોટો વાંધો એ છે, કે એ રીતે લખવુ બહુજ અઘરૂં છે. ઙ્, ન-ઞ્ એ બે અક્ષર તો જોડવા એટલા કઠણ છે કે તેની વાતજ ન પૂછવી. આવી અઘરી લિપિ કદી પણ સાધારણ વ્યવહારમાં ચાલી શકેજ નહિ. સાતે ચોપડીમાં એ રીતનો ત્યાગ પણ મુખ્યત્વે કરીને આ કારણને લીધેજ કીધો છે. એ રીતની સામા બીજી એક એવી પણ તકરાર કોઇ વખત

સાંભળવામાં આવેછે કે એ બધું પાંડિત્ય નિરર્થક છે, કેમકે એ અનુસ્વારનો ઉચ્ચાર અનુસ્વારસંધિ પ્રમાણે એની મેળેજ એ લોકો નકામી મહેનત લઇને લખે છે તે મુજબજ થવાનો; જેમકે, પંથશબ્દમાં અનુસ્વારની જોડે થ અક્ષર આવેલો છે એટલે તે વર્ગનો અનુનાસિક જે "ન" તેજ એ ઠેકાણે બોલાવાનો. માટે એવી તકરાર લેવામાં આવે છે કે એમ છે, તો વાંચનારે એ નિયમ જાણવો અને તે પ્રમાણે વાંચવું.

અમે ઉપલો પૂર્વપક્ષ સર્વાંગ કબુલ કરી શકતા નથી. એ વાત ખરી, કે ઘણા શબ્દમાં ઉપર કહેલો સંધિનિયમ જાણવાથી બરાબર વંચાઇ શકે છે, પણ તેની સાથે એ વાત પણ ખરી છે, કે ઘણા શબ્દ એવા આવે છે કે જેમાં એ સંસ્કૃત વ્યાકરણનો નિયમ બિલકુલ લાગુ પડી શકતો નથી. દાંત, તાંત, કાંતવું, રાંધવું, રાંડ વગેરે ભાષામાં અનેક શબ્દો છે તેમાં એ સંધિનિયમ પ્રમાણે અનુસ્વારનો ઉચ્ચાર થતોજ નથી. ઉપલા નિયમ પ્રમાણે વાંચવાનુ કહ્યું હોયતો દાંતને દાન્ત વગેરે શામાટે ન વાંચે એ અમે કહી શકતા નથી. કદાપિ એ જાણીતા શબ્દમાં એવી ગુંચવણ ન જણાય, પણ અજાણ્યા શબ્દમાં તો ગબડીપડ્યા વગર રેહેનાર નહિ. ઘણા છોકરાને અમે કાંત (ધણી), પદાંત, ઘમંડ વગેરે ઘણા શબ્દમાં અનુસ્વારનો ખોટો ઉચ્ચાર કરતા સાંભળ્યા છે. તેઓ દાંતમાં જેવો અનુસ્વારનો ઉચ્ચાર કરે છે તેવોજ કાંતમાં કરે છે, અને તેઓ એમ કરે એમાં કાંઇ નવાઇ પણ નથી. પરદેશીઓને તો અનુસ્વાર ભેદ બરાબર ઓળખવો એ અશક્યજ થઇ પડશે. ખરૂં જોઇએ તો ગૂજરાતીમાં બે તરેહના અનુનાસિક ઉચ્ચાર છે. એક તો સંસ્કૃતમાં જોર ભર્યો બોલાય છે તેવો, અને બીજો તેજ ઉચ્ચાર મોળો પડી જઇને કાંઇ, છોકરૂં, દાંત વગેરે શબ્દોમાં બોલાયછે તેવો. ઉપલા અનુસ્વારને સંસ્કૃત અનુસ્વાર કહીએ, તો બીજાને પ્રાકૃત અનુસ્વાર કહી શકાય. કેમકે એ અનુસ્વાર પ્રાકૃત ભાષાઓમાંજ નવું ઉત્પન્ન થયું છે. સંસ્કૃત અનુસ્વારને સંપૂર્ણ અનુસ્વાર અને પ્રાકૃત અનુસ્વારને અપૂર્ણ અનુસ્વાર કહીએ તો પણ ચાલે. એ બે અનુસ્વારને નામ ગમેતે આપીએ પણ એ બેના ઉચ્ચારમાં જે ભેદ છે તે લક્ષમાં રાખવા જોગ છે, એ બેનો ઉચ્ચાર

બાહુજ જૂદો છે, અને બંનેને લખવાની રીતમાં પણ કાંઇ ભેદ હોય તો બેશક વધારે સારૂં. એ ભેદવિના વાંચનારા ઉપર કહ્યું તે પ્રમાણે કદી પણ ભરમાયા વિના રહેવાના નહિ.

ઉપર અમે પ્રાકૃત અનુસ્વારને સંસ્કૃત અનુસ્વારથી ઓળખાવવાની જરૂર વિષે કહ્યું, તો પણ જે અધરી રીતે સંસ્કૃતમાં લખાયછે તે રીતની પક્ષ તો અમે કરી શકતા નથી. એ રીત તો અમે કહ્યું તે પ્રમાણે સંસાર વ્યવહારના દર રોજના કામમાં કદી વાપરી શકાય એવી નથી, અને હમણા જ બતાવ્યું તે પ્રમાણે કાંઇ ભેદ રાખવાની જરૂર તો છે ખરી, ત્યારે હવે કરવું શું? અમે ધારીએ છઇયે કે એ બધી હરકતને દૂર કરવાનો ટુંકો રસ્તો એજ છે કે ભાષામાં બે અનુસ્વારછે તો તેના બે ચિન્હ કલ્પવાં. એક બિંદુ રૂપ અનુસ્વાર તો છેજ, અને તે સંસ્કૃતમાંથી આવેલુંછે તેથી સંસ્કૃત અનુસ્વારને માટેજ તેને રાખવું. હવે ફકત પ્રાકૃત અનુસ્વારનું ચિન્હ કલ્પવાનું રહ્યું. એનો ઉચ્ચાર અરધો થાયછે તેથી જો તેવું અર્ધ બિંદુ અથવા અર્ધ ચંદ્રાકાર ચિન્હ રાખ્યું હોય તો બધી હરકત દૂર થાય, અને બને પક્ષની તકરારોનું સમાધાન થાય; જેમકે દંત, અને દઁાત. આ ચિન્હ અમારી કલ્પનાનું છે એમ નથી. અમે દયારામકૃત સતસૈયાનું લખેલું પુસ્તક એક જોયું હતું તેમાં બધે પ્રાકૃત અનુસ્વાર આજ રીતે લખેલું હતું, અને અમે સાંભળ્યું છે કે હિંદુસ્તાનમાં વ્રજભાષાના પુસ્તકો એજ રીતે લખાયછે. તેથી આ રીત આપણામાં દાખલ કરીએ તો કાંઇ નવો વધારો કીધો એમ પણ કહેવાય એવું નથી એમ અમને લાગેછે. ઉપર જે લખ્યું કહ્યું તેનું દોહન અમે નીચે નિયમ રૂપે બાળબોધ અક્ષરમાં મૂકીએ છઇએ.

संस्कृत अनुस्वार होय तो बिंदु अने प्राकृत अनुस्वार होय तो तेने ठेकाणे अर्धचंद्रयुक्त बिंदु काढवुं.

મહા પ્રાણીનું દ્વિત્વ.

આ બાબત પણ થોડી એક ચર્ચા કરવી જરૂર જણાયછે. પથ્થર, છાશ વગેરે ઘણા શબ્દમાં બે મહાપ્રાણી અક્ષરને આપણે જોડીએ છઇએ તે

કેટલા એક કહેછે કે ખોટું છે. આપણા ગ્રંથકારો તો બધા એમજ લખેછે અને આ બાબત કાંઇ આશંકા આણતા નથી. ફકત એલ્ફીન્સ્ટન કૃત ઇતિહાસના ગૂજરાતી ભાષાંતરમાં એથી જૂદી જોડણી જોવામાં આવેછે, અને ટેલર સાહેબનો વિચાર પણ ચાલતી રીતની વિરૂદ્ધ છે. એ વાત ખરી, કે એ બંને પરદેશી ગ્રંથકાર છે, તો પણ તેમનું કહેવું એટલું અકારણ છે કે તે ઉપર વિચાર કરવો એ માત્ર તેમને વાજબી હક આપ્યા બરાબર છે. તેમજ ખાનગી મંડળમાં એ વિચારના ગૂજરાતીઓ નથી એમ ન જાણવું.

સંસ્કૃત વ્યાકરણનો એક સાધારણ નિયમ છે, કે બે મહાપ્રાણી અક્ષર જોડે આવી શકે નહિ, અને આવ્યો હોય તો તેમાંનો પહેલો તેજ વર્ગનો અલ્પ પ્રાણી થઇ જાય. બુધ ધાતુમાં ધને દ્વિત્વ થઇને બુદ્ધ, બુદ્ધિ વગેરે જે શબ્દો સિદ્ધ થાય છે તેમાં એ બે ધમાંનો પહેલો ધ બદલાઇને દ થઇ જાય છે એ તો સૌના જાણવામાં હશે. સંસ્કૃતમાં કદી પણ બુધ્ધિ નહિ પણ બુદ્ધિજ લખાય. આ નિયમ સંસ્કૃત ભાષાનેજ છે એમ ન જાણવું, પણ એ તો સામાન્ય વ્યાકરણનો એક નિયમ છે. જેમ કઠોર ને કોમળ અક્ષરનો ઉચ્ચાર જોડે આપણા વાણીસ્થાનથી કરવો એ અશક્યજ છે, તેમ બે મહાપ્રાણી પણ જોડે બોલવા બહુ અઘરા છે. આપણે ગૂજરાતીમાં પણ પથ્થરમાં થને થ જોડીને બોલતા હોઇએ એમ ન જાણવું. બારીક કાનથી જો કોઇ તપાસ કરશે, તો તેને માલમ પડશે કે પથ્થર શબ્દ પત્થર લખ્યો હોય એમજ બોલાય છે.

માટે પત્થર લખવું એ વધારે શુદ્ધ છે એમાં તો કાંઇ ના કહેવાતી નથી; તોપણ એમજ લખવું એમ અમે બેધડક કહી શકતા નથી. પ્રથમ તો પ્રાકૃત ભાષા જેને વરરૂચિ અને હેમચંદ્ર સરખા મહાપંડિતોએ સંસ્કાર પમાડ્યો છે તેમાં નઠ્ઠો, લઠ્ઠો વગેરે ઘણા પ્રયોગો થતા હતા. તેમાં કોઇને પણ બે મહાપ્રાણી જોડવા વિષે આશંકા ઉઠી હોય એમ જણાતું નથી. એમતો સંભવતુંજ નથી કે આવા આવા ભાષા શાસ્ત્રીઓએ જાણ્યું જ નહિ કે આવા ઉચ્ચારણથી સામાન્ય વ્યાકરણના એક સરળ નિયમનો ધ્વંસ થાય છે. અને જો એમ સંભવતું નથી તો એમ અનુમાન થઇ શકે છે એવી

ઉચ્ચાર તો સ્વાભાવિક જેમ થયો જોઇએ તેમજ કરશો, પણ લિપિમાં એ મહાપ્રાણને જોડતાં આગ્રહ આવો નહિ એવો એ પ્રાકૃત વૈયાકરણી ઓનો વિચાર હશે; અને એમ આપણે પણ કરીએતો કાંઇ ભારી હરકત જણાતી નથી. ઉચ્ચારતો થવાનો છે તેમજ થશે, ત્યારે ચાલતાં રીતિમાં નકામો ફેરફાર કરવાની શી જરૂરછે? લખવું કાંઇ ને વાચવું કાંઇ એ લિપિની અપૂર્ણતા તો ખરી એમાં સંદેહ નહી, પણ સવાલ એ છે કે. જે અપૂર્ણતાથી ખરેખરી વાંચવામાં હરકત પડતી નથી તે અપૂર્ણતાનું કલંક દૂર કરવાને સાર ચાલતી જોડણીમાં ફેરફાર કરવો, અને તે ફેરફાર એવો કે લખતાં પણ અઘરૂં પડે. એ પસંદ કરવા જોગછે, કે શુદ્ધ નિષ્કલંક જોડણી લખવી એ પસંદ કરવા જોગછે ?

આ બે પક્ષમાંથી કોને વધારે વજન આપવું એ અમે નક્કી કરી શકતા નથી, અને જ્યાં સુધી નવો માર્ગ વધારે સારો સિદ્ધ થયો નથી ત્યાં સુધી જૂનાનેજ વળગી રહેવું એવો અમારો હમેશાં વિચાર છે.

(સંપૂર્ણ.)

## पवन

૧ ગતિવાળી હવાને પવન કહેછે.

પવનનું મૂળ અને મુખ્ય કારણ ઉષ્ણતા છે. જ્યારે હવાનો કોઇ ભાગ આસપાસની હવા કરતાં વધારે ગરમ થઇ જાય છે, ત્યારે તે હવા પાતળી થાય છે. પાતળી થવાને લીધે તે હવા ઉંચી ચઢે છે, અને તે ખાલી પડેલી જગા ભરવાને માટે આસપાસની હવા તે ઠેકાણે ચારે તરફથી ધસી આવે છે. આરીતે હવાના બે પ્રવાહ ઉત્પન્ન થાય છે:-એક ગરમ હવાનો ઉપર ચઢતો પ્રવાહ, અને બીજો તે ઠેકાણેની સપાટીની સાથે સમાંતર આવનારો ગરમ હવાનો પ્રવાહ. જ્યાંસુધી બધી હવાની ઉષ્ણતા સમરાથ થઇ જશે, ત્યાંસુધી આ બે પ્રવાહ ચાલ્યાજ કરશે. ઉપલો પ્રવાહ જેમ જેમ ઉપર ચઢતો જશે તેમ તેમ પોતાની ગરમી બીજી આસ પાસની હવામાં આપતો જશે, અને જ્યારે એરીતે ગરમી ઓછી થતાં થતાં આસપાસની હવા જેટલીજ ગરમી રહેશે, ત્યારે તે ત્યાં અટકશે. તેમજ ઠંડી હવાના પેલા ઉભા પ્રવાહ તે ઠેકાણે આવીને ગરમ થતા જશે,

અને ઉપર ચઢતા જશે. જ્યારે એ ઠેકાણેની ગરમી આસપાસની હવા જેટલીજ થઇ જશે, ત્યારે એ પ્રવાહ બંધ પડશે.

એજ કારણથી રસોડાના બારણા આગળ બહારથી ઠંડી હવાની લહેરો આવે છે, અને ચૂલા ભણી ચાલી જાયછે. સૌથી ગરમ હવા ચૂલાના માથા ઉપર હોય છે તેનું કારણ પણ એજ.

વળી, કોઇ ઠેકાણે ઉષ્ણતાનો એકાએક વધારો થવાથી ત્યાંની હવા પ્રસારણ પામે છે, અને ઘટાડો થવાથી સંકોચન પામેછે. ગમે તે રીતની હવાના કદમાં આમ ફેરફાર થવાથી આસપાસની હવા ઉપર અસર થયા વિના રહેજ નહિ. તે ફૂલે તો આસપાસની હવા આઘી આઘી આઘી ધસે, અને સંકોચન પામે તો તે ત્યાં ધસી આવે. એ બંને રીતે હવામાં પ્રવાહ ચાલશેજ.

તેમજ,ભેજ એ પણ હવામાં ગતિ ઉત્પન્ન કરનારૂં એક કારણ છે. ભેજથી હવાનું વિશિષ્ટગુરૂત્વ વધે છે, અને એ કારણથી હવા ભારે થઇને પવન પેદા થાય છે. થંડી હવા કરતાં ગરમ હવા પોતામાં વધારે ભેજનો સમાવેશ કરી શકે છે.

૨. પવનનો વેગ કલાકમાં એક માઇલથી તે ૧૦૦ માઇલ સુધીનો હોયછે. એક માઇલનો વેગ હોય છે ત્યારે તો ભાગ્યેજ આપણને માલમ પણ પડી શકે છે, અને જ્યારે ૧૦૦ માઇલનો હોય છે ત્યારે તો ઘરપાડી નાંખેછે, મોટાં મોટાં ઝાડોને મૂળમાંથી ઉખેડી નાંખે છે, અને તેની ડાળીઓ ને હવામાં ક્યાંની ક્યાં ઉડાડી મૂકે છે. જેને આપણે પવનની મંદ લહેર કહીએ છે તેમાં ૧૦ માઇલનો, સૂસવાટા વાળા પવનમાં ૨૦ માઇલનો, તોફાના પવતમાં ૫૦માઇલનો, અને વાવાઝોડાના સપાટામાં ૮૦ માઇલનો વેગ હોયછે.

૩ પવનના ઉપયોગ. બધી જાતના પવન દરેક દેશની હવા મુકરર કરવામાં અને તેમાં ફેરફાર કરવામાં અગત્યના સાધન છે. પવન વડે એક પ્રદેશની ઠંડી કે ગરમ થએલી હવા બીજા પ્રદેશમાં જાય છે; અને તેઓ વડેજ એક દેશના ઠંડા કે ગરમ પાણીને બીજા દેશમાં લઇ જનારા સમુદ્રપ્રવાહ પણ ઘણે ભાગે ઉત્પન્ન થાય છે. વરસાદ વગેરે ઉત્પન્ન કર-

ામાં તો તેઓ ઘણાજ અગત્યના છે. વળી પવનની નિરંતર લહેરોથી ાતા વરણંની ઉષ્ણતાનું સમતોલન થઇ જાય છે. ભૂસ્તર વિદ્યાની નજરે જોતાં તેઓ એક ઠેકાણેથી છૂટા પડેલા ઉપલા પદાર્થોને ઘસડી લઇ જવામાં, ઢગલા કરવામાં અને તેનીનવી ગોઠવણ કરવામાં ઘણા કામના છે. એક દેશની વનસ્પતિનાં બીયાં બીજા દેશમાં લઇ જઇને વાવવાનું કામ પણ તેઓ તથા તેઓથી ઉત્પન્ન થએલા સમુદ્ર પ્રવાહ ઘણી સારી રીતે કરે છે. તેઓની મદદથીજ દૂર દેશોનો ઘણો ખરો વ્યાપાર ચાલે છે, અને તે ગમે તેવો ચપળગુણનો છે તો પણ તેની મદદ વડે માણસ પોતાના સંચાના ચક્ર ચલાવી શકેછે.

૪. પવનના વર્ગ મુખ્ય ત્રણ પાડવામાં આવેછેઃ નિત્યવાહી એટલે એકજ દિશા તરફથી બારેમાસ આવ્યા કરનારો પવન, સમયવાહી એટલે એક દિશાથી અમુક અમુક વખતે આવનારો પવન, અને સ્વચ્છંદ વાહી એટલે કાંઇ પણ ધોરણ વિના મરજીમાં આવે ત્યારે આવનારો પવન.

૫. પવનપ્રદેશ પૃથ્વી ઉપર ચાર મોટા પડી શકેછેઃ શાંત વાયુનો પ્રદેશ, નિત્યવાહી પવનનો પ્રદેશ, સમયવાહી પવનનો પ્રદેશ, અને સ્વચ્છંદ વાહી પવનનો પ્રદેશ.

૬. શાંતવાયુનો પ્રદેશ, એ વિષુવ વૃત્તની ઉત્તર દક્ષિણે થોડા અંશનો એક નાનો પટોછે. એ પટાની સરાસરી પોહોળાઈ બધી મળીને છ સાત અંશની છે. આ પ્રદેશની મધ્યરેષા વિષુવ વૃત્તની ઉપરજ પડતી નથી, કેમ કે ઉત્તર ગોળાર્ધમાં વધારે જમીન આવવાના કારણથી પૃથ્વી ઉપર ઘણામાં ઘણી ઉષ્ણતાની લીટી વિષુવ વૃત્તની ઉત્તરે જાયછે. તેથી શાંતવાયુના પ્રદેશનો ઘણો ભાગ વિષુવ વૃત્તની ઉતરેજ આવેછે. એ પ્રદેશની હદ ફરતીછે. જ્યુલાઇ અને આગષ્ટ માસમાં, જ્યારે કે સૂર્ય છેક ઉત્તરે ગોળાર્ધમાં ઊંચે જનો રહ્યો હોયછે, ત્યારે એની હદ ઉત્તર અક્ષાંશ ૭ અને ઉત્તર અક્ષાંશ ૧૨ અથવા એથી કાંઇ વધારેની વચમાં હોયછેઃ અને માર્ચ એપ્રિલમાં દક્ષિણ અક્ષાંશ પાંચ અને ઉત્તર અક્ષાંશ બેની વચમાં હોયછે; આ પ્રમાણે આ પટો વરસ દહાડામાં ૧૭ અંશની ઉપર ફરી વળેછે, અને હમેશાં એની હદ બદલાતી જાયછે. એ પ્રદેશમાં હમેશાં ઘણું કરીને કેવળ શાંતનાજ હોય

છે, અને પવનનું જરાએ લહેરૂં આવતું નથી. તેની સાથે તાપનો અહિંયા અત્યંત જ. આ શાંતતાના પ્રદેશનું નામ સાંભળીને નાવિકો બીહેછે. મહીનાના મહીના એ પ્રદેશમાંથી મુસાફરી કરતાં ચાલ્યા જાયછે અને તોએ વાહાણનો છૂટકો થતો નથી. પણ કોઇ કોઇ વખતે અહીંયા અણચિંત્યો પવન નીકળેછે, કડાકા થાયછે, વીજળીઓ ચમકારા મારી રહેછે, અને મૂશળધારે વરસાદ ખૂબ તૂટી પડેછે. કોઇ કોઇ વખત પવનની લહેર આવેછે પણ તે એક કલાકમાં હજારો દિશાની થઇને આખર પરવારી રહેછે.

૭. નિત્યવાહી પવનનો પ્રદેશ. એ શાંતવાયુના પ્રદેશની ઉત્તરે અને દક્ષિણે બંને તરફ આવેલોછે. ઉત્તરે ૨૮ અક્ષાંશ સુધી અને દક્ષિણે ૨૫ દક્ષિણ અંક્ષાંશ સુધી એ ગએલોછે. શાંતવાયુના પ્રદેશ તરફની હદ તો ફરેતીજ, કેમકે ઉપર સમજાવ્યું તેમ તે પ્રદેશનીજ હદ ચોકસ નથી. પણ તેમજ આ પ્રદેશની ઉત્તર દક્ષિણ હદ પણ ફરે છે ખરી. ઉત્તર ગોળાર્ધમાં-જ્યારે ઉન્હાળો થાયછે, ત્યારે નિત્યવાહી પવનની હદ ઉત્તરમાં કેટલાએક અંશ ઉપર ચઢે છે; અને જ્યારે દક્ષિણ ગોળાર્ધમાં ઉન્હાળો હોય છે ત્યારે તેની હદ દક્ષિણમાં નીચે ઉતરે છે. આ પ્રમાણે અગર જો આ પ્રદેશની બને તરફની હદ ફરતી છે તોપણ તેમાં દરેક ગોળાર્ધમાંના ૧૨ કે ૧૫ અંશનો એક્કો પટો આવે છે તેમાં તો હમેશાંજ નિત્યવાહી પવન માલમ પડે છે. આ પટામાં તે ઉકાણેના પરિઘનો ૨/૩ કરતાં વધારે ભાગ આવી જાય છે, ફકત ૧/૩ ભાગ જે રહ્યો તેમાં સમયવાહી પવન હોયછે.

આ પ્રદેશમાં હમેશાં ઘણું કરીને પૂર્વથી પશ્ચિમ તરફનોજ પવન હોય છે અથવા બરાબર કહીએ તો ઉત્તર ગોળાર્ધનો નિત્યવાહી પવન ઇશાન તરફનો, અને દક્ષિણ ગોળાર્ધનો તે અગ્નિકોણ તરફનોજ હોયછે.

આ પ્રદેશમાં આટલાંટિક અને પાસિફિક મહાસાગર આવેલા છે. એ બે મહાસાગરના નિત્યવાહી પવન તેના ઉપર મુસાફરી કરનારાઓને ઘણા ઉપયોગના છે. એ કારણથી એને •વ્યાપારપવન કહે છે. એનાથી પશ્ચિમ તરફની મુસાફરી ઘણી સહેલી થઇ જાય છે. એ વ્યાપારપવનની સહાયતાથીજ કોલંબસ પોતાના સાહસ કર્મમાં સિદ્ધિ પામ્યો. મા-

ગેલને પાસિફિકને પાર કીધો અને પૃથ્વી પ્રદક્ષિણા કીધી તે પણ આ પવનના બળેજ.

દરિઆ ઉપરજ વ્યાપારપવન પોતાની અસર જણાવેછે એમ નથી. આમાઝનના પિંડમાં સાન્ટોનિઓના મુખ સુધી એટલે મહાસાગરથી ૯૦૦–૧૦૦૦ માઈલ દૂર પણ એ પવન જાય છે.

૭ સમયવાહી પવન હિંદી મહાસાગર અને તેના કિનારાપરના દેશ ઉપર વાહેછે. જે અક્ષાંશોની વચમાં આટલાંટિક અને પાસિફિક મહાસાગરની ઉપર વ્યાપારપવન ચાલેછે તે અક્ષાંશોની વચમાં જ અહિંયાં સમયવાહીપવન વાહે છે. ફેર એટલોજ કે બારે માસ એક તરફનોજ પવન આવ્યાને બદલે અહીંયાં ૭ મહીના એક દિશાનો પવન હોય છે, અને બાજા ૭ મહીના બીજી દિશાનો પવન હોય છે. હિંદી મહાસાગરના ઉત્તર ભાગમાં એટલે વિશુવવૃતની પાસેથી તે એશિયા ખંડના કિનારાપરના દેશો સુધીમાં શિયાળામાં અથવા અક્ટોબરથી તે માર્ચ સુધીમાં ઇશાન તરફનો પવન રહે છે; અને ઉન્હાળામાં એટલે એપ્રિલથી સપ્ટેંબર સુધીમાં નૈરૂત્યખૂણાનો પવન હમેશાં આવેછે. વિશુવવૃત્તની દક્ષિણથી મકરવૃત્ત સુધી હિંદીમહાસાગરમાં અગ્નિખૂણાનો પવન ત્યાંના શિયાળામાં એટલે એપ્રિલથી સપ્ટેંબર સુધીમાં વાહેછે, અને વર્ષના બીજા અર્ધમાં આસ્ટ્રેલિઆના કિનારાની પાસે વાયવ્ય ખૂણાનો તથા આફ્રિકાના કિનારા ઉપર ઇશાન ખૂણાનો પવન માલમ પડેછે. આવી રીતના સમયવાહી પવનને મોસમનો પવન કહેછે. મલાઇ ભાષામાં મોનસૂન શબ્દછે તે ઉપરથી એ નામ નીકળ્યું કહેવાયછે, અને તેનો મૂળ અર્થ આપણી ભાષામાં હાલ થાયછે તેમજ ઋતુ એવો થાયછે.

વિશુવવૃતથી કોઇ અમુક જગા જેટલી દૂર, તેટલો મોડો ત્યાં મોસમનો પવન શરૂ થાયછે. મલબાર કાંઠા ઉપર (૯–૧૦અક્ષાંશ આગળ)નૈરૂત્ય તરફનો મોસમનો પવન આઠમી એપ્રિલે, મુંબાઇ (૧૦ અક્ષાંશ આગળ) ૧૫ મી મેએ, અરબસ્તાનમાં આફ્રિકાનાં કિનારા કરતાં એક માસ પહેલો; અને સિંહલદ્વીપના ઉત્તર ભાગમાં કોરમંડળ કિનારા કરતાં પંદર વીશ દહાડા વહેલો શરૂ થાયછે.

વર્ષાઋતુ.—મોસમનો પવન એક દમ બદલાઇ જતો નથી. એને બદલે

તાં વાર લાગેછે, અને એટલામાં શાંતતા, તોફાનો, અને સ્વચ્છંદી પવનો પુષ્કળ આવી જાયછે. તેમાં ઉન્હાળાની મોસમનો પવન અથવા નૈરૂત્ય ખૂણાનો પવન શરૂ થતાં પહેલાં ઘણા મોટા ચમત્કારો થઇ જાયછે. પ્રથમ તો હવા વરાળથી ભરાઇ જાયછે, આકાશ પોતાનું સુરમા સરખું શામ અને ગંભીર રૂપ ધારણ કરેછે, અને કોઇએ જાણે બધા વાતાવરણને બાંધી લીધું હોય તેમ એકે પાતરું પણ હાલી ચાલી શકતું નથી; અને એટલો બધો ઘામ પડેછે કે પ્રાણી માત્રને દમ લેવો પણ સુઝતો નથી. પણ આખરે એ હવા છેક પાતળી થઇને ઉપર ચઢી જાય છે, અને તેની જગોએ સમુદ્ર તરફની હવા આવવા માંડેછે. એમ કરતાં કરતાં વીજળીઓના ચમકારા થવા લાગેછે, અને જાણે આકાશ તુટી પડયું હોય એવા મોટા કડાકાઓ કરતો વરસાદ મોકારતી જમીનની ઉપર મોટા ધોધની માફક તૂટી પડેછે. થોડા કલાકમાં નદી નાળાં ઉભરાઇ જાયછે, અને આખો દેશ રેલંરેલ થઇ રહેછે. વર્ષારૂતુ સમય વાહી પવનનાજ પ્રદેશમાં નિયમિતછે, બીજે ઠેકાણે તો વરસાદ બારેમાસ ગમે ત્યારે આવેછે.

જેમ ઉત્તર અને દક્ષિણ વ્યાપારપવનની વચે શાંતવાયુનો પ્રદેશ આવેછે, તેમ કાંઇ હિંદીમહાસાગરના ઉત્તર અને દક્ષિણ સમયવાહી પવન વચે શાંતતાનો ભાગ આવેછે એમ બરાબર બતાવી શકાતું નથી. દક્ષિણ હિંદીમહાસાગરનો અગ્નિ ખુણાનો પવન ધીમે ધીમે ઉત્તર હિંદીમહાસાગરમાં જે નૈરૂત્યનો ચાલેછે તેવો થઇ જાયછે.

જેમ મોસમ બદલાવાનો વખત બધે એક નથી, તેમજ પવનની દિશા પણ બધે બરાબર સરખી છે એમ ન જાણવું. હિંદુસ્તાનની મોસમનો, આ પ્રદે પૂર્વ આફ્રિકાની મોસમનો પવન, અને આસ્ટ્રેલિયાના મ છે અથવા ણ મોસમનો પવન, એ ત્રણેની દિશા જુદી છે, અને ીાન તરફનો, અને દક્ષિ

આધાર રાખે છે.

આ પ્રદેશમાં આટલાંટિ સાગરનાજ મોસમના પવન વિષે બોલ્યા, એ બે મહાસાગરના નિયમવાહી પ થાય છે એમ ન જાણવું. જે મહાને ઘણા ઉપયોગના છે. એ રહે છે તે મહાસાગરોના પણ કિનારા આથી પશ્ચિમ તરફની ગુસારને મોસમનો થઇ જાય છે. આફ્રિકાના પવનની સહાયતાથીજ કોલંબસને પર ઉન્હાળામાં પશ્ચિમનો પવન થાયછે

અને એવા પ્રદેશની હદ છેક આટલાંટિક મહાસાગરનાં મધ્ય ભાગમાં કિનારાથી હજાર મેલ સુધી પહોંચે છે. એ પ્રદેશનો આકાર કાચર જેવો છે, જેનો પાયો આફ્રિકા ખંડના કિનારા ઉપર અને મથાળું આમેઝાનના મુખથી ૧૦ કે ૧૫ અંશ દૂર રહે છે. એજ પ્રમાણે મધ્ય અમેરિકાનાં પશ્ચિમે કિનારા આગળ ઉત્તર પાસિફિકનો વ્યાપારપવન વિકાર પામે છે. સેંડવિચ અને સોસાયટી જેવા ટાપુઓની પણ ત્યાંના નિત્યવાહી પવન ઉપર અસર થયા વિના રહેતી નથી

દરિયાઈલહેર, અને જમીનની લહેર, એ પણ એક જાતના સમયવાહી પવન છે. દરિયાકિનારાના બધા મુલકોમાં એ લહેર માલમ પડે છે, પણ એનું ખરેખરૂં જોર ઉષ્ણ કટિબંધની પાસેના ભાગમાં હોયછે. દરિયા તરફથી જે લહેર આવે તે દરિયાઇ, અને જમીન તરફથી આવે તે જમીનની લહેર કહેવાય છે. આ લહેર આવવાનો બધે ઠેકાણે સરખો વખત નથી, પણ સાધારણ રીતે જોઇએ તો સૂર્યોદયમાં એકાદ કલાક બાકી હોય છે ત્યારે જમીન તરફની લહેર, અને સૂર્ય આથમવાની લગભગે સાંજરે દરિયાઇ લહેર શરૂ થાય છે. એ પ્રમાણે દરરોજ ઘણું કરીને થયા કરે છે. કેટલેએક ઠેકાણે એ લહેર ઘણા કોશ સુધી ચાલી જાય છે, અને કેટલેએક ઠેકાણે થોડાજ માઇલ જઇને અટકી પડે છે.

કોઇ કોઇ નદીને કિનારે પણ એવીજ લહેરો સાંજ સવારે આવજા કરે છે.

૮. સ્વચ્છંદવાહીપવન. વ્યાપાર પવનની હદની પેલી તરફ સ્વચ્છંદ વાહી પવન ચાલે છે. તે પવનની દિશાનો કે વખતનો કાંઇ નિર્ધાર નથી. તે છતાં એ પ્રદેશમાં આવેલા મહાસાગરોમાં પવન કાંઈ નિયમિત છે ખરો. એમાં મધ્યઅક્ષાંશનો અને ધ્રુવતરફનો એ બે મુખ્ય છે. એ પવનો ઉષ્ણકટિબંધના પવનો જેવા નિયમિત નથી, તો પણ નિયમ પ્રમાણે વાડે એવા દહાડા સરા સરી વધારે થાયછે અને તેથી તેને નિત્યવાહીમાં પણ ગણ્યા હોયતો ચાલે.

મધ્યઅક્ષાંશનો પવન. એ વ્યાપાર પવનની ઉલટી દિશામાં વાહેછે; એટલે પશ્ચિમ તરફથી આવેછે અને પૂર્વમાં જાયછે, એ પવનની મદદ વડેજ

તાં વાર લાગેછે, અને એટલામાં શાંતતા, તોફાનો, અને સ્વચ્છંદી પવનો પુષ્કળ આવી જાયછે. તેમાં ઉન્હાળાની મોસમનો પવન અથવા નૈરૂત્ય ખૂણાનો પવન શરૂ થતાં પહેલાં ઘણા મોટા ચમત્કારો થઇ જાયછે. પ્રથમ તો હવા વરાળથી ભરાઇ જાયછે, આકાશ પોતાનું સુરમા સરખું શ્યામ અને ગંભીર રૂપ ધારણ કરેછે, અને કોઇએ જાણે બધા વાતાવરણને બાંધી લીધું હોય તેમ એકે પાતરૂં પણ હાલી ચાલી શકતું નથી; અને એટલો બધો ધામ પડેછે કે પ્રાણી માત્રને દમ લેવો પણ સૂઝતો નથી. પણ આખરે એ હવા છેક પાતળી થઇને ઉપર ચઢી જાય છે, અને તેની જગોએ સમુદ્ર તરફની હવા આવવા માંડેછે. એમ કરતાં કરતાં વીજળીઓના ચમકારા થવા લાગેછે, અને જાણે આકાશ તૂટી પડ્યું હોય એવા મોટા કડાકાઓ કરતો વરસાદ પોકારતો જમીનની ઉપર મોટા ધોધની માફક તૂટી પડેછે. થોડા કલાકમાં નદી નાળાં ઉભરાઇ જાયછે, અને આખો દેશ રેલંરેલ થઇ રહેછે. વર્ષાઋતુ સમયવાહી પવનનાજ પ્રદેશમાં નિયમિતછે, બીજે ઠેકાણે તો વરસાદ બારેમાસ ગમે ત્યારે આવેછે.

જેમ ઉત્તર અને દક્ષિણ વ્યાપારપવનની વચ્ચે શાંતવાયુનો પ્રદેશ આવેછે, તેમ કાંઇ હિંદીમહાસાગરના ઉત્તર અને દક્ષિણ સમયવાહી પવન વચ્ચે શાંતતાનો ભાગ આવેછે એમ બરાબર બતાવી શકાતું નથી. દક્ષિણ હિંદીમહાસાગરનો અગ્નિ ખૂણાનો પવન ધીમે ધીમે ઉત્તર હિંદીમહાસાગરમાં જે નૈરૂત્યનો ચાલેછે તેવો થઇ જાયછે.

જેમ મોસમ બદલાવાનો વખત બધે એક નથી, તેમજ પવનની દિશા પણ બધે બરાબર સરખી છે એમ ન જાણવું. હિંદુસ્તાનની મોસમનો [illegible] છે અથવા બા[illegible] પૂર્વ આફ્રિકાની મોસમનો પવન, અને આસ્ટ્રેલિયાના [illegible]ઈાન તરફનો, અને દક્ષિ[illegible] મોસમનો પવન, એ ત્રણેની દિશા જૂદી છે, અને [illegible] આધાર રાખે છે.

આ પ્રદેશમાં આટલાંટિ[illegible]સાગરનાજ મોસમના પવન વિષે બોલ્યા, એ બે મહાસાગરના નિત્યવાહી પ[illegible] થાયછે એમ ન જાણવું. જે મહાને ઘણા ઉપયોગના છે. એ તો છે તે મહાસાગરોના પણ કિનારા આથી પશ્ચિમ તરફની સુમાત્રા મોસમનો થઈ જાય છે. આફ્રિકાનો પવનની સહાયતાથીજ કોલંબસપર ઉન્હાળામાં પશ્ચિમનો પવન થાયછે

## સરક્યુલર.

જા૦ નં. ૨૧૦ સને ૧૮૭૨–૭૩

૧ હુકમ આપવામાં આવેછે કે તારી. ૧ માહે સપટંબર સને ૧૮૭૨ પછી આસિસ્ટંટ અથવા મોનીટરો જેઓ સોળ વર્ષની ઉમર કરતાં ઓછી ઉમરના હોય તેમના પગારની પોંહોચો ઉપર તેમની સહીની સાથે તેમના બાપની, અથવા તે ન હોય તો તેમાના વાલીઓની સહી કરાવાવી જોઇએ.

૨ કોઇ આસિસ્ટંટ અથવા મોનીટર પરગામમાં નોકરી કરતો હોય અને તેનો બાપ અથવા વાલી સહી કરનાર નહિ હોય, તો સ્કૂલ કમિટીના કોઇ મેંબરની શાહેદી રસીદ પર કરાવવી.

૩ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇનસ્પેટરોએ દફતર તપાસતી વખતે સઘળી પોંહોચોમાં ઉપર જણાવ્યા પ્રમાણે સહીઓ છે કે નહી તેની તપાસ કરવી, અને કોઇ પોહોંચમાં પગાર લેનારના બાપની અથવા તેના વાલીની અથવા કમિટીના કોઇ મેમ્બરની સહી નહી હોય, તો તે પગાર મેહેતાજી પાસેથી જેનો તેને અપાવવા વસુલ કરી લેવો.

તારી. ૧૭ માહે આગષ્ટ સને૧૮૭૨ મુ૦ સુરત

G. BUHLER,

એ. ઇ. ઉ. પ્રા.

---

## केळवणी खातानी खबर.

ખંભાયતની સરકારી ગૂજરાતી નિશાળમાં નીચે પ્રમાણે ઇનામ વહેંચાયું.

૨–૯–૯ નામદાર આલી નવાબ સાહેબ બાહાદુરના સાહેબજાદા, ખાન બહાદુર નજુમખાન સાહેબના તરફથી—

૯–૦–૦ મજકુરની અદાલત કોરટના મુનસફ સાહેબ સઇયદ હસન મીયા વલદે સઇયદ કાજમ મીયાં સાહેબના તરફથી—

---

૧–૯–૯

જાવક નંબર ૨૩૪ સને ૧૮૭૨-૭૩.

| નંબર. | નિશાળનું નામ. | ઇનામ વેહેંચાની તારીખ. | રૂપિઆની રકમ. | શી બાબતમાં | આપનારનાં નામ. |
|---|---|---|---|---|---|
| ૧ | ચીકલી તાલુકા સ્કુલ. | ૧૪-૧૨-૭૧ | ૩-૦-૦ | રીડીંગ રૂમમાં | ૩-૦-૦ મેહેરબાન પોરટયુંગીસ, સાહેબ સેકંડ આસીસ્ટંટ કલેકટર. |
| ૨ | પાસ પ્ર.ચોર્યાસી. | ૭-૧૨-૭૧ | ૧-૦-૦ | છોકરાને ઇનામ | ૧-૦-૦ શેઠ રામજી જગાજી. |
| ૩ | બારડોલી કન્યાશાળા | ૩૦-૮-૭૧ | ૧-૦-૦ | છોકરીને ઇનામ | ૧-૦-૦ ત્રંબકરામ બાપુજી મામલતદાર સાહેબ. |
| ૪ | તાડકેશ્વર. | ૩૧-૧-૭૨ | મીઠાઈ. | છોકરાને ઇનામ | મેહેરબાન થર્ડ આસિસ્ટંટ કલેકટર મેહેરબાન જે. એન. મેન સાહેબ. |
| ૫ | બોધાન. | ૭-૧-૭૨ | ૮-૦-૦<br>૦-૮-૦ | મેહેતાજીને ઇનામ<br>છોકરાને ઇનામ | ગામના લોકો તરફથી. |
| ૬ | ચીકલી તાલુકા સ્કુલ. | ૩૧-૧૨-૭૧ | ૭૧-૦-૦ | રીડિંગ રૂમમાં | ૫૧-૦-૦ શેઠ દીનશાજી માણેકજી પીટીટ ૧૦-૦-૦ અરદેશર ડોસાભાઈ મુનસી ૫) ફરામજી બોમાંજી બાન ૫) કાવસજી ફરામજી. |
| ૭ | વલસાડ સર. ગ્રામ. કન્યાશાળા | ૨૬-૧-૭૧ | ૮-૬-૬ | છોકરીઓને ઇનામ | ૪-૬-૬ માજી મામલતદાર સાહેબ ગોદડજી ડોસાભાઈના ફંડમાંથી ૪) મુંબઈના શેઠ ફરામજી નવરોજી પોસ્ટવાળા. |
| ૮ | તલંગપોર. | ૧૫-૧૨-૭૧ | ૬-૦-૦ | છોકરાને ઇનામ | ૧ ૪-૦ કલ્યાણજી બલ્લુભાઈ ૧-૦-૦ ગુલાબભાઈ મોહનભાઈ ૧) કુંવરજી વસનજી ૦-૪-૦ ગોપાળ નાગર ૧-૦-૦ નથુ શંકરજી ૦-૮-૦ જીવણ ગોપાળ. ૦-૮-૦ સુંદર વશરામ ૦-૮-૦ નાગર જિવરામ. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮ | ઇચ્છાપોર. | ૧૬-૧-૭૨ | ૧૮-૬-૦ | છોકરાને | ૧૮-૬-૦ પટેલ ધનજીભાઈ કાવસજી ચોપડીઓ |
| ૧૯ | એજન. | ૫-૧-૭૨ | ૨-૮-૦ | એજન | ૨-૮-૦ સ્કુલ કમિટીના મેમ્બર અને બીજા સદ્ગૃહસ્થો. |
| ૨૦ | પુણી. | ૪-૩-૭૨ | ૧-૦-૦ | છોકરાને ઇનામ. | ૧-૦-૦ થર્ડ આસિસ્ટંટ કલેક્ટર મેહેરબાન જે. એન. બેન સાહેબ. |
| ૨૧ | કુંભારીયા. | ૨૭-૧-૭૨ | ૧-૦-૦ | એજન. | ૧-૦-૦ સુરત જીલ્લાના સેકંડ આસીસ્ટંટ કલેક્ટર ઓલીવંટ. |
| ૨૨ | મુલદ. | ૨૬-૧-૭૨ | ૨-૦-૦ | એજન. | ૦-૮-૦ મૂળજી ભાણા ૦-૮-૦ હરખચંદ જાગુચંદ ૦-૮-૦ પરભુ ઉકા ૦-૮-૦ લાલા મનોર પોલિસ પટેલ. |
| ૨૩ | ચોરાશી તાલુકા સ્કુલ. | ૧-૩-૭૨ | ૨૫-૦-૦ | એજન. | ૨૫) રાજશ્રી મોરારજી દેશાઈ. |
| ૨૪ | એજન. | ૨૭-૧-૭૨ | ૬-૦-૦ | રીડીંગ રૂમમાં | ૬-૦-૦ સુરત જીલ્લાના ફિર્ડ આસિસ્ટંટ કલેક્ટર રામસી સાહેબ. |
| ૨૫ | મોહોટી ફલોદ. | ૧૮-૧-૭૨ | ૦-૮-૦ | છોકરાને ઇનામ | ૦-૮-૦ થર્ડ આસિસ્ટંટ કલેક્ટર સાહેબ. |

MOHANLAL R.

ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સુરત.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

OCTOBER 1872

પુસ્તક ૨૨ મું. અક્ટોબર. સન ૧૮૭૨. અંક ૧૦ મો.

મે'તાજી બહુ મોટું ગુજ, નામ તેમ છે કામ;—
કર અંતે મનક્ષેત્રની, ખારી ખેતિ ધરિ હામ.

| અનુક્રમણિકા. પૃષ્ટ. | Contents. Page. |
| --- | --- |
|  |



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ મધ્યે માણાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.
(મૂલ વરસે રૂ ૧. અગાઉથીજ)

# गूजरात शाळापत्र.

પુસ્તક ૧૧ મું. ઑક્ટોબર સને ૧૮૭૨. [1]અંક ૧૦ મો.


## टेबलमां भरातां भूत.

સવૈયા (ઇંદ્રવિજયછંદ.)

વે'મ કહે "હું કરૂં શું હવે! સુધરેલ સમો કપરો બહુ આવ્યો!
જોષિ, પુરાણિ, ભુવા, ધરમી સરદાર હજાર છતાં ન હું ફાવ્યો!
તેત્રિશ કોટિ "જમ્યા જુગજૂગ, નએક સહાય સમાપર લાવ્યો!"
કહે સુરસાથ, "અનાથ નથી તું, અમેજ જગેજગ મેજ ગજાવ્યો!"[1] ૧
ભૂત વિલાતિ ભણે "ભુલતો નહિ, ધૂળ કરે તુજ દેશિય દેવા!
દાટને દેશિય વાત બધી, કર રાતને દીશ વિલાતનિ સેવા!
માલ વિલાતિય, ચાલ વિલાતિય, ગાળ વિલાતિ, વિલાતિજ મેવા,
કેક વિલાતિ લિધી બહુ ફોડથિ, તો કયમ વે'મ વિલાતિ ન લેવા! ૨
લાકડે માંકડાં, જો, વળગ્યાં તન ને મન રોધિ તપસ્વિ પ્રમાણે;
જો, ઉપડ્યોજ સુથારઘડ્યો પગ, ટેબલ તત્વ ત્રિકાળનું નાણે;
જો થન થંન ઘુમેય સદંન, પ્રસન્ન થઇ જનને પણ તાણે!—
આપનિ આપિ બધી જડતા લિધું આ જનનું મન ચૈતન જાણે! ૩
"ભૂમિથિ ભક્તિ ભગાડિ મુકી, જનભાવ ઉરાડિ સમૂદર નાંખ્યો,
દેવને ડુંગર હાંકિ મુક્યા, પિરને પંથ પાધરો મક્કેજ દાખ્યો,
મંત્ર છુમંતર છૂજ કર્યા, કરિ જોશિનિ ડોશિ શરીખ્યિર આંખ્યો,
તે કળજૂગ હળાહળમાં, ત્રણ પાગનિ ટેબલ, તેં રંગ રાખ્યો! ૪
વે'મનું નામ સુણી ભડકે, બુદ્ધિ જાણે સ્વધર્મનિ પદ્ધતિ બાધી,
ઇશ્વરના અસ્તિત્વ વિષે પણ પૂર્ણ પ્રતીત નથી ચિત લાધી,
તે સઘળે શુધ ચિત્તથિ પ્રીત લગાવિ તને વિધિપૂર્વક સાધી!
ઓ ત્રણ પાગનિ ટેબલ, તું ત્રણ ભોવનના ધણિથી પણ વાધી! ૫
ટેબલનાં બહુ ભૂત વધ્યાં, થયા ટેબલના ધણિ તો ધણિયાતા,

---

૧. ગયા અંકમાં દશમો આંક એમ છપાયું છે તે છાપનારની ભૂલ છે તેમજ પૂઠા ઉપર એ મહીનાના નામમાં પણ અંગરેજીમાં ભૂલ કીધીછે.

કાબમાં મારિ કૃતારથ ધારિ, જુઓ, જન ધસમસતા મસ જાતા,
વાટને ઘાટ ફરિ નરનાર પુરાતન ખાળ સદા ગુણ ગાતાં,
રે મધરાત મળી કુબ દેવ! ખમાજિ ખમા મુજ ટેબલ માતા!"
"મૂઢ તું ગૂઢ ન ભેદ લહે, જડપૂજકને જડનાંજ વખાણો!
એ પરતાપ અમારો બધો, અવલોકન તો તમ લોક ન જાણો!"
"મેં અવલોકન એક કર્યું, ત્રણ લોક તણો અંગરેજજ રાણો;
પ્રેમર પીર પેગંબરનેય, પઢાવિ પડાવિ કુરાન પુરાણો.
શો ઉતપાત! ન સાંભળ્યું લાકડે પેશિ શકે કદિ દેવ કે બલા,
માણસમાં પણ પેશિ કહ્યાસાર આપે જવાબજ કોક જવલ્લા;
ભૂત ભવિષ્ય બરાબર ભાખિ શકેય બગાબર એકજ અલ્લા;
તો કયમ ટેબલ બોલિ શકેજ? યુરોપના આજ ભુતો પણ ભલ્લા!"
"શું ! બદમાસ તું હાસ્ય કરે? મર! મેલિ તનેય જતાજ રહીશું!"
"જાઓ મુજે જવું હોય, તથાપિ શું દેખતિ આંખમાં ધૂળ સંહીશું!
ટેબલ છોડિ ધડે મુકિ હાથ અમે સાઉ કાજ તમારૂં કરીશું,
સર્વ પ્રકાર સમર્થ અમે, ન અમે શરણું વિજળીનું લઈશું."

જાણે આપણા દેશમાં વહેમની ખોટ હોયની તેમ ઉપલી કવિતામાં દર્શાવેલો વહેમ અહીંયા આવીને થોડા વખત સુધી પરોણોપ્રિયજ થઈ રહ્યો હતો. મુંબાઈ, સુરત, અમદાવાદ વગેરે કેટલેએક ઠેકાણે તો લોકોને કેવળ ગાંડાજ કરી મૂક્યા હતા. જ્યાં જોઈએ ત્યાં ટેબલની વાત. એક કહે મારે ઘેર ટેબલ બોલી, તો બીજો કહેકે મારે ઘેર એવા પરતા પૂર્યા કે ચૂર. તેની વાતજ ન થાય. વેપારીઓ ધંધા રોજગારના લાભ વિષે, વિદ્યાર્થીઓ પરીક્ષાના પરિણામ વિષે, અને સ્ત્રીઓ ગર્ભાધાનના સંભવ અથવા ફળ વિષે પ્રશ્ન પૂછી તેના ઉપર પૂર્ણ ભરોસો રાખી બેધડક વર્તવા લાગ્યા. ટેબલની નિંદા કરનારો મહા નાસ્તિક ગણાવા લાગ્યો. ફકત ટેબલમાતાની માનતા ન મનાઈ એટલુંજ બાકી રહ્યું હતું, અને તે પણ જો 'ઘરકા જમાઈ ભેંસ બરાબર' એ કહેવત ન લાગતી કોઈ એકનેજ ઘેર ટેબલ હોત, તો થયા વિના ન રહેત. આટલો બધો જેણે પ્રતાપ બતાવ્યો તેની થોડી એક પયરામણી આ પત્રમાં કરવાનો અગત્ય જરૂર જણાયછે.

એ વહેમ ફેલાવાનું કારણ એટલુંજ જણાયછે કે તે અમેરિકા ને

યુરોપની છાપ લઇને આવ્યો હતો, અને વીજળીના વાવટા હેઠે વિદ્વાનોનો વેશ ધારણ કરીને ચાલતો હતો. માણસના મનનું હમેશાં અદ્ભુત તરફ કેટલું એક વળણ છેજ, પણ તે પ્રમાણે આ જમાનાના દબાણથી કેટલા એક વરસ થયા ખરાબર થઇ શકતું નહતું. આ બાબતમાં જેની તરફનું દબાણ હતું તે મટી ગયું, એટલે એ વળણ બમણા જોરથી બાહાર પડ્યું. એની હકીગત નીચે પ્રમાણે હતી.

પ્રથમ તો ત્રણ પાયાની ટેબલ જોઇએ. સીસમની કે ગમે તેની હોય તો ચાલે, પણ તે જેમ હલકી તેમ વધારે સારૂં. એ ટેબલની આસપાસ ત્રણ અથવા વધારે માણસે બેસવું, અને પોતાના આંગળા તે ઉપર પોહોળાં કરીને એવી રીતે મૂકવાં, કે સૌના આંગળા એક બાજાને અડકે. એ પ્રમાણે કલાક, અરધો કલાક, કે વખતે બે કલાક સુધી સ્થિર ચિત્ત રાખીને બધા બેસી રેહે, તો એમ કહેવાતું હતું કે તેનો એક પાયો પોતાની મેળે ઉંચો થાય. એમ થયું કે બધા જાણતા કે એમાં પ્રવેશ થયો. પછી તું કોણ છે એમ પૂછતા કે તે ટોઝ, બોઝ, મુસા, ઝરથોસ્ત કે વખતે ખૂદ પરમેશ્વરજ છું એમ ટેબલના પગના ઠકોરા વડે જવાબ આપતો હતો. એ ઠકોરા સમજવાની રીત એવી હતી કે એક ઠકોરો પડે તો અંગરેજી એ, બે પડેતો બી, અને ત્રણ પડેતો સી, વગેરે. બીજી ભાષાના અક્ષરમાં તેનાથી વાત કરવી બહુજ અઘરી. તેથી બૈરાં છોકરાંઓને જ્યારે ટેબલ માતાને ધૂણાવવાનું મન થતું હતું, ત્યારે તેઓ વધાવાની માફક એમ પૂછતા હતા, કે આ વાતની હા હોય તો આટલા ઠકોરા આપજો. અને ના હોયતો આટલા આપજો. એ રીતે તે નામ ઠામ આપે અને પછી સૌ પોત પોતાના સવાલ પૂછવા મંડી જાય. કોઈ પૂછે કે મારા હાથમાં શું છે, કોઇ પૂછે કે આ માળામાં કેટલા મણકા છે, કોઈ પૂછે કે મારા બાપનુ નામ શું, કોઈ કહે હું પરીક્ષામાં પાસ થઈ શકે નહિ, વગેરે, વગેરે.

આ પ્રમાણે ઘણે ઠેકાણે વેશ થતો હતો, અને એ જોઇને બધા અદ્ભુત રસમાં ગરક થઈ જાય એમાં કાંઇ ઘણું નવાઇ જેવું નથી. તેમાં વળી કેટલાના સમજ્યામાં એવું હતું, કે માણસના શરીરની વીજળી ટેબલમાં જાયછે, અને તેથી તે હાલેછે તથા આવા ચમત્કાર કરેછે. ઘણા લોક માંહે પ્રવેશ થાયછે એમ માનતા હતા, અને કેટલાએક એ બેસનાર

માણસના મનનીજ વીજળીની અસરછે એમ સમજતા હતા. મંદવાહક લાકડામાંથી વીજળી શારીતે જઇને અસર કરે એ વાતનો સંદેહ કોઇજ મનમાં આણ્યું ન હતું. એ વાતનો ખુલાસો આપવા અગાઉ એ બનાવમાં કેટલી વાત ખરી હતી અને કેટલી વાત જૂઠી હતી એ જાણવાની જરૂર છે. એમાં ચાર સવાલ ઉઠે છે, ૧. એમાં પોતાની મેળે ગતિ આવેછેકે નહિ? ૨. એ જવાબ આપી શકે છે કે નહિ? ૩. જવાબ આપેછે તો ઉભા રહેનારા માણસ જાણી શકે તેવાજ સવાલના, કે ગમેતે જાતના સવાલના? ૪. જે જવાબ આપેછે તે ખરા પડેછે કે નહિ?

રમતિયાળ છોકરા કે ટીખળી માણસો સિવાય ઘણે ઠેકાણે પોતાના મનની સમાધાનીને સારૂ કરેલા પ્રયોગમાં જાણી જોઇને કોઇ હલાવે એ તો સંભવતુંજ નથી. માટે ઉભા રહેનારા માણસો પોતાની મેળે નથી આપતાં તે છતાં તેમાં ગતિ આવે છે એતો કબુલ કરવું જોઇએ. જવાબ આપેછે એમાં પણ કાંઇ સંદેહ નથી. ત્રીજા સવાલનો ખુલાસો અમે છાતી ઠોકીને કહી શકીએ છીએ, કે ઉભારહેનારા માણસો ન જવાબ આપી શકે એવા પ્રશ્નનો જવાબ ટેબલમાંથી નથી મળતો, અથવા મળેછે તો વગર અર્થની ઉટાંગઉટાંગની બોલીમાં. ૪ થા સવાલનો જવાબ પણ એવોજ છે. જેના જવાબ ઉભા રહેનારા જાણેછે તે બરાબર પડેછે, અને જેનો તેઓને સંદેહ હોય અથવા જે તેઓ જાણી શકતા નથી તેનો જવાબ ખોટોજ પડેછે. અલબત્ત જેમ પાંચ હામાંથી એક કોઇવાર ખરી પણ પડે, પણ તે ઉપરથી કાંઇ એમ ન કહેવાય, કે એ કહેનાર ખરૂં કહેછે. પુછનાર હોશિયાર હોય,તો અમે કહીએ છીએ, કે અજાણ્યા દશતો શું પણ સો સવાલમાંથી એ એક જવાબ ખરો પડવા ન દે.

ઉપર જે ખરેખરી હકીકત આપી તે ઉપરથી એટલું તો સિદ્ધ થયું, કે એમાં ભૂત કે પ્રેત કાંઇએ નથી, પણ ઉભા રહેલા માણસોના હાથ કે તેના મન એજ એ સઘળું કર્ત્તા હર્તાછે. ત્યારે શું તેઓ જાણી જોઇને હલાવે છે? ના, એમ અમારો કહેવાનો અર્થ નથી, ત્યારે શું પેલી વીજળી વડે એ ચમત્કાર થાયછે? વીજળીથી પણ કાંઇ એમ થઇ શકે એમ અમે માનતા નથી. અમે કહીએ છીએ કે ઉભા રહેલા માણસો, પોતાનું મન પણ ન જાણે એવી રીતે ટેબલ હલાવેછે, અને ઉત્તર પોતેજ કડાકડ આપવા જાયછે.

ઉપલો ખુલાસો કેટલાએકને નહિ સમજાય, પણ તેને અગાઉથીજ અમે કહીએ છઇએ કે એ સમજવું બહુ બારીક કામ છે, અને તેથી અમે આ જરા વધારે વિવેચન કરીએ છઇએ તે ઉપર બરાબર ધ્યાન આપવું, પહેલું તો એમાં, ટેબલ હલાવનારાઓ કહેછે તેમ, શ્રદ્ધાવાળા માણસનું કામછે બીજું એથી વધારે અગત્યનું એ છે કે તે માણસ સૌ ઉત્સાહી સ્વભાવના જોઇએ. ઉત્સાહી એટલે જેનું મન સહેજ વાતે ઉછાળો મારવા તૈયાર થાયછે. અને જેનાં શરીર એ મનના ઉછાળાને સદા વશ્યછે, સ્થિર બુદ્ધિના અને ગંભીર શરીરના માણસો એ વાત ખોટીછે એમ જાણીને ટેબલ ઉપર ચાર કલાક બેશી રહે, તોપણ એકેપાયો જરા એ હાલનાર નથી એમ અમે ખાત્રીથી કહીએ છઇએ. પાયોજ હાલશે નહી એટલે પછી સવાલના જવાબ દેશે કે નહિ એ વાતની તજવીજ કરવાની કાંઇ જરૂર નથી, હવે. શ્રદ્ધાવાળા અને ઉત્સાહી માણસોથી ટેબલ કેમ હાલેછે તે નીચે સમજાવીએ છઇએ. પ્રથમ તો બેસતી વખતે એ ત્રણ ચાર જણને સૂચના આપી હોયછે, કે ટેબલ પર ભાર મૂકતા નહિ, પણ તમારા હાથ ફૂલ જેવા રાખજો ઉભા રહેછે ત્યારે તો બધા એજ પ્રમાણે બરાબર કરેછે. એમ દશ વીશ મિનિટ ઉભા રહ્યા કે તેઓ થાકવા માડેછે, અને પછી આપો આપ ભાર મૂકાઇ જાયછે. એમ કરતાં જરા વચમાં સાંભરી આવ્યું કે "આ આનો ભાર વધારે મૂકાયો તો" ત્યારે પાછો ભાર ઓછો કરી નાંખેછે, અને એ પ્રમાણે દરેક માણસ વારા ફરતી ઘણી વાર કરેછે. બધા જાણેછે કે અમે ભાર, ન મૂકવાની અને બરાબર પ્રયોગ કરવાની તજવીજમાં છઇએ, પણ એનો પરણિામ એ થાયછે,, કે ટેબલના દરેક છેડા ઉપર ભાર હરઘડી વત્તો ઓછો થયા કરેછે. એમ કરતાં કોઇ તરફ ભાર બહુ વધ્યો, કે ટપ તેની સામી બાજુનો પાયો ઉચકાવાનો. હવે આ ઠેકાણે શ્રદ્ધાનું કામછે. શ્રદ્ધા રહીત જો માણસો હોય, તો તરત પોતાનો ભાર બરાબર મૂકવો જોઇએ તેટલોજ મૂકાયછે કે નહિ તેની તપાસ ,કરશે, એમ કરશે એટલે પેલો ઉપડેલો પગ નિરાશ થઇને પાછો પડશે, અને તેમાંનો એક ટપ બોલી ઉઠશે કે મારો હાથ ભરાઇ આવ્યો હતો તેથી ભાર વધારે મૂકાઇ ગયો હતો, પણ જ્યાં શ્રદ્ધાવાળા માણસો છે ત્યાં કોણ આવું નાસ્તિકપણું કરનારછે! બધાના દિલ ઉત્સાહથી ઉછળેછે કે "હા! ટેબલ ચાલવા લાગી ખરી"

તે બધાનાં મન અને લોહી ઉત્સાહથી ઉછળી રહેછે.કોઇ માણસ તેને જરા પ્રથમ"ઉંચે" "નીચે" "બસ" "જલદી" "વધારે જલદી" "શાબાસ," વગેરે શબ્દોથી કવાયત કરાવેછે, અને તે કવાયતની સાથે પેલા માણસો-ના હાથને પણ કવાયત મળેછે. તેમના હાથને કવાયત મળેછે તે એ,કે ટે-બલ ઊંચા થાય ત્યારે પોતાનો ભાર ઓછો કરવાનો, અને નીચે પડે ત્યારે વધારે કરવાનો. તેના હાથને એવી બેમાલમ રીતે કસરત મળેછે, કે જ્યારે"ઉપર"એમ કોઇ હુકમ કરેછે, ત્યારે તેઓ બધા બેમાલમ ભાર ઓ-છો કરેછે, અને 'નીચે' કહેછે ત્યારે તે ટેબલને દાબેછે. આવી સ્થિતિમાં બધાના હાથ આવી ગયા પછી જે સવાલ પૂછશે તેના જવાબ ઉભા રહેનારની સમજ પ્રમાણે મળવાનાજ. જાણે એમ પૂછ્યું કે ટેબલ પર કેટલા જ-ણ ઉભાછે અને ચાર જણછે, તો ટેબલને ચોથે ટકોરે બધા પોતાની મેળે પોતે નથા જાણતા એ રીતે પોતાના હાથને અટકાવવાના, અને એ કાર-ણથી જવાબ મળવાનો અને વળી તે ખરો. બધા જવાબનું એ રીતેજ થાયછે

---

## पवनोनां कारण.

બધા જાતના પવનનું મુખ્ય કારણ તો પૃથ્વી ઉપર જૂદે જૂદે ઠેકાણે સૂર્યનો તાપ વત્તો ઓછો પડેછે તે છે. જો બધે ઠેકાણે સરખો તાપ પડતો હોત, તો હવામાં ગતિ થવી અશક્યજ હતી. પણ ઉષ્ણકટિબંધમાં સૌથી વ-ધારે તાપ પડેછે, જમીન પાણી કરતાં ગરમીને વધારે ચૂસેછે અને વધારે પરાવર્તન પમાડેછે, વગેરે કારણોથી હવામાં ગતિ એવી નિરંતર ચાલ્યા ક-રેછે કે પવન ચપળતાની એક મુખ્ય ઉપમા થઇ પડ્યોછે.

૮૫૨. ૧. વ્યાપાર પવનના બે કારણછે. ઉષ્ણ કટિબંધમાં સૂર્યનો તાપ

નમાં ભૂત કે ... તે, અને પૃથ્વીની દૈનિક ગતિ.

મન એજ એ સમજું ...બંધમાં અને તેને લગતા પ્રદેશોમાં સૂર્યનો તાપ વધારે પડ-

બર. એમ અમારો કહેવાનો ...ગ કરતાં ત્યાંની હવા બહુજ પાતળી થઇ જાયછે,

વિના ન પડે? વીજળીથી પણ કાંઇ ...રે તેની જગા પૂરવાને ઉત્તર અને દક્ષિણ

રામણી આપીએ કે ઉભા રહેલા માણ... દોડી આવેછે. બીજા શબ્દમાં કહીએ,

એ વહેવેછે, અને ઉત્તર પોતેન... ની ઠંડી હવા ઉષ્ણકટિબંધ બાણી ત્યાં-

ની ઉંચે ચઢી ગએલી હવાની જગા રોકવાને સારૂ ધસી આવે છે તેનું નામ વ્યાપાર પવન. આ રીતે એ પવનને ઉત્તર ગોળાર્ધમાં દક્ષિણ તરફની અને દક્ષિણ ગોળાર્ધમાં ઉત્તર તરફનીજ ગતિ હોત, તો કાંઇ બીજું સમજાવવાનું બાકી રેહેત નહિ. પણ આપણે ઉપર બતાવ્યું છે કે એમ નથી. પવનની એ પ્રથમ ઉત્પન્ન થએલી દિશાને મરડી નાખનાર પૃથ્વીની દૈનિક ગતિછે. જો પૃથ્વી સ્થિર હોત, તો વ્યાપાર પવનની દિશા બરાબર ઉત્તર કે દક્ષિણજ હોત.

એક એ વાત જાણવી જોઇએ કે જ્યારે કોઇ ગમેતે ગોળો ફરતો હોય, ત્યારે તેની મધ્યરેખાઆગળના ભાગમાં ઘણામાં ઘણી ગતિ હોવી જોઇએ, અને જેમ જેમ ધ્રુવ તરફ જતા જઇએ તેમ તેમ તે તરફના ભાગોમાં ગતિ ઓછી થતી જવી જોઇએ, કેમકે અમુક વખતમાં વિશુવવૃત્ત આગળના ભાગને ઘણો ચકરાવો ફરવો પડેછે, અને ધ્રુવને કાંઇજ ફરવું પડતું નથી. એ સાધારણ નિયમ પ્રમાણેજ પૃથ્વીના વિશુવવૃત્તને તથા તેને વીંટાએલી હવાને ઘણામાં ઘણો વેગ હોયછે, અને જેમ જેમ ત્યાંથી આઘા જતા જઇએ છઇએ તેમ તેમ એ વેગ ઓછો થતો માલમ પડેછે. હવે, જ્યારે ઉષ્ણકટિબંધ તરફ જવાને ધ્રુવ તરફની હવા નીકળેછે, ત્યારે તેનામાં તો જે પ્રદેશોમાં જવુંછે તેના કરતાં વેગ ઓછો હોયછે, અને તેથી પોતાના જડત્વ ગુણ પ્રમાણે તે પછાડી પડી જાયછે, અથવા, જે પ્રદેશમાં તે જઇ પહોંચેછે તેની સાથે તે ફરવા માંડે એટલામાં તો તે પ્રદેશ પોતાની વધારે ગતિને લીધે આગળ જતો રહેછે. એ બધાનો પરિણામ એ થાયછે કે તેને જાણે પશ્ચિમની ગતિ હોય એમ જણાયછે. બાકી, ખરૂં જોઇએ તો એ પવન પશ્ચિમ તરફ જતા નથી, પણ તેની સામા પશ્ચિમ તરફનો પ્રદેશ પોતાની મેળે આવેછે. હવે, આપણે ઉપર કહ્યુંછે કે ઉત્તર ગોળાર્ધમાં દક્ષિણ તરફનો, અને દક્ષિણ ગોળાર્ધમાં ઉત્તર તરફનો વેગ એ હવાને પોતાની તરફનો છે, અને પૃથ્વીની ગતિ એને પશ્ચિમ તરફનો વેગ આપેછે તેથી એની ખરેખરી ગતિ એ બંને દિશાની વચમાં થાયછે. એટલે વગેરે, ઉત્તર ગોળાર્ધમાં અગ્નિ ખૂણા તરફનો હોયછે, બધા અક્ષાંશ ઉપર પવનની દિશાની વાંક સરખીજ હોયછે એમ ન જાણવું. જેમ જેમ વિશુવવૃત્તની પાસે એ પવન આવતો જાયછે તેમ તેમ તે

**દરિયાઈ અને જમીનની લહેર.** જેમ મોસમના પવનનો સંબંધ ઋતુભેદની સાથેછે, તેમ દરિયાઈ અને જમીનની લહેર રાત દિવસના ભેદની ઉપર આધાર રાખેછે. વર્ષના જેમ એક અરધા ભાગમાં વધારે તાપ પડેછે અને બીજા અરધા ભાગમાં ઓછો પડેછે, તેમજ એક દિવસમાં પણ હમેશાં થાયછે; અને એ કારણને લીધે તેવોજ ફેરફાર પવનમાં થાય એ સ્વાભાવિકજ છે. દહાડે જે તાપ પડેછે તે જમીન ચૂસી લઈને હવામાં ફેંકેછે, અને પાણી પોતાની પાસેજ રહેવા દેછે. એ કારણથી દહાડે જમીન ઉપરની હવા ઘણીજ ગરમ અને પાતળી થઈ જાયછે. તે પાતળી થઈ થઈને દહાડાના છેલ્લા ભાગમાં ઉપર ચઢવા માડેછે, અને તેની જગોપર દરિયા તરફની ઠંડી હવા આવેછે. એમ આખી રાત જમીન દહાડે લીધેલી ગરમી હવામાં ફેંક ફેંક કર્યા કરેછે, અને તે એટલે સુધી કે પાછલી રાતે તે પાણી કરતાં પણ ઠંડી થઈ જાયછે; અને તે ઠંડી થઈ, એટલે તે ઉપરની હવા પણ ઠંડી થઈ જાયછે, એ વખતે દરિયા ઉપરની હવા એના કરતાં કાંઈ વધારે ગરમ હોયછે, અને તેથી જમીન તરફની હવા દરિયા તરફ જાયછે. બપોર અને મધરાત પછી થોડો એક વખત એ ગતિ બંધ પડેછે અને પછીથી બીજી જાતની લહેર પ્રવેશ કરેછે.

મોટી નદીઓને કિનારે પણ સાંજ સવાર એ કારણને લીધેજ લહેર આવેછે.

૪. **સ્વચ્છંદવાહી પવન.** વ્યાપાર પવનની હદ મૂકી આપણે આગળ જેમ જેમ ચાલતા જઈએ, તેમ તેમ હવાને ગતિ આપનાર જે સૂરજનો તાપ તે બહુ નબળો પડતો જાયછે. તેમજ રાતને દહાડાની લંબાઈમાં જૂદી જૂદી ઋતુમાં ફેર વધારે પડતો જાયછે. તેમજ વળી ઉત્તર ગોળાર્ધમાં તો એ ઉપલા અંક્ષાશોમાં જમીન બહુજ આવીછે. વાતાવરણમાં ફેરફાર કરનાર જે વીજળી તેનું જોર પણ બહુ ચાલેછે. માટે આવાં આવાં અનેક કારણો એકઠાં થવાથી હવાને વખતે વખતે એવી જૂદી જૂદી તરેહની ગતિ મળેછે કે તેનો એક નિયમ કદી પણ બંધાઈ શકે નહિ. તે છતાં એ પવનો નિયમ રહીત આવેછે એમ ન સમજવું. તેનાં કારણો તો અલબત્ત છેજ, અને તે કારણોને અનુસરીનેજ હિસાબસર એ પવનો આવેછે, પણ કહેવાની મતલબ એટલી કે તે કારણો એવાં વિવિધ

ડાઈ જાય છે તેનું કારણતો મુખ્યુંજ છે. એનો પૃથ્વીની સાથે ફરવાનો વેગ વધારે છે, અને તેથી જે ભાગમાં તે જાય છે તેના કરતાં તે આગળ પૂર્વમાં વહેલો દોડી જાય છે,

**ધ્રુવ તરફનો પવન.** ઉષ્ણપ્રદેશની હવા ઉંચી ચઢી ગયાથી ખાલી પડેલી જગા પૂરવાને ધ્રુવ તરફથી જે હવા આવવા નીકળે છે તેજ એ. થોડે લગીતો એની દિશા ઘણું કરીને ઉત્તર કે દક્ષિણ જે હોયછે તેજ રહે છે, અને એમ રહે છે ત્યાં સુધી એજ મથાળે લખેલા નામથી ઓળખાય છે. એજ હવા આગળ જતાં વ્યાપાર પવનમાં ભળી જાય છે, પણ તે વખતે વ્યાપાર પવન કહેવાય છે, અને એની દિશા પશ્ચિમ તરફ ઘણી મરડાઈ ગએલી હોય છે

**વંટોળિઆ.** એનું મુખ્ય કારણ સામસામી દિશાના પવનનું મળવું છે. તેમજ પર્વત વગેરે કાંઈ અંતરાય નડ્યાથી પણ એ જાતનો પવન થાયછે.

---

## केळवणीखातानी खबरो.

### જા. નંબર ૧૩૮ સને ૧૮૭૨-૭૩.

પ્રાંત કચ્છની નિશાળોમાં તા. ૧ લી આગષ્ટ ૧૮૭૧ થી તા. ૩૧ મી જુલાઈ ૧૮૭૨ સુધીમાં જે ઇનામો અપાયાં તેની યાદી.

શ્રીભૂજનગરની દરબારી કન્યાશાળામાં ભૂજના સદ્‌ગ્રહસ્થો તથા મેહેતા નથુ માધવજી તથા વકીલ ભવાનીદાસ તથા શ્રીનારાયણસરના બ્રહ્મચારીજીના ચેલા કૃષ્ણદાસે નિશાળની પરિક્ષા લઇ કન્યાઓને ૩૨-૮-૦ની મીઠાઇ વહેંચી તા. ૨૩-૮-૭૧.

શ્રીભૂજનગરની આલફ્રેડ હાઇસ્કુલમાં એના મહારાજાધિરાજ મીરજાં મહારાઓશ્રીસર પ્રાગમલજી જી. સી. એસ. આઇ તથા પોલીટિકલ એજન્ટ મહેરબાન કર્નલ બારાસાહેબે તથા બીજા સદ્‌ગ્રહસ્થો જ્યારે પરીક્ષા કરી મહારાઓશ્રીએ નીચેની સ્કુલોમાં તેની સામે જણાવ્યા પ્રમાણે ઇનામ તથા મીઠાઇ વહેંચી તા. ૧૯-૯-૭૧

૨૧૭-૦-૦ ઇનામ આલફ્રેડ હાઇસ્કુલમાં.

૪૭-૦-૦ ભૂજની ગુ. નિશાળમાં ઇનામ,
૧૦૪-૦-૦ ઇનામ કન્યાશાળામાં.
૩૪-૦-૦ ભૂજની એ. વ. સ્કુલમાં.
૫-૦-૦ મીઠાઇ ભૂજના ગુ. નિશાળમાં.
૮ ૦-૦ મીઠાઇ કન્યાશાળામાં.
૩૨૧૧-૦-૦

શ્રીભૂજનગરની દરબારી કન્યાશાળામાં અત્રેના ઓફીશીએટીંગ દિવાન ઘધારાલાલ ઓંકારરામે પોતાની દીકરીને નિશાળે ભણવા બેસાડી કન્યાઓને ૩૨-૦-૦ ની મીઠાઇ વેહેંચી. તા. ૮-૧૧-૭૧.

શ્રીમાંડવીની દરબારી એંગ્લોવર્નાક્યુલર સ્કુલમાં મં.મુંબાઇના શેઠ પધારો મકનજીના ભાઇ જેરાજ માનજીએ પધારી પરીક્ષાલઇ નીચેની સ્કુલમાં તેની સામે જણાવ્યા પ્રમાણે છોકરાઓને ચોપડીઓનું ઇનામ તથા મીઠાઇ વેહેંચી તથા મેહેતાજીઓને ઇનામ આપ્યું તા. ૨-૧-૭૨.

૩૨૦-૪-૦ ઇનામ એ. વ. સ્કુલના છોકરાને.
૨૩-૪-૦ પધ્ધરાનવિદ્યાલયમાં ઇનામ છોકરાઓને.
૯-૮-૦ તે સ્કુલના માસ્તરોને ઇનામ.
૨-૧૨-૦ તે નિશાળના મેહેતાજીઓને ઇનામ.
૫૨-૧૨-૦

શ્રીમાંડવીની દરબારી એંગ્લોવર્નાક્યુલર સ્કુલમાં ઝાલા જાલમસિંજીએ પરીક્ષાલઇ નીચેની સ્કુલોમાં તેની સામે જણાવ્યા પ્રમાણે પુસ્તકોનું ઇનામ છોકરાઓને વહેચ્યું તથા ત્યાર બાદ મીઠાઇ વેંહેચી. તા ૧૮-૨-૭૨

૧૯-૦-૦ એ. વ. સ્કુલના છોકરાઓને ઇનામ.
૨૫-૪-૦ પધ્ધરાન વિદ્યાલયના છોકરાને ઇનામ.
૪૪-૪-૦

શ્રીભચાઉની દરબારી ગૂજરાતી નિશાળમાં ત્યાંના ન્યાયાધિશ મહેતા બાવાભાઇ તથા કારભારી તથા મહાજન તરફથી ૨૫-૪-૦ નું ઇનામ વેહેંચાયું તા. ૨૪-૨-૭૨. અધુરૂં.

જા. નંબર ૨૭

| નિશાળનું નામ. | રૂપીઆ. | કોણે વેહેચ્યું. |
|---|---|---|
| વાડાશિનોરની ગુ. ની. | ૧૦-૦-૦ | મેહેરબાન હાલ સાહેબ, આસિસ્ટંટ પોલેટિકલએજંટ રેવાકાંઠા અને સુપરીનટેનડેન્ટ આવ નેટીવસ્ટેટસરવે. |

| | | |
|---|---|---|
| ધોળાવની ગુ. ની. | ૨-૦-૦ | દેવઘડ સ્વસ્થાનના પોલિસઇન્સ્પેકટર આજમ ફતેખાં નથેખાંએ |
| શીમળીઆની ગુ. ની. | ૩-૦-૦ | સદરહુ સાહેબે. |
| રામપટેલના મુવાડાની ગુ. ની. | ૦-૮-૦ | મોજણીદાર ભવાનીશંકર વજેરામ. |
| પીપલોદની ગુ. ની. | ૧-૪-૦ | દેવઘડસ્વસ્થાનના પોલિસ ઇન્સ્પેકટર આજમ ફતેખાં નથેખાં. |
| માંડવાની ગુ. ની | ૩-૦-૦ | રાજેશ્રી રણછોડભાઈ ત્રીભોવન વહીવટદાર. ચાણોદના.<br>રાજેશ્રી નૌતમરામ બાળમુકુંદદાસ તીલકવાડાના ફોજદાર.<br>કારકુન ગિરધરલાલ ગુણવંતરાજ.<br>કારકુન છોટાલાલ દ્વારકાંદાસ.<br>કારકુન પ્રેમાનંદ જગજીવન. |
| સીહોરાની ગુ. ની. | ૯-૧-૦ | ઠાકોરશ્રી. નારસીંગજી પ્રતાપસીંગજી.<br>ઠાકોરશ્રી. સામતસીંગજી પ્રતાપસીંગજી.<br>ઠાકોરશ્રી પ્રથમસંગીજી પ્રતાપસીંગજી<br>ઠાકોરશ્રી માધવસીંગજી જેસીંગ બાવા.<br>કુંવરજી સાહેબ જસવતસીંગજી નારસીંગજી.<br>કારભારી મોતીલાલ કાળીદાસ.<br>કારકુન લલ્લુભાઈ રૂપચંદ.<br>કારકુન લલ્લુભાઈ ભોગીલાલ.<br>કારકુન મોતીલાલ નંદલાલ.<br>શેઠ ઇશ્વરદાસ રઘનાથદાસ.<br>શા. કાહાનદાસ ગોપાળજી.<br>શા. ભગવાનદાસ ગોવિંદજી.<br>પારેખ. લલ્લુભાઈ નરોતમદાસ.<br>પારેખ. હરગોવન જગજીવનદાસ<br>ગોર. ભીખાભાઈ વનમાળીભાઈ.<br>શા. હરિવલ્લભ મેહેશ્વરદાસ.<br>શા. હરિલાલ રણછોડદાસ.<br>પટેલ અનુભાઈ ધરમદાસ ગામટી.<br>જે ઉપરા તામે સ્વસ્થાન સીહોરના. |

ગરબાડા. ૪-૦-૦ પંચમહાલના ડી. ડીપુટી કલેક્ટર રા વ સાહેબ પ્રાણલાલભાઈ મથુરાંદાસજી.
પંચમહાલના ડો. ડીપુટીકલેક્ટર સાહેબના શીરસ્તેદાર કૃષ્ણરાવ માધવરાવ.
પટેલ કાનજી નાથુ.

ા. ૨૫-૭-૭૨ મુ. ગોધરા. Lalbhai Rupram,
આ. ડીપ્યુટી. એજ્યુ ઇન્સ્પેક્ટર પાં રે બ.

જા. ના. ૬૧૨ શા. ૧૮૭૨-૭૩

પ્રાંત કાઠીઆવાડની તમામ નિશાળોમાં માહે એપ્રિલ સન ૧૮૭૧ ાે માહે માર્ચ સન ૧૮૭૨ સુધી જે ઇનામ વહેંચાણું તેનું પત્રક.

| નંબર. | ગામનું નામ. | કોના તરફથી ઇનામ વહેંચ્યું. | મેહેતાજી ને ઇનામ. | છોકરાને. ઇનામ. |
|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૧ | ધ્રાંગદ્રા. | જાડેજા વખતસંધજી. | ૦-૦-૦ | ૫-૦-૦ |
| | | મહારાજા શ્રી રાજ સાહેબ તરફથી. ફર્સ્ટ આસિસ્ટંટ પોલિટિકાલ એજંટ મેહેરબાન જેરડીન સાહેબે તથા દરબારી મંડળ સહીત પરીક્ષા લઇને. | ૧૦-૦-૦ | ૧૦-૦-૦ |
| | | કુમાર શ્રી રઘુનાથસંગજી. | ૦-૦-૦ | ૮-૦-૦ |
| | | રાજેશ્રી વૈદ અંબાશંકર બાવાભાઇ. | ૦-૦-૦ | ૬-૦-૦ |
| | | રાજેશ્રી સંપતરામભાઇ. | ૦-૦-૦ | ૨-૦-૦ |
| | | ગઢવી મૂલુ પ્રભુદાસ. | ૦-૦-૦ | ૪-૦-૦ |
| | ચુડા. | મેહેરબાન ઠાકોર સાહેબ. | ૦-૦-૦ | ૪-૦-૦ |
| | હડાલા. | અત્રેના તથા બલોલના આજમ થાણદાર સાહેબોએ મળી વહેંચ્યું. | ૦-૦-૦ | ૨-૦-૦ |
| | પાળ્ય. | હડાલાના આજમ વહીવટદાર સાહેબ તથા રૈયતે મળી. | ૦-૦-૦ | ૧૫-૦-૦ |
| | ચોટી | [illegible] | [illegible] | [illegible] |

ગડની ગમે તે નિશાળોના માસ્તરોને ફરમાવવામાં આવેછેકે તેઓએ ગામની પાસે કોઈ કલેકટર સાહેબ અથવા આસિસ્ટંટ કલેકટર સાહેબની સવારી આવી હોય ત્યારે તેઓએ તે સાહેબોની આગળ હાજર થવું.

૨. જો કલેકટર સાહેબ અથવા આસિસ્ટંટ કલેકટર સાહેબ નિરખવામાં આવે, તો મહેતાજીએ રેજીસ્ટર, કાટેલગ અને છેલ્લી પરીક્ષાના પરિણામ તે સાહેબની તપાસને સારૂ ટેબલ ઉપર રજુ કરવું. જો બીજા કાગળો અથવા દફતરો માગે તો તેપણ હાજર કરવા જોઇએ.

સુરત. G. BUHLER.

૬ ઠી સાપટેંબર ૧૮૭૨. એ. ઈ. ઉ. પ્ર.

---

**પુસ્તકોની પહોંચ.** ચિત્રપોથી, બનાવનાર માણેકલાલ જમનાદાસ પૃષ્ઠ ૫૪, અને કિંમત ત્રણ આના. આવી ચોપડીની ઘણી ખોટ હતી. કેળવણીમાં ચિત્રની સમજ એ એક જરૂરનો ભાગછે, અને બાળકને એના જેવું બીજું કાંઇ રમુજી લાગતું નથી. આ પોથીમાં પાને પાને જાનવર વગેરેના ચિત્રછે અને તેની નીચે થોડો તેનો હેવાલ લખેલોછે.—ભૂગોળ ભાગ ૧લો, બનાવનાર મધુવચરામ બાળવચરામ, પૃષ્ઠ ૧૩૨, કિંમત ત્રણ આના મી. મધુવચરામે કવિતાના બે પુસ્તક રચ્યાછે, અને હાલ વકીલાતનો ધંધો કરતાં છતાં આવી જાતની ચોપડી કહાડી શકાય એ આશ્ચર્ય જેવુંછે આ ભાગમાંયૂરોપ તથા એશિઆ ખંડનું વર્ણનછે, અને એનો વિશેષ ગુણ એ છે કે પ્રત્યેક સ્થળને લગતો ઇતિહાસ આપ્યોછે. કદના પ્રમાણમાં કિંમત બહુજ થોડીછે. The superior school summary, by Chisto Nizamoodin. એમાં એક ઉચ્ચારના પણ જુદા જુદા અર્થના ઘણા ઇંગરેજી શબ્દોને વાક્યમાં ગોઠવ્યાછે. એ વિચાર સારોછે, અને એ વાક્ય એકઠા કરતાં ઘણી મહેનત પડી હશે. વિદ્યાર્થી આનો ઉદ્યોગ કરે એ ઘણું સંતોષકારક છે.—કાઠીયાવાડ ઇલાકાની ભૂગોળ, બનાવનાર મહીપતરામ નથુભાઇ, પૃષ્ઠ ૭૮, કિંમત ૬ આના. એમાં કેટલી એક નવી હકીકત પણ છે.—એશિઆ ખંડનું ભૂગોળ, બનાવનાર લલ્લુભાઇ તારાચંદ અને ગંગાશંકર હરગોવન. પોતાની તરફનું કાંઇ પણ નવું આપવાનું ન હોય તે છતાં ચોપડીઓ કહાડવાની ટેવ હાલ બહુ વધી પડીછે તેનો આ એક દાખલો છે.—ગુજરાતી છઠી ચોપડીના અર્થ, બનાવનાર ફકીરભાઇ કાશીદાસ, પૃષ્ઠ ૯૬, કિંમત છ આના.—કોશકાવળી બનાવનાર મહેતાજી લલ્લુભાઇ મોતીરામ, કિંમત ૧ આનો.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

NOVEMBER-DECEMBER 1872.

પુસ્તક ૧૧ મું. નવેંબર-ડીસેંબર સન ૧૮૭૨. આંક ૧૧-૧૨મો.

મેં તો છ ખડું મોટું વ્રજ, નામ તેમ છે કામ—
કર અંતે મનક્ષેત્રની, ખરી ખેતિ ધરિ હામ.

અનુક્રમણિકા. પૃષ્ઠ.



*Contents.* Page.





(કેળવણીખાતાના હુકમથી.)

અમદાવાદ મધ્યે નામના યુનાઈટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.
(મૂલ્ય વરસે રૂ ૧. અગાઉથી)

# गूजरात शाळापत्र.

પુસ્તક ૧૧ મું. નવેંબર-ડીસેંબર સને ૧૮૭૨. અંક ૧૧-૧૨ મો.


## मेघदूत काव्य.

होय हिमाचळ उपतट उपर जे जे विशेष[1] ने जोइ,
बळिनियमन[2] तत्पर वामनना शामपाद समहोइ,
पेस तुं [3]क्रौंचनि द्वारि;

૬૪. ૧. જોવા લાયક.—૨. બળીરાજાને બંધન કરવા તત્પર થએલા વામનજીના કાળા પગ જેવો તું થઈને ઇત્યાદિ. બળીરાજાએ દેવતાઓને જીતીને સ્વર્ગમાંથી કાહાડી મૂક્યા હતા, અને પોતાનો અમલ નિશ્ચળ કરવાને સો અશ્વમેધ કરવા મંડ્યો હતો. તેથી એનુ પ્રબળ તોડવાને તથા સોમા અશ્વમેધમાં ભંગ પાડવાને વિષ્ણુએ વામનાવતાર ધારણ કીધો હતો. કશ્યપને ઘેર દેવતાઓની મા અદિતિને પેટે જન્મ લીધો. એનો બાંધો ઘણોજ ઠીંગણો અને નાનો હતો તેથી એનું નામ વામન પડ્યું. પાંચ વર્ષની ઉમરે વેદશાસ્ત્રમાં પારંગત થઈને બળીરાજા જે કે સોમ યજ્ઞની પૂર્ણાહુતિ કરવાની તૈયારીમાં હતો. તેની પાસે યાચના કરવા ગયા. બળીરાજાના ગુરૂ શુક્રાચાર્યે તો એને ન આપવા દેવાની ઘણીએ તજવીજ કીધી, પણ એ દાનશીળ રાજાએ નમાન્યું, અને ત્રણ ડગલાં પૃથ્વી એણે માગી હતી તે આપવાને જળ મૂકવા સારૂ ઝારી હાથમાં લીધી. એ વખતે પણ શુક્રાચાર્ય ભમરો થઈને ઝારીમાં ભરાયા અને વામને દર્ભની સળીવડે કચરો કાહાડવાના નિમિત્તે તેની આંખ ફોડી નાંખી તેથી કાણા થયા. બળીએ વામનના હાથમાં જળ મૂક્યું કે તુર્તજ પોતે વૈરાટ રૂપ ધારણ કીધું. એક પગે પૃથ્વી અને બીજે પગે આકાશ રોકીને "ત્રીજા પગની જગા આપ" એમ ક્રોધથી પોકારવા લાગ્યા. ત્રીજો પગ બળીની છાતી ઉપર મૂકવાને ઉંચો કીધો છે તે સમયનું આ ચિત્ર છે. મેઘને કહેછે-કે તું આ બારીમાં પેસીશ ત્યારે તારો આકાર પણ આવોજ થશે.—૩. ક્રૌંચ ક્યાં છે તે જણાતું નથી, પણ હીમાળય પર્વતમાંથી ટીબેટમાં જવાની કોઈ ખિંડ અથવા લાંબી નેળ જણાય છે.

[4]प्रति वर्षे आवे जाय ज्यांथी हंसनि स्वारी;
जे [5]भृगुकुळदीपक देवना यशनी खरि [6]बारी! ६४

---

त्यांथि निकळि कर [1]ऊंचे ऊंचे उत्तर देश प्रवास;
थातुं परोणोप्रिय तुं प्रीते जइने श्री [2]कैलासः—
[3]जो तेडेछ तने ते!

---

૪. જ્યાંથી એટલે જે ક્રૌંચનામની ખિંડમાંથી દરવરસે હંસના ટોળા જાય છે અને આવે છે. માન સરોવરથી ચોમાસું વીતે હિંદુસ્તાન તરફ આવે અને ચોમાસા આવવા માંડે કે માન સરોવર તરફ પાછા જાય.—૫. પરશુરામ. એ ભૃગુકુળમાં જમદગ્નીના પુત્ર એ પણ વિષ્નુનો અવતાર ગણાય છે, અને એણે એકવીસવાર પૃથ્વી નક્ષત્રી કરીને બ્રાહ્મણને દાનમાં આપી દીધી હતી. એ ઉપરથી એને કવિ ભૃગુકુળનો દીવો કહે છે.—૬. એવું કહે છે કે પરશુરામ શિવજી પાસે કૈલાસમાં ધનુર્વિદ્યા ભણવા ગયા ત્યાંથી ભણીને પાછા આવે છે એટલામાં એને કાર્તિકેય સ્વામી સા. પોત પોતાના સામર્થ્ય વિષે કાંઈ વાદ વિવાદ થયો અને તે ઉપરથી સામો ક્રૌંચ પર્વત હતો તેમાં પરશુરામે મંત્ર ભણીને એક બાણ એવું માર્યું કે તેમાં એક મોટી ખિંડ પડી રહી. ક્રૌંચ ખિંડની ઉત્પત્તિની આ કથા ઉપર નજર રાખીને કવિ કહે છે કે એ તો પરશુરામની કીર્તિની ખરેખરી સાક્ષાત બારી છે. કહેવાની મતલબ એ કે પરશુરામ પૃથ્વી નક્ષત્રી કરવાને પ્રથમ એ બારીમાં પોતે નહોતા આવ્યા પણ તેનો યશજ એ પર્વત ફાડીને ભરતખંડમાં આવ્યો હતો.

૬૫. ૧. ટીબેટની સપાટી દુનીયામાં સૌથી ઉંચી છે તેથી અહીંયાં કવિ ઉંચે ઉંચે જવાનું કહે છે તે વાજબીજ છે.—૨ હીમાળયની ઉત્તરે થોડે એક દૂર એ નામનો પર્વત છે.—૩ એમ કહેવાય છે કે કૈલાસનું શિખર હમેશાં ઝોલ્યાં કરે છે અને તે ઉપરથી અત્રે ઉત્પ્રેક્ષા કીધી છે કે "જો જો, તને ડોકું ધુણાવીને બોલાવે છે."

डगमग डोलेता शृंगनी जो शी शोभा छे!

[४]वीसभुजना वळथी सांधा रे जेनां खखल्याछे. ६५

---

चकचकती उज्ज्वळ बाजूओ [१]जेनी वर्फ रोज,

[२]दर्पण जे देवांगनानुं, झबके वदन [३]सरोज;

लीला लखाए जेमां.

---

આકા એ વાત તો ખરી છે કે દુનિયામાં કેટલાએક ખડકો એવા થાય છે કે તે જરા જોર કીધાથી ચક્કર ચક્કર ફરે છે અને ગમે તેટલા માણસ મળે તોપણ તે ઉચકી તો નજ શકાય. એવી તરેહનો એક નાનો ખડક ઇંગ્લાંડના કાર્નવાલ પ્રગણામાં પેનઝાન્સની પાસે છે. તેમજ મહાબળીપુર આગળ પણ એવો ચમત્કાર જોવામાં આવે છે. કૈલાસના શિખરને એમ છે કે નહિ તેનો હજી કોઇએ શોધ કીધો નથી.—૪. વીસભુજવાળો તે રાવણ. ઉપર જે ફરતા ખડકની ગુણ કહ્યો તે વિષે કૈલાસ સંબંધી પુરાણમાં એવી કલ્પના કરી છે કે એક સમે રાવણ મહાદેવના દર્શન સારૂ કૈલાસમાં ગયો ત્યારે તેને નંદીકેશ્વર પોળીઆએ અટકાવ્યો અને તે ઉપરથી રકઝક છતાં એ ક્રોધમાં કૈલાસ પર્વતને ઉપાડી ડોલાવવા લાગ્યો એટલામાં મહાદેવ જાગ્યા અને એવા જોરથી પગ ઠોક્યો કે એ પર્વત પાછો પૃથ્વીમાં મજબુત થઇ ગયો. અને તેની તળે પેલો ઉન્મત્ત રાવણ પણ દબાયો. હજાર વર્ષ પ્રાર્થના કરી ત્યારે તેને છોડ્યો. પણ તે વખતથી એ પર્વતના સાંધા એવા ખખળી ગયા છે કે તેના શિખર ડગમગ ડોલ્યા જ કરે છે.

૬૬. ૧. કૈલાસ પર્વતની —પેલા પર્વતની બાજુઓ બરફથી ચકચકતી થઇ ગએલી છે. તેથી દેવાંગનાઓને તે દર્પણનું કામ સારે છે.—૩. કમળ. જે પર્વતરૂપી દર્પણમાં દેવાંગનાઓનાં મુખ કમળ ઝળકે છે અને તેઓ જે સઘળી લીલા કરે છે તે ત્યાં ચીતરાય છે. આટલું વર્ણન મૂળ કરતાં વધારે છે. મૂળમાં ૬૫ ને ૬૬ મળીને એકજ શ્લોક છે.

जो छायुं गगन बहु श्रृंगे रे! जो जो उजळो छे!
शके शंकरना [4]अट्टहासनो ए ढग वळ्यो छे! ६६

---

खुब परनेला सुरमा सरखो सुंदर तुं धरि हेत,
कापेला गज दंत केरा कटका सरखा श्वेत
पर्वत तटपर जाए,
नव शोभा एक आवे रे जोवा जोग हुं न्याळुं:—
[1]बळभद्राजि शोभे खांधपर मुकि सेलुं काळुं! ६७

---

[1]ए क्रीडाशैले कदि जोय तुं चालतां गौरिजि चर्ण,
[2]सर्पना भूषण सर्व उतारी हेते अशरणशर्ण
हाथ जेने आप्यो छे;

---

૪. ખડખડ હસવું. આકાશને પહોંચેલા અનંત શિખરો આપેથી બરફવડે ઢંકાયલા જોઇને ઉત્પ્રેક્ષા કરે છે કે એ મહાદેવ જે કૈલાસમાં વસે છે તેના રોજ તાંડવનૃત્ય કીધા પછીના ખડખડ હસવાનો આ ઢગ વળી ગયો છે કે શું!

૬૭. ૧. બળભદ્રના મોટા ભાઇ કૃષ્ણ. એ જાતે બહુ ગોરા હતા તેથી કૈલાસને એની ઉપમા આપે છે. બળભદ્ર તે બરફથી ધોળો થઇ ગએલો કૈલાસ પર્વત અને કાળુ સેલું તે વરસાદનુ વાદળું. ખાંધે લટકતું કહેવાથી એ પર્વતનું આત ઉંચાણ સૂચવે છે.

૬૮. ૧. ક્રીડા કરવાનો પર્વત, કૈલાસ. શંભુ રહસ્યમાં કહેછે કે "कैलासःकनकाद्रिश्च मंदरो गंधमादनः॥ क्रीडार्थं निर्मिताः शंभोर्देवैः क्रीडाद्रयोऽभवन्. એટલે કૈલાસ, કનકાદ્રિ, મંદર, અને ગંધ માદન એ મહાદેવને ક્રીડા કરવાને સારૂ દેવતાઓએ પર્વત નિર્માણ કીધેલા છે. —૨. મહાદેવને સર્પના ભૂષણ બહુ પ્રિય છે, પણ પાર્વતી બીહે તેથી આ પ્રસંગે તે ઉતારીને પોતાનો હાથ હેતથી આપ્યો છે: ક્રીડા સારૂ જાય છે એ વ્યંજના.—

૩. જેને કોઇનો આશરો નથી તેને આશરો આપનાર, પરમેશ્વર.

तो [3]आगळ आवी थोभी जळ दृढ करि कायाने
कर वाटानि वचम पगथियां रे [4]मणितट चढवाने. ६८

---

तुं पिचकारि भली मळी रे सुरवधुने सुखकारः—
कंकणनी कोरण मारे के छरर छुटे जळधार
निश्चय तुज तनुथी त्यां.
तने धामं बखतजो रमतमां ते कादि नाहिज जवादे
तो कर्णकटु करि गर्जना तुं कां न बिहवाडे! ६९

---

મહાદેવ, આ જગો ઉપર એ શબ્દ બીજી વિભક્તિમાં છે'—૩. જો ઉપર. કહ્યું તે પ્રમાણે પાર્વતીને પગે ચાલતાં દેખે તો તું આગળ વહેલો વહેલો આવીને તારા જળને અટકાવ, તારા શરીરને દૃઢ કર (એટલે સંકોચીને પ્રવાહી કે જળરૂપ હોય તે કાહાડીને નક્કર રૂપ ધારણ કર.) અને શિવ પાર્વતી મણિતટના શિખરે ઉપર ચઢવાને જાય છે તેમને સારૂ વચમાં તારા દૃઢ કરેલા શરીરના પગથિયાં કર. મતલબ કે તું બરફ રૂપ વચમાં જઈને પગથિયાના આકારમાં પડ કે તેમને ચઢતાં અઘરૂં નહિ પડે. આટલા ઉંચા પર્વત પર એમ થવાનુંજ એમાં એ કાંઈ સંદેહ નથી તેથી કવિની કલ્પના કેવળ અકલ્પીત્ છે. આ ઠેકાણે પાર્વતીને ચાલતાં જોઇને આ પ્રમાણે કરવાનું કહ્યું તેનું કારણ કે તે સ્ત્રીજાતિ છે, અને તેની સ્વાભાવિક કોમળતાને લીધે તેને તો ચઢવું બહુજ કઠિણ.—મણિતટ એ કૈલાસનું ઉંચામાં ઉંચું શિખર છે, અને તે બહુ પવિત્ર ગણાય છે, કેમકે એ શિવને બહુજ પ્રિય છે.

# વાદળાં, ધૂમસ વગેરે.

૧ સૂર્યના તાપથી પ્રવાહી પદાર્થનું વરાળરૂપ થઇ જાયછે તેને બાષ્પભવન કહે છે.

બધા પદાર્થોના ત્રણ રૂપ થઇ શકે:—નક્કર રૂપ. પ્રવાહી રૂપ, અને વરાળ રૂપ; જેમકે બર્ફ, પાણી, અને વરાળ. એ રૂપાંતરનું કારણ ગરમી છે. નક્કર પદાર્થને વધારે ગરમી લાગે તો પ્રવાહી, અને પ્રવાહીને ઘણી ગરમી લાગે તો તેનું વરાળ રૂપ થાય છે. તેજ પ્રમાણે ગરમી ઓછી થઈ જાય તો ઉલટા અનુક્રમમાં એનાં રૂપ બદલાય છે. નક્કર રૂપનું વિશિષ્ટ ગુરૂત્વ સૌથી વધારે, પ્રવાહીનું તેથી ઓછું, અને વરાળનું સૌથી ઓછું હોય છે, કેમકે ગરમી પદાર્થને પ્રસારણ પમાડી તેનું વિશિષ્ટ ગુરૂત્વ ઓછું કરે છે. તે છતાં એ સાધારણ નિયમ પાણીને બરાબર લાગુ પડતો નથી, પાણી કરતાં વરાળ અને બર્ફ બંને હલકાં થાય છે.

બાષ્પભવનની ક્રિયા જગતમાં નિરંતર ચાલ્યાંજ કરે છે. મહાસાગર, સાગર, નદીઓ, અને સરોવર એ વરાળ પૂરી પાડનારા મહા મોટા ભંડાર છે. સઘળી વસ્તુઓમાં અને સઘળા કટિબંધોમાં બાષ્પભવન થોડું ઘણું હમેશાં થયા વિના રહેતું નથી. જ્યાં તાપ વધારે અને પાણીનો સમુદાય મોટો ત્યાં એ ક્રિયા વધારે બળવાન હોય છે.

એ પ્રમાણે જગતમાં બધે ઠેકાણે સૂર્યના તાપથી વરાળ થાય છે અને સપાટી ઉપરના વાતાવરણ કરતાં હલકી હોવાના કારણથી ઉંચે ચઢે છે. ત્યાં હવાની સાથે તે મળી જાય છે, અને તેની જોડે તે જ્યાં જાય છે ત્યાં પોતે પણ જાય છે.

૨. વાદળાં. વરાળ જ્યારે એટલી સંકોચાઇ જાય કે તે દેખાઇ શકે ત્યારે તે વાદળું કહેવાય છે.

જ્યાં સુધી વરાળ હવા સાથે મળેલી રહે છે, અથવા, રસાયણ શાસ્ત્રના શબ્દમાં બોલીએ, તો તે હવામાં જ્યાં સુધી ઓગળી ગએલી રહે છે ત્યાં સુધી તે આપણાથી આંખે દેખી શકાતી નથી. પણ એ ગાળવાની અથવા મિશ્રણ શક્તિની હદ છે. પાણીમાં આપણે કેટલુંએક મીઠું

નાંખીશું તો તે તેમાં ઓગળી જશે, અને આપણે તેને દેખી શકીશું નહિં. જ્યારે પાણીમાં એટલું મીઠું ભળ્યું હોય કે તેમાં જરા પણ વધારે સમાઇ શકે નહિ, ત્યારે સંપૂર્ણ મિશ્રણ થયું એમ કહેવાય છે, અને પાણીને સંપૂર્ણ મિશ્રિત કહે છે. ઘણામાં ઘણું ઓગાળવાની જે હદ તેને મિશ્રણ શકિત કહે છે. જેમ જેમ હવામાં ગરમી વધેછે તેમ તેમ તેની મિશ્રણ શકિત વધે છે, અને જેમ જેમ ઓછી થાય છે તેમ તેમ એ શકિત ઓછી થાય છે.

માટે, જ્યારે હવાની મિશ્રણ શકિત ઉપરાંત વરાળ વધી જાય છે અથવા હવામાંની ગરમી ઓછી થઈ જાય છે, ત્યારે વરાળ હવામાં લટકતી દેખાઈ શકેછે. વાદળાનું ઘટ્ટ પણું, ઊંચાઈ, રંગ, અને આકાર અનેક રીતના હોય છે. જેમ ઘટ્ટપણું ઓછું તેમ તેનો રંગ ધોળો અને ઊંચાઈ વધારે, અને જેમ ઘટ્ટપણું વધારે તેમ તેનો રંગ કાળો અને તે પૃથ્વીનાં પાસે વધારે હોય છે.

વાદળાં, વરસાદ, કરા, અને બર્ફ એ સઘળા વરાળના સંકોચનથી થએલાં રૂપ છે. જેમ જેમ સંકોચન વધારે થાય છે, તેમ તેમ ઉપલા અનુક્રમ પ્રમાણે વરાળના રૂપ અને નામ ફરતાં જાય છે. વાદળાંમાં સૌથી ઓછું સંકોચન થએલું છે.

૩ ધૂમસ, પૃથ્વી તરફ પડતાં અથવા પૃથ્વીને અડકેલાં વાદળાંને ધૂમસ કહે છે.

ધૂમસ થવાનું કારણ એ છે કે પૃથ્વીની સપાટી પાસેના વાતાવરણનું ઉષ્ણતામાન તેમાં રહેલો વરાળના કરતાં ઓછું થઇ જાયછે, એમ થવાથી વરાળ કેટલુંએક સંકોચન પામેછે અને નીચે ઉતરે છે.

નદી કિનારે, સમુદ્ર કિનારે, અને પર્વતની બાજુઓ ઉપર ધૂમસ વધારે પડેછે, અને તેનું કારણ એજ છે કે પાસેની જમીન અને પાણીના ઉષ્ણતામાન જૂદાં જૂદાં છે. ધૂમસનો ઘણો ખરો વખત સાંજનો પણ એ કારણથીજ છે.

ધૂમસ ઘણે કરીને ઠંડા દેશમાં વધારે પડેછે. ગરમીના મુલકોમાં તે સૂર્યના તાપ આગળ નાસી જાયછે, અથવા હવે ચઢીને વાદળાં રૂપે જ સ્થાન આપેછે. ન્યુફાઉંડલાંડ વગેરે શીતકટિબંધના ભાગોમાં એ ઘણીવાર

પડેછે, અને તેથી ત્યાં વહાણ ચલાવવામાં બહુજ સાવચેતી રાખવી પડે છે. પીરૂ વગેરે કેટલાએક દેશમાં ધૂમસ નિયમિત વખતે આવે છે અને તેની અસર વરસાદ અને ઝાકળની માફક વનસ્પતિ ઉપર બહુજ સારી થાય છે.

૪. વરસાદ. જ્યારે વાદળાં વધારે ઘટ્ટ થઇને વાતાવરણમાંથી પ્રવાહી રૂપે પૃથ્વી ઉપર પડે ત્યારે તેને વરસાત કહેછે. કારણ—જ્યારે જૂદા જૂદા ઉષ્ણતામાનવાળા, પણ સંપૂર્ણ મિશ્રિત વાતાવરણના બે જથા પાસે પાસે આવે છે અને એક બીજા સાથે મળી જાયછે, ત્યારે વરાળ સંકોચાઇ જઇને પાણી રૂપે પૃથ્વી ઉપર પડેછે. હવામાં એવો ગુણછે કે તેની મિશ્રણ શક્તિ ઉષ્ણતામાન કરતાં વધારે ઝપટથી ઓછી થાયછે, એટલે ઉષ્ણતામાન અરધો અરધ જાણે ઓછું થાય, તો મિશ્રણ શક્તિ તે વખત હતી તેના અરધા કરતાં પણ વધારે ઓછી થઇ જાય. તેથી જ્યારે જૂદા જૂદા ઉષ્ણતામાન વાળી હવાના બે જથા એકઠા થાય છે ત્યારે તે સમસ્ત હવાનું ઉષ્ણતામાન ઓછું થાય છે તેની સાથે તેની મિશ્રણ શક્તિ તે પ્રમાણ કરતાં પણ વધારે ઓછી થઈ જાયછે. આ રીતે મિશ્રણ શક્તિ ઓછી થવાથી પેહેલાં વધારે મિશ્રણ શક્તિના બળે જેટલી બધી વરાળ તે હવામાં ઠાંસી ઠાંસીને ભરાઇ હતી તેટલી હવે આ હવામાં ટકી શકવાની નહી, અને તેનો પરિણામ એ થવાનો કે તે છૂટી પડીને સંકોચન પામીને પાણી થવાની અને પાણી થઈ એટલે પૃથ્વી ઉપર પડવીજ જોઇએ. ઉપર કહેલા કારણને લીધે ઉષ્ણતામાનના થોડાજ ફેરવાળી બે હવા એકઠી થવાથી મોટો ભારે વરસાદ પડી શકે.

વરસાદનું સામાન્ય કારણ ઉપર કહ્યું, પણ દરેક ઠેકાણે કેટલો વરસાદ આવવો જોઇએ, તે મુકરર કરવાને ઘણી વાત જાણવાની જરૂર છે. વરસાદને મુકરર કરનારા મુખ્ય કારણ ચાર છે:—૧ વિશુવવૃત્તથી અંતર. કેમકે ઘણામાં ઘણી વરાળ અત્યંત ઉષ્ણતાનું ઠેકાણું જે વિશુવૃત્ત ત્યાં થાય છે, અને જેમ જેમ ત્યાંથી દૂર જતા જઇએ છઇએ તેમ બાષ્પભવન અને વરસાદ ઓછા થતો જાય છે; —૨. પવનની દિશા અને જાત, કેમકે વરાળને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જનારા પવન છે; —૩ તે જગાનું ઉંચાણ, કેમકે નીચાણમાં ઉષ્ણતામાન વધારે હોવાથી વરાળ વધા

રે રહે; ૪. તે પહાડી મુલક છે કે મેદાન છે, કેમકે ત્યાં વાદળાં પર્વત ને અથડાઇને પાણી રૂપે પૃથ્વી ઉપર પડે છે: —પ તે દરિયા કિનારે છે કે દેશના વચલા ભાગમાં છે. કેમકે દરિયા કિનારે વધારે વરાળ થાયછે અને તેથી ત્યાં વધારે વરસાદ આવેછે.

આ કારણોને લીધે દુનિયામાં જૂદે જૂદે ઠેકાણે બહુજ વત્તો ઓછો વરસાદ આવે છે અને તે આવવાનો વખત બહુજ જૂદો જૂદો હોય છે. સાધારણ સૂચના દાખલ વરસાદ સંબંધી પૃથ્વીના આટલા વિભાગ પડી શકે છે. ૧ લુ. નિત્યપાથી વરસાદનો પ્રદેશ. એ ઘણું કરીને શાંતતાનાં પ્રદેશની સાથેજ મળતો છે. તો પણ અહિંયા હમેશાંજ વરસાદ આવે છે એમ નથી, અહિંયા પુષ્કળ વરસાદ આવે છે ૨. સમયપાથી વરસાદ. નિત્યવાહી પવનના અને સમયવાહી પવનના પ્રદેશમાં મુકરર કરેલ વખતે વરસાદ આવે છે અને તેમાં પણ સમયવાહી પવનના પ્રદેશમાં તો બહુજ નિયમિત છે. ૩. સ્વચ્છંદપાથી વરસાદ. એ સ્વચ્છંદવાહી પવનના પ્રદેશની સાથે મળતો પ્રદેશ છે, ૪. વરસાદ વગરનો પ્રદેશ. એ પ્રદેશ પશ્ચિમ રેખાંશ ૧૬ થી તે પૂર્વ રેખાંશ ૧૧૬ સુધી, અને ૧૬ થી ૪૬ ઉત્તર અક્ષાંશની વચમાં આવેલો છે. એમાં શહરાનું રણ, ઇજીપ્ત, અરબસ્તાન. ઇરાન, મોંગોલિઆ, અને ટામેરનો કેટલોએક ભાગ આવેલો છે. હમેશાં આ પ્રદેશમાં વરસાદ નથીજ આવતો એમ તો નથી. પણ ક્વચિત આવે છે. કોઇ વેળા સાત સાત વરસ ને આંતરે આવે છે. વરસાદ નહિ આવવાનું મુખ્ય કારણ એ છે કે ત્યાં વાદળાં આવવાનો લાગ થોડો છે, અને જે થોડાં આવે છે તે વાતાવરણની અત્યંત ગરમીમાં ચુસાઈ જાય છે. અમેરિકામાં પણ બહુજ થોડોએક ભાગ એવો છે.

અનિયમિત વરસાદના મુલકમાં વરસાદ આવનારા દહાડા ઘણા હોય છે, પણ કુલ વરસાદ ઓછો પડે છે, અને ઉષ્ણ કટિબંધમાં વરસાદના દહાડા થોડા પણ વરસાદ બહુજ છે.

વર્ષાઋતુ. ઉષ્ણ કટિબંધમાં અરધું વરસ વરસાદનું અને અરધું સુકાણનું ગણાય છે. વેસ્ટઇંડિસ વગેરે કેટલેક ઠેકાણે વરસમાં બે અને બે સુકાણની ઋતુઓ પણ થાય છે.

ઉષ્ણ કટિબંધમાં વર્ષના જે અર્ધમાં ઉન્હાળો હોય છે તેમાંજ વરસાદ આવે છે, અને તેની પેલી તરફના મુલકોમાં વરસાદ ઘણું કરીને શિયાળામાં આવે છે. ઉત્તર ઉષ્ણકટિબંધમાં એપ્રિલથી અકટોબર સુધી, અને દક્ષિણ ઉષ્ણકટિબંધમાં સપટેમ્બરથી માર્ચ સુધી વર્ષાઋતુ ચાલે છે. વરસાદ શરૂ થવાનો વખત બધે ઠેકાણે સરખો નથી; જેમ જેમ કોઇ જગા વિશુવવૃત્તથી વધારે દૂર તેમ ત્યાં વરસાદ વધારે મોડો.

---

# परीक्षाना प्रश्न.

## પ્રવેશક વર્ગ.

### એકગણિત. ( ત્રણ કલાક. )

૧. એક ઓરડાની પોહોળાઈ ૧૧ ફૂટ ને ૧૧ ઇંચ છે, અને તેમાં ૧૭ ચોરસ યાર્ડ ૨ ફૂટ ને ૧૩૧ ઇંચ સાદડી જોઇએ છે, તો એની લંબાઈ કેટલી હશે?

૨. એક માણસને ૨૦ વરસની ઉમરે એક છોકરો અવતર્યો, પછી ત્રણ ત્રણ વરસે એક એમ કુલ ચાર છોકરા થયા. હવે સૌથી નાના છોકરાની ઉમર ૨૩ વરસની થઈ, ત્યારે બાપની, અને સૌથી મોટા છોકરાની ઉમર કેટલી હશે?

૩. એક કોથળીમાં રુપિઆ, અડધા, પાવલી, અને બે આનીની સરખી સંખ્યા છે, અને તે બધું થઇને રૂ. ૧૨૦ નું નાણું છે. ત્યારે દરેક જાતના કેટલા નંગ હશે?

૪. ૬૩૪। ને ૨૭।।। એ ભાગો.

૫. $\frac{2\frac{1}{2}-\frac{1}{3}-\frac{1}{4}-\frac{1}{5}}{\frac{1}{2}+\frac{1}{3}+\frac{1}{4}+\frac{1}{5}}-\frac{1\frac{1}{4}-\frac{5}{6}}{3\frac{2}{3}-\frac{1}{2}}$ એને ટૂંકું રૂપ આપો.

૬. એક ભીંત ચણવામાં ૯ ઇંચ લંબાઇની ૩૫૮૨૩ ઇંટો જોઇએ તો તેવી જાતની ૭ ઇંચ લંબાઇની ઇંટો કેટલી જોઇશે?

૭. દરરોજ ૮ કલાક પ્રમાણે કામ કરતાં ૨૫ માણસ એક કામ ૨૪ દિવસમાં કરે છે. હવે તેજ કામ ૩૦ માણસોએ ૧૬ દિવસમાં કર્યું હશે?

૮. अ એક કામનો ·૨ ચાર કલાકમાં, ब તેજ કામનો ·૭૫ એક કલાકમાં અને क તે બધું કામ $\frac{1}{3}$ કલાકમાં કરે છે, તો તે ત્રણે મળીને

એ કામ ક્યારે કરશે તે દશાંશનો ઉપયોગ કરીને કહો?

---

### પ્રવેશક વર્ગ.

### વ્યાકરણ. ( ૩ કલાક. )

૧. જોડાક્ષર અને બારાખડીમાં શો ફેરછે?

૨. બાળબોધ મૂળાક્ષરમાંથી કયા અક્ષર કહાડી નાંખ્યા હોય તો રાતીમાં વગર હરકતે ચાલી શકે?

૩. ગૂજરાતી ભાષામાં જાતિ શા ધોરણ ઉપરથી મુકરર થાયછે?

૪. ત્રીજી વિભકિતના અર્થ લખો અને તેનું એકેક પોતાની તરફ નવું ઉદાહરણ આપો.

૫. 'હું' અને 'તું' ના કયાં કયાં બહુવચન થાયછે. અને તેના અર્થ કાંઇ ફેર પડતો હોય તો કહો.

૬. કયા કયા કાળમાં ક્રિયાપદ જાતિ પ્રમાણે ફરેછે?

૭. શબ્દસિદ્ધ એટલે શું તે બરાબર સમજાવો.

૮. વિશેષણ અને ક્રિયાવિશેષણ અવ્યયની વ્યાખ્યાઓ આપો, હોપકૃત વ્યાકરણ પ્રમાણે તે બેમાં શો ફેર છે તે સમજાવીને કહો.

૯. શબ્દયોગી અવ્યય અને ઉભયાન્વયી અવ્યયમાં શો ફેર છે?

૧૦. પ્રયોગ એટલે શું?

૧૧. નીચલા વાક્યનું પદચ્છેદ કરોઃ—

મારે સારુ મારે ઘેર જઇને તારે આટલું કહી આવવું જોઇયે

---

### પ્રવેશક વર્ગ.

### ઇતિહાસ. ( ૧॥ કલાક )

૧. સન ૧૮૫૭ ના બલવાનાં કારણ વિસ્તારે સમજાવો અને ગૂજરાતમાં શી ગડબડ થઇ.

૨. સુરત, અમદાવાદ, ભરૂચ, એ ત્રણ શહેરો અંગરેજના હાથમાં રીતે ને ક્યા સનમાં આવ્યાં?

૩. ગૂજરાતમાં રજપૂતનું, મુસલમાનનું, અને મરેઠાનું રાજ્ય પ્રત્યેક કેટલાં વરસ ચાલ્યું તે સન સુદ્ધાં લખો.

૪. પાણીપતના મેદાનમાં છેલ્લી લઢાઇ થઈ તેનું વર્ણન કરો. ૭

૫. હુમાયું, અકબર, ઔરંગઝેબ એ પ્રત્યેક પાદશાહના વખતમાં મુખ્ય લડાઇઓ થઇ તેનું વર્ણન (એટલે જગા, સરદાર, સન અને પરિણામ) લખો ! ૧૦

૬. તઘલખ વંશના બાદશાહનાં નામ અનુક્રમે ગાદીપર બેઠાના સન સુદ્ધાં લખો. ૮

૭. ગજનવી-ઘોરી-ગુલામ-ખીલજી-તઘલખ-સૈઅદ-લોદી-મોગલ એ વંશનાં નામ પડવાનાં કારણ સમજાવો. ૫

---

## પ્રવેશક વર્ગ.

### ભૂગોળ (૧॥ કલાક.)

૧. હિંદુસ્તાનમાં ઇલાકા કેટલા છે, તેનાં નામ, અને હદ, તથા પ્રત્યેકમાં મુખ્ય શેહેરો કયાં છે. ૮

૨. અંગ્રેજનું રાજ્ય પૃથ્વીના કયાકયા ખંડોમાં કયે કયે ઠેકાણે છે તે લખો. ૬

૩. પૃથ્વિના ચારેખંડમાંથી પ્રત્યેકમાં જાણવા લાયક સૃષ્ટી ચમત્કાર કયા છે તે કહો. ૮

૪. આસ્ત્રીઆ-બ્રાઝીલ-યુનાઇટેડસ્ટેટ્સ-પાટાગોનીઆ ને સ્વતંત્ર ટિબેટમાં મુખ્ય નદીઓ છે તેનાં નામ તથા તેપર મોટાં શેહેર હોય તે લખો. ૮

૫. નીચે લખેલાં સ્થળો શું છે ને કયાં છે તે લખો.

જીબ્રાલ્ટર -સ્વેજ-કોરીઆ -સાઉંડ-કામસ્કાટકા-મેસ્સીના- મુંડા-ઓહાઓ. ૮

૬. મુંબાઇ બેટથી નીકળેલા પૃથ્વી પ્રદક્ષિણા કરનારને કયા કયા સમુદ્રમાંથી જવું પડે તેનાં નામ અનુક્રમે લખો. ૭

૭. બેઉ તુર્કસ્તાન-ત્રણ રૂશિઆ-સ્પેન-સ્વીડન-મેક્સીકો-પીરૂ-કાનડા મોઝાંબીકમાં જે પર્વતો હોય તેનાં નામ લખો. ૫

---

## પેહેલા વર્ષનો વર્ગ.

### ભૂમિતિ. (૧॥ કલાક.)

૧. ત્રિકૃતપક્ષ એટલે શું, ને ત્રિજુ ત્રિકૃતપક્ષ લખો.

૨. લીજેન્ડ્ર-દીર્ઘ ચોખુણ-ત્રાપિઝ્યમ-રામબાઈડ-સમદ્વિબાજુ ત્રિકોણની વ્યાખ્યા.
૩. ૪-૬-૧૦-૧૨ પ્રત્યક્ષ પ્રમાણ લખો.
૪. બારમી-ઓગણીસમી પ્રતિજ્ઞાની વ્યાખ્યા લખો.
૫. વીશમી અથવા ચોવીશમી પ્રતિજ્ઞા સિદ્ધ કરો.

---

## પેહેલા વર્ષનો વર્ગ.

### અક્ષર ગણિત. ( ૨॥ કલાક. )

૧. $क्ष^{३} - (य - ज्ञ)^{३} \div क्ष - य + ज्ञ$

૨. $\frac{२ क्ष^{२} य}{३ अ^{३}}, \quad \frac{३ क्ष^{३}}{४ अ^{२} ब} \quad \frac{४ य^{२}}{५ अब^{२}} \quad \frac{५ क्षय^{२}}{६ ब^{३}}$ એનો સમછેદ.

૩. $\frac{३}{८(१-क्ष)} + \frac{१}{८(१+क्ष)} - \frac{१-क्ष}{४(१+क्ष)^{२}}$ એની કીમત કાઢો.

૪. $क्ष^{२}+क्ष-६, \quad क्ष^{२}-क्ष-६, \quad क्ष^{२}-२क्ष-३, \quad क्ष^{२}+२क्ष-१५,$
$क्ष^{२}+७क्ष-८, \quad क्ष^{२}-८क्ष-९$ એના ગુણક કાઢો.

---

## ૧ લું વર્ષ.

### અંકગણિત. (ત્રણ કલાક)

૧. $\frac{૪॥ \text{ ના } ૩\frac{૧}{૫}}{૧૨॥ + ૩} \div \left\{ \frac{૬॥ \text{ ના } \frac{૨}{૯}}{૭॥ \text{ ના } ૨॥} \text{ ના } \frac{૩\frac{૯}{૧}}{૧\frac{૩}{૩}} \right\}$ એનું સંક્ષેપ રૂપ કહાડો.

૨. ૦૨૦૩̇×૧૭. ૯૮ દશાંશના સ્થળ પાંચ.

૩. ૩॥ ઇંચ જાડું અને ૬ઃ ઇંચ પોહોળું એક સીધું પાટિઉં છે તેમથી કેટલું કાપીએ કે તેનું માપ ૬ઃ ઘનફૂટ થાય?

૪. અ એક કામ ૧૦ દહાડામાં કરી શકે છે, અને અ તથા બ મળીને ૭ દહાડામાં કરી શકે છે, તો બ એકલો તે કામ કેટલા દહાડામાં કરી શકશે?

૫. એક હોજને ત્રણ નળછે તેમાંનો એક છૂટો મૂકે તો તે ૪૦ મિનિટમાં, બીજો છૂટો મૂકે તો તે ૪૫ મિનિટમાં ભરાઈ જાય છે, અને ત્રીજો છૂટો મૂકે તો ૨૫ મિનિટમાં ખાલી થઈ જાય છે. ત્યારે જો એ ત્રણેને છૂટા મૂક્યા તો કેટલા વખતમાં તે હોજ ભરાઈ રહેશે?

૬. એવી સંખ્યા કઈ છે કે તેને ૧½ ના ઘને ગુણીએ અને ૧⅔ ના વર્ગ મૂળે ભાગીએ તો ભાગાકાર ⅔ આવે?

૭. જો ૨૬૪ પૌંડનું વ્યાજ ૨૦ દહાડામાં ૧૦ શિલિંગ ને ૯ પેન્સ થાય છે. તો દર સેંકડે દર વરસે એ વ્યાજનો શો ભાવ છે?

૮. ૧૧ ને ૧૨ ની વચ્ચે અવર કાંટો અને મિનિટ કાંટો ક્યારે મળશે, અને ક્યારે એક બીજાની સામસામા આવશે?

૯. ૯૦૦ માણસને માણસ દીઠ ૧૨ ઔંસ આપતાં ૫ અઠવાડીયાં સુધી ચાલે એટલો ખોરાક છે, તો દરેક માણસને આઠ ઔંસ આપીને ૧૦ અઠવાડીઆં પહોંચાડતાં કેટલા માણસનું પોષણ થઈ શકશે?

---

## જોડણીના નિયમ સંબંધી સૂચના

એક મહેતાજી અમને અક્ષર જોડણીના ખુલાસા પૂછેછે. એ બધું ચર્ચાપત્ર અમે અત્રે દાખલ કરી શકતા નથી, કેમકે તે કદમાં મોટું અને મતલબમાં બહુજ બાનું છે, અને તે બધાનો ખુલાસો બે શબ્દમાં આવી જાય એવા છે. તેનુ પૂછવુ એવી રીતનું છેકે જો ઇકારાંત નામની ઈ દીર્ઘ લખવી એમ કહ્યું તો પ્રીતિમાં તિ દીર્ઘ કેમ લખાયછે. આનો જવાબતો ટૂંકો છે કે એ શુદ્ધ સંસ્કૃત શબ્દછે અને તેમાં તે તો સંસ્કૃતમાં લખાતો હોય તેમજ લખવો જોઇયે. તે છતાં આ નિયમનો ઉપયોગ કરતાં એટલા બધા માણસોને અમે ભૂલ કરતો જોયા છે કે તે વિષે કાંઇ ચેતવણી આપવી જરૂર જણાયછે. કોઇ શબ્દને લખતાં પહેલાં નીચે પ્રમાણે વિચાર કરવો જરૂર છે.

૧ એ શબ્દ કઈ ભાષાનો છે? તે ભાષા પ્રમાણેજ શુદ્ધ બોલાયછે કે કેમ? જો શુદ્ધ બોલાતો હોય, તો તો જોડણીના કોઇ પણ બીજા નિયમનો વિચાર ન કરતાં તે ભાષામાં જેમ લખાતો હોય તેમજ લખવો.

૨ જો અશુદ્ધ થયો હોય, તો ઘણો થયો છે કે થોડો થયો છે તેનો નિ-

ચન કરવો (થોડો ફેરફાર કોને કહેવો અને ઘણો ફેરફાર કોને કહેવો એ બાબત અમારૂં વિવેચન ધ્યાન પૂર્વક જોવું.) થોડો ફેરફાર થયો હોય, તો તો તેટલો ફેરફાર ન ગણતાં મૂળભાષા પ્રમાણેજ જોડણી કરવી.

એટલે શુદ્ધ અને થોડો ફેરફાર પામેલા શબ્દો તો મૂળ ભાષા પ્રમાણેજ લખવા.

૩ જો ઘણો ફેરફાર થયો હોય, તોજ જોડણીના જે બીજા નિયમો આપેલાછે તે લાગુ પાડવા.

આ ત્રણ વાતનો વિચાર કર્યાવિના કદી પણ જોડણીના નિયમ લાગુ પાડી શકવાના નહિ. એ તકરાર ખરીછે કે એ ત્રણ વાતનો વિચાર કરનારને તો ઘણી ભારે વાત છે, અને તેમાં મુખ્યત્વે સંસ્કૃતનુ સારૂં જ્ઞાન જોઇએ અને તે ઘણા મહેતાજી અથવા માસ્તરોમાં નથીજ. એ કારણને માટેજ અમે કહીએ છઇએ કે બધા શબ્દની શુદ્ધ જોડણી જેમાં આપી હોય એવા એક ગુજરાતી કોપની જરૂરછે, અને તેમ નથા થયું ત્યાંસુધી જોડણી મનમાનતી રીત નિશાળોમાં ચાલવી અશક્ય છે. તે છતાં એમ થયું નથી ત્યાંસુધી તો બધાનો ધર્મ છે કે ઉપલી સૂચના પ્રમાણે વિચાર કરી બનતી શોધ લઇને શુદ્ધ જોડણી લખવાની તજવીજ કરવી.

## ચર્ચાપત્ર.

નવા ત્રીજા ધોરણમાં વિવિધ સરવાળા બાદબાકી ગુણાકાર ભાગાકાર વિગેરે લખ્યું છે તેની અંદર હીંદુની રીતના અપૂર્ણાંક (આપણાપણના સરવાળા બાદબાકી ગુણાકાર ભાગાકાર) નો સામાવેશ થાયછે કે નહીં તેનો મહેરબાની કરી ખુલાશો જણાવવા આપના શાળાપત્રમાં જગો આપશો એજ.

તા. ૧૫ ૧૦ ૭૨

માણેકલાલ બીજભુખણદાસ.

રાજકોટની ગ. ગુ. નિશાળના મેહેતાજી.

☞ આ બાબત ઇંસ્પેક્ટર સાહેબની તરફથી ખુલાસો થવાની જરૂરછે, કેમકે બીજા ગમે તેનો અભિપ્રાય એ વિષે કદીપણ આધારરૂપ ગણાય નહિ.

એ. ગુ. શાળાપત્ર.

## ગણીતના પ્રશ્ન.

૧. કારતક શુદ ૧ ને વાર શનેથી ભાદરવા વદ ૦)) વાર બુધ સુધી ગણતાં ૧૦।। મ-૮-દી. તિથિ પ્રમાણે થાયછે. મહિને અર્ધા દિવસ લેખે પાંચ દીવસ કપાઈ બાકી ૧૦।। ૪ મહિનાને દિવસ રહે છે. હવે એનાં ૨૧ એકવી પખવાડીઆં થાય છે તો છેલ્લે પખવાડીએ કયોવાર આવે અને આવે તો શી રીતે? (તેની ગણવાની રીત કરી બતાવશો.) દેશી હિસાબ ભાગ. ૨ જાને પાને ૩૩ મે છેલ્લા પખવાડીઆનો છેલ્લો વાર શની લખ્યો છે તે શા રીતે ગણીને લખ્યો હશે.

૨ વા. ૭. જાને પાને ૩૨ મે. પણ તે નક્કી કરવા માટે આપેલા

મહિનાનાં પખવાડીયાં જેટલા વાર આગલી તેરીખના વારથી ગણતાં છેલા જે વાર આવે તેની જોડના વારથી પાછલો તેરીખના વાર સુધી ગણવું. એટલે શું! એસ્પષ્ટ રીતે દાખલો આપી સમજાવશો.

૩ વાર રીતિયે નહિ ગણતાં મહિને અધા દિવસ પ્રમાણે કાપીને વ્યાજ ગણેતો વારોવારીઆ વ્યાજની અંદર ચાલે કે નહિ? અને નહીં ચાલેતો તેનું શું કારણ હશે ?

૪ અંકગણિત—સ્વાભાવિક નિયમ પ્રમાણે શીખવવું એટલે શું? અને તે કયા હશે! ( આમાં સ્વભાવિક નિયમનો શો અર્થ. )

૫ મૂળતત્વો-એમાં જેટલા શબ્દ હોય તે દરેકનો અર્થ શો? અને એ કંદર કયો અર્થ થાય?

૬ નાનાં છોકરાંને પ્રથમ ( પહેલ વહેલુંજ ) હોપ કૃત અંકગણિત ચલાવવું કે બાલશંકર ઉમિયાશંકર કૃત? અંકગણીતમાં કારણો કયારથી શીખવવા શરૂ કરવાં?

૭ શરૂઆતમાં નાનાં છોકરાને હોપ કૃત અંકગણિત નહીં ચલાવતાં લાલશંકર કૃત અંકગણિત શરૂ કરે ( ચલાવે ) તો કાંઇ હરકત છેકે નહિ? અને હરકત હોયતો એ અંકગણિત ( બા. ક. ) કયારથી ચલાવવા માંડવું?

૮ નાના છોકરાઓને અંકગણિત શીખવવા પ્રથમ શરૂ કર્યું ત્યાંથીજ હોપ કૃત અંકગણિતની પેહેલી ૨, ૩, ૪, ૫ મી વગેરે કલમો સમજાવી સમજાવવા આગળ ચલાવવું કે શી રીતે. ( એ વખત છોકરાની બુદ્ધિ એવી હોય છેકે એને ત્રણ કેટલા તે ઝટ કહી શકતા નથી. )

૯ લખોટાથી સમપૂર્ણ આંક શીખવી શકાય કે નહિ? જેમ દૂવી, એક, શિખવીએ છીએ એવા રીતે. જો એથી બધાએ આંક શીખવી શકાતા હોયતો સવાના અગીઆરી, રામ (વડોએકો) પાયા (૦।) શી રીતે શિખવાય? એ વિષે જુજ દાખલા સહિત સમજાવશો.

૧૦ પહેલ વેહેલા દાખલા શીખવવા કે તેની (દાખલાઓની) રીતો શીખવવી?

૧૧ ઘણુ કરીને દાખલા પેહેલા શીખવવા પછી તે ઉપરથી નિયમ કાઢતાં શિખવવા. નિશાળ પદ્ધતિ પાને ૪૯ મે. એવું લખેલુ છે તો નિયમ કોને કહીએ! સરવાળા, ભાગાકાર, ત્રીરાશી વગેરેમાં દાખલો શીખવ્યા પછી શી રીતે નિયમ કાઢતાં શિખવાય તેનો એક સહેલો દાખલો ગણી એ ઉપરથી જે નિયમ નીકળે તે કયો નાકળ્યો તે ખુલી રીતે બતાવશો કે આનું નામ નીયમ કઢયો કહેવાય.

૧૨ ૧૦ રૂ. ૧ મણ હોય તો ૧ રૂ નું ૪ શેર મળે. એટલું છોકરાઓને શિખવ્યું હવે એ ઉપરથી કયો નિયમ નિકળ્યો તે છોકરાંને શિખવીએ!

સદહું ખુલાશાની ઘણી અગત્ય છે વાસ્તે આપના તરફથી ખુલાશો થશે એવી આશા રાખે છે. તાઃ ૧ સપટેમ્બર સન ૧૮૭૨.

લી ખુલાસાની આશા રાખનાર. ૧ નાની નિ. મેહેતાજી

# सुधारकोने विनंति.

## चामरछंद.

રે સુણો સુજાણ હિંદુઓતણા સુધારકો,
દુઃખ દૂર ટાળિ સૂખના ખરા વધારકો;
વાત હાલજે બની સુણીછ કર્ણ દ્વારથી,
તે હું અત્ર દાખું માહરા મનોવિકારથી. ૧
ખોટિ તે નથા રતી, ખરી બનીછ હાલમાં,
કેમકે ઘણી જગે ક્યાતિ આજ કાલમાં;
ગામ કેરવાડું છે સુગંધપૂર[1] પાસમાં,
ત્યાં બની બિના નખાવનારિ એ ઉદાસમાં. ૨
ગામ એ મધિ નિશાળ કન્યકા ભણાવવા,
છે કરેલિ વર્ષ પાંચથી, કહું જણાવવા;
તે નિશાળ કામ જીવિનામ એક સ્ત્રી ભલી,
એજ ગામની ચલાવતી હતી, સુણો વળી. ૩
વર્ષ દોઢ ઉપરે રહેલિ મેંય તે હતી,
શાંતને સુશીલ વૈવના રૂપાળિ જે હતી;
ઓળખૂ હું તેહને, ન ઓળખે મનેજતે,
કેમકે પ્રસંગ આજિવાર ના કનેજતે. ૪
શોભતી સુજાણ કાવકી કરેલ ચિત્તની,
મોહની ભરેલિ યૌવનેજ સાન-વિત્તનાં;
વાણિયાં ખડાયતાનિ ન્યાત મધ્ય અવતરી,
એમળા સરાખિ બાળ વેશમાં ભણી ખરી. ૫
વર્ષ તે અઢારની ભરી જુવાનિ ભારની,
ગૌર વર્ણ ગોરડી છબી મનોજ[2]-મારનીઃ
આવિ તે રૂપાળિ ભાળિ ટાળિ શોક સર્વને,
મેં ધર્યા વિશેષ દેશ-હીત કારિ ગર્વને. ૬
ધન્ય ધન્ય ધન્ય દેશિયો તણી સ્ત્રિયોતણી,
હાલતો હવે જરૂર સારિ થાયછે ઘણી;
તેહનૂં પ્રમાણ આયકો મને જણાયછે,

[1] આમોદ. [2] કામ.(તે કામદેવનામાગ્ની છબી હતી.)

ચ'મને કુસંપ મૂર્ખતા. હવે હણાય છે. ૭
બાળ વેશમાં ભણી ગણી ઘણી ગુણી બની,
વર્ષ ચૌદ પંદરે નિશાળની ગુરૂ બની,
જોઇ મેં ભણેલિ સાગ્નિ સુભાગ્ય વેશમાં,
હાથમાં ચુડી રૂડી, અને ધુપેલ કેશમાં. ૮
જોઇ આ બધૂ દિલે અપાર હું ખુશી થયો,
તોય તે ક્ષિપે વિચારતાં ઘણો દુખી થયો;
હર્ષભાણ માહરે ફર્યૂ ઉદાસિ વાદળૂં,
ભાગ્ય ભામિનીતણું દિઠું બધૂંય બાદલૂં. ૯
રમ્ય કર્મ-હર્મ્ય[1] તેહની જણાતિ શોભમાં,
તોય તે વિચારિ ધારિ મેં અપાર શોકમાં;
કેમકે હતો ન પાય[2]-તેહનો ભુમી મહીં.
વેણુ ભીંત ભીતિકારિ ઊમરે દિપી રહી. ૧૦
બાળ રંડ તે હતી મતીવતી પતા સુખે,
દુઃખની ભરેલિ વેલિ, અન્યતો સુખી જુએ;
જાણ વીણ કોણ તે કળે બધી બિના ખરી,
માણ[3] ભેરની મુખે રૂડા પયે કરી ભરી. ૧૧
દેખિ દષ્ટ જીવિને થઈ ઉદાસ હૂં ગયો,[4]
નાખિ નીશવાસ ગ્લાન મંનમાં ઘણો થયો;
આજ સૂધિ[5] કોઈ વાર હૂં મળ્યો ન તેહને,
મારિ છે પિછાન ના જગાર ધારૂં એહને. ૧૨
વાત તેનિ હાલ સાંભળી મહાવ્યથા ભરી,
સોવસા હશે ખચીત ધારવા થકી ખરી;
એથ પેથ ન્યાળિયા ઘણા જુવાનિ જોશમાં,
રીત ઊધિ લાળિ દેશિની ભરાઈ રોષમાં. ૧૩

---

૧ હવેલી- તેના નશીબની ઇમારત. ૨ પાયો-તે ઇમારતનો પાયો ભોંયમાં નહોતો. ૩ ગાગર. ૪ એને દીઠેલી ત્યારથી આજ પર્યંત. ૫ કેરવાઉથી મારે ગામ કાંઈ કામ હતું માટે હું પછી ઉદાસ થઈને ગયો.

## સુધારકોને વિનંતિ.

ધિક્ક દેશિપો દખાઈ દુષ્ટ ચાલ ખોજમાં,
દુઃખનો કરે જમાવ રોજ પેઠ હોજમાં,
શાસ્ત્રનું પ્રમાણ તે અજાણ્યું ના જુએ કંઈ,
રીત-ભીતસાથ માથું ફોડતા બધે જઈ.
આધિ બાળરંડ કે બિચારિ દુઃખ ભોગવે,
મારૂં ના રુડું થશેજ એમનાથિ આ બધે;
માટ આ જુવાનિ કેમ ખોવિ વ્યર્થ માહરે,
મર્ત્ય દેહ રૂપિ રત્ન તે મળ્યુંછ જ્યાહરે.
આવું એ વિચારિ નારિ ધારિ ધૈર્ય કાળજે,
ઊરમાં કર્યા ઠરાવ લગ્ન માટ કાળ તે;
ચિપ્રતા કરી ઘણા ધણીનું સૂખ પામવા,
મોજ શોખ વાગનો વિનોદ સાર જામવા.
× × × × નાત જાતનો ભલો,
સલ્લુ નામ એક બાળનો ગુરૂ હતો મળ્યો;
પત્ર તેહને લખ્યો પ્રિતે ભર્યો રૂડો ત્યહાં,
શાળ તે કતઃપુરે[1] ભણાવતો હતો જ્યહાં.
તેથિ તે થયો ખુશી શિખી[2] કરાવિ ત્યારને,—
મોકલી જિવીનિ પાસ આણિ પૂર પ્યારને;
આબિજો બધી ઉઘાડી ત્રીવિ ગામમાં થઈ,
તેથિ તેનિ બાપિ દુઃખકારિ ત્યાં નણ થઈ.
મારિ માર નારને શિરેથી કેશ કાપિયા,
ચૂડિ ભાગિ હાથની મળ્યા મનુષ્ય પાપિયા;
ઓકડીનિ પેઠ ગેહ-[3]ખાંજરે બિચારિને—
બાંધિ મૂકિ, મારિ મૂકિ[4] શત્રુતે વિચારિને.
કોણ ધાય તે રામે કળાવતીનિ સાંધને,
રાંકડી સરાપિ લાગતી કુપાપિ પાયને;
હાયએ સમો કરાળ[5] કેહવો હશે કહો!

---

૧ કતપુર—હાંસોટ તાલુકાનું એક ગામછે—તે મોર બંદર છે. ૨ સ્યાનો. ખી. ૩ ઘર-ઘરરૂપી કેદખાનું. ૪ ભયંકર. ૫ મુક્કો, ઠોંસો, ગુસ્સ

રે સુધારકો તમે સુઈ કયહાં સુખી રહો ! ૨૦
છે ભુંડી જુવાનિ તે દિવાનિ ત્રણ્ય લોકમાં,
યોગ્ય સોબતી વિના નખાવનારિ શોકમાં;
જોગિ જંગલે જપે શ્રિબ્રહ્મ નામ જાપથી,
તોય તે ડગે જુવાનિના અસહ્ય તાપથી. ૨૧
તો વસે મનુષ્ય વાસમાં સુજાણ સુંદરી,
નાથના વિનાનિ રાતિ માતિ યૌવને ભરી;
મોહકારી વૈભવો મનુષ્યના જુએ સદા,
કેમ ચિત્ત હાથ રેહ તેહનૂ કહો તદા ? ૨૨
નાથ હાથ ઝાલિ તાળિ લે રૂપાળિ રંગમાં,
ખાન પાન ખાઈને હસે રમે પલંગમાં;
જાય બાગ બંગલે રૂડી રિતે રથેચઢી,
ગાય ગીત દેવળે, પગે પ્રભૂજિને પડી. ૨૩
આવું આવું દેખિ ચિત્ત કેમ ના ચળે કહો?
હોય એ દશા તમારિ તો તમે ન તે સહો;
મોહ પાશમાં ફસ્યાંછ દેવિ દેવ [1]સારખાં,
તો જુએન કેમ મોહ, આ મનુષ્ય પારખાં. ૨૪
ધૂર્જટી [1]ધસ્યા વિરંચિ[2] મોહથી ખસ્યા હતા,
ઇંદ્ર ચંદ્ર આદિ મોહમાં ઘણા ફસ્યા હતા,
કેક અપ્સરા સુજાણ મોહ તાણમાં વહી,
ઉર્વશી શકુંતલાદિ સ્થીર ચિત્ત ના રહી. ૨૫
તો મનુષ્ય જાત બાળ રાંડ દંપતી તણા—
જોઈને વિલાસ, ધાટ કેમના ધરે ઘણા!
વાંકશો જિવોતણો, ઘણીજ રાંક તે હતી,
વિશ્વ આ વિચિત્ર જોઈ તેહની ફરી મતી. ૨૬
વેનનૂં ચરીત્રને વિવાહબાળ વાંચિયો,
રાંડિ લગ્ન[3]સાર કાળજે શમાવિ સાંચિયો,

૧ શિવજી. ૨ બ્રહ્મા. ૩ વિધવા વિવાહ ગ્રંથ.

તેથિ ધૈર્ય ધારિ શૌર્યને સજી સુલોચના,
લગ્ન આપનૂં થવા કરી દિલજ સોચના. ૨૭
હાયા રા'યકારિ તેનું કો ન ત્યાં હતૂં ખરૂં,
રાંકશૂ કુટેમ માત'ભ્રાત જાત સૌ ખરૂં;
તેથિના વિચાર પાર સુંદરી જઈ શકી,
દુઃખને સમુદ્ર શોક તાણમાં વહી નકી. ૨૮
દુઃખ તેનું દાખવા કવિત્વ શક્તિ માહરી,
ઊછળે ઉતાવળી બની ઘણીજ કાયરી;
તેથિ હું અજાણ અલ્પ સાંભળ્યૂં અહીં લખ્યો,
સાર લોક વાયકા તણો દુખે કળી કળ્યો[૨]. ૨૯
વાત જીવકોર દુઃખ વીતિયા તણી વધી,
જાણિતે કલેક્ટરે ભરૂચ શે'રમા બધી;
તેથિ તેમણે સિપાઇ ફોજદાર મોકલી,
કેદિ જેવિ રાંકને કરાવિ સદ્ય મોકળી, ૩૦
દુઃખ આપનાર દુષ્ટ માણસો ઝલાવિયા,
ન્યાયજીવિનો થવા ભરૂચ સર્વ લાવિયા;
કામ તેમનું ચલ્યુંજ ન્યાયશાળમાં જઈ,
રે સુણો સુજાણ વાત આટલે સુધી થઈ. ૩૧
શું બને હવે અમો ધરી સુધૈર્ય જોઉછૂં,
દુઃખ રાંકડીનું અંતરે વિચારિ રોઉછૂં;
દાસ દોલ ના સમે કથૂંજ માટ કાવ્યમાં,
જેથિ જાણ થાય આવતાં સુજાણ અલ્પમાં. ૩૨

---

૧ એ બાઇનો બાપ મરી ગયો છે માટે તેનું નામ નથી લખ્યું. બાઇ છે તે પણ સગો નથી મયિયાઈ કે મોટાઇ ઘણું કરીને છે. ૨ લોકની વાયકાથી તેને વિષે મેં વાત જાણીને તેથી હું દુઃખમાં કળી ગયો અને મનપર અસર તેના દુઃખની થઇ તેથી કવિતામાં તેનો સાર મેં તત્કાળ લખ્યો છે. ૩ આટલે સુધી વાત બની છે. ન્યાયનું કામ સેસનમાં ચાલવાનું છે. કાદવ–દુઃખરૂપી કાદવ.

હે સુધારકો; ધરાવિ નામ મોટું ના ઉંધો,
દુઃખ રાંડિ છાંડિનું વિચારવાસથી સુંધો.;
એ નિરાશ્રયી બિચારિ ગાય જેવિ રંકને,
દાબિછે ઘણાં જનેજ નાખિ દુઃખ પંકને. ૩૩
તેનું વિઘ્ન હોલવો ખરી ધરીજ શૌર્યતા,
જેથિ તેય બાઇને વળે જરાક ધૈર્યતા;
પૂછિ તેહને વિચાર તેહના તમે સહૂ,
હર્કતો હરો સુજાણ એટલૂં અમો કહૂં. ૩૪

અપૂર્ણ.

તા. ૨૪ મી આગષ્ટ } ગણપતરામ રાજારીમ
સન ૧૮૭૨ } સુધારકોને
મુ૦ દેહેજ } કવિતામાં વિનતિ કરી દુઃખ દર્શાવનાર.

દેહેજ તા. વાગરાની સ. નિ. મેહેતાજી.

## कॆळवणीखातानी खबरो.

### ભૂજપ્રાંતમાં ઈનામ વહેંચાયા તેની વિગત.

શ્રી. લાકડીયાની ગૂજરાતી નિશાળમાં ત્યાંના જાડેજા સુમરાજીએ છો-રાઓને પોતાના મકાનમાં તેડી પરીક્ષા લઈ રૂ૧૪-૦-૦ નું ઇનામ તથા મીઠાઈ રૂ૧-૦-૦ ની વેહેંચી અને મહેતાજીને રૂ૪-૦-૦ ની પાઘડી બં-ધાવી તા. ૨૫-૨-૭૨

શ્રી. રાપરની ગૂજરાતી નિશાળમાં ત્યાંના ન્યાયાધિશ તથા મહાજન તરફથી રૂ૮-૪-૦ નું ઇનામ તથા રૂ૦-૮-૦ નાં પતાસાં છોકરાઓને વેં-હેચ્યાં તથા મેહેતાજીને રૂ૦-૮-૦ પાઘડીના આપ્યા, તા, ૨૮-૨-૭૨.

શ્રીભૂજનગરની દરબારી કન્યાશાળામાં જોશી લક્ષ્મીદાસ નારણજી એ પોતાની દીકરીને નિશાળે ભણવા બેસારીને તે વખતે રૂ૧-૪-૦ ની મીઠાઇ કન્યાઓને વેહેંચી તા. ૧ ૩-૭૨

શ્રી. અંજારની દરબારી ગૂજરાતી નિશાળમાં ત્યાંના મહાજન તરફ-થી રૂ૫-૪-૦ નું ચોપડીઓનું ઇનામ છોકરાઓને વેહેંચાયું તા. ૧-૩-૭૨

શ્રી.સાભરાઈની ગૂજરાતી નિશાળમાં ત્યાંના જાડેજા બારાજી તથા બાઇ સ-

મસ્ત તરફથી ત્યાંના મેહેતાજીને રૂ૪-૦-૦ પાઘડીના મળ્યા તથા છોક-રાઓને રૂ૦-૮-૦ ની મીઠાઈ વેહેંચાણી તા. ૭-૩-૭૨.

શ્રી. કોઠારાની શેઠ, ગોકળદાસ તેજપાળની ગુજરાતી નિશાળમાં ત્યાંના જાડેજા બારાજી તથા બાઈ સમસ્ત તરફથી ત્યાંના મેહેતાજીને રૂ૪-૦-૦ નું ચોપડીઓનું ઇનામ તથા રૂ૦-૮-૦ ની મીઠાઇ છોકરાઓને વેહેંચાઇ તા. ૯-૩-૭૨.

શ્રી. તેરાની ગુજરાતી નિશાળમાં ત્યાંના કુમાર શ્રી. હમીરજી તરફથી રૂ૧૬-૦-૦ નું છોકરાઓને ચોપડીઓનું ઇનામ તથા રૂ૧-૪-૦ ની મીઠાઇ વેહેંચાઈ અને મેહેતાજીને રૂ૪-૦-૦ પાઘડીના આપ્યા વળી તેજ વખતે શ્રી. મુંબઇના શેઠ ખટાઉ મકનજીના ભાઇ જેરાજ મકનજીએ રૂ૧૧-૦-૦ ના ઇનામ છોકરાઓને આપ્યા. તા. ૧૦-૩-૭૨.

શ્રી. મોથાળાની ગુજરાતી નિશાળમાં ત્યાંના જાડેજા અમરજી તથા બાઇ સમસ્ત તરફથી રૂપીઆ ૧-૦-૦ ની મીઠાઇ છોકરાઓને વેહેંચાઇ તથા મેહેતાજીને રૂ૪-૦-૦ પાઘડીના મળ્યા તા. ૧૧-૩-૭૨

શ્રી. સુમરી રોહાની ગુજરાતી નિશાળમાં ત્યાંના જાડેજા શ્રી. વીભાજી તરફથી મેહેતાજીને રૂ૮-૦-૦ ની પાઘડી મળી તથા રૂ૦-૮-૦ ની મીઠાઇ છોકરાઓને વેહેંચાઇ તા. ૧૨-૩-૭૨

શ્રી. ભૂજનગરની દરબારી કન્યાશાળામાં મજકુર સ્કૂલના આસિસ્ટંટ વલી. મહમદ જમુલે પોતાના લગ્ન સબબે રૂ૨-૮-૦ ની મીઠાઇ વેહેંચી તા. ૧૫—૩—૭૨.

શ્રી. સુથરીની ગુજરાતી નિશાળમાં ત્યાંના નીચે લખ્યા સદ્ ગ્રહસ્થોએ હેઠે જણાવ્યા પ્રમાણે છોકરાઓને મીઠાઈ વેહેંચી તા. ૧૭—૩—૭૨.

રૂ૦—૮—૦ શા. લખમશી ભાનજી ૦—૮—૦ ઠકર ખટાઉ નેણશી
૦—૪—૦ ઠકર પાનાચંદ ફતેહચંદ ૦—૪—૦ શા. નેણા વેલજી.

૨૧—૮—૦

શ્રી. સુથરીની ગુજરાતી નિશાળમાં શ્રી. કોઠારાના શેઠ. ત્રીકમજી વેલજીએ પરીક્ષા વખતે રૂ૧-૪-૦ ની મીઠાઈ છોકરાઓને વેહેંચી, તા. ૨૨-૩-૭૨.

(અપૂર્ણ.)

### એઆ વિભાગની સરકારી નિશાળમાં સદ્ગ્રહસ્થો તરફથી

### ઇનામ વેહેંચાયાં તેની યાદી.

૧ દેહેયાણના ઠાકોર શ્રી. ફતસંગજી રૂપસંગજી તથા તેમના બનેવી દાજી સાહેબ સરદાર સીંગજીએ મળી દેહેયાણના સરકારી નિશાળમાં બણનારા છોકરાઓને પાણી પીવા માટે રૂ ૩) બક્ષીસ આપ્યા છે. તા. ૨૮-૪-૭૨.

૨ રાજેશ્રી. નરશીરામ વજેરામે ખંબાતની સરકારી નિશાળમાં રૂ ૩) ના પતાસાં વેહેંચ્યાં છે. તા. ૧-૬-૭૨.

૩ વસોના અમીન અંબાઇદાસ જીવાબાઈ (ઊર્ફે બાઊસાહેબ) એઉએ ઓડની સરકારી નિશાળની પરીક્ષા લેઈ રૂ ૧૭-૭-૦ નું ઇનામ છોકરાઓને વેહેચ્યું છે. તા. ૩-૬-૭૨.

૪ ખંબાતની સરકારી નિશાળમાં નામદાર આલી નવાબ સાહેબના સાહેબજાદાખાન બાહાદુર નજુમખાન સાહેબના તરફથી ચોપડીઓ વીગેરે રૂ ૨૨-૯-૯ નું ઇનામ વેહેચાયું તથા આદાલત કોરટના મુનસફ સાહેબ સઇયદ હુસેનમીયાં વલદે સઇયદ કાજમમીઆં સાહેબના તરફથી રૂ ૯-૦-૦ નું ઇનામ વહેચ્યું છે. તા. ૭-૬-૭૨.

૫ વીરસદની કન્યાશાળામાં પેટલાદના કારકુન ગોવિંદલાલ ગીરધરલાલે રૂ ૧-૧૫-૬ની ચોપડીઓ ઇનામમાં વેહેચી. તા. ૧૫-૬-૭૨

૬ ડાકોરની સરકારી નિશાળમાં મંદીરના કારભારી સદાશિવનંદલાલે રૂ ૧-૦-૦ નાં પતાસાં છોકરાઓને વેહેંચ્યા છે. તા. ૪ ૭-૭૨

૭ ખેડાના કલેકટર મેહેરબાંન શેફર્ડ સાહેબનાં મડમસાહેબે ત્યાંની કન્યાશાળામાં પરીક્ષા લેઇ રૂ ૩) છોડીઓનેઇનામ આપ્યું છે. આ મડમ સાહેબ દેશી લોકોનું ભલું થવાના હેતુથી આવા કામમાં તન, મન, અને ધનથી મેહેનત કરે છે તો દેશી લોકોએ તેમનો મોટો ઉપકાર માનવો જોઇએ. ત. ૧૦-૭ ૭૨.

૮ વીરસદના મહારાજ ગોવિંદલાલજીએ ત્યાંની સરકારી નિશાળના છોકરાઓને આ બીજી વખત જમાડયા છે. તા. ૨-૮-૭૨

૯ નાપાડમાં કન્યાશાળાનો વર્ગ બેસવા માટે થોડી મુદત સુધી ત્યાં-

નાયટક. કાળીદાસ હરીભાઇએ પોતાનું મકાન મફત આપ્યું છે. તે કન્યાઓને સારો બોધ કરી ૩૨-૮-૦ નું ઇનામ ત્યાંના પુરાણી રાજારામ બાપુભાઇએ આપ્યું છે. તા. ૧૨-૮-૭૨.

MOTIRAM RAJARAM,

---

## ईश्वरना सर्व व्यापकत्व तथा सर्वज्ञता विषे.

હું કાલે સૂર્યાસ્તને સમયે ખુલ્લા ખેતરમાં ફરતો હતો, એટલામાં મે માલુમ રાત પડી. પ્રથમ તો આકાશના પશ્ચિમ ભાગમાં જે ઉમદા તરેહ તરેહ વારના રંગ મારી નજરે પડતા, તેથી આનંદ પામવા લાગ્યો; એ રંગ જેમ જેમ ઝાંખા થઈ અસ્ત પામવા લાગ્યા તેમ તેમ ગ્રહો અને તારા મંડળ ધીમે ધીમે દેખાવા માંડ્યું; તે એટલે સુધી કે સઘળું આકાશ તેમનાથી પ્રકાશીત થઈ ગયું. ઋતુના પ્રબળથી તેમજ એ બધા તેજસ્વી ગોળાઓના કીરણો, ઉપરના પાતળા વાતાવરણમાં પ્રવેશ પામવાથી તેના આસમાની રંગની ખુબીમાં કંઈ મણા નહતી. (જેને આપણે) આકાશ ગંગા[1] કહીએ છીએ, તેના શ્વેત રંગનું સૌંદર્ય બેહદ! એ દેખાવને પૂર્ણ કરવાને પૂર્ણિમાનો ચંદ્ર વાદળાંના દબદબા ભરેલા પોશાકમાં આખરે ઉદય પામતો માલમ પડ્યો, અને તેથી કુદરતની એક નવીજ ખુબી મારી આંખને જણાઈ; તે સૂર્યની સાથે મુકાબલો કરતાં વધારે સુંદર દેખાવ એવી રીતે પોતાનાથી વધારે નરમાશ ભરેલા ગૃહો અને ઉપગ્રહોમાં બીરાજેલો હતો.

જેવામાં હું ચંદ્રને તેના પૂર્ણ પ્રકાશમાં બધા ગ્રહ મંડળમાં ગતિ પામતો નિહાળતો હતો, તેવામાં મારા મનમાં એક વિચાર ઉમજ થયો; હું જાણું છું કે એવા વિચાર ગંભીર અને મનન કરવાની પ્રકૃતિ જેઓમાં હોયછે, તેઓને વારંવાર અંદેશામાં નાખી દેછે. એજ વિચારે દાઉદ[2]ને પણ

---

૧. આકાશમાં રાત્રે ઘણે દૂર ઘણાતારાઓનું ઝુંછળું દેખાયછે તે.

૨. જેરૂસલમનો રાજા, ઈશ્વરનો મોટો ભક્ત એ ઈ. સ. પૂર્વે એક હજારવર્ષ પેહેલાં થઈ ગયો છે, બાઇબલનો થોડોએક ભાગ એના હાથથી

'ઉદ્યોઃ હેનો, તે કહેછે કે, તારા હાથની લીલા-જે સ્વર્ગ-તે વિષે, અને ચંદ્ર તથા તારા, તેં જે નિર્માણ કરેલા છે, તે વિષે હું જ્યારે વિચાર કરૂંછુંત્યારે (મને દહેશત લાગે છે કે) માણસ અને તેનાં બાળકો, એ તે શી બીસાત છે-તારી શી ગણતરીમાં છે! તેજ પ્રમાણે તારા મંડળની અપાર સંખ્યા અથવા તત્વજ્ઞાનીની પેઠે બોલવા જાઉં તો પેલા અગણિત ગ્રહો અથવા અસંખ્યાત દુનિયાંઓ જે દરેક તેના પોતાના નિર્માણ કરી આપેલા સુર્યની આસપાસ વર્તુળ ગતિમાં ફર્યા કરેછે, તે ગ્રહોની સાથે વળી જે અનેક સુર્યો મારા ઉપર પ્રકાશિત થઈ રહ્યા હતા, એમ હું જ્યારે વિચાર કરતો હતો; તેની સાથે વળી, એ વિચારોની સંકળનાને વિસ્તાર પમાડીને જ્યારે હું ધારવા લાગ્યો કે આપણે જે સૂર્યો અને જે દુનિયાંઓ શોધી કાઢીછે, તે અનેક સૂર્યો અને તેઓની અનેક દુનિયાંઓની પેલી પાસ વળી બીજા સૂર્ય અને બીજી દુનિયાંનું આકાશછે; અને એ મંડળની ઉપર વધારે ઉંચે બીજા તેજસ્વી ગોળાઓનું શ્રેષ્ઠ આકાશ તેના હેઠેના ગોળાઓને પ્રકાશ આપેછે; એ વિચારની સાથે વળી જ્યારે આટલો બીજો વધારે વિચાર કરવા લાગ્યો કે જેમ આપણી દૃષ્ટિએ તારા દેખાયછે, તેમજ પેલા અતિ ઉંચે આવેલા શ્રેષ્ઠ આકાશના તેજસ્વી ગોળાઓ પણ તેની નીચે આવેલી દુનિયાંને તારા રૂપેજ માલમ પડે છે; સંક્ષેપમાં બોલું તો, જેવામાં હું એ વિચારમાં લીન થઈ ગયો હતો, તેવામાં ઈશ્વરના એવાં અને એટલાં બધાં મહાન કામોમાં હું એક કેવી નાની, નજીવી ચીજ જેવો મને પોતાને માલમ પડ્યો, એ વિષેનો મને પોતાને વિચાર આવ્યા વિના રહ્યો નહી.

સમુદ્ર કીનારાની અગણિત રેતીમાંથી એક દાણો આપણે લીધો હોય તો તેમાં લવલેશ પણ ઘટ માલમ પડવાની નથી, તે મુજબ એજ બાબત આપણી પૃથ્વિને જે સૂર્યથી પ્રકાશ મળેછે સૂર્ય અને તેની આસપાસ પ્રદક્ષિણા કરનારા બીજા અનેક ગ્રહોનો જો તદન નાશ અને શૂન્યવત્ કરી નાખવામાં આવે તો તેથી કંઈજ માલમપડે એવી ન્યૂનતા થવાની નથી. જે અવકાશનું વિસ્તીર્ણ પણું છે, તેની સાથે તેઓએ જે જગા રોકી હોય, તેનો મુકાબલો કરતાં તે એટલી સૂક્ષ્મ માલમ પડશે કે તેથી સૃષ્ટિમાં તેનું ખાલીપણું જણાશે નહીં. અધૂરૂં.

મહીકાંઠાના તથા પાલણપુર વિભાગમાં તા. ૧-૧-૭૨ થી તા. ૩૦-૬-૭૨ સુધીમાં ઇનામ અપાયું તેની વિગત.

| નિશાળનું નામ. | ઇનામ આપેલી તારીખ. | કોની તરફથી ઇનામ અપાયું. | કેટલા રૂપીયાનું ઇનામ. |
|---|---|---|---|
| સતલાસણા | તા.૧૬-૧-૭૨ | થાણદાર છોટાલાલ તા. બીજા લોકોએ. | રૂ ૧-૦-૦ મીઠાઈ. |
| ભાલુસણા | તા.૧૭-૧-૭૨ | સદરહુ ગામના ઠાકોર તરફથી. | રૂ ૧-૦-૦ મીઠાઈ |
| જોટાણા | તા.૨૯-૧-૭૨ | કાટસણના ઠાકોર તથા જોટાણાના ગ્રહસ્થો તરફથી. | રૂ ૬૪-૦-૦ સદરહુ મા.૧ રૂ૧૦)નું ઇનામ આપી બાકીના રૂ ૫૪) સ્કુલફંડ ખાતે જમા કરાવ્યા. |
| ઇડર છોકરા | તા.૨૮-૨-૭૨ | ઇડર દરબાર તરફથી. | રૂ ૧૯-૦-૦ મેહેતાજી તા. છોકરાને પાઘડી તા. ચોપડીયોતા. મ ઠાઈ જુદી. |
| ઇડર કન્યાશાળા | તા.૨૮-૨-૭૨ | ઇડર દરબાર તરફથી. | રૂ ૬-૦-૦ છોકરીયોને ઓઢણીયો તા. ચોપડીયો. |
| હળધરવાસ | તા.૮-૩-૭૨ | સ્કૂલ કમીટીના મેમ્બરો તા. બીજા ગ્રહસ્થ તરફથી. | રૂ ૧૦-૦-૦ મેહેતાજી તા. છોકરાને. |
| મહેસા | તા.૧૫-૩-૭૨ | સ્કુલ કમીટીના મેમ્બરો તરફથી. | રૂ ૧-૦-૦ |
| અમનગર | તા.૮-૫-૭૨ | સ્કુલ કમીટીના મેમ્બરો તરફથી. | રૂ ૮-૦-૦ છોકરા તા. મેહેતાજીને. |
| ડીટોઈ | તા.૧૧-૫-૭૨ | ઠાકોર જમીદાર તા. બીજા ગ્રહસ્થો તરફથી. | રૂ ૪-૦-૦ છોકરાને ચોપડીયો |
| આંબળીયારા | તા.૧૯-૫-૭૨ | ઠાકોર તરફથી. | રૂ ૫-૦-૦ ચોપડીયો છોકરાને |
| પુનાદરા | તા.૨૪-૫-૭૨ | ઠાકોર તરફથી (મીઠાં) | રૂ ૫-૫-૦ છોકરાને ચોપડી |
| વરાદ | તા.૨૫-૫-૭૨ | દીઓદરના કારકુન ભાજન મુખીના કારભારી તરફથી. | રૂ ૨-૮-૦ |
| હળધરવાસ | તા.૭-૬-૭૨ | ધોડાસરના ઠાકોર તરફથી. | રૂ ૫-૦-૦ |

## કાઠિયાવાડમાં ઈનામ વહેંચાયા તેની વિગત.

| | | | |
|---|---|---|---|
| ૨૨ લીંબડી આ. | આજમ વહીવટદાર વગેરે રૈયત મુખ્ય પટેલ જીવાએ મળી. | ૫-૦-૦ | ૮-૧૩-૬ |
| ૨૩ બોટાદ. | મેહેરબાન ગવરીશંકર ઉદયશંકર. | ૦-૦-૦ | ૨૦—૦-૦ |
| ૨૪ રોહીશાલા. | વલાના કારકુન તરફથી. તથા રૈયત વગેરે મળીને. | ૦-૦-૦ | ૫-૧૩-૦ |
| ૨૫ આંબા. | લીબીઆના ન્યાયાધીશ સાહેબ હરી પ્રસાદ પ્રછાશંકર. | ૦-૦-૦ | ૧—૦-૦ |
| | લીબીઆના વહીવટદાર આ. મનસુખરામ ઉત્તમરામ. | ૦-૦-૦ | ૩—૮-૦ |
| ૨૬ નવાણીયા. | વહીવટદાર આજમ જટાશંકર અંબાશંકર તથા લીબીઆના જમાદાર પીરમીઆં | ૦-૦-૦ | ૩—૮-૦ |
| | વલાના આજમ કારભારી સાહેબ કેશવલાલભાઇ. | ૦-૦-૦ | ૫—૦-૦ |
| ૨૭ નવાગામ. | વલાના મેહેરબાન ઠાકોર સાહેબ | ૦-૦-૦ | ૪-૧૨-૦ |
| | અત્રેના ફોજદાર તરફથી. | ૦-૦-૦ | ૨—૦-૦ |
| | લીતીઆણાના સૈયદ પીરમીઆં. | ૦-૦-૦ | ૧—૦-૦ |
| ૨૮ રસનાળ. | લોકલ કમેટીના પ્રેસીડેન્ટ આજમ દ્વારકાંનાથ જગંનનાથ. | ૦-૦-૦ | ૨—૦-૦ |
| ૨૯ કોટડાપીઠા. | રાજેશ્રી હરખજી શામજી. | ૧-૦-૦ | ૦—૦-૦ |
| ૩૦ પાલીઆદ | આચર એજન્સીના આજમ થાણદાર તરફથી. | ૦-૦-૦ | ૭-૧૧-૦ |
| ૩૧ અંબાલીઆ | રાજેશ્રી મનસુખરામ સુર્યરામ તા. રા. કલ્યાણજી તરફથી. | ૨-૦-૦ | ૮-૧૨-૦ |
| ૩૨ ભાણવડ. | આજમ વહીવટદાર રણછોડ વાલજી તા. ફોજદાર પેમાભાઇ તરફથી. | ૦-૦-૦ | ૨—૩-૦ |
| ૩૩ કાલાવડ. | આજમ વહીવટદાર. | ૦-૦-૦ | ૧—૪-૦ |

| | | | |
|---|---|---|---|
| ૩૪ આમરણ | મેહેરબાન ઠાકોર સાહેબ | ૦-૦-૦ | ૨—૮-૦ |
| | શેઠ માણેકચંદ હંશરાજ | ૦-૦-૦ | ૦-૧૦-૦ |
| ૩૫ ખોખરી. | તલાટી તથા લોકો તરફથી. | ૦-૦-૦ | ૦-૧૦-૦ |
| ૩૬ ગોંડલ. | મેહેરબાન ઠાકોર સાહેબ મે. દાદા ભાઈ નવરોજજીએ પરીક્ષા લીધેલી. | ૧૦-૦-૦ | ૧૮-૦-૦ |
| ૩૭ લજાઇ. | મોરબીના શા. પોપટ જેચંદ તા. હરજીવન ત્રીકમજી. | ૦-૦-૦ | ૭—૮-૦ |
| ૩૮ વીરપૂર. | એજેના લોકો તરફથી ઠા. હરી ભીમજી તથા ઠા. જુઠા વગેરે. | ૦-૦-૦ | ૩—૮ ૦ |
| ૩૯ વવાણીયા. | મોરબીના કારભારી સાહેબ શંભુપ્રશાદ લખીદાસ. | ૪-૦-૦ | ૧૧-૦-૦ |
| ૪૦ માળીઆ | કમેટીના મેંબર રા. મકનજી આચારેથી ધનજી તા. પ્રભાશંકર તા. નારણજી શિવશંકર વગેરે એ. | ૦-૦-૦ | ૨—૪-૦ |
| ૪૧ મોડપર. | મેહેરબાન મોરબીના ઠાકોર સાહેબ વવાણીઆના ફોજદાર રણછોડદાસે. | ૦-૦-૦ | ૦—૭-૦ |
| ૪૨ ધ્રાંટીબા, | એજેના કારભારી હરીલાલ ભાઈ તા. મહાજન. | ૦-૦-૦ | ૪-૦-૦ |

(અપૂર્ણ.)

સન ૧૮૭૨-૭૩ ના

ઉત્તર પ્રાંતની સરકારી ગુજરાતી નિશાળના મેહેતાજીઓને નવા ધોરણે નામ દાખલ અથવા શીક્ષા દાખલ લાગુ પાડ્યા છે તેઓના નામ નીચે મુજબ.

| જીલ્લાનું નામ. | તાલુકાનું નામ. | ગામનું નામ. | મેહેતાજીનું નામ. | અસલ પગાર. | નવો પગાર. |
|---|---|---|---|---|---|
| | | પરાંતીજ | છગનલાલ માણેકજી | ૩૫-૦ | ૪૨—૨ |
| | પરાંતીજ | ડભોઈ | કીશોર વરજભાઈ | ૧૨-૦ | ૧૩-૧૨ |
| | | ધનસુરા | ભીમચંદ દીપચંદ, | ૧૫-૦ | ૧૮—૨ |
| | | સાવરા | મુળજી કરૂણાશંકર | ૧૨-૦ | ૧૫—૫ |
| | વીરમગામ | દેત્રાડા | દલસુખ ગીરધર | ૨૦-૦ | ૨૦-૧૨ |
| | સાણંદ. | સાણંદ. | અમરતલાલ મલુકચંદ | ૩૫-૦ | ૪૭-૧૪ |
| | | ગોરજા | રણછોડ પ્રાણશંકર | ૧૫-૦ | ૧૨-૧૦ |
| અમદાવાદ | | [illegible] | જેશંકર મહાશંકર, | ૨૫-૦ | ૩૩-૧૫ |
| | ધોળકા | ગાંગડ | નાનાલાલ દેવશંકર | ૧૫-૦ | ૧૮—૫ |
| | | વસઈ કેલીઆ, | રણછોડ લલુભાઈ | ૧૫-૦ | ૨૨—૩ |
| | | વેહેલાળ | મોતીલાલ કાશીરામ | ૧૭-૦ | ૧૭-૧૨ |
| | દશક્રોઈ | આગાજ | મનસુખ આતમારામ | ૧૯-૦ | ૨૨-૧૧ |
| | | અસારવા | ભોગીલાલ ખુશાલ | ૧૬-૦ | ૧૯-૧૩ |
| | | પાલડી | રણછોડ અમથાલાલ | ૧૫-૦ | ૧૨—૪ |
| | ધંધુકા | રોજકા | જીવણ ડાહ્યાભાઈ | ૧૯-૦ | ૨૬—૪ |
| | | ઉમરા | અનોપરામ જેભાઈ | ૧૫-૦ | ૧૨—૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખેડા | નડીઆદ | વીણા | કાળીદાસ કૃષ્ણનાથ | ૧૯—૦ | ૧૬—૫ |
| | | સુરા સામળ | ઈશ્વર ભગવાન | ૨૪—૦ | ૨૧—૧૦ |
| | અમદાવાદ | અમદાવાદ | આશારામ મોતીરામ | ૩૫—૦ | ૪૧—૩ |
| | અમદાવાદ | ખેડા | હીરાલાલ હરગોવન | ૩૩—૦ | ૪૨—૧૧ |
| | | માતર | કૃષ્ણારામ ગોવીંદરામ | ૩૧—૦ | ૩૩—૧૦ |
| | માતર | નાયકા | મગનલાલ રણછોડ | ૧૬—૦ | ૨૦—૧૨ |
| | | હરીંજ | ભુખણ વેણીદાસ | ૧૫—૦ | ૨૧—૧ |
| ખેડા | આણંદ | કરમસદ | મંગળદાસ ગરબડદાસ | ૨૦—૦ | ૨૯—૮ |
| | | ઓડ | જેઠાલાલ આશારામ | ૩૦—૦ | ૩૨—૧ |
| | | પંડોળી | દાદાભાઈ ભગવાન | ૬૬—૦ | ૨૨—૦ |
| | બોરસદ | અલારસા | લક્ષ્મીચંદ કરમચંદ | ૧૧—૦ | ૧૬—૧૧ |
| | | ઉમેટા | રણછોડ ધનેશર | ૧૬—૦ | ૧૨—૧૪ |
| | જંબુસર | કાવા | ડાહ્યાભાઈ ભોગીલાલ | ૧૫—૦ | ૧૮—૧૦ |
| | | છીદ્રા | માધવરામ જગંનાથ | ૧૨—૧ | ૧૨—૧ |
| ભરૂચ | આમોદ | કેરવાડા | ભોગીલાલ નારણદાસ | ૧૮—૦ | ૨૧—૧૨ |
| | | સુવા | છોટાલાલ નરભેરામ | ૧૨—૦ | ૧૬—૧૫ |
| | | કુરચણ | જેઠારામ ગુણસાગર | ૧૫—૦ | ૧૬—૧૩ |
| | અંકલેશ્વર | કતપોર | લલુ મથુર | ૧૭—૦ | ૧૮—૧૨ |
| | | ચીલોદ્રા | ઇશ્વરલાલ શંકરજી | ૧૫—૦ | ૧૫—૧૨ |
| | | સામણુ | ભીખીલાલ દામોદર | ૧૫—૦ | ૧૫—૬ |
| | ઓરપાડ | કોસાડ | મનશંકર ચંદ્રમણીશંકર | ૧૦—૦ | ૧૧—૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | અમ | જગજીવનદાસ માધવદાસ | ૧૫-૦ | ૧૫-૧૩ |
| | | મીરજાપોર | દલપતરામ વજભરામ | ૧૫-૦ | ૧૨—૧ |
| | ચોરાસી | દેલાડવા | નવનીતરામ ફીરપારામ | ૨૦-૦ | ૨૬—૦ |
| સુરત | | તલંગપોર | હરકીશનદાસ નરોતમદાસ | ૧૯-૦ | ૨૨-૧૫ |
| | | બુહારી | અંબારામ ગયાશંકર | ૧૨-૦ | ૧૨—૧ |
| | બારડોલી | ખોજપારડી | કેશવલાલ ઉમેદરામ | ૧૫-૦ | ૧૬-૧૨ |
| | | વડોલી | પરશોતમ ગોપાળજી | ૧૫-૦ | ૧૨—૮ |
| | | મોટી ફલોદ્ | ગુલાબભાઈ નારણજી | ૧૫-૦ | ૧૨—૨ |
| | | નોગામા | પરભુશંકર લક્ષ્મીરામ | ૧૫-૦ | ૧૦—૮ |
| | | તલાવચોરા | ભીમભાઇ નારણજી | ૧૫-૦ | ૧૨—૬ |
| | ચીખલી | પાપળ ગભાણ | ભાણાભાઈ કલાણદાસ | ૧૫-૦ | ૧૯—૨ |
| સુરત | | આમધરા | મોહનભાઈ મોટાભાઇ | ૧૨-૦ | ૧૨-૧૩ |
| | | સાદડવેલ | સીતારામ આનાજી | ૧૫-૦ | ૧૨—૩ |
| | જલાલપોર | સરીભુજરંગ | મોરારજી ગોપાળજી | ૧૫-૦ | ૧૨—૯ |
| | | પનાર | નીછાભાઈ રણછોડજી | ૧૨-૦ | ૧૨—૪ |

મુ. અમદાવાદ
તારીખ ૨૮ અકટોબર
સન ૧૮૭૨

G. BUHLER,
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર
ઉત્તર ભાગ.

પેલા બધા અમાપ ગોળાઓ, જે અસંખ્યાત, તરેહ તરેહનાં પ્રાણિઓથી ભરપૂર હોવાનો હરેક વાતે સંભવ છે, તે અનહદ પ્રાણિઓમાં હું જણાવાનો નથી, એમ મને લાગવા માંડ્યું.

આ શોકજનક વિચારમાંથી મુક્ત થવાને માટે મેં વિચાર કરવા માંડ્યો કે ઈશ્વરના ગુણોનું મનન કરવામાં આપણે બહુ સાંકડા-અલ્પ માપથી તે ગુણોની હદ બાંધીએ છીએ, તે દોષમાં એ વિચારનું મૂળ રહેલું છે. આપણેજ જાતે એકી વખતે ઘણી અને જુદી જુદી વસ્તુઓ ઉપર લક્ષ આપી શકતા નથી. જો આપણે કેટલીએક બાબતો ઉપર ધ્યાન લગાડીએ છીએ તો, અલબત્ત, બીજી આપણે વીસરીએજ છીએ. એ અપૂર્ણતા જે આપણે આપણામાં જોઇએ છીએ, તે અપૂર્ણતા ગમે તેવી [illegible]મન શક્તિનાં પ્રાણીઓ હો,—પણ તે પ્રાણીઓજ,—એટલે તેઓના [illegible]સીમા,—હદ, તેથી તેઓમાં પણ કાંઇક દરજ્જે રહેલી ખરી. [illegible]ણિનું વ્યાપકત્વ અવકાશની કાંઇ અમુક હદસુધી રહેલું હોય છે. [illegible] તેથીજ તેની અવલોકન દૃષ્ટિ પણ અમુક પદાર્થોસુધીજ અને વધારે [illegible]જીંદગીના પલામાં આપણે જે પ્રમાણમાં એક બીજાથી ચઢતા ઉતરતા [illegible] હોઇએ, તેજ પ્રમાણમાં જે સ્થિતિમાં આપણે રહીએ છીએ, કામ કરીએ છીએ, અને બુદ્ધિ દોડાવીએ છીએ, તે સ્થિતિનું માપ વત્તું ઓછું સમજવું. તથાપિ ગમે તેટલું મોટું માપ તે સ્થિતિનું તમે લો. તો પણ તેને તેની સીમા છે. તેથી આપણે જ્યારે ઈશ્વરના ગુણોનું મનન કરીએ છીએ ત્યારે જે ઉપર જણાવેલી અપૂર્ણતા આપણામાં ઉંડાં મૂળ ઘાલીને રહેલી છે, તે અપૂર્ણતા સાથે આપણે એટલા બધા ટેવાયલા છીએ અને હળી ગયા છીએ કે જે સ્વયંભૂમાં અપૂર્ણતાનો છાંયો સરખો પણ નથી, તેનામાં આપણે કાંઇક દરજ્જે પણ અપૂર્ણ ગુણ મુક્યા વિના રેહતા નથી. બેશક, આપણી તર્કશક્તિ તો આપણને ખાતરજમાં કરી આપેછે કે તેના ગુણોને સીમા નથી; પણ આપણા કલ્પના શક્તિ *બીચારી એવી છે કે, તે જે જે વસ્તુ

*કલ્પના શક્તિના ધુર્તપણા વિષે બિષપ બટલર તેની અમુલ્ય 'એનાલૉજી' ના પેહેલા પ્રકરણમાં કહેછે કે, 'તર્કશક્તિનો સ્પષ્ટ રીતે અવાજ સાંભળવાને કલ્પના શક્તિના ગણગણાટને બંધ પાડી

વિષે માર્યે છે. તેને સીમા દેરવ્યા વિના રેહેતી નથી, તે એટલેસુધી કે તક શક્તિ આપણી મદદે આવીને આપણી જાતને સ્વભાવિક અને એમાર્દૃમ પેદા થતા નાના નાના વ્હેમ પ્રેટને તોડી પાડેછે.

તેથી એ કર્ત્તાનાં અનહદ કામોમાં અને જે અસંખ્યાત પદાર્થોને વિષે તે રોકાએલો દેખાય છે; તેમાં તેની આપણે માટે નજર ચૂક થશે, એવો દુઃખદાયક વિચાર તદ્દન દુર કરવા આપણે પ્રથમ એમ વિચારવું જોઇએ કે, એક તો, તે સર્વ વ્યાપક છે, અને બીજું કે, તે સર્વજ્ઞ છે.

તે સર્વ વ્યાપક છે, એ વિષે વિચાર કરીએ તો, તેનું અસ્તિત્વ સૃષ્ટિના સઘળા મંડાણમાં પ્રવિશન કરેછે, તેને જીવન આપેછે, અને તેને નભાવેછે: તેની સૃષ્ટિ અને તેમાંનો દરેક ભાગ તેનાથી ભરપૂર છે. તેની સરજેલી વસ્તુઓમાં એવી એક પણ વસ્તુ તેનાથી એટલી દૂર અથવા તે એટલી સૂક્ષ્મ કે અલ્પ નથી કે જેમાં તે તત્વરૂપે રહેલો નથી. અથવા તેમાં તેનું તત્વ રહેલું નથી. દરેક વસ્તુ અથવા પ્રાણિ-સ્થૂળ હોકે સૂક્ષ્મ હો-તેના તત્વમાં તેનુતત્વ સમાએલું છે, અને જેમ તે વસ્તુ અથવા પ્રાણિને તેનું પોતાનું વ્યાપકત્વ લાગેછે, તેજ મુજબ તે તેની સમિપ રહેલો છે. જો તે એક વસ્તુમાંથી નિકળીને બીજીમાં દાખલ થઇ શકે એવું હોય તો અથવા તેણે જે વસ્તુ ઉત્પન્ન કીધેલી છે, તેમાંથી અથવા જે અવકાશ અનાદ્યંતત્વને વિષે વિસ્તાર પામેલો છે, તે અવકાશના એક ભાગમાંથી નિકળી શકે, એમ હોય તો, તેનામાં અપૂર્ણતાનો બાધ આવે; સંક્ષેપમાં, પેલા પ્રાચિન તત્વજ્ઞાનીના બોલમાં બોલવા જઇએ તો, એ સ્વયંભૂનું મધ્ય બિંદુ જ્યાં જોઇએ ત્યાં છે, અને તેનો પરિઘ કોઇ પણ ઠેકાણે નથી.

હવે બીજો વિચાર એ કરવાનો કે તે જેવો સર્વવ્યાપક છે, તેવોજ તે સર્વજ્ઞ છે. ખરેખર, તેની સર્વજ્ઞતા એનો તેના સર્વ વ્યાપકત્વનું સ્વાભાવિક અને આવશ્યક પરિણામ છે; જે આ બધી સ્થૂળ પૃથ્વીને વિષે તે

---

દેવો, એ મુશ્કેલ કામ છે: કારણકે એ બહાર પડતી ધૂર્ત્ત શક્તિને આપણા બચપણથી આપણે રમાડતા આવીએ છીએ, એ હમેશાં પોતાની સીમા ઓળંગીને આગળ વધેછે. સમજ શક્તિને એ કાંઇક મદદ કર્તાર ખરી, પણ સઘળી ભૂલનું મૂળ જુવોતો એજ છે'. ઈ. ઈ. ઈ.

તત્વ રૂપે વ્યાપ્ત થઇ રહેલો છે, તેમાંની ઉડતો દરેક હીલ્ચાલથી, તેમાંજ જે જે વિચારો બુદ્ધિના સાગરમાં અથડાયાં કરે છે, તે સાગરના દરેક ભાગ સાથે તે આટલો નિકટનો સંબંધ ધરાવેછે, તેથી તે વિચારોથી પણ તે અજ્ઞાન હોઇ શકેજ નહીં. કેટલાએક નીતિશાસ્ત્રવેત્તાઓ સૃષ્ટિને પ્રભૂનું મંદીર ગણેછે, જે તેણે પોતાનેજ હાથે ઉભું કિધુંછે, અને જે પોતાનાજ અસ્તિત્વથી ભરેલું છે. બીજા જ્ઞાનીઓ આ અનાદ્યંત અવકાશને સર્વ શક્તિમાન પ્રભૂનું આશય અથવા રહેવાનું સ્થાન ગણે છે: પણ એ અનાદ્યંત અવકાશને જે રૂપે સર આઇઝાક ન્યૂટને[૫] ગણેલું છે તે રૂપ અતિ ઉમદા અને શ્રેષ્ટ છે. તે એ સઘળા અવકાશને ઇશ્વરનું જીવન શરીર રૂપ ગણે છે. જાનવરોને અને માણસોને તેમના પોતાનાં સૂક્ષ્મ જીવન શરીરો છે કે જે વડે તેઓ પોતાની નજદીકના થોડા એક પદાર્થોનું વ્યાપકત્વ જાણી શકે છે અને તેઓની ગતિ-કૃત્ય જોઇ શકેછે. તેઓનું જ્ઞાન અને અવલોકન ઘણાજ સૂક્ષ્મ અવકાશમાં ગોંધાયલાં છે, પણ સર્વશક્તિમાન ઇશ્વર તો જેજે વસ્તુને વિષે નિવાસ કરીને રહેલાછે તે દરેક વસ્તુને જોઇ શકે છે અને જાણી શકેછેજ, તો (તે ઉપરથી અનુમાન કરવું કે) અવકાશ અનાદ્યંત છે, તો તેને વિષેનુ જ્ઞાન પણ અનાદ્યંતજ, અને એ અનાદ્યંત અવકાશ એજ જાણે સર્વજ્ઞતાનો અવયવ સ્પર્શેદ્રિ હોયની એમ ભાસે.

જો આત્મા દેહથી નિરાળો હોય અને એક પળવાર વિચારની સાથેજ સૃષ્ટિની સીમાની હદ ઓળંગીને આગળ વધે અને તેજ તરફથી એ અનાદ્યંત અવકાશને વિશે તે લાખો અને કરોડો વર્ષ સુધી તે પોતાની ગતિમાં જારી રહ્યા છતાં તે આત્મા પોતાના કર્ત્તાની હદમાંજ છે અને તેના ઐશ્વર્યના વિશાળપણાથીજ તે ઘેરાએલો છે એમ તેને માલમ પડશે. આપણે સ્થુળ શરીરની હાલતમાં છીએ અને તે આપણાથી ગુપ્ત છે, તથાપિ તે કોઇ પણ રીતે આપણા આગળ તેના વ્યાપકત્વમાં ન્યુન છે, એમ નથી.

---

૫. એક મહાન અંગરેજ તત્વજ્ઞાની અને ગણિત શાસ્ત્રિ. એ ઇસવીની સત્તરમી સદીમાં થઇ ગયો છે.

જોબ[૧] કહે છે કે 'તે' કયાંથી જડે, એ જો હું જાણતો હોત તો કેવું સારૂં! હું આગળ આવું છું પણ તે ત્યાં નથી જણાતો પાછો જાઉંછું તો ત્યાં પણ માલમ પડતો નથી, ડાબી પાસ જ્યાં તે કામ કરે છે તથાપિ હું તેને જોઇ શકતો નથી; તે જમણી બાજુએ પણ ગુપ્ત છે, એટલે હું શી રીતે તેને દેખું? સો બાલનો એક બોલ કહીએ તો તે એકે અમરજો તેને આપણે જોઈ શકતા નથી. તથાપિ તે આપણી આગળ હાજરા હાજુર છે; એમ તર્કશક્તિ તેમજ ધર્મનાં વચનથી પણ સિદ્ધ થાય છે.

સર્વ શક્તિમાન ઈશ્વરના સર્વ વ્યાપકત્વ અને સર્વજ્ઞતા વિષેના વિચારથી દરેક ચિંતામય વિચાર નાશ પામે છે. જે વસ્તુને સત્વ છે તેને તે પોતાની નજરમાં લીધા વગર કેમ રહે? અને તેમાં વળી જે પ્રાણિઓ એવી ચિંતા રાખે છે કે રખેને અમે એની દ્રષ્ટિમાંથી દુર થઈ જઇએ, તેવા પ્રાણિઓ વિષે એ કેમજ બેદરકાર રહે? તે તેઓના વિચારોનો છુપો જાણ છે, અને આવે પ્રસંગે તેઓના અંતઃકરણમાં જે ચિંતાઓ ઉઠે, તેનો તે વિશેષે કરીને જાણહોવોજ જોઇએ; કારણ કે જેમ તે પોતાના કોઇ પણ પ્રાણિને વીસરી જાય એ વાત અશક્ય છે તેમજ આપણે ભલી રીતે ભરોસો રાખીએકે જેઓ એની નજર હેઠળ આવવાને યત્ન કરે છે અને નિષ્કપટ નમ્ર અંતઃકરણથી એવું ધારે છે કે તે પ્રભુની નજરને પાત્ર અમે નથી. તેવાઓની ઉપર તે દયાની દૃષ્ટિએ જુએ છે.

Addison, Spectator, No 565.

Ganpatram Anopram Mehta.

ભડાની અંગરેજી સ્કુલના પેહેલા આસીસ્ટંટ.

---

૧ ખ્રીસ્તિ ધર્મશાસ્ત્રમાં એ મહાન સત્યવાદી ઈશ્વરભક્તની આત મનોરંજક અને શિખામણ યુક્ત પણ કદાચિત કલ્પિત વાત મુસા પેગમ્બરે ઇસવીસનની પૂર્વે ૧૯૨૦ વર્ષ ઉપર લખેલી છે, એમ જણાય છે.

ડોશી પાડોશીઓમાં ફેલાવી હતી.

શેક્સ્પિયર ૧૫૮૬ માં લન્ડન આવ્યો ત્યારે એની ઉમ્મર બાવીસ વરસની હતી. શોખને લીધે અથવા બિન રોજગારી હોવાને લિધે નાટક શાળામાંના કોઈ આદમી જોડે એણે પહેલ વહેલું ઓળખાણ કીધું: અને ત્યાં ગરિબ અવસ્થાને લીધે, દંત કથા પ્રમાણે, એને 'કાલ-બાય' ની જગા સ્વિકારવી પડી, 'કાલ-બાય' એ એક ચાકરનું નામ છે. એ ચાકરનું કામ જેટલી વાર નટવાઓને રંગભૂમિ ઉપર આવવું જરૂરનું હોય તેટલીવાર આવવાની સૂચના આપવાનું છે. પણ, પોપ નામનો એક પ્રસિદ્ધ કવિ, રો નામના પુરૂષના કહેવા ઉપરથી લખે છેકે શેક્સ્પિયરે, પહેલ વહેલાં નાટકશાળાના દરવાજા આગળ ઉભો રહેતો. અને જે લોકોની જોડે ચાકર ન હોય તે લોકોના ઘોડા રાખવાનો ઉદ્યોગ કરતો હતો. એના ગ્રંથનો બારિક ટિકાકાર મી. સ્ટીવન્સ, એ વાતને બીલકુલ અસંભવિત ગણી કહાડે છે. શેક્સ્પિયરે સ્ટ્રાટફર્ડ જુવાનીનો ઉછતાપણામાં છોડ્યું: પણ તેથી કરીને એના ઉપરથી, એનો પિતા, જે તે વખતે એક ફાયદેમન્દ રોજગારમાં ગુંથાયો હતો, તેનું હેત ઉતરિ ગયું: અથવા એની વહુ, જે તે વખતે બે છોકરાંની મા હતી, તેનો પ્યાર જતો રહ્યો: એમ માનવાને કંઈ કારણ નથી. એ ઉપરથી, જ્યારે એ એના ઉપર ફરીયાદ માંડનારના હાથમાં ન આવી શકે એવી સ્થિતિમાં હતો, ત્યારે, એણે, જે માણસો એને દુર્દશામાં ઘોડાં રાખવાનું કામ ન કરવું પડે અને ગુજરાન ચાલે એવી મદદ કરી શકે, તે માણસોથી, પોતાની જીંદગીના દહાડા કેમ કહાડવા તેની આગળથી કરિ મુકેળ કલ્પના તથા પોતાનાં રહેઠાણની જગા, છુપી રાખી, એ વાત અશક્ય છે. 'શેક્સ્પિયરનાં નાટકોનો અનુક્રમ નિશ્ચય કરવાનાં પ્રયત્નમાં' મી. મેલાને જણાવેલું છે કે નાટકશાળાની અંદર દાખલ થવામાં શેક્સ્પિયરને ઝાઝી મહેનત પડી નહીં હોય, કેમકે તે વખતનો પંકાએલો હાસ્યકારક નાટક રચનાર ટામસ ગ્રીન એના કસબાનોજ રહેવાશી અને ઘણું કરીને એનો સગો હતો. આપણા કવિનું વલણ, એ કામમાં પોતાની બુદ્ધિ હોવાને લીધે, કવિતા લખવા તરફ ગયું. એની કવિતાએ નાટકનું રૂપ લીધું તેનું કારણ, એનો

સાંગલેનાર સાથેનો સંબંધ હોય. અથવા એનું ડાહાપણ હોય, જેથી એણે એમ જાણ્યું કે કીર્તિની સાથે દ્રવ્ય ભાયગેજ મળે, અને એ બંને વસ્તુ જોડે મેળવવાને નાટકશાળા સર્વોત્તમ દ્વાર છે. નાટક ગૃહે લોકો ઘોડા ઉપર બેસીને જતા એ વાતતો અનિશ્ચિત છે, કેમકે લોકને બહુજ પ્રિય, એવાં બધાં નાટક ગૃહો નદી કિનારે હતાં. એજ માફક, શેકસ્પિયરનો પિતા ' એક ફાયદેમન્દ રોજગારમાં ગુંથાયો હતો ', એ વિશે આપણે આટલું કહી શકીએ કે જ્યારે શેકસ્પિયર લન્ડન આવ્યો ત્યારે એનો પિતા સારી સ્થિતિમાં હતો નહીં. શેકસ્પિયર લન્ડન ૧૫૮૯ માં, એટલે જે વરસમાં એના પિતાએ કોટવાળીનુ રાજીનામું આપ્યું તે વરસમાં આવ્યો.પરંતુ, પેહેલ વેહેલાં, એ નાટક શાળાનું ગમે એવું નીચું કામ કરતો હોય, તથાપિ, એણે થોડા કાળમાં એવી તો ખુબી બતાવી કે પછીના વખતમાં, એ આપણી રંગ ભૂમિનો એક સ્તુતિ પાત્ર, વિસ્મય પમાડનાર, તથા આનંદ ઉપજાવનાર પુરૂષ થઈ પડ્યો!

મી. રોના કહેવા પ્રમાણે, ' હેમલેટ ' ની અંદરના ભૂત શિવાય બીજા વેશ એ ખુબીથી ભજવી શકતો નહોતો; પણ એણે પેહેલ વેહેલું જે થોડું ઘણું માન મેળવ્યું તે નટવા તરીકે મેળવ્યું. એ કરૂણા રસ નાટકમાં જે શિક્ષા એણે નટવાઓને આપી હતી તેની હજુ સુધી બરાબરી થઈ નથી અને હવે પછી થશે પણ નહીં, તે ઉપરથી એમ દીસે છેકે નટવાના કામમાં એ બહુજ પ્રવિણ હતો. એણે લખવામાં તેમજ વેશ ભજવવામાં જન—સ્વભાવ વર્ણ્યો હોય એમ જણાય છે. મી. મોલોનનો એવો મત છે કે એ કંઇ ઊંચા પ્રકારનો નટવો નહતો; નટવા તરિકે એને જે માન મળે તે માત્ર એને પોતાનાંજ નાટકોમાંથી મળી શકે, કે જેમાં લખનાર તથા નટવાના ગુણ એકજ માણસમાં એકઠા મળવાથી નવાઇ જેવો દેખાવ થઇ રહેતો. એણે નાટકશાળામાં પ્રવેશ કીધો તેની પહેલાં રંગભૂમિ ઉપર એવા તો કંટાળો ઉપજાવનાર ખેલો થતા હતા કે તેમા કોઇ પણ નટવો મનની ઉલટ પ્રમાણે પોતાની ખુબી બતાવી શકતો નહીં.

# પરીક્ષાના પ્રશ્ન.

## ભૂગોળ.

### (પહેલા તથા બીજા વર્ષના વર્ગો.)

૧. દ્વિપકલ્પ કોને કહે છે? એશિઆમાં દ્વિપકલ્પો કયા છે, અને તેઓ કયા રાજ્યમાં છે? દ્વિપકલ્પોની દિશા વિષે શો નિયમ છે? એ નિયમનું સ્વાભાવિક કારણ સમજાવો, અને એ નિયમના અપવાદ હોય તે લખો, એટલે એ નિયમ પ્રમાણે જે દ્વિપકલ્પ ન હોય તેઓનાં નામ લખો.

૨. કાળા સમુદ્રને કઈ કઈ નદીઓ મળે છે. કયા પર્વતમાંથી તેઓ નીકળે છે, અને કયા દેશોમાં થઈને તેઓ વહે છે, અને તેઓને કાંઠે કયાં શહેરો છે?

૩. નીચેના અનુક્રમે દક્ષિણ અમેરિકાના સંસ્થાનોનાં નામ લખો; છેક દક્ષિણમાં છે તેનાથી શરૂ કરી પશ્ચિમ કાંઠા તરફનાં સેતાં ઉત્તર છેડા સુધી ચડો, અને પૂર્વ કાંઠે ઉતરો. દરેક સંસ્થાનનાં મુખ્ય નગરો લખો.

૪. એશિયા, ઓશિઆનીકા, અને અમેરિકાના મુખ્ય જ્વાળામુખીનાં નામ લખો. અને જ્વાળામુખી શાથી થાય છે તે સમજાવો.

૫. મધ્ય યૂરોપ (આસ્ત્રિઆ, જર્મની તથા સ્વિટ્ઝર્લાંડ)નાં જળાશય કયા પર્વતો છે, અને કઈ નદીઓ, કઈ દિશાએ તેઓમાંથી નીકળે છે અને કયા દરિઆને તેઓ મળે છે.

૬. હેઠે લખેલા ભૂગોળ વિદ્યાના પારિભાષિક શબ્દોની સમજુતી અને ઉદાહરણો આપો; શહેર, સરોવર, મહાસાગર, દેશ, પ્રાંત, સામુદ્રધુની, અને સંયોગીભૂમી.

---

## વિદ્યા.

### પહેલા તથા બીજાના વર્ષના વર્ગો.

૧. સૂર્યને વાસ્તવિક કેટલી ગતિઓ છે! (૧ લા વર્ષનાને.)

૨. નાની ગ્રહ કોને કહે છે? અને એવા નાના ગ્રહો કેટલા છે? (૧ લા વર્ષનાને.)

૩. ચંદ્ર કે ઉપગ્રહ કોને કહે છે? એવા આકાશી પિંડ કેટલા છે અને તેઓ ક્યાં ક્યાં રહેલા છે.

૪. ગ્રહો અને ઉપગ્રહોની કક્ષાની આકૃતિઓ કયા પ્રકારની છે? સર્વે ગ્રહો એકજ સપાટીમાં ફરે છે કે નહિ? અને નહિ તો એ સપાટીની બહારે અતિ ઘણા કયા જાય છે?

૫. બેવડા તારા કોને કહે છે? ઉદાહરણ આપો.

૬. હિંદુસ્તાનમાં જે મોસમના વા વાય છે તે શાથી. અને તેઓમાંનો એક ચોમાસામાં અને બીજો શિયાળામાં વારા ફરતી કેમ વાય છે? (બીજા વર્ષના નં.)

૭. ઝાકળની ઉત્પત્તિ સમજાવો? (બીજા વર્ષનાને.)

૮. જે પડોમાં ખનિજ કોયલા છે, તેઓ કયા વર્ગના રોક્સ છે? આઝાઇક રોક્સનો અર્થ શો? મેટેમોર્ફિક રોક્સ કોને કહે છે? હિંદુસ્તાનના મુખ્ય વોલ્કાનિક (ઇગનિઅસ) રોક્સનાં નામ દો?

---

## પેહેલા વર્ષનો વર્ગ.

### શિક્ષા પદ્ધતિ. (૨ કલાક.)

૧. વખત પત્રક બનાવામાં કઇ બાબતો ધ્યાનમાં રાખવી, ને તેના કયા નિયમ છે.

૨. દીપુટી ઇન્સ્પેકટરને મોકલવાનું માસીક પત્રક કયા દફતરો પરથી તૈયાર કરાય છે.

૩. આખર અવલ સરવાયાં કેમ થાય છે ને તેનો ઉપયોગ શો.

૪. અનામત-તસલમાત ખાતું સમજાવો.

૫. કઇ ચીજો ડેડસ્ટાકખાતે ને કઇ ચીજો લેબેરીખાતે લખવી.

૬. તમે કોઇ નવી નિશાળપર મેહતાજી નીમાઇને જશો ત્યારે તમારી નિશાળ આબાદ કરવાને તમારે કયા ઉપાય કરવા કે જેથી લોકની તથા નિશાળીઆની તમે પ્રીતિ મેળવા શકો.

૭. વાંચનના પાઠ શીખવવાને કેવી નોંધ રાખવી.

૮. કયા પાઠ ઘેર કરવાને આપવા.

૯. શરીર શિક્ષા કરવાની કેવે પ્રસંગે જરૂર છે ને તે વિશે કં- ઇ નિયમો જાણતા હોય તો લખો.

૧૦. નીતિની કેળવણી અને બુદ્ધિની કેળવણી સ્પષ્ટ રીતે દાખ- લા આપી સમજાવો.

## संस्कृत [पेहेलावर्षनो वर्ग.]

१. अधिप, सभा, अग्नि, राज्य, राज्ञी, वारि, ए छ शब्दनां त्रीजी, छठी, अने सातमी विभक्तिओनुं एकवचन लखो.

२. शान्ता, वापी, कला ए त्रण शब्दने सातमी, पांचमी, अने संबोधनना द्विवचनमां लखो.

३. भार्या, राज्ञी, वारि ए त्रण शब्दनी बधी विभक्तिओ बहुवच- नमां लखो.

४. तृ, नी, सृज्, गम्, रुच्, जन्, काश्, ए सात धातुओना त्रीजा पुरुषनुं एकवचन, त्रीजा पुरुषनुं बहुवचन, वर्तमानकाळ अने प्र थम भूतकाळना बे पदमां लखो.

५. अतीत, साव, संवरो, संख्या, सदाचार, छानुं, जण, अं- देशो, देखवुं, मागवुं, सुणवुं, ए शब्दनी उत्पत्ति लखो; मूळ, धातु अ ने तेनो अर्थ पण लखो.

## कैळवणी खातानी खबरो.

પલાસણા તાબે સંખેડા મેવાસની નિશાળ—આ નિશાળમાં વિ- દ્યાર્થીઓને ઉમંગ વધે, ને તેઓનો અભ્યાસ કેવી રીતનો છે, ને કેળ-

વણી લેવામાં તેમને ઉત્તેજન કેવી રીતે છે, આ જોવાનો પ્રસંગ, રેવાકાંઠાના મહેરબાન બાકેડી કમીસ્નર પ્રેસ્કાટ સાહેબ બાહાદુરના સવારીનો મુકામ મજકુર તાબાના ગામે મહુધલ થવાથી થયો. તેથી સાહેબ બાહાદુરની બક્ષામણથી ઘણી ખુશીની સાથે મજકુર નિશાળની પરીક્ષા લીધી. અને નીચે પ્રમાણે સદગ્રહસ્થોએ છોકરાઓને ઇનામ આપવાનો ઠરાવ કર્યો. ને રોકડા રૂ ૧૭-૦-૦ શીહાશાઈ આપ્યા તે આસાથે સામીલ છે.

આ નિશાળના મેહેતાજીએ છોકરાઓને સારી કેળવણી આપવાથી, તેમને ઉમંગ વધે એમ જાણી મેહેતાજીને ઇનામ બદલ રૂ ૫ અંકે પાંચ રૂપૈયા શીહાસાઈની પાઘડી આપવી.

આ છોકરાઓને ઇનામ આપવા સારૂ ચોપડીઓ હાજર નહીં તેથી તે મંગાવી આપવા મેહેતાજીને સમજુત આપી પલાસણી જાગીદાર સાહેબ ગીરજાશંકર નથુરામને હાથે ઉપર પ્રમાણે રૂ ૫)ની વર્તણુંક કરવી.

ઇનામ આપતાં જે રકમ સીલીક રેહે તે નિશાળના કોઈ ગરીબ છોકરાઓ જેનેકે ફી ભરવાની તથા અભ્યાસની બુકો જેનાથી ખરીદ થઈ શકે નહીં તેમને તે રકમમાંથી મદદ કરવી, તેમ બુકો પણ આપી ઘટે તે મેહેતાજીએ બંદોબસ્ત કરવાની યોગ્ય રીતે તજવીજ કરવી. તા. ૨૭ મે સન ૧૮૭૨.

૨ લલુભાઈ હરીદાસ સિરસ્તેદાર બા. કમીસનર રેવાકાંઠા.
૨ એસવંતરાવ બળવંતરાવ આ. સરવૈઅર રેવાકાંઠા
૨ ક્રસ્નલાલ આણંદલાલ, કામદાર, સ્વસ્થાન ઉદેપુર દરબાર.
૨ ગીરધરલાલ તુલસીદાસ વકીલ.
૧ કેશુર કશનદાસ કામદાર સ્વસ્થાન પલાશણી દરબાર.
૧॥ ગીરજાશંકર નથુરામ જાગીદાર પલાસણી.
૨ ઠાકોર. પ્રભાતસંગજી માધવસંગજી પલસાણી સ્વસ્થાન.
૨ પારસી. સેરીઆરજી સોરાબજી. પલાસણી કલાલ બઠીવાળા.
૧ જોસી ભગવાનજી દલપતરામ પલાસણીના.
૦॥ પરોત. હરીનારણ રેવાશંકર. ગામ પલાસણીના.
૦॥ શેઠ. ગોકળ ભીખાભાઈ પલાસણીના.

૦॥ મેહેતા લક્ષ્મીદાસ રણછોડદાસ પલાસણીના.

૧૭

એ રીતે રૂપૈયા સતર શીંહાસાઈ ઉપરે લખ્યા સદગ્રહસ્થો તરફથી આવ્યા તેમાંથી બાદ નીચે મુજબ ખરચ થયો તેની વીગત.

૫—૦—૦ છોકરાઓને ઈનામ બદલ ચોપડીઓ મંગાવવા સારૂ આપ્યા છે.

૦—૧૧—૦ છોકરાઓને કમેટી થયા બાદ મીઠાઈ વેહેચી.

૪—૬—૦ મેહેતાજીને ઈનામ બદલ, રૂ ૫ શાહાસાઈની પાઘડી અપાવી.

૧૦—૧—૦

Lalbhai Rupram,

ડીપ્યુટી. એ. ઈ. પ્રાં: રેવાકાંઠા.

---

શ્રી સુયરીની ગુજરાતી નિશાળમાં ત્યાંના નીચે લખ્યા સદગ્રહસ્થે એ નિશાળમાં પધારી છોકરાઓને મીઠાઇ વહેંચી. તા. ૨૮—૩—૭૨.

| | |
|---|---|
| ૩૦—૮—૦ ઠકર પાનાચંદ ફતેહચંદ | ૦—૪—૦ શા. લખમશી લાલજી |
| ૦—૪—૦ ઠકર ખટાઉ મેઘજી | ૦—૪—૦ શા. પીતાંબર આણંદજી |
| ૦—૪—૦ શા. જેઠા વેલજી | ૦—૪—૦ શા. હંશુ મુરા. |
| ૦—૪—૦ શા. વેરશી પામુ | ૦—૪—૦ શા. દેવશી પારશી. |

કુલ ૩૨—૪—૦ ની.

શ્રી બિદડાના ન્યાયાધિસ મહેતા રેનશીભાઇ જસરાજે શ્રી જખૌની રકુલખાતે બાંક બે બક્ષિસ આપ્યા તા. ૧૦—૪—૭૨.

શ્રી કોઠારાની શેઠ ગોકળદાસ તેજપાળની ગુજરાતી નિશાળમાં પ્રાંત ગ્રાબાબાડ મધ્યે તલસાણાના શા. લહેરાભાઇ કાલુભાઇ એ તથા દવે ઓધડ અંબારામે પરિક્ષા લઇ રૂ ૧—૪—૦ નું ઇનામ છોકરાઓને વહેંચ્યું તથા રૂ ૦—૮—૦ ની મીઠાઇ છોકરાઓને આપી. તા. ૧૭—૪—૭૨.

શ્રી ભૂજનગરની દરબારી કંન્યાશાળામાં શ્રી મુંબાઇના શેઠ કાશમભાઇ પરમશીએ પરિક્ષા લઇ ૨૨૭—૦—૦ નું ઇનામ કંન્યાઓને આપ્યું તથા આશરે રૂ ૪—૦—૦ ની મીઠાઇ વહેંચી. ત્યારબાદ મહેતાજીઓને ૨૬—૮—૦ ઇનામમા આપ્યા. તા. ૨૦—૪—૭૨.

શ્રી ભુજનગરની આંગ્લો હાઇસ્કુલમાં શ્રી મુંબાઇના શેઠ કાશ-ભાઇ ધરમશીએ પરિક્ષા કરી તે વખતે મહેરબાન પોલીટિકલ એજન્ટ તાન જી. આર. ગુડફેલો સાહેબ તથા ઓફીશિએટીંગ દીવાન ધ્રુપ-લાલ ઓછવરામ તથા બીજું દરબારી મંડળ પધારી નિચે લખી નિશાળોમાં ની સામે જણાવ્યા મુજબ ઇનામ તથા મીઠાઇ વહેચાવાં. તા.૯-૫-૭૨

૧૯-૦-૦ ચોપડીઓનું ઇનામ આ. હાઇસ્કુલમાં.
૨-૮-૦ મીઠાઇ આંગ્લો હાઇસ્કુલમાં
૩-૦-૦ પાઘડીના આં. હાઇસ્કુલના આંસિસ્ટંટને.
૨૭-૮-૦ એંગ્લો વર્નાક્યુલર સ્કુલના છોકરાને ઇનામ
૪-૦-૦ એ. વ. સ્કુલના છોકરાને મીઠાઇ
૧૧-૦-૦ એ. વ. સ્કુલના માસ્તરોને પાઘડીના.
૩૬-૦-૦ ના.૧ લાની ગુ. નિશાળના છોકરાને ઇનામ.
૫-૦-૦ તે નિશાળના છોકરાને, મોઠાઇ
૬-૮-૦ તે નિશાળના મહેતાજીઓને પાઘડીના
૨૩-૮-૦ ના. ૨જાની ગુ. નિશાળના છોકરાને ઇનામ
૩-૦-૦ તે નિશાળના છોકરાને મીઠાઇ
૪-૧૨-૦ તે નિશાળના મહેતાજીઓને પાઘડીના

શ્રી માંડવીની દરબારી એંગ્લો વર્નાક્યુલર સ્કુલમાં શ્રી મુંબાઇના શેઠ કાશમ ભાઇ ધરમશીએ પધારી નીચેની નિશાળોમાં પરિક્ષા કરી તે-ની સામે જણાવ્યા પ્રમાણે ઇનામ તથા મીઠાઇ તથા માસ્તરોને ઇનામ આપ્યાં. તા. ૨૭-૫-૭૨

૨૧૩-૮-૦ એંગલો વર્નાક્યુલર સ્કુલમાં ઇનામ
૯-૮-૦ તે સ્કુલના માસ્તરોને પાઘડીના
૪૩-૧૨-૦ ખગ્નજ્ઞાન વિદ્યાલયમાં ચોપડીઓનું ઇનામ
૮-૧૨-૦ તે સ્કુલના મહેતાજીઓને પાઘડીના

શ્રી ભચાંઉની ગુજરાતી નિશાળમાં મજકુરે ગામના રહીશ અણુ-શાળી જીવુ ઠકરડાણીએ નિશાળમાં આવી ૨૦-૮-૦ ની મીઠાઇ છો-કરાઓને વહેંચી તા. ૧૭-૬-૭૨

શ્રી જખૌની દરબારી ગુજરાતી નિશાળમાં શ્રી મુંબઇના ભાટીયા શેઠ ઠાકરશી રવજીએ ૩૨૫-૦-૦ ની ચોપડીઓ છોકરાઓને ઇનામ આપવા મોકલાવેલ તે પ્રમાણે તેના નામથી છોકરાઓને ઇનામ આપ્યું છે તા. ૨૨-૬-૭૨.

ભગડીઆ તાબે નાંદોદની સરકારી નિશાળના નવા મકાનનું વાસ્તું.

ભગડીઆ તાબે નાંદોદની સરકારી નિશાળના નવા મકાનનું વાસ્તુ તા. ૧૨ મી માહે આગષ્ટ સ. ૧૮૭૨ ને રોજ કરેલું. તે વખત ભગડીઆના થાણદાર દલસુખરામ પરભુદાસ તથા પુરોહીત દોલતસીંગ લાલસીંગ તથા ગામના પટેલ તથા બીજા સારા સારા લોકો એકઠા થયા હતા તેમણે છોકરાઓની પરીક્ષા લીધી, બાદ મેહેતાજી આદીતરામ દલપતરામે વિદ્યાથી થતા ફાયદા વિશે ભાષણ કરયું પછી થાણદાર રાજેશ્રી દલસુખરામ ભાઇએ ૨૪) તથા પુરોહીત દોલતસીંગે ૨૨) જુમલે ૪૬) એકઠા કરી તેની વ્યવસ્થા નીચે પ્રમાણે કરી.

| | |
|---|---|
| ૦-૧૨-૦ વાજીત્રવાળાને. | ૦-૯-૦ બ્રાહ્મણને દક્ષણા. |
| ૧--૦-૦ મીઠાઇ છોકરાઓને, | ૩-૪-૦ છોકરાઓને જમાડ્યા. |
| ૦-૧૨-૦ પાનસોપારી. | ------ |
| | ૬-૦-૦ |

સદરહુ પ્રમાણે રુપીઆની વ્યવસ્થા કરી સઘળી સભા બરખાસ્ત થઇ

Lalbhai Rupram,

આ. ડી, એ. ઇ. પ્રાં. રે. વિભાગ.

---

એડાની કન્યાશાળાની તમામ છોકરીઓને અત્રેના કલેક્ટર મહેરબાન જી. એફ. શેપર્ડ સાહેબે પોતાને બંગલે બોલાવીને પોતે તથા તેમની મડમસાહેબ અને રાવબાહાદુર ભોળાનાથભાઈ સારાભાઈ વગેરે એ તમામબાબતની પરીક્ષા કરી તથા શીવવાના કામની પરીક્ષા કરી, ગરબિયો વગેરે બોલાવી તેથી ખુશી થયા અને તે સબબથી નીચે લખ્યાપ્રમાણેનું ઇનામ વહેચ્યું.

તરેહવાર રંગનાં ઓરણાં નંગ. ૯, દર આશરે રૂ ૨-૦-૦ વાળાં સંબાઈ વાર. ૨।. વાળાં, સાટીનના રેજા નંગ. ૨. દર આશરે રૂ ૧-૪-વાળા. જુદા જુદા રંગના.

શીવવાના કામની સુખડનીપેટી નંગ.૧ વિલાયતી નકશીદાર આશરે રૂ ૧૦-૦-૦ ની, બાકીની છોકરીઓ ૨૫ને બરફી વેહેચવા સારૂ રૂ ૧-૦-૦ મુંબઇગરો.

MOTIRAM RAJARAM,

ડીપટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર

ખેડા વિભાગ.

---

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

MARCH 1873

પુસ્તક ૧૨ મું. માર્ચ સન ૧૮૭૩. આંક ૩ જો.

મેં તાજી ખડું મોંઘું ગુજ, નામ તેમ છે કામ;—
કર અંતે મનહેરની, ખરી એતિ ધરિ હામ.

| અનુક્રમણિકા | પૃષ્ટ. | Contents. | Page. |
|---|---|---|---|
| શેક્સપિયર | ૩૩ | The Life of Shakspeare | 33 |
| જનાવરમાં પ્રેરણા શક્તિ. | ૩૫ | Instinct in animals | 35 |
| સ્વભાવિક ધર્મ | ૩૮ | Natural Religion | 38 |
| સન ૧૮૭૨ નો કેળવણી ખાતાનો રીપોર્ટ | ૪૦ | Report of Public Instruction for 1871-72 | 40 |
| કેળવણી ખાતાની ખબરો | ૪૫ | Educational news | 45 |



( કેળવણીખાતાના હુકમથી. )

---

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હાગચંદ છાપી પ્રસિદ્ધ કર્યું.

(મૂલ વરસે રૂ ૧ અગાઉથીજ)

गूजरातशाळापत्र.

પુસ્તક ૧૨ મું. માર્ચ સને ૧૮૭૩. અંક ૩ જો

# शेकस्पियर.

શેકસ્પિયરે, એનો જન્મગાંઠને દિવસે. એટલે ૧૬૧૬ના એપ્રેલ મહિનાની ૨૩ મી તારીખે બરાબર ૫૨ વરસની ઉમ્મરે દેહ છોડી એને સ્ટ્રાટફડના મ્હોટા દેવળની હોમકુંડ અને કટેરા વચ્ચેની જગામાં દાટચો હતો. ત્યાં એનાં સંભારણાને માટે દિવાલમાં એક સ્થંભ મુકેલા છે. એ સ્થંભ ઉપર એક કમાન તળે એને એના જમણા હાથમાં કલમ આપીને તા. એનો ડાબો હાથ કાગળના ઓળીયા ઉપર ટેકવીને બેસાડેલો છે.

આ અનુપમ, અદ્ભુત, અને બુદ્ધિમાન પુરૂષ, આટલી ઉમ્મરમાં શા રોગથી મુઓ તે માલુમ પડતું નથી. ઓબ્રે નામનો પુરૂષ લખેછે કે એ ખુબસુરત તા. મજબુત બાંધાનો હતો અને આનંદી તા. હાજર જવાબી હતો.

એને ત્રણ છોકરાં હતાં; તેમાં બે છોકરીઓ અને એક હેમનેટ નામનો છોકરો હતો. તે ૧૫૪૬ માં નવ વરસની વયમાં મરણ પામ્યો. એની વ્હાલી અને વડી છોકરી સુસાના, દાકતર જાનહાલ નામના વૈદ્ય વેરે પરણી હતી. જાનહાલ ૧૬૩૫ના નવંબર મહિનામાં ૬૦ વરસની વયે મરી ગયો અને મિસિઝ હાલ ૧૬૪૯ ના જુલાઇ મહિનાની ૧૧ મી તારિખે ગુજરીગઇ. એઓને પેટે ૧૬૧૭–૧૮ માં એક ઇલિઝાબેથ નામની છોકરી થઇ હતી. એ ટામસ નાશ એ સક્વાયર વેરે પરણી હતી; અને ૧૬૪૭ ના એપ્રિલ મહિનાની ૨૨ મી તારિખે એના મરણ પછી, તેણીએ નોરથમ્પટન શેહેરમાં એબિંગટનના સરજાન બરનર્ડ જોડે લગન કીધું હતું; પણ તે એકે છોકરૂં થયા વગર મરી ગઇ. શેકસ્પિયરની છેલ્લી છોકરી ઇદિથ મી. ટામસ ક્વાઇનની વેરે પરણી હતી. તે શેકસ્પિયર, રિચર્ડ, અ-

ને ટામસ, એ નામના ત્રણ છોકરા મુકીને, ૧૬૬૧-૬૨ ના ફેબ્રુઆરી મહિનામાં ૭૭ વરસની વયે મરણ પામી. એ સઘળા છોકરા કુંવારા ગુજરી ગયા. સરહ્યુગ ક્લાપટન, જે ૧૬૭૧ માં જન્મ્યો હતો તેણે ૧૭૪૨ મા મી૦ મેકલીનને એક જુની દંત કથા કહી હતી કે લેડી બારનર્ડ સ્ટ્રાટફર્ડથી પોતાના વડવા શેક્સ્પિયરના ઘણા ખરા કાગળ પત્રો પોતાની સાથે લઇ ગઇ હતી. મી૦ મેલોન ધારેછે કે સર જાન બારનર્ડના મરણ પછી એ કાગળો લેડી બારનર્ડનું વસિયતનામું બજાવનાર મી૦ એડવર્ડ બેગલેના હાથમાં આવ્યા હશે, અને તે ગૃહસ્થના વંશમાંનો કોઇ પુરૂષ હાલ જીવતો હોય તો તેની પાસે હશે. વળી આબ્રિડસના કાગળીયાંમાં બીજી એવી દંત કથાછે કે સર વિલિયમ ડાવેનન્ડ શેક્સ્પિયરના પેટનો હતો.

" શેક્સ્પિયર લન્ડન આવતી જતી વખતે ઘણી ખરી વાર ઓક્સફર્ડના એક પીઠામાં ઉતરતો હતો. એ પીઠાંની માલીક બાઈરીમાં બહુજ ખૂબસુરતી તા૦ અતિ આનંદ પમાડે એવી હાજર જવાબી હતી; એનો ધણી ગંભીર તા૦ ઉદાસી હતો અને એની ધણીઆણીની માફક એને પણ શેક્સ્પિયરના સમાગમથી બહુ આનંદ થતો. તેઓનો છોકરો વિલિઅમ ડેવેનંટ તે વખતે ૭-૮ વરસનો હતો. તેને શેક્સ્પિયરની એટલીતો માયા હતી કે જેવો તે શેક્સ્પિયરના આવ્યાની ખબર સાંભળતો તેવોજ નિશાળમાંથી તેને મળવાને દોડતો. એક દિવસ તે કસબાના કોઈ ઘરડા માણસે, તે છોકરાને, શ્વાસ ન માય એ રીતે ખરા-બપોરે દોડતો જતો જોઇને પુછયુંકે, ' અલ્યા! આટલો ઉતાવળો કયાં જાય છે?' છોકરે જવાબ દીધોકે ' મારા ધર્મપિતા શેક્સ્પિયરને મળવા જાઉંછું. 'ત્યારે પેલા બુઢ્ઢાએ કહ્યું કે ' આવો ડાહ્યો થઇને ખાલી ' ધર્મ ' એ શબ્દ શામાટે વાપરે છે.?'' આ વાત મી૦ પોપે ઓક્સફર્ડના અર્લને ઘેર જ્યારે શેક્સ્પિયરના સંભારણાંને માટે વેસ્ટ મિનસ્ટર આબીમાં થોડા વખત ઉપર મુકાએલા સ્થંભ વિશે તકરાર ચાલતી હતી ત્યારે કહી હતી.

આ વાત આનથની ઉડે ચલાવી હોય એમ જણાય છે. અને ઝીણી તપાસ કર્યા પછી મી૦ ટામસ વાર્ટને પણ માન્ય કરી એમ છતાં પણ મી૦ (સ્ટીવન્સ) એ બાબત વિશે ધિક્કાર ભરેલી વાણીથી કહેછેકે આવા

સુરત, હલકા,તા૦ અર્થ રહિત ચેહેરાવાળો પુરૂષ, શેક્સ્પિયરનું મુકમ હોય એમ સ્વપ્નમાં પણ ભાસતું નથી.

૧૭૪૧માં, બર્લિંગટનનો અર્લ, દાક્તર મીડ, મી૦ પોપ, અને મી૦ માર્ટિન, એઓના કેહેવા ઉપરથી, કવિની યાદદાસ્તને માટે વેસ્ટ મિનસ્ટર આબિમાં એક સ્થંભ ઉભો કરવામાં આવ્યો હતો, એ સ્થંભના બનાવનાર સ્ક્રિમેકર નામના પુરૂષને એની કારિગરિને માટે ૩૦૦ પાઉંડ આપવામાં આવ્યા હતા. એ સ્થંભ ઉભો કરવાનો ખરચ લન્ડનની બંને નાટક કરનારી ટોળીઓએ માથે લીધો અને વેસ્ટ મિનિસ્ટર, આબીના ડીન તા૦ બ્રાપટરે, સ્થંભ રહે એટલી જગા મફત આપી ડ્રુરીલેઇન નામની નાટકશાળામાં કરેલા ખેલમાં ૨૦૦ પાઉંડ કરતાં વધારે મળ્યું પણ કોવેન્ટગારડનમાં ૧૦૦ પાઉંડ કરતા વધારે મળ્યું હશે.

---

## જનાવરમાં પ્રેરણા શક્તિ.

દરેક પ્રાણીમાં જે શક્તિ જન્મથીજ ઇશ્વરે મુકેલીછે તેને પ્રેરણા શક્તિ અથવા અંગજ્ઞાન કહેછે,

પ્રાણીમાત્રમાં બળવાન બાબતો બે જોવામાં આવેછે. કામ વાસના અને ભૂખ. પેહેલી પોતાની જાત વૃદ્ધિ માટે અને બીજી પોતાના શરીરના રક્ષણ માટે જરૂરનીછે.

એ આજાયબ જેવુંછે કે નર માદા પોતાના બચ્ચાં ઉછેરવા પાછળ જે સંભાળ લેછે તે પ્રાણીઓમાં વંશ પરંપરા ચાલ્યું આવેછે. કેટલાંક પ્રાણી પોતાનાં બચ્ચાં ગમે ત્યાં મુકીદેછે અને પાછળથી તેની કંઈ સંભાળ રાખતાં નથી, જેવાં કે જંતુઓ અને કેટલીક જાતના માછલાં. એથી ચડતી કિસમનાં કેટલાંક પ્રાણી ઇંડાં મુકવાની સારી જગા ખોળી કહાડેછે ને ત્યાં ઇંડાં મુકેછે જેમ સાપ, મગર, અને આસ્ટ્રિચપક્ષી. વળી એથી ચડતાં પ્રાણી ઇંડાં ને સેવેછે ને બચ્ચાં પોતાની મેળે હાલતાંચાલતાં થાય ત્યાં લગી સંભાળ લેછે.

જે નિયમથી અમૂક જાતનાં પ્રાણીઓ અમૂક તરેહનાંજ માળા બાં-

ઘેછે અને જે નિયમથી તે જાતના સઘળાં પ્રાણી એકજ નમુને માળા બાંધે જાયછે તે નિયમ કયો હશે એ કંઈ નકલ કરવી એટલે એકનું જોઈ બીજો તે પ્રમાણે કરેછે એમ કહેવાય નહીં કેમકે જો એક કાગડો મરઘીના ખડામાં ઉછર્યો હોય ને કાગડા કેવી જાતના માળા બાંધે છે તે તેને જોવા પણ ન દીઠું હોય તોપણ તે કાગડા જેવી જાતના માળા બાંધે છે તેવીજ જાતનો માળો પોતાને માટે બાંધશે, એ કાંઈ કારણ શક્તિ પણ કહી શકાય નહીં, કેમકે ધારો કે જનાવરોને માણસના જેટલી કારણ શક્તિ આપેલી છે તો માણસને રહેવાનાં ઘર જેવી રીતે એક બીજાથી જુદાં પડેછે તેવાંજ એક જાતના પક્ષીના માળા ઘાટમાં જુદી જુદી તરેહના થવાના કેમકે ત્યારે તો તેઓ પોતાની સગવડ પ્રમાણે નાના મોટા કે મરજીમાં આવે તેવા ઘાટના માળા બાંધશે.

પ્રાણીઓમાં આપણ અજબ તરેહનુંછે કે માબાપનો પ્યાર જ્યાં સુધી રહેછે ત્યાં સુધી તે અતિ જુસ્સા ભરેલો હોય છે અને બચાંને જાળવવાની જ્યારે જરૂર રહેતી નથી ત્યારે તે પ્યાર બીલકુલ નાબુદ થઇ જાયછે તે એટલે સુધી કે પછી તેઓ પોતાના બચાંને ઓળખતાં પણ નથી.

આવી જાતનો સ્વભાવિક પ્યાર પ્રાણીઓમાં ઘણો જુસ્સા ભરેલો છતાં પરમેશ્વરે બચાંને ઉપયોગમાં આવે અને માબાપને પીડાકારી ન થઇ પડે તેને માટે સંભાળ લીધી જણાય છે! કેમકે બચાંને માબાપની મદતની જરૂર પુરી થઈ કે તરત માબાપ તેમને તજેછે. વળી આ જાતની પ્રેરણામાં વધારે નવાઈ સરખું એછે કે જ્યાં બચાંને વધારે લાંબી મુદત સુધી તેની માતાની સંભાળની કોઇ કારણથી જરૂર પડેછે ત્યાં માનો પ્યાર તેટલી મુદત વધી શકેછે. કોઇ પક્ષીનાં બચાં પોતાની મેળે ખોરાક મેળવી શકે એવી હાલતમાં આવતા અગાઉ જો આપણે તેમને પકડી પાંજરામાં અગર કોઇ એવો જગામાં પુરીએ કે જ્યાં તે પક્ષી આવીને તેનાં બચાંને ખવરાવી શકે તો અલબત પક્ષી ઘણી મુદત સુધી પોતાની ચાંચમાં દાણા ભરી લાવી પોતાનાં બચાં ને ખવરાવી જશે.

આ સ્વાભાવિક પ્યાર બચાંનો માબાપ તરફ હોતો નથી કેમકે પ્રાણીઓની હયાતીને માટે તેની જરૂર પડતી નથી. સમજુ પ્રાણીઓ જેમાં

કારણ શકિત રહેલીછે તેમની અંદર પણ માબાપની છોકરાં તરફ જેટલો પ્યાર હોયછે તેટલો પ્યાર છોકરાંનો માબાપ તરફ હોતો નથી કેમકે પ્યાર અથવા વહાલ જેટલાં રક્ષણ કરવાથી અને ઉપકાર કરવાથી વધેછે તેટલાં સલામતી, લાભ કે જીવતદાન લીધાથી વધતાં નથી.

સંસારમાં સઘળે પ્રસંગે કારણનો તો ખપ પડેછેજ પરંતુ પ્રાણીઓના પોતાના રક્ષણને માટે અને વંશવૃદ્ધિને માટે જેટલું જરૂરનું છે તે સિવાય વધારે વિચાર તેમને કરવાની જરૂર રહેતી નથી. જનાવર માણસ કરતાં વધારે ડાહ્યાં છે પરંતુ તેમનું ડહાપણ સાંકડું અને થોડીજ બાબતોને માટે છે. જો કોઇ જનાવરને તેની પ્રેરણા બુદ્ધિથી વિરકત કીધું તો પછી તેનામાં બિલકુલ સમજણ રહેનાર નથી. મરઘી પોતાનો માળો કેવો એકાંત ને છાની હરકત વગરની જગામાં સંભાળથી કરેછે, પોતાનાં ઇંડાં મુક્યા પછી પોતે તેમને ઢાંકીને બેસેછે તે વખત દરેક ઇંડાને પુરતી ગરમી મળે તેટલા સારૂ તે કેવી સંભાળથી તેને ફેરવેછે! એટલું કર્યા પછી જ્યારે તે પોતાને જરૂરનો ખોરાક લેવા સારૂ તેમને મુકીને જાયછે ત્યારે તેઓ ઠંડા ન પડી જાય અને જીવ સાંચરવાને નિરૂપયોગી ન થઇ જાય તેટલા માટે કેવી નિયમિત વખતે પાછી આવેછે! ઉનાળાની મોસમમાં પોતે વધારે છૂટ લેછે તે વખતે બબે કલાક સુધી પોતાના ઇંડાંની સંભાળ લેતી નથી પરંતુ શીઆળાની રૂતુમાં જ્યારે સકત ટાઢથી ઇંડાં નકામા થઇ જવાની ધાસ્તી હોયછે તે વખતે પોતે વધારે સંભાળ રાખેછે ને બહાર તેથી અરધો વખત પણ ગાળતી નથી. જ્યારે ઇંડાંમાં જીવ સાંચરી બચ્ચાં તૈયાર થાયછે ત્યારે તેમના કેદખાનામાંથી તેમને છુટાં કરવાને તે કેટલી મદદ કરેછે! મરઘી જેટલા હુનરથી અને સંભાળથી પોતાનાં બચ્ચાંને સેવેછે તેટલા હુનરને સંભાળથી તો કોઇ રસાયણ શાસ્ત્રી પોતાની રસાયણ ક્રિયા પણ કરી શકતો નથી.

મરઘીની અંદર વંશ વૃદ્ધિને માટે જોકે પ્રભુએ આવી બુદ્ધિ મુકેલી છે તોપણ તેનામાં સાધારણ વિચાર કે અકલ (માણસમાં છે તેવાં) નથી એતો સ્પષ્ટછે. જો તમે એક ચાકનો ગાંગડો ઇંડાંના ઘાટનો કરી તેના ખડામાં મુકી દેશો તો તે પોતાના ઇંડા ઉપર જેવી રીતેસેવન કરવા બે-

સઘે તેવીજ રીતે તેના ઉપર બેસશે. પોતાનાં મુકેલાં ઇંડાંની સંખ્યા વિષે તેને કંઈ ભાન નથી એટલે તેમાંથી વધ ઘટ થાયતો તેને કંઈ માલમ પડતું નથી. તેનાં ઇંડાં લઈ જઈ કોઇ બીજાં ઇંડાં તેને બદલે મુક્યાં તો તે વિષે પણ તેને કંઇ ભાન નથી અને તે ઇંડાંનું પોતાના ઇંડાંના જેટલુંજ જતન કરેછે અર્થાત પોતાના કે પોતાના બચ્ચાંના નિર્વાહને અર્થે જેટલી સમજણની જરૂર તેટલીજ સમજણ તેનામાં હોયછે અને બીજી બાબતોમાં તો તે કેવળ મૂર્ખ છે.

આવી જાતની પ્રેરણા બુદ્ધિ એ એક કુદરતની અજાયબી છે કેમકે ઉપર બતાવ્યા પ્રમાણે તે કોઇવાર કારણ શક્તિથી પણ ચડેછે ને બીજે વખતે તે કારણ શક્તિથી ઉતરે છે પણ ખરી. એ કંઇ પદાર્થનો (પ્રાણીના શરીરનો) ગુણછે એમ કહેવાઇ શકાતું નથી, તેમજ કોઇ કોઇ વાર તે એવી તરેહવાર વર્તણુક બતાવેછે કે તે આત્માને લગતી (શરીર—પદાર્થની નહી) એક શક્તિ (કારણ શક્તિ) છે એમ પણ કહી શકાતું નથી.

હુંતો એને પદાર્થોમાં રહેલા આકર્ષણ જેવી ગણુંછું અને તે સર્વ શક્તિમાન પરમેશ્વરે પ્રાણીઓમાં મુકેલીછે.

---

અધુરૂં

## સ્વભાવિક ધર્મ.

દુનિયામાં અનેક તરેહના જુદા જુદા ધર્મછે. દરેક ધર્મના લોક પોતાના ધર્મને ઘણું કરીને સર્વોત્કૃષ્ટ માનેછે અને અન્ય ધર્મને ધિક્કારેછે. અમારો ધર્મ ઇશ્વરોક્તછે એમ ધર્મિષ્ટ લોકોનું માનવુંછે આ વાત કેટલે દરજ્જે ખરી હશે અથવા કયો ધર્મ ઇશ્વરોક્તછે અગર કયો ધર્મ સર્વથી સારોછે એ તકરારી બાબતો વિષે વિવેચન કરવાની જરૂર નથી. પરંતુ કેટલાક વિદ્વાન લોકો કોઈ અમુક ધર્મને સ્વિકાર્યાને બદલે સર્વ સામાન્ય એવા સ્વભાવિક ધર્મ વિષે ઉંચું મત ધરાવેછે અને તે બધા ધર્મનું તારણછે અથવા સ્વાભાવિક ધર્મમાં જે તત્વો આવેછે તે ઘણું કરીને સઘળા સારા ધર્મમાં સમાએલાંછે તો તે ધર્મ તે કયો અને તેમાં શું કહ્યું છે તે વિષે અત્રે ખુલાસો કર્યોછે.

પરમેશ્વર સંબંધી જે સત્યતાઓ માણસ પોતાના મન વડે ઓળી કહાડી શકેછે તેજ સત્યતાઓ સ્વભાવિક ધર્મ બતાવે છે. તેમાં કોઇ અમુક શાસ્ત્ર ધંયા ધર્મનો આધાર જોઇતો નથી કેમકે તેવી મદત સિવાય માણસ એ સત્યતાઓ શોધી કહાડે છે. આપણી આસપાસની કુદરત અથવા સૃષ્ટીમાંથીજ આપણને ઇશ્વર સંબંધી જ્ઞાન મળેછે. તે આપણો પરમેશ્વર દિગાર અથવા પાલકછે તે પણ એ કુદરતથી માલમ પડેછે અને એજ કુદરતના અજવાળાથી શરીરની અંદર રહેલા આત્મા તથા મન વિષે પણ સમજ મળેછે, માટે કુદરત ઉપર જે ધર્મનો આધારછે તે સ્વભાવિક ધર્મ કહેવાય છે.

તત્વવેત્તાઓએ સ્વભાવિક ધર્મ ઉપર ઘણાં પુસ્તકો રચ્યાંછે તે સઘળામાં નીચેની બાબતોનો સમાવેશ થાય છે.

૧ પરમેશ્વરના અસ્તિત્વ વિષે તો થોડાક નાસ્તિક લોક બાદ કરતાં સઘળી દુનિયાના તે સર્વ ધર્મના લોકોમાં તકરાર નથી અને એ તકરાર સ્વાભાવિક ધર્મમાં તો રહી શકેજ નહી. હવે પરમેશ્વર છે તો તે કેવો હશે એ વિષે માણસના મનમાં પહેલો વિચાર ઉત્પન્ન થાય છે. સ્વભાવિક ધર્મ પરમેશ્વરને નીચેના ગુણ વાળો ગણેછે.

૧ નિરંતર એટલે જેને આદિ કે અંત નહીં. ૨ પોતાની મેળે ઉત્પન્ન થએલો એટલે જેને કોઈ બનાવતાર નહીં. ૩ સ્વતંત્ર ૪ એકપણું એટલે પરમેશ્વર એક છે અનેક નથી. ૫ અપાર ૬ નિર્વિકારી ૭ નિરાકાર. ૮ સર્વશક્તિમાન, ૯ સર્વવ્યાપક, ૧૦ સર્વજ્ઞાન, ૧૧ પવિત્ર, ૧૨ ન્યાયી, ૧૩ સદ્ગુણી ૧૪ સાચો.

૨. સઘળી વસ્તુઓ પરમેશ્વરે બનાવી છે, સર્વને તે પાળેછે, અને સર્વ ઉપર તેની સત્તાછે.

૩ પાપ છે. પરમેશ્વર તેનો બનાવનાર નથી. તે એને ધિક્કારેછે અને શીક્ષા કરેછે. અનીતિથી ચાલવું તે પાપ. નીતિ પરમેશ્વરે ઉત્પન્ન કરી પણ અનીતિને એટલે નીતિની ગેરહાજરી અથવા નીતિ પ્રમાણે ન કરવું તે કોઇ બનાવનાર જોઇએ નહિં. જેમ અજવાળાની ગેરહાજરી તે અંધારૂં તેમ નીતિની ગેર હાજરી તે પાપ છે માટે પાપનો કર

નાર ઇશ્વર નથી.

૪ માણસ એ ઇશ્વરનું બનાવેલુ એક પ્રાણીછે અને દરેક સુખ-ને માટે તેને ઇશ્વર ઉપર આધાર રાખવાનો છે. ઇશ્વરને સર્વથી શ્રેષ્ટ ગણી તેની સેવા અથવા ભકિત કરવી એ માણસનો ધર્મ છે; હું નીતિથી વર્તનાર પ્રાણીછું એમ માણસે માનવું. ઇશ્વરના પવિત્ર નીતિમાન રાજની હું રૈયતછું એમ તેણે ગણવું. પાપને માટે શિક્ષા અને પુણ્યને માટે સારો બદલો મળવા સારૂ મારે બીજો અવતાર લેવો પડશે અથવા બીજી સ્થીતિમાં આવવું પડશે એમ સમજવું. હું પાપી છું અને ઘણી વાતે અસુખીછું.

૫ માણસને આ દુનિઆમાં ત્રણ ફરજો અદા કરવાની છે. એકતો તેને પોતા તરફની બીજી ઇશ્વર તરફની અને ત્રીજી પોતાના જાતિ ભાઇઓ એટલે મનુષ્ય માત્ર તરફની પોતાના તરફની ફરજોમાં પોતાનું સંરક્ષણ કરવું, ઉદરનું પોષણ કરવું તેને માટે વ્યપારેવણજ કરવો, પોતાના આત્માનું કલ્યાણ થાય એવે નીતિ ને શુભ રસ્તે ચાલવું વગેરે. પરમેશ્વર આપણો સૃજનાર ને પાલન કરનાર છે આપણા પાપ પુણ્ય પ્રમાણે શિક્ષા કે ફલ આપનારછે તેનો આપણા પર મોટો ઉપકારછે અને તે આપણો રાજાછે માટે તેનાથી બીહીવું. તેની ભકિત કરવી અને તેના કાયદાને માન આપી તેજ પ્રમાણે હમેશાં ચાલવું કે તેથી તેને આપણા ઉપરે નાખુશ થવાનું કંઇ કારણ રહે નહી. પરમેશ્વરે સર્વ માણસ ઉત્પન્ન કર્યાં માટે આપણે એક મહત બાપની પ્રજા છીએ આપણે સર્વ ભાઇઓ છીએ માટે એક બીજાને જરૂરને વખતે મદત કરવા બંધાએલા છીએ એટલુંજ નહીં પણ આપણે ક્ષણ પ્રતિક્ષણ એક બીજાની સાહયતા જોઇએ છીએ માટે એક બીજાને મદત કરવાનીતે દયા રાખવાની ખરેખરી જરૂરછે.

---

## सन १८७१--७२ नो केळवणी खातानो रीपोर्ट.

ચાલતા માશમાં સને ૧૮૭૧-૭૨ નો કેળવણી ખાતાનો રીપોર્ટ

બાહાર પડ્યો તે મધ્યેની જાણવા જોગ હકીગત નીચે મુજબ.

૧ ખાતામાં નવી જગો સંબધી ફેરફાર—

સુરતમાં એક નવા વીઝીટરની જગો કહાડી છે તથા પાલણપૂર અને મહીકાંઠા વચે એક જુદો ડીપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઠરાવ્યો, તથા કાઠીઆવાડ ખાતે એક બીજો સબડીપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર નીમ્યો. એ થવાથી ઇલાકાના બીજા ભાગોમાં ઇન્સ્પેક્ટરના ખાતામાં બીજા પણ ફેરફારો થયા છે. વળી સુરત અમદાવાદની બ્રાંચ સ્કૂલોમાં માસ્તરોના પગારો વધારતાં ચાલી ન શકે એવા માસ્તરોને રજા આપી તથા તેમની જગોએ બીજા નવા નીમ્યા. નડીઆદ તથા ભરૂચની સ્કૂલો ફર્સ્ટ ગ્રેડ આંગ્લો વર્નાક્યુલર હતી તેને વધારી બીજા દરજ્જાની હાઇસ્કૂલો કરી. ત્યાં પણ માસ્તરોની નીમણુકમાં ફેરફાર થયો છે. વળી ધારવાડ અને (કચ્છ) માંડવીમાં નવી હાઇસ્કૂલો કહાડવામાં આવીછે. તથા ગાયકવાડ સરકારે વડોદરામાં હાઇસ્કૂલ કહાડી છે. આ બધી જગોએ સરકારી ખાતાના માસ્તરો તથા નવા માસ્તરો રાખવામાં આવેલા છે. અને આ ઇલાકાના કેળવણી ખાતાના નોકરોની બદલી ઠેકાણે ઠેકાણે થઇ છે. વળી કેટલાક આ ખાતાના નોકરોને રેવિન્યુ. જુડિશીઅલ વગેરે બીજા ખાતામાં પણ નોકરીઓ મળેલી છે. એ વાત સંતોષ કારક છે.

૨ આ સાલમાં કેળવણી ખાતામાં કુલ ખરચ રૂપૈઆ ૨૧૪૦૮૪૫-૧૪-૮ થયો છે તેમાંના રૂપૈઆ ૧૨૨૬૩૨૭ લોકલ ફંડ ખાતે ખરચાયા છે એટલે રૂપૈઆ ૫૦૦૬૩-૦-૧૦३ ગયા સાલ કરતાં જાસ્તી થયા છે. ઉપલા ખરચમાંથી ઉત્તર ભાગ ખાતે કુલ ખરચ રૂપૈઆ ૪૬૭૫૪૭ થયો છે તેમાંના રૂપૈઆ ૩૨૭૦૯૮-૬-૨ લોકલફંડમાંથી થયા છે એટલે ગયા સાલ કરતાં કુલ આંકડામાં રૂપૈઆ ૭૫૫૬-૧૪-૩ કમી થયાછે અને લોકલફંડના રૂપૈઆ ૫૬૧૯-૧૪-૧૦ કમી થયાછે. જો કે સદરહુ બતાવેલો આ ઇલાકાનો કુલ ખરચ ડિરેક્ટર સાહેબના કારખાનામાં પગાર તથા નોકર વગેરેનો વધારો થવાથી તથા છપામણી વધારે થવાથી તથા, ઇન્સ્પેક્ટરો અને ડેપ્યુટી ઇન્સ્પેક્ટરોના પગારો વધ્યાથી તથા કેટનાક નવા નીમાયાથી વધી પડ્યોછે, તોપણ નિશાળોનાં મકાની ખાતે

કમી ખરચ થવાથી તથા યુરોપીઅન અને યુરેશીઅન અંડર ગ્રાજ્યુએટોનાં લવાજમો બંધ કરવાથી તથા દેશી ભાષાનાં પુસ્તકોને મળતો આશરો કમી થવાથી સર્વાળે જોતાં ખરચ ગયા સાલ કરતાં કમી થયો છે.

૨ કેળવણી ખાતાની ઉપજ—

સરકાર તરફથી જે ઓયપદ મળેલું તે સિવાય આ સાલમાં કેળવણી ખાતામાં રૂપૈઆ ૧૯૨૩૮૯૦-૧૫-૩ થઇ છે એ રકમમાં ખાનગી નિશાળોના માલિકોએ પોતાની ગોરોના કહાડેલા તથા દેસી રાજ્યોની નિશાળોમાં તેઓ તરફથી ખરચાતાં નાણાં એ બધું મળીને સરવાળે રૂપૈઆ ૬૫૭૧૧-૩-૧ આવેલા છે.

આ કુલ રકમમાંથી રૂપૈઆ ૩૫૧૧૬૨-૧૨-૬ ગુજરાત પ્રાંત ખાતે જમે થયાછે. એ આંકડામાં સરકારે આપેલા રૂપિઆ ૧૪૭૨૪૫-૦-૦ ગણેલા નથી એટલે એ આ પ્રાંતમાંની ખરેખરી પેદાશ ગણવી જોઇએ. એ ઉપજ એકુત પાસે લોકલફંડ ઉઘરાવેલું તે, તથા નિશાળોની ફી (એજનસીની નિશાળોમાં જમાં થએલી ફી સિવાયની) તથા મ્યુનિસિપાલ ખાતામાંથી મળેલા નાણાં તથા લોકોનાં ઉઘરાવેલાં નાણાં તથા રેવાકાંઠા, કાઠીઆવાડ, ગુજરાત પ્રાવીનશીઅલ કાલેજ તથા રૂસ્તમજીની એ સર્વ અંગરેજી નિશાળોની જમાં થએલી નાણાંની થાપણો તથા મહિકાંઠા અને પાલણપૂરના ડીપ્યુટી એજ્યુકેશનલ ઇનસ્પેક્ટરને પગાર આપવાને સારૂ ભેગાં કીધેલાં નાણાં એ સર્વે મળીને થએલી છે.

૩ ગ્રાંટઇન એડ ખાતે ખરચ:—

આ સાલમાં નિશાળોને પરીક્ષા લેઇને ગ્રાંટ આપેલો તેના રૂપૈઆ ૪૯૧૭૧-૧૦-૦ એકંદરે ખરચ થયા. એટલે પાછલા સાલ કરતાં રૂપૈઆ ૪૬૬૯-૪-૦ જાસ્તી થયા એમાંથી ઉત્તર ભાગમાં રૂપૈઆ ૪૮૭૧-૧૨-૦ આપવામાં આવ્યાછે. એ ગ્રાંટ નીચે લખેલી નિશાળોમાં આપેલા છે:—

| | |
|---|---|
| ફ્રેંટ્રેયેડ આંગ્લા | આયરીશ પ્રેસ બીટોરિઅમ સ્કૂલ અમદાવાદ. |
| વરનાક્યુલર સ્કૂલ | જહાંગીરશાહ ઓટાબાઇ સ્કૂલ—સુરત. |

છોકરાઓની નાની નિશાળો.
- આયરીશ પ્રેસ બીટીરીઅન સ્કૂલ નંબર ૧ અમદાવાદ
- ,, ,, ,, નંબર ૧ તા. ૨ ઘોઘા.
- ,, ,, ,, નંબર ૧,૨,૩,૪,૫ સુરત
- ,, ,, ,, રાજકોટ.
- દીનસા ડોસાભાઇ. ,, સુરત.

છોકરીઓની નિશાળો
- આયરીશ પ્રેસ બીટીરીઅન સ્કૂલ નંબર ૬—સુરત.
- દીનસાહ ડોસાભાઇ { આંગ્લો વરનાક્યુલર સ્કૂલ સુરત. / ————ગુજરાતી————
- રાએચંદ દીપચંદ——નંબર ૧ તથા ૨———— સુરત
- રાવબાહાદુર મગનભાઈ નંબર ૧ તથા ૨———અમદાવાદ.
- નેક નામદાર શેઠાણી હરકુંઅરબાઇ————અમદાવાદ.

આમાંની ફર્સ્ટગ્રેડ આંગ્લો વરનાક્યુલર સ્કૂલોમાંથી કોઇમાં ગયા સાલ કરતાં વધારે તો શું પણ તેટલો પણ ગ્રાંટ મળ્યો નથી. છોકરાઓની નાની નિશાળોમાં અમદાવાદ ઘોઘા રાજકોટ અને બે સુરતમાં ગ્રાંટ આપવામાં આવેલો છે. સઘળી નિશાળોનો મુકાબલો કરતાં સુરતની બે નીશાળો શીવાએ સઘળી પછાત માલમ પડેછે છોકરીઓની નિશાળોમાં સુરતની એક નિશાળને ગ્રાંટ મળ્યો નથી અમદાવાદની સઘળી સારીઉતરીછે તેમજ એક સંતોષનીવાતછે જે આ સાલમાં ૪ છોકરીઓ આંગ્લો વર્નાક્યુલર ધોરણોમાં પરીક્ષા આપી શકીછે આવી રીતનો આ પેહેલોજ પ્રયત્ન જોવામાં આવેછે તેથી એ છોકરીઓને તથા એના શિક્ષકોને શાબાસી ઘટેછે.

૪ નિશાળનાં મકાનો.

મકાનોને સારૂ બે પ્રકારનાં બજેટ થયાં છે અને તેની રૂઇએ તેઓ બંધાયલા છે.

૧ પબ્લીકવર્ક ખાતાનું બજેટ.

૨ કેળવણી ખાતે બજેટ.

૧ પેહેલા પ્રકારનાં મકાનો (નાનાં તા. મોટાં) બંધાયલાં તા. જુનાંને સમાવવા ખાતે મજીને ખરચ. રૂપૈઆ ૬૫૬૫૯-૧૪-૯,

૨ બીજા પ્રકારનાં મકાનો.........................રૂપૈઆ. ૩૭૧૮૯-૧-૫.

કુલ નાણાં રોકાએલાં... ...રૂપૈઆ ૩૭૧૮૯—૧—૫.

સદરહુ રકમમાંથી ગુજરાત ખાતે રૂપીઆ ૨૬૦૦૬-૨-૧૧ થયાછે તે મધ્યે જાણવા જોગ મકાનો રાજકોટ અને સુરતની હાઇસ્કૂલોછે રાજકોટ હાઇસ્કૂલ તો હજી બંધાય છે પણ સુરતની તો બંધાઈ ચુકી છે. અને ત્યાં બેશીને ભણવાનું કામ પણ ચાલે છે. એ ઇમારત કિલ્લાના સામી આવેલી છે. વળી ત્યાં એક તરફ કાવશજી જહાંગીરની હાસ્પિટાલ આવેલીછે એટલે હાઇસ્કૂલનું મકાન આવવાથી આસપાશનો દેખાવ ઘણો સુશોભિત થઈ ગયેલાછે. એ સ્કૂલના મકાનનો નીચલો હાલ ઘણો મોટો છે એટલે ત્યાં છોકરાઓની આગળ નાના પ્રકારના વિષયો ઉપર ભાષણો કરવાં ઘણાં સુલભ થઈ પડશે. વળી પછાડી એંડ્રુસ લાઇબ્રેરી આવેલી છે એટલે પાછલે પોહોરે નિશાળમાંથી ઉઠીને ત્યાં પુસ્તકો વાંચવા જવું ઘણું અનુકૂલ પડે એવું છે. અને પબ્લીકપાર્ક સામેજ આવેલો છે એટલે જેઓની ત્યાં જવાની ખુશી હોય તેને ત્યાં થાકેલા પાકેલા આરાએસ લેવા જવું પણ ઠીક પડે એવું છે.

૫ પુસ્તક ખાતું.

૧ આ ખાતે આ સાલમાં રૂપૈઆ ૧૫૨૯૯-૦-૯ ખરચ થયાછે એટલે પાછલા સાલ કરતાં રૂપૈઆ ૩૩૩૦-૭-૬ જાસ્તી ખરચ થયો છે એ વધારાનું કારણ એ કે છપામણીનો દર નવેસરથી ઠરાવવામાં આવ્યો છે તથા કારખાનામાં પગાર વગેરેનો વધારો થયોછે. સદરહુ ખરચ કયુરેટર તથા તેના હાથ નીચેના નોકરોના પગાર વગેરે તથા મકાનનું ભાડું તથા છપામણી અને ટપાલના કાગળો ઉપર સરવીસ ટીકટો ખાતે એ રીતે થયો છે.

૨ પુસ્તકોનાં વેચાણ ખાતે રૂપૈઆ ૧૩૪૭૬૫-૧૩-૮ જમાં થએલા છે. અને ખરચ રૂપૈઆ ૧૩૦૬૮૦-૧-૧૧ થયો છે. એટલે એ ખાતે સરકારને રૂપૈઆ ૪૦૮૫-૧૧-૯ નફો દેખાય છે.

૩ કલમ પેહેલીમાં થએલો ખરચ નિશાળની ચોપડીઓ વેહેંચવામાં તથા પુસ્તકોની કિંમત સસ્તી કરવામાં થયો એમ સમજવું.

૬ લાઇબ્રેરીઓ—

હાલમાં આ ઇલાકામાં ૨૭૬ લાઇબ્રેરીઓ છે એટલે ગયા સાલ ક-

રતાં ૧૪ વધારે છે. સરકાર ઉત્તેજન ખાતેના પૈસામાંથી જે પુસ્તકો ખરીદ કરેછે તે બક્ષીસ મેળવવા સારૂ ૯ લાઇબ્રેરીનાં નામ સરકારમાં અરજદાર તરીકે નોંધાયાંછે. તે મધ્યેથી ગુજરાતમાં ૮૪ લાઇબ્રેરીઓ છે તેઓમાં ૨૨૭૧૮ પુસ્તકો છે તેઓમાં ૨૨૭૧ મેંબરો છે. તેમની વારસિક ઉપજ રૈપૈઆ ૧૨૬૩૫-૧૦-૧ છે અને ખરચ રૈપૈઆ ૯૭૯૯-૧૫-૦ છે અને આ સાલમાં બધા મળીને ૧૭૫૫૮ પુસ્તકો વાંચવા સારૂ મેંબરો લઇ ગએલા હતા ગુજરાતમાં ૮૪ લાઇબ્રેરીઓમાં રીડિંગરૂમો પણ ગણેલી છે ગુજરાતમાં સઉથી સારી લાઇબ્રેરીઓ ૬ છે.

સુરત એંડ્રુસ લાઇબ્રેરી, હેમાભાઇ ઇન્સટીટયુટ (અમદાવાદ) હેડો ઇન્સટીટયુટ (ખેડા), છગનલાલ લાઇબ્રેરી (ભાવનગર) લેંગ લાઇબ્રેરી (રાજકોટ) અને આપારાવ લાઇબ્રેરી (અમદાવાદ) જે લાઇબ્રેરીમાં પુસ્તકોની સંખ્યા ઘણી તા. વરસમાં મેંબરો ઘણાં પુસ્તકો વાંચવા લઈ જાય તેને અમે સારી હાલતમાં ગણીએ છૈએ. મેંબરોની સંખ્યા આવક જાવક વગેરે બાબતો ઉપલા બે કારણોના પેટામાં શમાઇ શકેછે. અને ગુજરાતની ૮૪ લાઇબ્રેરીઓમાંથી ઉપર લખેલી ૬ને અમો આ ઉપરનાં બે ધારણોને અનુસરીને સારી ગણીએ છીએ.

આ આંકમાં આટલું આ વિષય ઉપર બોલી બંધ કરીયે છૈએ. છોકરાઓની હાલ ગણાતી સંખ્યા તથા તેમાં પાછળ કરતાં થએલો વધારો તથા આ સાલમાં અપાયલી કેળવણીના ગુણદોષ વગેરે બાબતો આવતા આંકમાં આવશે.

---

## केळवणी खातानी खबरो.

૧ જંબુસરની કન્યાશાળાની પરીક્ષા તારી. ૧૪ મી સપટેંબર સન ૧૮૭૨ ને રોજ ત્યાંના રેહેનાર જગનનાથ લક્ષ્મીરામે રૂ૮) આઠનું ઇનામ છોકરાઓને તથા મેહેતાજી અને આશિષ્ટંટોને ૩૧-૮-૦ના પ-

તાસાં આપ્યાં.

૨ આમોદ તાલુકા સ્કૂલ તથા કન્યાશાળાની મેહેરબાન ડિપ્યુટી ઇન્સ્પેકટર સાહેબ તારી. ૩૦ મી નવેંબર સન ૧૮૭૨ ને રોજ પરીક્ષા લીધી તે વખત ત્યાંના શેઠ ગુલાબચંદ નારણજીએ મીઠાઈ રૂ૩-૦-૩ ત્રણની તથા દેશાઈ નંદલાલ મેતાબરાયજીએ ચોપડીઓ રૂ૩-૦-૩ અંકે ત્રણરૂપીઆ સુનઆનો ત્રણપાઈની વેહેંચી.

૩ ત્રાજ તાલુકે વાગરાની નિશાળમાં ત્યાંના રેહેનાર મોટા બાવા ભારતશંગ જાલમભાઈએ રૂ૨ તથા રૂપશંગ કુબેરજીએ રૂ૧ તથા પોલીસ પટેલ માનશંગ બાલશંગ. રૂ૧-૮-૦ તથા૦ શેઠ માણેકચંદ અમસાએ રૂ૧ તથા રાજ અરદેશંગપરબતે રૂ૧ કુલ રૂ૫-૮-૦

૪ મોજે અમળેશ્વર તાલુકે ભરૂચની નવી નિશાળનું વાસ્તુ તારી૦ ૧૮ મી એપ્રિલ સન ૧૮૭૨ ને રોજ કરી બ્રાહ્મણોને જમાડ્યા તે ગ્રહસ્થોનાં નામ.

| | |
|---|---|
| ૧-૦-૦ ઉબરાતદાર ભગવાન ઇચ્છારામ | ૧-૦-૦ પટેલ અમથા દયારામ. |
| ૧-૦-૦ પટેલ માધવ કાકુજી. | ૦-૮-૦ રાજઅમીર ધીરભાઈ. |
| ૦-૮-૦ મતાદાર હરીભાઈ હરજીવન. | ૦-૮-૦ મુકરદમ કાળીદાસ સામળદાસ |
| ૦-૮-૦ માજીમુકરદમ ઇચ્છા નારણ. | ૦-૮-૦ હરીભાઈ આણંદરામ. |
| ૦-૮-૦ બાપુ કિરપારામ | ૦-૮-૦ લક્ષ્મીદાસ ભાણાભાઈ. |
| ૦-૮-૦ હીરજી મોહનજી. | ૦-૪-૦ દામોદર દેવજી. |

૭-૪-૦

મેજ તારી. ૨૬ મી જાનેવારી સન. ૧૮૭૩ મુ. ડાકી.

GOPALJEE GULABBHAL

ડીપુટી. એજ્યુ. ઇન્સ્પેકટર ભરૂચ.

સુરત જીલ્લામાં ઇનામ વહેંચાયાં તેની વિગત.

| નિશાળનું નામ | કયતારીખ | | | કેટલી કિમતનું | | | કોને | કોના તરફથી. |
|---|---|---|---|---|---|---|---|---|
| બારા પ્રા. ચોર્યાસી. | ૨૪ | ૧ | ૭૨ | ૩ | ૩ | ૦ | છોકરા તથા છોકરીને. | ૩-૩-૦ બલુભાઇ ગુલાબભાઇ મહીસા જીલ્લે નાનીશીની નિશાળના મહેતાજી. |
| આમવા. | ૧ | ૭ | ૭૨ | ૦ | ૯ | ૦ | છોકરાને. | ૦-૯-૦ અંબાભાઇ પરાગજી આમવાના મહેતાજી. |

MOHANLAL R.
ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સુરત.

અમદાવાદ જીલ્લાની નિશાળમાં. માર્ચ સને ૧૮૭૨થી માહે જુલાઈ સને ૧૮૭૨ની સાલ સુધીમાં સદરેહુ ગ્રહસ્થો તરફથી ઇનામ વહેંચાયું તેના યાદ

| નંબર | નિશાળનું નામ | ઇનામ વેહેંચાની તારીખ. | ઇનામ આપનારનું નામ | ઇનામની બાબત અને કીમત |
|---|---|---|---|---|
| ૧ | રાણપુર કન્યાશાળા | ૧૫-૩-૭૨ | મહેરબાન તાલુકદારી સેટલમેન્ટ આફીસર પ્રાટ સાહેબ | રૂ૧૨-૦-૦ કુલ<br>૬—૨—૦ ઓઢણીઓ<br>૨-૧૪-૦ ચોપડીઓ<br>૩—૦—૦ મીઠાઈ<br>૧૨-૦-૦ |
| ૨ | ભરવાળા | ૧૯-૩-૭૨ | મહેરબાન તા. સેટલમેન્ટ આફીસર પ્રાટ સાહેબ મે. આ. કલેક્ટર મેકારટી સાહેબ તથા મહેરબાન પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ. | રૂ૪-૦-૦ મીઠાઈ પતાસાં શેર ૧૮ |
| ૩ | છતીઆર | એજન | મહેરબાન તાલુકદારી સેટલમેન્ટ આફીસર પ્રાટ સાહેબ | રૂ૪-૦-૦ ચોપડીઓ તા. મીઠાઈ |
| ૪ | પારડી. | ૧૧-૫-૭૨ | શ્રીદરબાર હિંમતસીંગજી જોરાવરસીંગજી<br>દેશાઈ રણછોડભાઈ મોહનભાઈ.<br>સ્કુલ કમેટીના મેંબરો.<br>છગન હરીભાઈ, કુબેર ભુદરદાસ<br>કેશવજી મેસર નથુ વાપજી | રૂ૫-૨-૦<br>રૂ૨-૦-૦ ચોપડી.<br>દરેકજણે આઠ આના<br>કુલ. ૬-૨-૦ મીઠાઈ. |
| ૫ | સાયરા. | ૧૪-૫-૭૨ | તલાટી બાળશંકર મગનશંકર | રૂ૧-૦-૦ } છોકરાઓને ઇનામ. |
| ૬ | મૂળપ્રાય. | ૧૮-૫-૭૨ | આજમ ગગનલાલ શ્રીજીવન<br>છોટાલાલ વરજલાલ. | રૂ૩-૦-૦<br>રૂ૧-૦- |

ગૂજરાત શાળાપત્રના લવાજમ વગેરેનાં નાણાં આવેલાની પહોચ તા ૧ જાનેવારી સને ૧૮૭૩ થી તા. ૨૮ ફેબ્રૂવારી સને ૧૮૭૩ સુધી.

| | સન ૧૮૭૩ |
|---|---|
| બગસરાના મહેતાજીના તરફથી. | ૩—૧૨—૦ |
| મે. રેવાકાંઠા. પં. ડે. એ. ઈ.ના તરફથી. | ૮૯—૭—૦ |
| માસ્તર અનોપરામ ભવાનીશંકરના તરફથી. | ૧—૦—૦ |
| પોરબંદર તાલુકાના મહેતાજી તરફથી. | ૪-૧૨—૦ |
| રાજકોટના મહેતાજી તરફથી. | ૧૯—૦—૦ |
| ધોરાજીના મહેતાજી તરફથી. | ૨૨—૫—૦ |
| મુંબાઇ. બારકોટ. ધ. બૃ. પેમરના સેક્રટરી તરફથી. | ૧—૬—૦ |
| ભાવનગરના મહેતાજી તરફથી. | ૧૯-૧૨—૦ |
| નવાનગર સૂક્ત વર્તણુક સભાના સેક્રટરી તરફથી. | ૧—૬—૦ |
| ડીસા અંગ્રેજી સ્કુલના માસ્તર તરફથી. | ૧-૧૨—૦ |
| એડાની અંગ્રેજી સ્કુલના તરફથી. | ૧—૬—૦ |
| જુનાગઢના મહેતાજી તરફથી | ૩૬-૧૩—૦ |
| લીમડી તાલુકાના મહેતાજી તરફથી. | ૧૯—૦—૦ |
| વળાના મહેતાજી તરફથી. | ૧૩—૮—૦ |
| પાલણપુરના મહેતાજી તરફથી. | ૧૬—૪—૦ |

Registered No. 12 of 1873.

# गुजरातशाळापत्र.

## GUJARAT SCHOOL-PAPER:

APRIL 1873

પુસ્તક ૧૨ મું. એપ્રિલ સન ૧૮૭૩. અંક ૪ થો.

મેંતાજી જડ્ડુ મોટું ગુજ, નામ તેમ છે કામઃ—
કર ખંતે મનક્ષેત્રની, ખરી ખેતિ ધરિ હામ.

| અનુક્રમણિકા | પૃષ્ઠ. | Contents. | Page. |
|---|---|---|---|
| ઇશ્વર સર્વ વ્યાપક છે... | ૪૯ | The omnipresence of God .... .. . . | 49 |
| શેક્સ્પિયર ... ...... | ૫૪ | The Life of Shakspeare | 54 |
| કેળવણી ખાતાનો રીપોર્ટ . | ૫૬ | Report of Public Instruction for 1871-72, | 56 |
| સરકારી ખબર ... | ૬૨ | Departmental news | 62 |
| પુસ્તકોની પહોંચ .. .. | ૬૩ | Notices of books | 63 |



( કેળવણીખાતાના હુકમથી. )

---

અમદાવાદ મધ્યે મામાની હવેલીમા યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.

(મૂલ્ય વરસે રૂ ૧ અગાઉથીજ)

# गूजरातशाळापत्र.

પુસ્તક ૧૨ મું. એપ્રિલ સન ૧૮૭૩ અંક ૪ થો.

## ईश्वरना सर्वव्यापकत्वनो विचार धर्म अने सद्गुण आचरवाने उत्तेजन आपनारो थइ पडछे.

ઇશ્વર સર્વવ્યાપકછે, અને તે જ્યારે સર્વવ્યાપકછે, ત્યારે તો તે સઘળી વાતનો જાણ પણ હોવોજ જોઇએ. તેમજ હરેક વસ્તુના ભિન્નભિન્ન ભાગ અને તેની રીત ભાતથી પણ તેવાકેફ હોવો જોઇએ. બીજી રીતે બોલીએ તો તેનું સર્વવ્યાપકત્વ અને તેની સર્વજ્ઞતા, એ બન્ને સમ્બાવિકછે, અને અનાદ્યંત અવકાશમાં એક બીજાનો હાથ ઝાલીને જાણે ચાલતાં હોય એમ લાગેછે. એ બાબત તેના સર્વવ્યાપકત્વની સાથે મેં માહે ડીસેમ્બર અને જાન્યુઆરીના ગૂજરાત શાળાપત્રમાં લખીને બતાવી આપી છે. એ વિચાર આપણી ભક્તિને ઘણી રીતે ઉતેજન આપનારો થઇપડે, અને નીતિ માર્ગે ચાલવાને આપણને પૂરતા સબબો બતાવનારો થાય. પણ એ વિષય બીજા વિદ્વાન લખનારાઓએ હાથમાં લીધેલોછે, તેથી જે રૂપે બીજાઓએ એ વિષયને ચેવડ્યો નથી, તેવા રૂપમાં હું એ ઉપર મારા વિચારોની સંકળના વિસ્તારવા ધારૂંછે.

પ્રથમતો, જે બુદ્ધિમાન પ્રાણી પોતાના કર્તાની એ પ્રમાણે સમક્ષ છતાં, તેના વ્યાપકત્વથી એ પ્રાણિને કંઇ વિલક્ષણ ફળ અથવા લાભ થતો નથી, તે પ્રાણીની હાલત કેવી દુઃખ દાયક જાણવી!

બીજું, એકે, જે બુદ્ધિમાન પ્રાણાને તેના વ્યાપકત્વથી જે અસર થાયછે, તે માત્ર ઇશ્વરી કોપ અને ગુસ્સાનીજ જણાયછે, તે પ્રાણીની સ્થિતિ કેવી શોક કરવા જેવી!

ત્રીજું, એકે, જે બુદ્ધિમાન પ્રાણિ તેની દયા અને પ્રીતિ દર્શક માયાની શુભ અસરો રૂપી ફળથીજ પોતાના કર્તાના વ્યાપકત્વને જાણેછે, તે

પ્રાણીની સ્થિતિ કેવી સુખ કારક!

પ્રથમ તો, જ્યારે જે બુદ્ધિમાન પ્રાણિ પોતાના કર્તાની એ પ્રમાણે સમક્ષ છતા, તેના વ્યાપકત્વથી તે પ્રાણિને કંઇ વિલક્ષણ ફળ અથવા લાભ થતો નથી, તે પ્રાણિની હાલત કેવી દુઃખ દાયક જાણવી! આ સર્વ શક્તિમાન સ્વયંભૂ પદાર્થમાં પ્રવિશન કરેછે, તે પદાર્થનો દરેક અણુ તેના વ્યાપકત્વથી જીવન પામેછે. આકાશ અને પૃથ્વિ, તારા અને ગ્રહો, જે ગતિમાંછે અને ગુરૂત્વાકર્ષણના જોરથી કરેછે, તે એ વ્યાપકત્વના તેમનામાં રહેલા મહાન તત્વના રૂડા પ્રતાપ જાણવા. સૃષ્ટિના સઘળા નિર્જીવ ભાગો તેમના કર્તાના વ્યાપકત્વથી સજીવન થાયછે, અને પોત પોતાના ગુણો કામે લગાડવાને શક્તિમાન થાયછે. પ્રાણિ વર્ગમાં જે નાનાવિધની પ્રેરણાઓ રહેલીછે, તે આ ઇશ્વરી ચૈતન્યથીજ પોતાને અનુકુળ એવા ઉદેશ તરફ વળીને કામ કરેછે. આ પવિત્ર ચૈતન્યની સાથે એકમન થતાં તેના વ્યાપકત્વનો અંદર કાર હોઇને જે લાભ લાયક ફળોથી તેની પ્રકૃતિ પૂર્ણતામાં આવેછે અને તેના કલ્યાણને માટે અગત્યના છે, તે ફળોનો લાભ ન લેનાર જુવો તો માત્ર માણસજ. ઇશ્વરી ચૈતન્ય તેની પાસેજ છે, તેનામાં પણ છે, અને તેના આસપાસ સઘળે ઠેકાણે છે, પણ તેથી તે કંઈ ફાયદો પામતો નથી. એવા માણસમાં અને જે માણસને ધર્મ નથી, જે એમ જાણેછે કે જાણે દુનીઆમાં પરમેશ્વર છેજ નહીં, તેવા માણસમાં ફેર શો! પોતાના પ્રાણિઓમાના કોઇ પણ પ્રાણિની પાસેથી દૂર થવું, એતો અનાદ્યંત પ્રભુને માટે અશક્યછે; પણ અગર જો કે તે પોતાનું તત્વ આપણામાંથી ખસેડી શકતો નથી, કારણ કે તેમ થવાથી તેના સંપૂર્ણતામાં બાધ આવેછે, તોપણ તે તત્વથી મળતાં સુખ, સંતોષ, અને શાંતિ રહિત કરવાને તે સમર્થછે. આપણી જીંદગીને નીભાવવાને તેનું વ્યાપકત્વ કદાચિત અવશ્યનું હોય, પણ તે જીંદગીના સુખ અને દુઃખને માટે તે એમની એમ રહેવા દે. અને એ રૂપમાં વિચારીએ તો, તે આપણને તેના વ્યાપકત્વમાંથી હડસેલી મૂકી આપણામાથી તેનું પવિત્ર ચૈતન્ય પાછું ખેંચાલે. આ એકજ વિચાર, આપણી પાસે જે આનંદ અને હર્ષ તર્જા કરેછે અને આપણને તેમાં ગર્ક કરી નાખવાને જાણે તે તૈયારજછે, તે આનંદ અને હર્ષના ઉભરામાં આ-

પણ અંતઃકરણને ખુલ્લું કરવાને પૂરતોછે, એમ કોઇ ધારેજ; અને તેમાં વિશેષે કરીને આપણે જ્યારે પેલો બીજો વિચાર કરીએ કે, જે બુદ્ધિમાન પ્રાણિને તેના વ્યાપકત્વથી જે અસર થાયછે, તે માત્ર ઇશ્વરી કોપ અને ગુસ્સાનીજ જણાયછે, તે પ્રાણિની સ્થિતિ કેવી શોક જનક! ત્યારે તો એ ઉપરનો વિચાર કેટલો બળવાન થઇ પડેછે.

સૃષ્ટિનો મહાન કર્તા પોતાના કોઇ પણ પ્રાણિના તરફ બેદરકારીથી હમેશાં જુવેજ નહીં, એ વાતની આપણે ખાતરજમાં રાખવી જોઇએ. જે માણસો એનાઅસ્તિત્વને પ્રીતિ રૂપે નહીં જાણે તે કોપ રૂપે જાણશે, અને જે પ્રાણિ તેના કર્ત્તાના તરફથી તેને જે સહન કરવું પડેછે, તે વડેજ માત્ર તેને ઓળખેછે, તેવા પ્રાણિની હાલત કેવી દુઃખદાયક! તે જેમ સ્વર્ગમાં વ્યાપી રહ્યો છે, તેમજ નર્કને વિષે પણ છે; નર્કનિવાસીઓ તેને તેના કોપ રૂપમાં જુવેછે, અને તેનાથી છુપાવાને માટે ત્યાં બળતા અગ્નિમાં દબાતા જાયછે. અનહદ જેનામાં શક્તિ રહેલીછે, તેના ક્રોધ રૂપમાંથી ઉત્પન્ન થતી ત્રાસ દાયક અસરોનો ખ્યાલ કરવાને આપણી કલ્પના શક્તિ તાગાદ ધરાવતી નથી.

પણ જે બુદ્ધિમાન પ્રાણિની સાથે એ સરજનહાર સઘળી વખતે અને સઘળે ઠેકાણે એટલો નિકટ સંબંધ ધરાવેછે, તેના ઇતરાજી હેઠળ આ દુનીઆમાંજ તે પ્રાણિ આવી પડવાથી, તે કેવી કંગાળ અવસ્થા ભોગવેછે તેનીજ માત્ર વિચાર કરીએ. તે આત્માને બેચેન કરવાને અને તેની સઘળી શક્તિઓને ગુંચવણમાં નાખવાને સમર્થછે. જીંદગીના મોટામાં મોટા સુખનો લ્હાવો લેતાં અટકાવવાને અને જીંદગીના છેક નજીવા દુઃખને તિક્ષ્ણ કરવાને તે સમર્થછે. ત્યારે એવો કોઇ હશે કે તે એના સર્વવ્યાપકત્વથી એટલે એના સર્વવ્યાપકત્વમાંથી મળતાં સુખોથી બાતલ રહેવાનો અથવા તો તેના વ્યાપકત્વને તેની ભય ભરેલા અસરોમાં જાણવાનો વિચાર તે વેઠી શકે? જોબની ધીરજને કસવાને માટે પોતાની આવી દુઃખ દાયક હાલતમાં પોતાના ઉપર નજર કરતાં તેણે જે ઉકળાટ ભરેલી પ્રાર્થના કરીછે, તે કેવી અસર કારક છે! "તેમનેજ તારા સામો વિંધાવાને શું કરવાને મુકયોછે? અને તેથીજ મારી જાત મને ભારે બોજા રૂપ થઇ પડીછે."

પણ બીજી બાબત એ તપાસવાનીછે કે, જે બુદ્ધિમાન પ્રાણિ તેની દયા અને પ્રીતિ દર્શક માયાની શુભ અસરો રૂપી ફળથીજ પોતાના કર્ત્તાના વ્યાપકત્વને જાણેછે. તે પ્રાણિની સ્થિતિ કેવી સુખ કારક!

સ્વર્ગમાં જે સુખી આત્માઓછે. તે તેને 'ચક્ષુપ્રત્યક્ષ' દેખેછે, એટલે કે આપણે હરકોઈ માણસને આપણી આંખથી જોઈને તેના વ્યાપકત્વથી જાણીતા થઇએ છીએ, તેવીજ રીતે તેઓ તેના વ્યાપકત્વને જાણેછે જેમ જડપદાર્થોને ઓળખવાને આપણને ઇંદ્રિઓછે, તેવીજ શક્તિ બેશક જુજવાં પડેલાં ચૈતન્ય વિષે પણ છેજ, અને દેહથી નિરાળો પડેલો આપણો આત્મા અથવા કોઇ નવા-શ્રેષ્ઠ કીર્ત્તિમય દેહમાં પ્રવિશત થએલો આપણો આત્મા અવકાશના ગમે તે ભાગમાં રહે તો હોય, તોપણ આ શક્તિ વડે તે ઇશ્વરના વ્યાપકત્વથી નિરંતર જાણીતો થવાનો, એમાં લવલેશ પણ શક ન જાણવો. આપણી અને નિરાળા આત્માઓની દુનીઆં વચે જે આ માંસ રૂપી-દેહ રૂપ પડદો આવેલો છે, તેથી આપણે એટલુંજ જાણવાને સંતોષ માનવો જોઇએ કે ઇશ્વર આપણામાં જે અસરો પેદા કરેછે તેથી તેનું ચૈતન્ય આપણા આગલ હાજરા હજુરજછે. તે આપણી સ્થૂળ ઇંદ્રિઓને લીધે ગ્રાહ્ય નથી; તથાપિ, આપણા મન ઉપર તે જે સત્તા ચલાવેછે તેથી, આપણામાં જે સદ્‌ગુણી, નિર્મળ વિચારોને તે જાગ્રત કરેછે તેથી, આપણા આત્માને વિષે જે શુભ આનંદ અને સુખ તે પેદા કરેછે તેથી, અને પૈકી ઉત્કર્ષિત ખુશીના ઉભરા અને અંતરમાં ઉપજતા સંતોષો, જે આપણામાં નિરંતર જન્મ્યા કરેછે, અને જે સઘળા સારા માણસોના વિચારમાં પથરાઈ રહેલાછે તેથી, આપણે તેને-તેના વ્યાપકત્વને અનુભવી શકીએ અને તેના માયાળુ પણાને જાણી શકીએ. તે આપણા તત્વમાંજ રહેલોછે અને આપણા આત્માની સમજ શક્તિ પ્રકાશિત કરવાને, તેની ઇચ્છાને ખરે માર્ગે ચલાવવાને, તેના વિકારોને નિર્મળ કરવાને, અને મનુષ્યની સઘળી શક્તિઓને જીવંત કરવાને જાણે તે આપણા આત્મામાં આત્મા- આપણા આત્માના આત્માની માફક રહેલોછે. તો હવે, જે બુદ્ધિમાન પ્રાણિ પ્રાર્થનાથી અને ચિંતનથી, સદ્‌ગુણથી અને સુકૃત્યોથી પોતાના આત્મા અને પ્રભુની વચ્ચે વ્યવહાર ચલાવી રહ્યોછે, તે

કેવો સુખી! અગરજો આખી સૃષ્ટિ તેના ઉપર ઘુરકે, સગળી કુદરત તેની સામા શ્યામ રંગ ધારણ કરે, તો પણ તેના પોતાનામાં જે પ્રકાશ રહેલોછે, જે સ્થંભ ઉભોછે, તે તેના મનને આનંદ મય કરેછે, અને જે ત્રાસ દાયક બળોથી તે વિંટલાઇ ગયો હશે, તેની વચ્ચે તે ટટાર ઉભો રહી શકેછે; તે એથીજ જાણેછે કે મારો આશ્રયમારી નજીકજછે અને હરકોઇ વસ્તુ તેને બેચેન કરવાને અથવા તેને ભયમાં નાખવાને શક્તિમાન હોય, તેના કરતાં મારો આશ્રય મારી વધારે પાસેછે, એમ તે જાણેછે. નિંદા અને ધિક્કારના વરસાદમાં ઉભો રહીને જે સ્વયંભૂને તે પોતાના પાળક તરીકે, પોતાના કીર્તિય મુકુટ માફક અને પોતાના મસ્તકને ઉંચકી રાખનારની પેઠે જુવેછે, તે સ્વયંભૂની તરફ તે નજર માંડી બેસેછે. તેના અતિ ગંભીર એકાંત વાસમાં તે જાણેછે કે હું એકજ અને મોટામાં મોટો છે એવા પ્રભુની પાસેછું; અને તેનાં વ્યાપકત્વનાં એવાં તો હુબેહુબ લક્ષણ તેને જણાયછે કે, તેના બનાવેલા હરકોઇ પણ પ્રાણિની સાથે વાતચીત કરવામાંથી જેટલી ખુશી પેદા થાય, તેના કરતા તેનાથી તેને વધારે સુખ મળેછે. અંતકાળની વખતે પણ તે પોતાના મૃત્યુની વેદનાને વખતે માત્ર એટલુંજ જાણેછે કે મારો આત્મા અને જે પ્રભુ નિરંતર મારી સાથેજછે, તે વચ્ચે રહેલો પડદો તુટેછે, અને પૂરા હર્ષમાં તે સાકારે મને તાદૃશ્ય દેખાશે.

આપણા કર્તાના વ્યાપકત્વમાંથી તેની દયા અને તેના સારાપણાની અસરોથીજ જો આપણે તેના વ્યાપકત્વને એ પ્રમાણે જોયું હોય અને એ પ્રમાણે સુખી થવું હોય તો આપણે આપણા વિચારો ઉપર એવી બારીક નજર રાખવી જોઇએજ કે (જો ધર્મ પુસ્તકનાં વચનોમાં બોલીએ તો)'તેનો આત્મા આપણને દેખીને રાચે'. તેના પવિત્ર આત્માને નાખુશ ન કરવાને આપણે કાળજી રાખવી જોઇએ,' અને આપણા અંતઃકરણનાં ચિન્તન તેની દૃષ્ટિને પસંદ પડે એવી વૃત્તિનાં કરવાને યત્ન કરવો જોઇએ, કે તેથી તે આપણામાં રહેવાને અને વાસો કરવામાં આનંદ પામે. સેનેકો [1]ના જાણવા જોગ પત્રમાં એકે ઠેકાણેથી એમનું તેણે આમ સૃષ્ટિના નિયમોનાજ અજવાળાથી પ્રતિપાદન કીધું હોય એમ જણાયછે. 'આ-

---

૧. રોમનો તત્વજ્ઞાની, નીતિ શાસ્ત્રિ, વક્ત અને નીરોપા દેશાહનો શિક્ષક. ઇ. સ. ૧ માં જન્મીને ઇ. સ. ૬૫ માં મરણ પામ્યો.

પણામાં એક પવિત્ર અંશ રેહેલો છે, અને તે સારાં નરસાં માણસોને જુવે છે અને આપણે તેની સાથે જેવી રીતે વર્ત્તીએ, તેવીજ રીતે તે આપણી સાથે વર્ત્તશે પણ ધર્મ પુસ્તકમાં જે વધારે અસર કારક વચનો લખેલાંછે તે વચનો લખીને હું આ વિષયનો છેડો આણુંછું.' જે માણસ મારા ઉપર ભાવ રાખતો હોય, તેણે તો મારા વચન પાળવાં જોઇએ; અને મારોપિતા તેના ઉપર પ્રીતિ રાખશે અને અમે તેની પાસે આવીને, તેની જોડેજ રહીશું."

તેણે એ વચનો યાહુદી લોકોને ઉપદેશ કરતી વેળાએ કહેલાં.

Spectator, No. 571

Gunpatram Anopram Mehta
First Assistant Master, English School
Kaira.

---

## શેક્સ્પિયર.

શેક્સ્પિયરનું ચરિત્ર લખનારાઓની તથા એનાં પુસ્તકો ઉપર ટીકા કરનારાઓની મેહેનતથી જે આટલીજ અપૂર્ણ ખબરો મળી શકે છે તે ઉપરથી હરકોઇને માલમ પડશે કે પ્રસિદ્ધિ પામેલા બીજા કોઇ પણ ગ્રંથકાર કરતાં એને વિષે થોડું જણાવ્યું છે. આ વિસ્મય પમાડે, એવા મહાન પુરૂષના બાળપણના વિચારો, એની કલમની દિન પર દિન થયેલી ચડતી દશા, એના નીતિમાન અને સમાગમશીલ ગુણ, એની મૈત્રિ, એના દોષ, અને એની જાતને લગતા વૃત્તાંતની એ શિવાય બીજી સુચનાઓ,—એઓ વિષેનું વર્ણન જેટલો આનંદ પમાડે તેટલો આનંદ પમાડે એવી બીજી કોઇ વસ્તુ નથી. પણ આ બધા વિષયો ઉપર એની વખતના તેમજ એના વખત પછી તરતજ થયેલા પુરૂષોએ કંઇજ લખ્યું નથી; અને જે કંઇ એને વિષે અત્યાર પછી જણાશે તે માત્ર બહુજ બારિક શોધોથી માલમ પડશે, જે શોધોમાં, અત્યાર લગી તો, પોતાનાં તન, મન,

---

૨. ધર્મખ્રિસ્તી, જેને ખ્રિસ્તી લોક ઇશ્વરનો પુત્ર અને આખી દુનીઆંનો એકજ ત્રાતા કરી માને છે.

અને ધનનો અતિવ્યય કરેલો એવા પુરૂષો પણ ફતેહ પામ્યા નથી.

સાધારણ મત એવોછે કે કોઈ ગ્રંથકારના પુસ્તકોનું વૃત્તાંત એજ એનું ચરિત્ર છે; પણ આ મતને ઘણાં બાધ નડે છે. જો કોઈ ગ્રંથકારે પોતાના દિવસ એકાંત વાસમાં કહાડ્યા હોય તો ખરેખર એનું ચરિત્ર એકાંતવાસમાં રહેલા બીજા કોઇ માણસના ચરિત્ર કરતાં વધારે ચિત્રં વિચિત્રપણું દરસાવશે નહીં; પણ, જેમ બહુજ સ્તુતિપાત્ર ગ્રંથકારની બાબતમાં બને છે તેમ, જો તેણે પોતાના વખતમાં થએલા પુરૂષો ઉપર શ્રેષ્ઠપણું મેળવ્યું હોય, સરસાઇ ઉપજાવી હોય તથા ટીકા અને અદેખાઇના સપાટાની સામે ફતેહ મેળવી હોય, અથવા, પોતાના વખતમાં થતા વાદ વિવાદમાં ઉંડો પ્રવેશ કિધો હોય તથા વિદ્યામાં એક સ્વતંત્ર રાજનો અથવા શૂરવીરનો રંગ મચાવી દીધો હોય. તો તેનું ચરિત્ર બીજા કોઇ પણ પ્રસિદ્ધ પુરૂષ જેટલુંજ મનોરંજક થઇ શકે. પરંતુ આ અભિપ્રાયને ગમે તેટલું વજન અપાય તો પણ એ નિર્ણય શેક્સ્પિયરની બાબતમાં બીલકુલ નિરૂપયોગી છે. માઠાં ભાગ્યને લીધે એના પુસ્તકોની પણ એનાં વૃત્તાંતના જેટલીજ થોડી ખબર મળી શકે છે. એને પ્રકાશમાં લાવનારાઓનો ઉદ્યોગ, ગયાં ૩૦ વરસના દરમિયાનમાં એટલો તો ભારે હતો કે એવો ઉદ્યોગ એવી બાબતમાં કોઇ વખત પર પણ થયો નહીં હોય; પણ નિર્ણયક અથવા ખાતરી ભરેલ ખબર એટલી તો ઓછી મળે છે કે એણે નાટકો ક્યા અનુક્રમમાં લખ્યાં તેનો આધાર પણ મુખ્યત્વે કરીને અટકળ ઉપર છે, અને ઘણુંખરૂં એનાં પુસ્તકમાં દાખલ કરવામાં આવે એવાં કેટલાંક નાટકો વિષેતો એણે તે બધાં કે તે માંનાં થોડાં લખ્યાં હતાં એટલો પણ નિશ્ચય થતો નથી.

શેક્સ્પિયરનાં પુસ્તકને લગતી દરેક જાણવા લાયક બાબતથી સઘળા અજ્ઞાનછે એ અજ્ઞાનપણાનો દાગ એનેજ માથે મૂકવો જોઇએ. જે સ્થિતિમાં એ પોતાનાં પુસ્તક મૂકી ગયો છે તે તે સ્થિતિ ઉપરજ જો વિચાર કરીશું તો આપણે નિર્ણય કરયા વગર રહીશું નહીં કે એને તેના ખુબીની કદર હતી નહીં અથવા તો એ શ્રેષ્ટ તેમજ કનિષ્ટ ગ્રંથકાર હતો કે એણે પોતાના ગ્રંથો આવતા જમાનાને સારૂ મુકી જવા યોગ્ય ધાર્યા નહીં—પોતે થતી પ્રજાનું કામ બજાવે છે એમ ધાર્યું નહીં—તથા પોતાના મનમાં ચા

લતા વખતમાં લોકની પ્રીતિ તથા તેથી થતા લાભ સંપાદન કરવા એ શિ વાય બીજી ઉમેદ રાખી નહીં-એ કલ્પના અટકળથી નિપજી હોય એમ જણાય તો પણ એમાં સંભવ્ય પણું રેહલું છે. પણ એવાતને ઝાઝું વજન આપીએ, તથા પોતાના પુસ્તક તરફ એ ઉમંગથી કે બે દરકારીથી જોતં હતો, તેની તોલના કરાએ, તેની પેહેલાં એનાં પુસ્તકોનો ખરો પ્રકાર, તથા જે સ્થિતિમાં હોવાથી એઓના ઉપર અસર થઇ તે સ્થિતિ, એઓના ઉપર વિચાર કરવો અવશ્યનો છે.

---

# केळवणी खातानो रीपोर्ट.

સાંધણ પાને ૪૫ થી.

૭ નિશાળો તા. વિદ્યાર્થિનો વધારોઘટાડો.

આ સાલ આખરે આ ઇખાકાગાં ૩૬૭૬ નિશાળો તથા૧૯૮૮૭૦ વિદ્યાર્થિઓછે. એટલે પાછલા સાલ કરતાં ૬૪૦ નિશાળો તથા ૨૦૮૮૭ નિશાળીઆ વધ્યાછે. એ મધ્યેના અંગરેજી ભણનારાની વિગત નીચે મુજબ:—

| | | હાલ ભણેછે | વધ્યાં. | ઘટયાં. |
|---|---|---|---|---|
| ૧ | કાલેજમાં | ૪૮૪ | ..... | ૭૬ |
| ૨. | હાઇસ્કૂલોમાં. | ૩૩૭૬ | ૬૬૧ | ...... |
| ૩ | ફર્સ્ટ ગ્રેડ આંગ્લો, વરનાક્યુલર સ્કૂલોમા. | ૪૨૮૦ | ..... | ૫૯૧ |
| ૪ | સેકંડ ગ્રેડ માં. | ૧૮૭૫ | ..... | ૭૩૮ |
| ૫ | ફીમેલ નાર્મલ સ્કૂલમાં. | ૬૮ | ૬ | ...... |
| | | ૧૦૦૩૩ | ૬૮૭ | ૧૪૦૭ |

એ નિશાળીઆની ભાષાવાર તારીજ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | અંગરેજી ભણનારા. | ૧૦૦૩૩ | ..........૭૨. | ૦ |
| ૨. | સંસ્કૃત. | ૩૦૫૭ | .....૭૯... | ૦ |
| ૩ | લાટીન. | ૫૦૬ | ..... ૮ .. | ૦ |
| ૪ | ફારસી. | ૪૬૩ | .. ૨.૬૩ | ૦ |

ઉપર અંગરેજી ભણનારા બતાવ્યા તે સિવાયના દેશીભાષા ભણનાર જાણવા. કાલેજોમાં નિશાળિયાની સંખ્યા ઘટવાનું કારણ એવું માલમ પડે છે જે મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં થોડી સંખ્યા પસાર થઇ. પેહેલા અને બીજા વર્ગની આંગ્લોવરનાક્યુલર નિશાળોમાં સંખ્યા ઘટીછે તેનું કારણ એછે જે, તેમાં કેળવણી વધારે સારા દરજ્જાની આપવાના ઇરાદાથી ધોરણો ઘણાં સકત થયાં, તથા નિશાળોમાં અંદર અંદરની સરસા સરસી ચાલેછે. એ રીતે અંગરેજી ભણનારની સંખ્યામાં સર્વે મળીને ૧૪૦૭ ઘટ્યા છે, પણ હાઇસ્કૂલોમાં ૬૮૧ વધ્યાછે. તથા ફીમેલ નાર્મલ સ્કૂલોમાં ૬ નો વધારો થયો છે. એ વાત સંતોષકારક છે. પણ સર્વાળે અંગરેજી ભણનાર માં ૭૨૦નો ઘટાડો થાયછે.

ઉપર જે સાધણું કહ્યું તે આખા ઇલાકાને લાગુ પડેછે. આ ભાગમાંની ગુજરાત પ્રાવિનશિયલકાલેજમાં ૩૫ હતા તેના આસાલ ૧૫ વિદ્યાર્થી રહ્યા છે એ દિલગીરીની વાત છે. એનું કારણ આપણા ડીરેક્ટર સાહેબ એવું બતાવેછે જે, ત્યાં યોગ્ય શિક્ષકો નથી. અમદાવાદના લોકો મુંબઇના જેવી કાલેજ કાહાડવા સારૂ પૈસાની મોટી રકમ ભેગી કરે છે, પણ સરકાર એ વાતમાં મદદ આપી શકે એવું સંભવતું નથી,. અને એટલે સુધી મદદ આપવાની જરૂર પણ નથી એવો આપણા ડીરેક્ટર સાહેબનો વિચારછે. તેનાં સવિસ્તર કારણો તો તે સાહેબે આવતા વાર્ષિક રિપોર્ટને સારૂ મુલતવી રાખ્યાંછે. એ સાહેબની ધારણા એવી પણ છે જે એ રકમમાંથી જે઼ ઓ મુંબઇ અભ્યાસ કરવા આવે તેમને મદદ દાખલ સ્કાલરશિપ આપવી જોઇયે, અથવા એક ઉદ્યોગશાળા કહાડવી, જ્યાં કોતરવાનુ, સુતારનું અને લુહારનું કામ શીખાય. ગુજરાતમાં લોકોને ઉદ્યોગનાં સાધનો બહુ છે, પણ યોગ્ય શીખવનાર ન મળવાથી વપરાતાં નથી. હાઇસ્કૂલોમાં ૧૪૯ વિદ્યાર્થિઓનો વધારો થયોછે એ વાત સંતોષકારકછે ફરટ અને સેકંડ ગ્રેડ આંગ્લો વરનાક્યુલર સ્કૂલોમાં ૭૮૩ વિદ્યાર્થિઓ ઘટયાછે તેનાં કારણો ઉપર આખા ઇલાકાને વિષે લખતી વખતે બતાવેલાંછે તેજછે. સેકંડગ્રેડ સ્કૂલોમાં ઘટાડાનું કારણ ઉપર કહેવામાં આવ્યું નથી પણ તે એછે જે સારા શિક્ષકો ન મળવા છતાં એ નિશાળોમાં અંગરેજી શીખવવું જારી રાખવાથી વિદ્યાર્થિ નઠારો અભ્યાસ કરેછે, અને તેથી આગળ કેળવણી લેવામાં

તેને ઘણી અડચણ પડેછે અને ઘણાક અટકી પડેછે ને કંટાળીને અંગ્રેજી ભણવું છોડી દેછે, માટે એ વર્ગની ઘણી નિશાળો કાહાડી નાખવામાં આવી તેથી ગયા સાલ કરતાં આ સાલ ઘટાડો માલમ પડેછે.

તેમજ ગૂજરાતી (એટલે લોઅરકલાશ) નિશાળોમાં ૭૫૯૩, તથા સ્ત્રીઓની નિશાળોમાં ૫૧૮, તથા નાર્મલ સ્કૂલમાં ૨૦ એ રીતે ગયા સાલ કરતાં વધારો જોઇ ઘણોજ આણંદ ઉપજેછે. આ સઘળું સરકારી નિશાળો વિષે જાણવું ખાનગી નિશાળો ખાતે ફક્ત ૯૯ છોકરા આ સાલ વધ્યાછે બાકી છોકરાઓ ૩૮ ઘટયાછે. અને જે નિશાળોમાં સરકાર પરીક્ષા માત્ર લેછે તેઓની હાઇસ્કૂલ મીડલ કલાસ તથા નાર્મલ કલાસમાં ૧૨૦નો વધારો થયોછે, અને લોઅર કલાસની નિશાળો તથા છોકરીઓની નિશાળોમાં ૭૧૭ નો ઘટાડો થયોછે એ દલગીરીની વાતછે; તોપણ આ ભાગમાં ૧૧૮૦ નિશાળો તથા તેમાં ૬૫૧૦૯ ભણનારાછે એટલે પોર કરતાં ૧૭૦ નિશાળો તથા ૬૯૪૦ ભણનારાનો વધારોછે એટલે આપણને સરવાળે ખુશી થવાનું કારણ છે. વળી વાંચનારાએ એ વાત ધ્યાનમાં રાખવી જે મેહેરબાન બ્રુનર સાહેબને રાજકુમાર કાલેજના પ્રિન્સિપાલ તરફથી પત્રકો મળેલાં નથી તેથી તે વિદ્યાર્થીઓની સંખ્યા આ નિશાળિયાની સંખ્યામાં દાખલ કરેલી નથી. તો પણ તે સાહેબે મેહેરબાન ડિરેક્ટર સાહેબને લખાણ કરેલું તે ઉપરથી માલમ પડેછે જે ગએ સાલ ૧૨ હતા તે વધીને હાલ ૧૭ વિદ્યાર્થીઓ થયા છે.

દેશી નિશાળો ત્રણ પ્રકારની છે, (૧)સુપરીઅર, (૨) ઇનફીરીઅર અને (૩) પાંચસ્કૂલો. પેહેલા પ્રકારની નિશાળમાં બીજા વર્ગનું સરકારી નોકરી કરવાની લાએકીનું સરટિફિકેટ મળવી શકાએ તેટલું ભણાવે છે, અને બીજા પ્રકારની નિશાળો અંગ્રેજી સ્કૂલમાં ભણવાને દાખલ થવાની પરીક્ષા આપી શકાય તેટલું ભણાવે છે, અને ત્રીજા પ્રકારની એટલે પાંચ સ્કૂલમાં ઘણું કરીને આપણી ગામઠી નિશાળો જેટલું શીખવે છે.

એ દેશી નિશાળોમાં ૨.૧૫૯૧ વિદ્યાર્થીઓ વધ્યા એ બહુ સંતોષ કારક છે અને મુખ્યત્વે કરીને આ સાલમાં મુંબઇ ઇલાકાના ઘણાક ભાગોમાં વરસાદની તંગી છતાં આટલો વધારો થયો એ આશ્ચર્ય કારક છે, પરંતુ વાસ્તવિક કહીએ તો એ વધારો ઘણો નથી એવો આપણા ડિરેક્ટર સાહેબનો મત છે. તે સાહેબ કેહેછે જે ઇગ્લાંડ અને પેરસા ખાતે સન

૧૮૭૧ની પરીક્ષા વખતે ૧૫૦૯૦૦૦ વિદ્યાર્થીઓ હાજર હતા એટલે પાછલા સાલ કરતાં પોણો લાખ વધારે હતા એ સિવાય રાત્રે ભણવાની નિશાળોમાં ૧૦૦૦૦ ભણનારા જાસ્તી હતા. આ સાલ ત્યાં સોળ લાખ ભણનારાઓ ને સારૂ ગ્રાંટ અપાયલો છે. તેમાં દિવસે ભણવાની નિશાળમાં માથા દીઠ ૧૨ શિલિંગ, ૨ પેન્સ (૯-૧-૪) અને રાત્રે ભણવાની નિશાળોમાં ૯ શિલિંગ (૪-૮) પ્રમાણે ગણીને આપેલું છે. આ સાલના ખરચનો આંકડો ગયા સાલ કરતાં રૂ ૬૩૨૫૮૦ વધારે હતો. એ રકમ મુંબઈ ઇલાકામાં કેળવણી ખાતે કુલ રકમ ખરચાયછે તેની બરોબરછે. આ વાત ઉપરથી એવું સમજાશે જે મુંબઈ ઇલાકો જેની વસ્તી ઇંગલાંડ અને વેલ્સ જેટલીછે ત્યાં હજી કેટલું કેળવણી ખાતે બાકી કામ રહ્યુંછે. હાલ સરાસરી ગણીએતો સેંકડે ૧ છોકરો કેળવણી લેતો હશે. અને કબુલ કરીએ છીએ જે લોકોને નિશાળો ઉપર આસ્થાછે, પણ નવી નિશાળો કહાડવાનું તેઓ ના ખ્યાલમાંજ નથી તે માટે આ ઇલાકાના લોકોને સરકાર તરફથી ઘણી મદદ મળવી જોઇએ છે. અને તે મળેથીજ અજ્ઞાન અને વેહેમથી વિમુકત થશે, અને કેળવણીનો સર્વત્ર પ્રસાર થયેથીજ લોકો સારા રાજ્યની ખૂબ જાણતા થશે, અને વ્યાપાર તથા ખેતીવાડીમાં આગળ પડી દીપશે.

આ ઇલાકામાં ખેડૂતની વસુલાતના દર રૂપિઆ ઉપર ૪ પાઇ (લોકલફંડ) કેળવણી ખાતે ખરચવા સારૂ મળે છે એથી ઘણો લાભ થયો છે. પણ એમાં એક અન્યાય થાયછે. જે ખેડુત લોક પોતાના છોકરાના સુધારા સારૂ જે રકમ ખરચે છે, તેનો લાભ જે લોક લોકલફંડમાં કશું ભરતા નથી તે સાક પણ લેછે. સરકારે મ્યુનિસિપાલ કમીટીને કેળવણી ખાતે નાણાં વાપરવા આપવાની છૂટ આપી છે, ને તે બાબત વળી કાયદો કરેલો છે. પણ અનુભવથી એમ સિદ્ધ થયુંછે જે લોકો એની હલકી (પ્રાઇમરી) કેળવણી કરતાં સારી જાતની કેળવણી ઉપર પૈસા ખરચવાને રાજી છે.

લોકલફંડ ખાતાની ઉપજ ઉપરાંત સરકાર દર સાલ ૨૧૨૦૦૦ રૂપિઆ આપેછે. તો પણ હવે આટલી ઉપજમાંથી સ્કુલો વધારે વધારે કાહાડવાનું કામ વરસોવરસ ચાલ્યું જશે નહીં. હવે આપણે થોભવાનો વખત આવેલોછે. કદાચિત સને ૧૮૭૨-૭૩ પછી ઘણી ખરી નિશાળો કાહાડી નાખવી પડશે. સઘળા ઇન્સ્પેકટરો લખેછે કે હાલ જે પ્રાઇમરી સ્કુલો ખાતે ખરચવાનાં નાણાં મળેછે તે બસ નથી. આ સાલ પાછળના સાલની બાકીઓમાંથી જેમ તેમ ચાલી રહ્યુંછે. મધ્ય ભાગના ઇન્સ્પે.

કદરસાહેબ કહેછે જે થોડા વરસમાં ૨૮૯ નવી નિશાળો કહાડવી પડશે. સિંધના કલટન સાહેબ કહેછે જે અમારા ભાગમાં એકદમ ૫૦ કહાડવી પડશે. ઇશાન ભાગના ડ્રેપર સાહેબ હાલ નિશાળો કહાડવાને રકમ મળે છે. તે ઉપર સેંકડે દશ ટકાનો વધારો માગે છે, દક્ષિણ ભાગના ઇન્સ્પેકટર ૧૨૦ નિશાળો કાહાડવી પડશે, એમ કહેછે અને બુલર સાહેબ લખે છે જે ગુજરાત ખાતે ઓછામાંઓછી ૧૨૦૦ નિશાળો કહાડવી પડશે. નવી નિશાળો કાહાડવા ખાતે જોઇશે તે સિવાય જૂનીઓને સુધારવા વાસ્તે પણ નાણાંની જરૂર છે, કેમકે સારા શિક્ષકો સારા પગાર વગર મળી આવતા નથી. હવે આ બારે કામોને સારૂ બહુ નાણાંની રકમો જોઇએ, અને તે વરસનાં વરસો સુધી ખરચાવી જોઇએ. એ બનવું મુશ્કેલ છે. વાસ્તે દરસાલ કેટલીક નિશાળો કાહાડતાં કાહાડતાં થોડે વરસે સઘળે ઠેકાણે જોઇએ તેટલી નિશાળો થઇ જશે. જો દરસાલ અમુક વધારો નાણાંનો મળતો જાય, તો નિશાળો કાહાડવામાં સરઓવધારો તે પ્રમાણમાં થતો જાય, અને લોક પોતાની ખુશીથી મદદ કરશે એવો ભરૂસો નથી રહી શકતો, તેથી સરકારી ઉપજ અથવા એ કામ સારૂ જુદા કરો દાખલ કરી તેમાંથી નાણાં મળવાં જોઇએ.

લોકલફંડ ન ભરનારા લોકો પાસેથી એ કામસર કર ઉઘરાવવાની પીલ સાહેબે બાલામણ કરેલી હતી. પણ તે વખતે સરકારમાં નાણાંની તંગીને લીધે બીજો કર હતોજ, એટલે તે બાલામણ કબુલ રાખવામાં ન આવી, કેમકે લોકો ઉપર મોટો બોજો થઇ જાત, પણ જે બાબતમાં લોકોના ફાયદા સારૂ કર લેવાય, અને તે ભરનારની આંખ આગળ ખરચાય તેમાં કોઇ વાંધો કહાડત નહીં. ઉપર બતાવ્યા પ્રમાણે લોકલફંડ ભરનાર ઉપર જે અન્યાય થાયછે તે દૂર કરવા સારૂ આખરે કોઇ એવી જાતનો કર લોકલફંડ ન ભરનાર લોક ઉપર દાખલ કર્યા વગર છૂટકો નથી, અને જે ગામોમાં મ્યુનિસિપાલ ખાતાંછે ત્યાંના લોકો પોતાના છોકરાઓના લાભ સારૂ મ્યુનિસિપાલ ઉપજમાંથી ખરચ આપે એમ કરવું પડશે. વિલાયત ખાતાની હિંદુસ્થાનની સરકારે નંબર ૬૦ ના તારીખ ૧૧મી ફેબ્રુઆરી સને ૧૮૭૧ના કાગળમાં સાફ ફરમાવેલું છે જે, બીજા જેટલા પ્રકારની નિશાળ ખાતે ઉપજ થતી હોય તેના $\frac{1}{2}$ કરતાં સરકાર જાસ્તી નાણાં આપશે નહિં, અથવા કોઇ પણ નિશાળમાં કુલ ખરચ થતો હોય તેનો $\frac{1}{3}$ સરકાર આપશે. હવે આ હિસાબે ગણતાં સરકાર પાસેથી દેશી ભાષાની નિશાળોની એટલે (પ્રાઇમરી) કેળવણી ખાતે રૂપિઆ ૨૨૫ ૭૬૨ નિકળેછે,

૮ અભ્યાસ.

આ સાલ નિશાળની જે પરીક્ષા થઇ તે ગણે નીચે પ્રમાણે વિદ્યાર્થીઓ પસાર થયા.

પાસ થયા.

| | પ્રજાકાના ભાગ | કેટલાની પરીક્ષા લીધી. | ૧લું ધારણ | ૨જું ધારણ | ૩જું ધારણ | ૪થું ધારણ | ૫મું ધારણ | ૬ઠું ધારણ | નિરાળું ધો. ૧ | નિરાળું ધો. ૨ | કુલ | રીમાર્ક |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અંગ્રેજી ભણનાર | દક્ષિણભાગ. | ૧૨૪૨ | ૬૩ | ૧૮ | ૮ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૮૯ | પુરેશીઅન નિશાળોમાં નવધોરણ શીખવેછે. અમદાવાદની તાલુકદારી નિશાળની પરીક્ષા લીધી તે શિવાય. |
| | મધ્યભાગ. | ૬૪૦૯ | ૫૦૮ | ૪૨૧ | ૩૧૪ | ૧૭૯ | ૧૧૫ | ૭૯ | ૧૦ | ૧૪ | ૧૬૪૫ | |
| | પ્રધાનભાગ. | ૬૮૧ | ૪૨ | ૭૨ | ૪૬ | ૧૮ | ૮ | ૬ | ૦ | ૦ | ૧૯૨ | |
| | ઉત્તરભાગ. | ૨૭૬૬ | ૨૦૭ | ૧૨૭ | ૧૩૩ | ૭૦ | ૫૪ | ૦ | ૦ | ૦ | ૬૧૧ | |
| | સીંધ. | ૮૨૯ | ૧૨૨ | ૧૨૧ | ૪૭ | ૨૩ | ૨૬ | ૫ | ૦ | ૦ | ૩૯૪ | |
| | કુલ | ૧૧૯૨૭ | ૯૪૨ | ૭૫૪ | ૫૯૮ | ૩૧૦ | ૨૦૩ | ૯૦ | ૧૦ | ૧૪ | ૨૯૩૧ | |
| દેશીભાષા ભણનાર | દક્ષિણ | ૧૪૨૪૮ | ૧૭૯૮ | ૧૩૯૬ | ૯૮૫ | ૪૨૪ | ૧૦૮ | ૦ | ૦ | ૦ | ૪૭૧૧ | |
| | મધ્યભાગ. | ૨૭૩૯૦ | ૨૮૬૩ | ૧૪૪૬ | ૧૧૪૪ | ૬૭૯ | ૨૩૯ | ૪ | ૦ | ૦ | ૬૩૭૫ | |
| | પ્રધાનભાગ. | ૧૪૨૪૪ | ૧૯૯૮ | ૬૫૮ | ૭૬૬ | ૪૦૬ | ૧૨૬ | ૦ | ૦ | ૦ | ૪૨૫૪ | |
| | ઉત્તરભાગ. | ૩૦૨૯૧ | ૭૦૦૭ | ૨૩૭૭ | ૧૪૫૨ | ૮૨૯ | ૧૫૦ | ૦ | ૦ | ૦ | ૧૧૮૧૫ | |
| | સીંધ. | ૪૭૫૩ | ૧૭૧૭ | ૮૮૯ | ૫૮૨ | ૧૨૮ | ૨૦ | ૦. | ૦ | ૦ | ૩૩૩૬ | |
| | કુલ | ૯૭૯૨૬ | ૧૫૩૮૩ | ૭૦૬૬ | ૪૯૨૯ | ૨૪૬૬ | ૬૪૩ | ૯૪ | ........ | ........ | ૩૦૪૫૧ | |

સદરહુ કોઠો જોવાથી માલમપડશે જે અંગરેજી ભાષાની સિંધપ્રાંતમાં સૌથી સારી કેળવણી અપાયછે એનાં બે કારણ હોઇશકે; કેળવણી આપવાની રીત સારી હોય, યાને વિદ્યાર્થી બુદ્ધિમાન અને ઉદ્યોગી હોય. બીજે નંબરે ઇશાન ભાગ આવેછે, ત્રીજે નંબરે મધ્ય ભાગ, અને ઉત્તર અને દક્ષિણ ભાગ ચોથે અને પાંચમે નંબરે આવેછે. આ છેલા બેભાગો અંગરેજી કેળવણીમાં આટલા બધા પાછળ છે એ જોઇને અમે અતિ દલગીર છઇએ.

હવે દેશી ભાષાની કેળવણીનો કોઠો જોઇએ. એમાં પણ સિંધ પેહેલે નંબરે આવેછે. દક્ષિણ ભાગ જે અંગરેજીમાં સઉથી પાછળછે તે બીજે નંબરે આવેછે ગૂજરાત ત્રીજે નંબરે આવેછે. અને ઇશાન ભાગ ચોથે તથા મધ્ય ભાગ સઉથી છેલેનંબરે આવેછે. મધ્યભાગ આટલોછેલો આવે છે તેનું એ કારણ એવું જણાયછે જે ત્યાંના મુખ્ય સ્થળ મુંબઇમાં ભણનારાની ઘણી સંખ્યા પારસીનીછે, તેઓ ગૂજરાતી ભાષામાં બહુ નબળાછે અને ત્યાંના ગૂજરાતી હિંદુઓ સણવી તથા પરભુઓ પણ ઘણા ખરા એજ સ્થિતિમાં છે, તેથી સરવાળે આખા ભાગની નિશાળો ઉપર તેમની અસર લાગી જણાયછે. ગૂજરાતના વિદ્યાર્થીઓ હિસાબ તથા ગૂજરાતીમાં ઘણાજ હુશીઆરછે પણ અંગરેજીમાં પાછળછે તેથી તેઓ ચોથેનંબરે જાછેય

# सरकारी खबर.

સને ૧૮૭૨ ના જાન્યુઆરી માસની ૨૭ મી તારીખના નંબર ૪૨૨૬ ના એડ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના કેળવણી ખાતાના ડિરેકટર સાહેબ ઉપરના કાગળમાંના ભરૂચ વિભાગની બ્રાંચ સ્કૂલો વિષેના નિયમો.

૧. અભ્યાસની મુદત વર્ષ ત્રણ.

૧ બારાખડી તથા આંક ગૂજરાતી પેહેલા ધોરણ પ્રમાણે.

૨. ૧ વાંચન સરકારી વાંચન માળાની બીજી તથા ત્રીજી ચોપડીઓ

૨ લેખન. ગૂજરાતી અરડા (કાપી), પરિમાણ, સરવાળા, બાદબાકી, ગુણાકાર (સેહેલા દાખલા.)

૩. ૧ વાંચન. સરકારી વાંચનમાળાની ચોથી ચોપડી.

૨ લેખન. ગૂજરાતી અને બાળબોધ અરડા (કાપી).

૩ ભાગાકાર તથા લેખાં ચોથા ધોરણ પ્રમાણે અને જીલ્લાની ભૂગોળ બીજા ધોરણ પ્રમાણે.

૩. મેહેતાજીની યોગ્યતા તથા પગાર.

અ. મેહેતાજી ટ્રેનિંગ કાલેજના પ્રવેશક વર્ગના અભ્યાસમાં પાસ થએલા જોઇએ.

બ. કાયમ પગાર રૂપિઆ ૮ નો, તથા કેપિટેશન અને પ્રોફિશન્સી એલાવન્સ રૂપિઆ ૧૫) સુધી.

ક પ્રોફિશન્સી અને કેપિટેશન એલાવન્સની સરતો.

(આ) પ્રોફિશન્સી એલાવન્સઃ—

પેહેલા ધોરણમાં પાસ થએલા દરેક છોકરાની ૬ પાઇ
બીજા ,, ,, ,, ,, ,, ,,નો ૧ આનો.
ત્રીજા ,, ,, ,, ,, ,, ,,ના ૨ આના.

(બા) કેપિટેશન એલાવન્સ માથાદિઠ એક આના પ્રમાણે ગણાશે, પણ જો પ્રોફિશન્સી એલાવન્સ તેની બરાબર થશે અથવા વધશે, તોજ આપવામાં આવશે.

૪. જ્યાં સુધી સરાસરી હાજરી ૫૦ નિશાળિઆ કરતાં ઓછી હોય ત્યાં સુધી મદદનિસ આપવામાં આવશે નહીં.

૫. ગામડાની સર્વે બ્રાંચસ્કૂલોનું આ ધોરણ રાખવામાં આવશે.

૬. જ્યાં લોકો આખા વરસમાં ઓછામાં ઓછા ૨૫ છોકરા મોકલ્યાં કરવાનો કરાર લખી આપે અને જો તેઓ માગે તો મોસમના વખતમાં એટલે ૧લી નવંબરથી ૩૧મી માર્ચ સુધી નિશાળનો વખત કલાક ૧૨થી ૩ સુધી રાખવામાં આવશે.

તારીખ ૬ ઠી માર્ચ સને ૧૮૭૩ અમદાવાદ.

G BUHLER,
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.
ઉત્તર ભાગના

## પુસ્તકોની પહોંચ.

યુક્લિડની ભૂમિતિના મનોયત્નનો ખુલાસો સ્કંધ ૧. બનાવનાર પીતાંબરદાસ ત્રિભોવનદાસ મેહેતા, એની એક નકલ અમને ખાનગી મળીછે તેની પહોંચ ખુશીની સાથે આપીએ છઇએ. એની કિંમત રૂપિઓ સવા

# गूजरातशाळापत्र.

પુસ્તક ૧૨ મું. મે સન ૧૮૭૩. અંક ૫ મો.

## जूनी गूजराती भाषाना थोडाएक नमुना.

અક્ષર જોડણીના નિયમોનું વિવેચન કરતી વખતે અમે કહ્યું હતું કે ઘણા શબ્દોમાંથી એ વાંચનમાળા હ કહાડી નાંખે છે ત્યાં ખરેખરો બોલાય છે, અને એ પ્રમાણે એવા શબ્દમાં હ પ્રાચીન કાળથી બોલાતો તથા લખાતો આવ્યો છે. એ વાતની સાબીતી દાખલ ગૂજરાતી ભાષાના જૂના ગ્રંથોમાંથી પૂરાવા આપવાનું તે વખતે અમે કબુલ કર્યું હતું, અને તે વચન બનતી તાકીદે પૂરૂં કરવાના હેતુથી આગે આ અંકમાં તે વિષય દાખલ કરીએ છીએ. એ ગૂજરાતી ભાષાના નમુના જોયાથી બધાની ખાત્રી થશે કે ઘણા શબ્દમાં જે હકાર બોલાયછે તે કાંઈ આજ કાલ નવો પેસી ગયો હોય એમ નથી.

એ મતલબે આ નમુના જોતાં જૂના વખતની ભાષાની ખાસીઅત પણ વાંચનારના જાણવામાં આવે એ માટે અમે તેમાં છે તે પ્રમાણેજ કાંઇપણ ફેરફાર કર્યા સિવાયજ છાપીએ છઇએ. છેક કઠિણ શબ્દના હાલમાં ચાલતાં રૂપજ હેઠે સમજાવ્યાં છે.

એમાંની એક પ્રત નંદાવતીમાં (નંદર બારે) સંવત ૧૬૮૫ માં લખાએલી છે. એમાં ત્રણ ગ્રંથ છે:—ભીમકવિકૃત હરિલીલા સોળકળા, કૃષ્ણદાસકૃત મોટો સુદામો, અને શકુનાવળી. એ ત્રણે કોઈ ખબરદાર લહીઆએ સારા બાળબોધ અક્ષરે લખ્યા છે, અને વર્ણશુદ્ધિ બધે એણે એકજ રાખી છે.

સંવત ૧૬૪૦ માં લખાએલું એક વૈષ્ણવોનું આન્હિક છે, એ ગદ્યનું પુસ્તક છે. અને એનો લખનાર પણ કોઈ ખબરદાર લહીઓ છે. એ પ્રત કયે ઠેકાણે લખાઈ તે તેમાં લખ્યું નથી.

આપણા વિદ્વાન ઇન્સ્પેક્ટર દાક્તર બુલર સાહેબે ઘણા એક જૂના ગૂજરાતી ગ્રંથોનો સંગ્રહ કીધો છે તેમાંથી "વિમળસૂરીકૃત" સારરાસ અમને જોવા આપ્યો છે તે. એ ગ્રંથ સંવત ૧૯૦૩ માં બનેલો અને ૧૯૧૬ માં લખાએલો છે. લહીઓ કોઈ વિદ્વાન અને ધ્યાન આપીને લખનારો જણાય છે. કદાપિ કોઇને શંકા આવશે કે ગોરજીઓની ભાષા કાંઈ શુદ્ધ ગૂજરાતીનો નમૂનો ગણાય નહીં, અને તેથી તેના ઉદાહરણ આ વાદમાં આપવા એ પ્રસંગાનુકુળ કહેવાય નહિ, પણ એ બાબત અમારો એવો વિચાર છે કે જૂની ગૂજરાતીમાં જૈન કે વેદમાર્ગીનો કાંઈ ભેદ ગણવાનો નથી, પણ એથી ઉલટું હાલ ગોરજીઓ જે ભાષામાં ગ્રંથ લખેછે તેજ ભાષા આખા ગૂજરાત પ્રાંતની જન ભાષા હતી. એ વિચાર વ્રજલાલ શાસ્ત્રીએ પોતાના એક ગ્રંથમાં સાફ જાહેર કીધો છે, અને જે જે વિદ્વાનો જૂની ગૂજરાતીનું અવલોકન કરેછે તેનો પણ એવોજ વિચાર થયા વિના રહેતો નથી. તે છતાં વાદાર્થે અમે એમાંના ઘણા ઉદાહરણ લીધા નથી.

## सोळ कळामांथी.

नगर सहस्र अग्यार श्रीराम
राज्य करी पुहुता निज ठाम.
सिंहासन [1]बिठुछि सुरराइ'
मोटु तेह तणो महिमाय.
तेहना पुत्र पौत्र अनेक
तेह तणु किम कहुं विवेक.(१०मी कળા ૧૦મીકડી.)
शब्द एक [1]हौउ आकाश
फेरी [2]ताहारो करसि नाश

---

ખેઠો છે. જ્યાં 'ધ' આવે ત્યાં 'બે', અને "ઉ" આવે ત્યાં
...ની હાલનું ગૂજરાતી ઉચ્ચારણ થશે.
..., થયો.—૨. તારો, તહારો, "તું"ની છઠી વિભક્તિ.—

सम्यक वैरी जाणो तेह
[1]एहनु गरभ आठमु जेह. १५
आव्यु तेहां कंस भुपाल
क्रोध [2]करीनिं लीधुं बाल
पगि साहीनिं करि विनाश
तेटलि कन्या गइ आकाश. ७०
मुख जोई मासी तणुं वदनि अंगुठ चरण
सिहतणी घिरि [3]परहुणु, जाणे आव्युं हरण. ८६
मूकि मूकि केशव तवदास
वली नही आवूं ताहारी पास. ८८
गोकुल वरत्यु जय जयकार
गायि गोप तेहां मंगलाचार. १०३ (૧૧ મો કડા.)
नाहाना बालक साथि [4]रमि
करि वात जे जेहानिं गमि, ५
खेद यशोदा पामी सही
काहानड तूं बंधायि नही. ८
ब्रह्मांड कोटि व्यापी रह्युं, किहां नाहान माहिमाइ. १८
जे [5]तम पद पलव [6]अणसरि
ते भवसागर हेला तरि २१
दीठुं कृष्ण तणूंत करंम
गोप भणि अह्यो जाण्युं मरंम. ३२

---

એનો.—૨. કરીને.—૩. પરોણો. પ્રાહુણો.
૪. રમે.—૫. તમ, તમારો. ૬. અનુસરે.

मन अह्मारां लीधां हरी
पूरत कृष्ण गयो नीसरी. ४२ (१२ भी કડવું.)
खुरासाण केह राजान
कालयवन तेहनुं अभिधान. ३० (१३ भी કડવું.

ભીમ સુદામાનાં વાક્યઃ—

एकछि अनंत तूं, अछेदानिं अभेद.
मानवी तुझानि किम कलि, जेहनिं न जाणे वेद.
सुदामु सुखी नहीं, दोहिलिते दीहाडा जायि. (કડવું ૧ લું)
एक ब्राह्मण त्यांहां वसि, सुदामानिं पासि
वढतारे तेहनी कामिनी, विकट कीधुं हास्य.
प्रीउ प्रति एम वदि, सांभिल माहारा कंथ. (કડવું ૨ જું)
द्रीधारे विण किम पामियि, तृष्णा ते सघली मेहल्य.
विप्रानिं तरप्या नहीं, सुख पामेयि किम आंहां. (કડવું ૩ જું)
तह्मो जाउ गोव्यंद भणी
सारकरि प्रभू आपणी
सात जनमिदत न दीधुं, तु कृष्ण किहां थकी आपि,
दत होयितु विठा पामपि, तेहनु इयो महिमाय;
पुन्य होयितु त्याहा सिद जेइयि, एम वदि विवताय (કડવું ૪ થું)
अधिक पंथ नह्मो चाली आव्या, थया हीसु भ्रांत.
सदामानी सेवा मांडी, चरण चांपि भगवंत.
प्रेम धरी हरी पाग पखाले, उष्णोदक अणावि
जोवा मित्र माहावली केरा, सोळ सहस्त्र त्यांहां आवी. (કડવું ૫ મું.)

વૈષ્ણવાન્હિકમાંથીઃ—

पछी पूर्वाभिमुख विशी माथूं [1]उहालीनि हाथ पखालीए । शरीर नवछिद्र सदाश्रवि । निद्रा माहि विशेपि सदाश्रवि । ते माटि प्रात:स्नान वश्य करवुं अशक्त पुरुपे जलस्नान न करवुं. + + + एहवूं मानसस्नान कीजि.

प्रात:काले प्रथम दिवसनूं धोयूं वस्त्र [2]धरीइ । मध्यान स्नाने प्रथम दिवसनुं धोयूं न धरीइ । काछडी [3]पिहिली दीजि । पाटली पाछि वालीए .

पछि आचमन करी देवपूजा कीजि। तिहां प्रथम पूजोपहार योग्य करी स्थापीइ ॥

સાર રાસમાંથી:—

સુરિખ્ય અક્ષરનું કવઈ ॥ તે સવિ સુગુર પસાય
વર્ણ માત્ર જિણિ શીખવિઉ ॥ તેહનો પ્રણમું પાય. ૧ લુ પૃષ્ટ.
શ્રી પ્રસેન જિતિ તિહાં ભુપાળ ॥ અરિયણ કોડિ તણુ તે કાળ
કરઈ રાજ ન્યાઈ અભિરામ ॥ કહઈ લોક અવતરિઉ રામ. ૨ પૃષ્ટ.
એક દિવસ નિસિ પઉઢિઉ રાય ॥ મનિચિંતઈ એહવુ ઉપાય. ૨ પૃષ્ટ.
પુત્ર સાત છઈ ઉછાંછમા ॥ માહોમાહિં પરઈ આમલા
પુત્ર પરીખ્યા કરિવા કાજિ ॥ ખાંજાં કરંડાં ભરાવ્યા રાજિ
નિમળ નીર ભરાવ્યા કુંભ ॥ જેહવું સુજન ચિત નિંદંભ
સાકલ પુત્ર તેડ્યા તિણિ ઠામિ ॥ બોલાવઈ ભુપતિ તે નામિ
કરૂ પુત્ર બુદ્ધિઈ અમ્હ કાજ ॥ જિમનિજ કુલનઈ નાવઈ લાજ

---

શ્રીમતિ ભગવતિ ભારતિ દેવિ ॥ પ્રણમી સહિ ગુરૂ પયવંદેવિ ૧૧ મું પૃષ્ટ
ખાજી ખંડ રચું હું વલી ॥ જે સુણતા પુહચઈ મન રૂલી

---

1. હોળીને, ઓળીને.
2. પરીએ. 3. પેહેલી.

કુમર સેઠિ મે વ્યવસા કરેઈ ॥ એકદિન ચુહટા માંહિ સંચરઈ.
પડહ સાદ સુણીઉ નિજ કાનિ ॥ ઉભા રહનિ સુણ્યઈ ઈકિ ધ્યાનિ.

ઉપરના દાખલા ઉપરથી માલમ પડે છેકે અમે, તમે, મારૂં, જ્યાં ત્યાં વગેરે ઘણા શબ્દો જેમાંથી હાલહકાર આપણી વાંચનમાળાથી કાહાડીજ નાંખ્યો છે અને બીજા કેટલાએક શબ્દ જેને વિષે જૂદા જૂદા મત ચાલે છે, તેમાં અસલ હ લખાતો હતો અને એનું ઉચ્ચારણ શીરીતે થાય છે તે બાબત અમે પાછલા અંકોમાં પ્રસંગાનુંસાર બહુ બોલી ચૂક્યા છઇએ તેથી અમે અત્રે કાંઇજ વધારે બોલવાની જરૂર જોતા નથી.

---

## શેકસ્પિયર.

(પાછલા અંકથી ચાલું.)

બધી બાબતો કરતાં જે જમાનામાં એ થઈ ગયો તે જમાનો તથા ત્યાર પછીનો જમાનો તથા તેમાં જે ઉદ્યોગોનું પ્રાબલ્ય હતું તે ઉદ્યોગો, એઓનું રૂપ ધ્યાનમાં લેવું જોઇએ—

શેકસ્પિયરે જાતેતો પોતાનું એકે નાટક પ્રગટ કરયું ન હતું, અને એના જીવનમાંતો માત્ર એનાં અગિયાર નાટકો બહાર પડયાં હતાં. આનું કારણ એછે કે એણે તે અમુક નાટકશાળાના ઉપયોગને માટે લખ્યાં હતાં, જ્યારે પોતે નટવો હતો ત્યારે સૂત્રધારોને વેચ્યાં હતાં, જ્યારે પોતેજ સૂત્રધાર થયો ત્યારે હસ્તલેખમાં રાખ્યાં હતાં, અને જ્યારે પોતાની નાટકશાળામાંની બધી મીલકત વેચી નાખી ત્યારે બીજા નાટકવાળાઓ તેઓનો લાભ ન લઈ લે માટે બહાર પડ્યાં ન હતાં. એમાંનાં કેટલાંએકની ચોરીથી મેળવેલી નકલ અશુદ્ધ સ્થિતિમાં છપાઈ હોય એમ જણાય છે. એમ ધારિ શકાય કે ગ્રંથકારે અથવા સૂત્રધારોએ ઘણો ધનો સહન કરીને એ નાટકો શુદ્ધ પ્રતમાં ન છપાવતાં, જે વસ્તુનો તેઓ એકલાજ ઉપયોગ કરતા હતા તે વસ્તુનો બીજાઓને ઉપયોગ કરતા અટકાવ્યા એ બહુજ ડાહ્યું કામ કીધું. આ ઉપરથી ખુલ્લુંજ છેકે જો [illegible] પોતાનાં નાટકો વેચ્યાં હતાં તે લોકોનાં હિતને મોટો ધોકો પ્હોચત

આટલી અડચણ દૂર કરવામાં આવી હત તોપણ, પોતાનાં પુસ્તકો છપાવવાથી એને બહુ લાભ થાત એમ સંભવતું નથી, કેમકે નાટકશાળાને લગતી પ્રતો શિવાય બીજી પ્રતો એની પાસેન હોવાથી, છાપખાનામાં મોકલવાને માટે શુદ્ધ કરવાનું કામ કંટાળા ભરેલું થઈ પડત, અને એ મેહેનતની બદલો એને તે વખતમાં ઓછો મળત નહીં. તે સમયમાં એની કીર્ત્તિ કેટલી હતી તેનું બરાબર પ્રમાણ આપણે જાણતા નથી. બેશક એની કીર્તિ શ્રેષ્ટ નાટક કર્તાની જેટલી હોઈ શકે તેટલી હશે; પરંતુ નાટકને વિશે બુદ્ધિએ એક નવુંજ ભૂષણહતું, અને તેથી તે લોકો બરાબર સમજી શકતા નહીં. એ વાતનો ખરીકે એનું નામ લન્ડનથી આગળ ફેલાયું નહતું, પણ એટલી જગામાંતો એનો એવો શાખો હતોકે જે કવિતાઓ એણે સ્વપ્નામાં પણ જોઈ નહી, તે કવિતાઓ એની બનાવેલી છે એમ ગણાતું હતું—

શેકસ્પિયર ૧૬૧૬ માં મરી ગયો અને એનાં મરણને સાત વરસ થયા પછી ચાર ચોપડી વેચનારાઓએ મળીને એનાં નાટકોની એક પ્રત છપાવી પ્રસિદ્ધ કરી. આ એનાં પુસ્તકની પેહેલી વેહેલીજ પ્રત હતી, અને એના જાતિ સૂત્રધાર હેમીન્જ અને કાન્ડેલ, એઓની આપેલી નકલો ઉપરથી છપાવામાં આવી હતી. આ સમયે લોકોની પ્રીતિ શેકસ્પિયર ઉપરથી ઓછી થઈ ગઈ, કેમકે તે વખતમાં એનાં પુસ્તકો છપાવવાથી લાભ થશે એવી ખાતરી ન હોવાથી એનાં પુસ્તકની છપામણી કોઈ માથે લેતું નહીં, ને જાધિએ અંધકારમાં પડ્યો; અને લોકોનાં મન ચિત્ર વિચિત્રપણા તરફ એટલાંતો એ'ચાયાં હતાંકે એનાં મરણ પછીનાં ઘણાં વરસથી એનાં નાટકો કરતાં ફલેચરનાં રચેલાં નાટકો વધારે વખાણતાં હતાં પરંતુ હાલના વખતમાં શેકસ્પિયર લોકોને એટલોતો પ્રિય થઈ પડ્યો છેકે એનાં પુસ્તકની હજારો પ્રત દર વરશે

મી. કેપેલ કેહેછેકે એણે ગદ્યમાં એ

એ વાત માનવામાં આવતી નથી.—

# केळवणी खातानो रीपोर्ट.

હવે આ માંહેના ઉત્તર ભાગ વિશે સવિસ્તર હકીકત નીચે આપીએ છીએ.

અંગ્રેજી નિશાળમાં પાસ થયા.

| | નિશાળના નામ. | કુલ પારીક્ષા આપનાર. | ૧લું ધોરણ. | ૨જું ધોર ણ. | ૩જું ધોર ણ. | ૪થું ધોર ણ. | ૫મું ધોર ણ. | કુલ પાસથયા. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | હાયસ્કુલો (સરકારી) | ૮૭૮ | | | ૪૦ | ૬૪ | ૪૭ | ૧૫૧ |
| ૨ | ફસ્ટ ગ્રેડ આંગ્લો વર નાક્યુલર કુલ. | ૧૧૪૪ | ૧૦૯ | ૮૧ | ૬૪ | ૧૨ | ૦ | ૨૬૬ |
| ૩ | સેકંડગ્રેડ ... ... ... અંગ્રેજી ભણાવનારી. | ૨૯૯ | ૨૮ | ૨૨ | ૮ | ૦ | ૦ | ૫૮ |
| ૪ | સેકંડ ગ્રેડ અંગરેજી તા. ગૂજરાતી ભણાવનારી. | ૧૨૬ | ૩૦ | ૪ | ૧ | ૦ | ૦ | ૩૫ |
| ૫ | સરકારની મદદ લેનારી તથા ન લેનારી હાય સ્કુલો તથા ફસ્ટ અને સેકંડગ્રેડ આંગ્લોવરનાક્યુલર નિશાળો તા૦ છોકરીનો વર્ગ. | ૭૧૪ | ૪૦ | ૨૦ | ૨૦ | ૧૪ | ૭ | ૧૦૧ |
| | કુલ | ૨,૭૬૧ | ૨૦૭ | ૧૨૭ | ૧૩૩ | ૯૦ | ૫૪ | ૬૧૧ |

સૂચના—પાને ૬૧મે ઉત્તરભાગના કુલ અંગરેજીમાં પરીક્ષા આપનારની સંખ્યા ૨૭૬૧ વાંચવી તથા નીચે સરવાળામાં ૧૧૯૨૨ વાંચવા.

ગૂજરાતી નિશાળોમાં પાસ થયા.

| | નિશાળની જાત. | સર્વ મળી પરીક્ષાકેટલાની લી૦ | ૧લું ધોર ણ. | ૨જું ધોર ણ. | ૩જું ધોર ણ. | ૪થું ધોર ણ. | ૫મું ધોર ણ. | કુલ પાસ થયા. |
|---|---|---|---|---|---|---|---|---|
| | જૂના ધોરણ મુજબ. | | | | | | | |
| ૧ | છોકરાઓની | ૩૩૭૨૪ | ૬૨૧૪ | ૨૨૦૬ | ૧૩૪૬ | ૭૭૬ | ૧૩૮ | ૧૦૬૮૦ |
| ૨ | નવાં ધોરણ મુજબ. | ૭૬ | ... | ... | ૩ | ૩ | ૫ | ૧૧ |
| ૩ | છોકરીઓની. | ૭૫૩ | ૨૨૪ | ૩૮ | ૩૦ | ૪ | ... | ૨૯૬ |
| | સરકારી ગ્રાંટ લેનારે તા. સહકારી નિશાળો. | ૧૯૪૯ | ૪૨૫ | ૯૭ | ૪૧ | ૩૦ | ૫ | ૫૯૮ |
| | એકુલાજ શી ગુજરાતી ટકાવ્યા એ બાગ. | ૭૮૯ | ૧૪૪ | ૬૬ | ૩૨ | ૪૧ | ૨ | ૨૬૦ |
| | | ૩૭૨૯૧ | ૭૦૦૭ | ૨૩૭૭ | ૧૪૫૨ | ૮૨૯ | ૧૫૦ | ૧૧૯૧૫ |

એણે પોતાનાં નાટક

આ માંહેના અંગરેજી નિશાળોના કોઠા ઉપર નજર કરતાં ખાનગી નિશાળોનું કામ બહુ મંદુ ચાલે છે એમ જણાય છે. હાઇસ્કૂલોમાં સર્વથી સારૂં કામ ચાલે છે. ગૂજરાતી કોઠો જોતાં છોકરીઓની સારી સંખ્યા પસાર થઈ છે, અને સેંકડ એડ નિશાળોમાં ગૂજરાતી બાગમાં ભણનારાઓની સારી સંખ્યા પસાર થઈ જણાય છે. પણ એ મોટી દલગીરીની વાત છે કે કોઈ પણ જાતની નિશાળોમાં ૧ કરતાં વધારે સંખ્યા પાસ થઈ નથી.

ઉપર બતાવ્યા તે શિવાય ગાયકવાડ સરકારની વડોદરામાં નિશાળો છે. તે મધ્યેના ૮૨૨ વિદ્યાર્થીઓ, તથા અમદાવાદની તાલુકદારી નિશાળમાં ભણનારા તાલુકદારોનાં છોકરાઓ, તથા રાજકોટની રાજકુમાર કાલેજમાં રાજકુંવરો વગેરે અંગરેજી ગૂજરાતી તથા સંસ્કૃત ભાષામાં કેળવણી લેછે.

તાલુકદારી સ્કૂલો વિષે મેહેરબાન પીલસાહેબ એવો અભિપ્રાય આપ્યો છે કે, 'જે વિદ્યાર્થીઓ ત્યાં ભણી ઉતરે તેમણે જો શક્તિ હોયતો રાજકુમાર કાલેજમાં ભણવા સારૂ દાખલ થવું, અને ગરીબ હોય તેમણે અમદાવાદ હાઇસ્કૂલમાં દાખલ થવું જોઇયે.

આ સાલ ૮૭૫ ઉમેદવારો મેટ્રીકયુલેશન પરીક્ષા આપવા સારૂ ગએલા તે મધ્યેથી ૨૨૭ (એટલે પોર કરતાં ૮૫ વધારે) પસાર થયા છે. એ માંહેના ૧૨૮ સરકારી નિશાળે ભણેલા, ૮૬ ખાનગી નિશાળોમાં ભણેલા અને ૧૩ ખાનગી રીતે ભણેલા હતા. એ મધ્યેથી ઉત્તર ભાગમાં નીચે મુજબ પસાર થયા છે.

ગૂજરાત પ્રાવિન્શિઅલ કાલેજમાંથી ૧— સુરત હાઇસ્કૂલના ૧૦— અમદાવાદ હાઇસ્કૂલના ૧૧—રાજકોટ હાઇસ્કૂલના ૯—અમદાવાદ મિસનસ્કૂલના ૪ તથા સુરત મિસનસ્કૂલનો ૧—એવી રીતે સઘળા મળી ૩૬ ઉમેદવારો પસાર થયા છે: એટલે પોર કરતાં ૧૪ વધારે પસાર થયા છે એ સંતોષકારક વાત છે. તેમાં વિશેષે કરીને સંતોષ પામવાનું એ છે જે મુંબાઇના નામાંકિત ગૃહસ્થ જગંનાથ શંકરશેઠે સંસ્કૃત ભાષાના ઉત્તેજનને અર્થે આપેલી સ્કાલરશીપ સુરત હાઇસ્કૂલના એક વિદ્યાર્થીને છે. આ વાતને સારૂ સુરતની હાઇસ્કૂલને સુરત તરફથીજ નહિ આખા ગુજરાત પ્રાંત તરફથી જશ ઘટેછે, કારણ આખા એ કારણથી વધારો થયો છે,

આ સાલ અંગરેજી અભ્યાસ કરનારની સંખ્યા આ ભાગમાં ઘટી છે. પોર ૨૮૨૯ હતા તેના આ સાલ ૨૭૩૯ થઈ ગયા એટલે ૯૦ ઘટ્યા. સંસ્કૃતનો અભ્યાસ પોર ૧૦૩૩ વિદ્યાર્થીઓ કરતા હતા, પણ હાણ ૯૮૫ જણ કરે છે, એટલે ૪૮ ઘટ્યા. અમદાવાદ સુરત અને કચ્છમાં એ અભ્યાસ વધ્યો છે. તેમજ ખેડા, ભરૂચ અને કાઠીઆવાડમાં કમી થયો છે.

લાટિન ૧૬૯ જણા ભણે છે એટલે પોર કરતાં ૩૧ વિદ્યાર્થીઓ વધ્યા છે. અને ફારસી ૧૦૦ જણા ભણે છે એટલે ૪૨ વધ્યા છે.

શગીરરાજાઓ તથા રાજકુંવરો વિષે જે ઉપર લખ્યું છે તેને લગતી એક વાતને સારૂ કચ્છના રાવસાહેબની વિશેષે કરીને તારીફ કરવી ઘટે છે. તે એકે એ રાજા કેળવણીની ખુબી સારી પિછાને છે, તેથી પોતાનાં છોકરાને કેળવણી આપવા ઉપર બહુ કાળજી રાખે છે. એમના કુંવર કુંવરી તથા ધ્રડરના માજી રાજાની દીકરી એઓના અભ્યાસને સારૂ તેમણે એક ખાનગી શિક્ષક રાખેલો છે. દર અઠવાડીએ રાવની રૂબરૂ ડિપ્યુટી ઇન્સ્પેક્ટર સાહેબ રાવનાં છોકરાંની પરીક્ષા લેછે. વળી એક વિશેષ ખુશી ઉપજાવનારી વાત એ છેકે એમની કુંવરી ગૂજરાતીના સામાન્ય અભ્યાસ શિવાય અંગરેજી પણ ભણે છે.

૯ ગામડી નિશાળોના મેહેતાજીઓએ પોતાની નિશાળોની પરીક્ષા લેવા દેવી, તથા હરવખત હાજરી, નિશાળીઆની સંખ્યા વગેરે બાબતનાં પત્રકો તૈયાર કરી મોકલવાં એવી શરતે સરકારે તેમને ગ્રાંટ આપવા માંડ્યો. તે લેવા સારૂ સુરતમાંની ૩૪ માંનો ૪, તથા ભરૂચની ૨૪ માંની ૨, ખેડાની ૧૩ માંની ૧, તથા અમદાવાદની ૪૭ માંની ૯ નિશાળો એ બાબતસાર નોંધાઇ. આટલી થોડી સંખ્યા નોંધાઇ તેનું ડીપ્યુટી ઇન્સ્પેક્ટરો એવું કારણ બતાવે છે જે મેહેતાજીઓએ બાબત સરકારની શી ધારણા હશે એવો વેહેમ આયછે. તે સઘળા એમ પણ કહે છે જે મેહેતાજીઓની સરકારે માગેલાં સહેજી અપવાની ખુશી નથી, અને તેઓની મોકલવાની શકિત પણ નથી, એકલાજે નિશાળો નોંધાયલી છે તેનાં બરોબર પત્રકો બાયેગે ફરી વળે. ટકાબ્યા એ બાંદુના ડીપ્યુટી ઇન્સ્પેક્ટર સાહેબનો વિચાર એવોછે જે એ સાકોએણે પોતાનાં નાટીગતાં નિશાળો માત્ર દરસાલ તપાસાવી બસ છે. કેટલાક

મેહેતાજીઓ એમ કહેછે જે વારંવાર છુટીઓ પડે તથા છોકરાઓ ઘણીખ-
રી વાર ગેરહાજર રહેછે તેથી બરોબર રજીસ્ટરો અમારાથી રાખી શ-
કાશે નહીં, મેહેરબાન બ્યુલર સાહેબનો વિચાર એવોછે જે મેહેતા-
જીઓ મૂળથીજ આળસ અને અવ્યવસ્થામાં ટેવાયલા છે તેથી એમ કહે છે.

૧૦ દેશીરાજ્યો તથા. ઇલાકાઓમાં કેળવણી.

કાઠીઆવાડ ખાતે અગત્યનો ફેરફાર એ થયોછે જે એક નવો આ-
સિસ્ટંટ ડીપુટી ઇન્સ્પેક્ટર નિમાયો છે, તેથી ૩૧૭ નિશાળો તપાસવાના
કામમાં હવેથી બાકી રેહેશે નહીં, એ નિશાળોમાં વિદ્યાર્થીઓની હાજરી
અને પરીક્ષામાં સુધારો માલમ પડતો જાય છે ત્યાં ૧૯૦૫૬ નિશાળમાં
ભણે છે, એટલે પોર કરતાં આશરે ૫૭૦ વધ્યા છે. હાઇસ્કૂલના ૧૬ માં
ના ૯ ઉમેદવારો માટ્રીક્યુલેશન પસાર થયા છે. ગૂજરાતોમાં ૯૧૩૦
ની પરીક્ષા થઈ તેમાંના ૨૧૪૨ સઘળી બાબતોમાં પાસ થયા અને
૧૧ પાંચમા ધોરણમાં પાસ થયા. ત્યાંની કેળવણી ખાતાની કમીટીએ
રાવસાહેબ ગોપાળજી શુરભાઈ ડેપ્યુટીએજ્યુકેશનલ ઇન્સ્પેકટર તા. હેડમા-
સ્તર ઉત્તમરામ નરભેરામની કરેલી સારી નોકરીની બુજ જાણી તેઓના
પગારમાં, વધારો કરી રૂપીઆ ૨૭૫) તથા રૂપીઆ ૩૦૦ કીધા છે.

ગયા સાલના શિયાળામાં ઇન્સ્પેક્ટર સાહેબ રેવાકાંઠામાં પરીક્ષા કરવા
ગએલા તેમને માલમ પડ્યું જે કેટલીક અડચણોને લીધે ત્યાંની કેળવણી
હજી બાલ્યવસ્થામાંછે. એ અડચણો દૂર કરવા સંબંધી સૂચનાઓ ઇન્સ્પેકટર
સાહેબે ત્યાંના પોલીટીકલ એજંટ મેજર બરટન સાહેબને કહેલી છે.

મહીકાંઠા તા. પાલણપુરનો ૧૮૭૧ ના જુન માસથી નવો ડીપુટી
ઇન્સ્પેકટર કરયો છે. ત્યાં ૧૮ નિશાળો તથા ૧૦૧૭ નિશાળમાં વધ્યાછે.

કચ્છમાં ૪૬૪ વિદ્યાર્થીઓ તા. ૧૩ નિશાળો વધી છે. ત્યાંની
હાઈસ્કૂલની એક બાંચ સ્કૂલ માંડવીમાં કહાડી છે. વળી ટ્રેનિંગસ્કૂલનો
શરૂઆત પણ થઈછે, અને હાઈસ્કૂલમાં એક રાવ સ્કાલરશિપ પ્રાગમલજી
તથા બીજી માજી ગવરનર સાહેબ ફીટઝિરાલ્ડએઓની યાદદાસ્તીમાં -
પાય છે. આ હકીગતથી વાંચનારાઓને સંતોષ થયા વગર રહેશે

# केळवणी खातानीं खबरो.

ઠકાણ્યા એ બટ્ં એણે પોતાનાં નાટ.

૧ કાઠીઆવાડની તમામ નિશાળોમાં તારી. ૧લી એપ્રિલ સને ૧૮૭૨ થી તારીખ ૩૦ મી સપ્ટેંબર સને સુધીમાં જે ઇનામ અપાણું તેનું છ માશીક પત્રક.

| નં. | ગામનુંનામ. | છોકરાઓને ઇનામ. | છોકરીઓને ઇનામ. | મેહેતાજી આસી. ને ઇનામ. | બાઇએ રીમાં. | કોના તરફથી ઇનામ અપાણું તેનું નામ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | ધ્રાગદ્રા ગુજરાતી. | ૪-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | મેહેરબાન મહારાજા શ્રીરાજસાહેબ બહાદૂર તરફથી. |
| | | ૩-૦-૦ | ૦-૦-૦ | ૦ ૦-૦ | ૦-૦-૦ | મહાલઊબરડાના ફોજદાર છગનલાલ તરફથી. |
| | | ૪-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | જાડેજા શ્રી અભેસિંહજી તરફથી. |
| | | ૧૪-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | મે. મહારાજા શ્રીરાજસાહેબ બહાદૂરતરફથી. |
| | | ૫-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | વૈદ અંબાશંકર બાવાભાઇ તરફથી. |
| | | ૧૩-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | મે મહારાજા શ્રીરાજસાહેબ બહાદૂર તરફથી. |
| ૨ | દશાડા. | ૦-૦-૦ | ૦-૪-૬ | ૦-૦-૦ | ૦-૦-૦ | નગર નારહીશ શેઠ પેથતનજી તરફથી. |
| ૩ | વઢવાણવખાંગ. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૩-૮-૦ | મેહેરબાન ઠાકોર સાહેબ તરફથી. |
| ૪ | જશદણ. | ૧૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | કુંવર જીવા ખાચર તરફથી. |
| | | ૭-૦-૩ | ૦-૦-૦ | ૩-૦-૦ | ૦-૦-૦ | આજમ ઉત્તર પ્રાંતની શીમાડા કમેટીના પ્રેસીડેંટ સાહેબ જમાલુદીનખાં તરફથી. |
| | | ૧૭-૧૨-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | અત્રેના મે. દરબાર સાહેબ તરફથી. |
| | | ૭-૦-૦ | ૦-૦-૦ | ૩-૦-૦ | ૦-૦-૦ | આજમ કારભારી સાહેબ તથા મેંબરોતરફથી. |
| ૫ | વાંકાનેર | ૩૫-૦-૦ | ૩૭-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | મેહેરબાન રાજસાહેબ તરફથી. |
| ૬ | ચોટીલા. | ૧૦-૨-૦ | ૦-૦-૦ | ૩-૦-૦ | ૦-૦-૦ | અત્રેના ખાચર ભીમવાધજી તરફથી. |

| | | | |
|---|---|---|---|
| ૮૫ ચોટલી | ચોડી | ચોડી | ચોડી |
| ૮૬ ગાંઠી | ગાંઠયા | ગાંઠી | ગાંઠી-પોથ |
| ૮૭ ગોપ | ગળપવાં | દારાં-સાંકળ | ગોફ સાંકળ |
| ૮૮ દેવતા | આગઠા | ધરતો | ધરતુ-આગ |
| ૮૯ પાણી | પાણી | પાની | પાની |
| ૯૦ બારણું | બાર | દાર | દારે-કમાડ |
| ૯૧ હરણ | અરનાં | બિકુર | હીરણા-બે કરે. |
| ૯૨ વાઘ | ખોડીઆ | પડારીઆ | પડારીઆ-બુચીઆ. |
| ૯૩ રીંછ | નડગાં | નડોગ | નડગી-નડગાં |
| ૯૪ સસલાં | હોહાં | સસાં | સસલાં-સસાં |
| ૯૫ વરણ | વોળણા | પરણ | પરાણ અપુરૂં |

બાળકૃષ્ણ રાજારામ,
તળાવચોરા તાલુકે ચીખલીની સરકારી નિશાળના મેહેતાજી

---

## शुं संस्कृत भाषा कोइ समे बोळाती हशे?

આ મથાળું વાંચીને ઘણા વાંચનાર ચમકશે અને પૂછશે કે વળી એ વાતમાં સંદેહ શાનો? અમે એમ ચમકાવાને માટેજ એ પ્રમાણે મથાળું કીધું છે, કેમકે આશ્ચર્ય એજ કોઇ વિષય ઉપર ધ્યાન ખેંચવાનો પ્રથમ માર્ગ છે.

યૂરોપના સંસ્કૃત પંડીતો એ ભાષાના વૈદિક (Vedic) અને સંસ્કાર પામેલી (Classical) એવા બે ભાગ પાડેછે. આપણા શાસ્ત્રીઓમાં એ બે ભાગના મહાસંસ્કૃત અને સંસ્કૃત એવાં નામ પ્રસિદ્ધ છે. મહાસંસ્કૃત તે વેદની ભાષા. હવે મહાસંસ્કૃત જેના ઉપરથી અથવા જેની પણ મૂળ માતા ઉપરથી આર્ય વર્ગની સઘળી ભાષાઓ નીકળી છે, તે બોલાતી હતી

એ વાતતો નિ:સંશય ખરીજ છે, પણ સંસ્કૃત એટલે નવું સંસ્કૃત બોલાતું હશે એ વાત ઉપર શક લઇ જવા ચાહીએ તો તેમ બની શકે એવું છે. નહીંજ બોલાતું હોય એમ અમે કહેતા નથી, પણ તેમ બોલાતું હતું એ પણ છાતી ઠોકીને કહી શકાતું નથી; માટે એ સંદેહમાં નાંખનારા કારણો અમે નીચે અનુક્રમે આપીએ છઇએ કે એ વિષે વિદ્વાન વર્ગમાં ચર્ચા ચાલે અને ઉંચા પ્રકારનો વિનોદ મળે.

૧. સંસ્કૃત ભાષાનાં જૂનામાં જૂના વ્યાકરણકારો પોતાના ગ્રંથનું એવું પ્રયોજન બતાવે છે કે તે વખતે વેદની ભાષા બગડવા માંડી હતી અને તે સંભાળવાને તથા અમલ કરવાને વ્યાકરણ શાસ્ત્રની ઘણી જરૂર હતી. તેમણે વ્યાકરણ રચ્યાં તોપણ વેદની શાખાઓમાં ઉચ્ચારનો તથા બીજી બાબતોનો જે ભેદ પડી ગયો હતો તે તેમનાથી સુધારી શકાયો નહિં એમ પણ આપણને માલમ પડેછે. જો વેદની જૂદી જૂદી શાખાવાળા વિદ્વાનો એ પણ વૈયાકરણીના સુધારાનો પૂરો અંગિકાર કીધો નહિં, તો તેઓ અભણ લોકોની ભાષા ઉપર કંઇ પણ અસર કરી શકયા હોય એ કેમ મનાય? સરળમાં સરળભાષાઓના વૈયાકરણીઓની પણ એટલી સત્તા ચાલતી નથી, તો પાણિનિના હાથથી સંસ્કાર પામીને સૂત્રજાળ સરખી જે ભાષા ઉત્પન્ન થઇ, અને જે ભાષાની અતિ કઠિણતા જોઇને સઘળા વિદ્યાર્થી વિમાસણ કરેછે કે એ ભાષા તે કેમ બોલાતી હશે, તે ભાષા વિદ્વાનના મુખથી સાંભળીને બધા લોક બોલતા શીખ્યા હોય એમ કેમ સંભવે? અમને તો એમ લાગે છે કે વેદના મહા સંસ્કૃતમાં જે સળો પેઠો તે પેઠો, અને લોકમાં તો પ્રાકૃત ભાષાજ ચાલી. વેદની એક શાખામાં "ષ"ને ઠેકાણે "ખ" "ય" ને ઠેકાણે જ બોલાય છે. એ નિયમો સંસ્કૃતના નહિ પણ પ્રાકૃત ભાષાના છે. પ્રાકૃતમાં ચાલતો 'ળ' સંસ્કૃતમાંનથી, પણ વેદમાંજછે એ ઉપરથી એમ અનુમાન થઇ શકેછે કે મહા સંસ્કૃત બગડીનેજ પ્રાકૃત ભાષા થઇછે. વિદ્વાનો સંસ્કૃત બોલતા અને લખતા હશે, અને બીજા લોકોમાં પ્રાકૃત વપરાતું હશે. જેમ હાલ ઇંગ્લાંડમાં છે, તેમ. વિદ્વાન અને અભણ લોકોની બોલીમાં આસમાન જમીનનો અંતર પડી ગએલો.

૨. ઇંગ્લાંડમાં તો ઉપલા વર્ગના સ્ત્રી પુરૂષો સરખીજ ભાષા બોલે છે પણ તેમ ભારતખંડમાં થયું હોય એ માથે શક ભરેલું છે. શકુંતલામાં

રૂષિપતીઓ અને રાણીઓ પ્રાકૃત બોલેછે. એ વાત ખરી કે કાળીદાસ કંઈ પ્રાચીન કાળનો નથી, તો પણ રૂષિઓના સમયમાં સ્ત્રી વર્ગ સંસ્કૃતથી અજાણ હતો એવો એ વિદ્વાન કવિનો વિચાર હશે એમ અટકળ કરેવામાં કંઈ ઘણી હરકત નથી, અને એ વખતના સઘળા નાટકકારો એ વિષયપર એક મતે જે સાક્ષી આપે તે માન્ય કરવા યોગ્ય છે. જો અવિદ્વાન પુરૂષો અને સઘળી સ્ત્રીઓ રૂષિઓના વખતમાં પણ પ્રાકૃત બોલતાં હતાં એમ માનીએ, તો પછી સંસ્કૃત ભાષા બોલાતી હશે એ કલ્પના કેવળ ખોટી ઠરેછે.

૩. વિદ્વાન લોકોએ શુદ્ધ સંસ્કૃત બોલવામાં અપૂર્વ ઉત્સાહ બતાવ્યો એ વાત ના કહેવાય એવી નથી. તેઓએ અશુદ્ધ બોલનારને પાતકી ગણી તેને માટે શિક્ષા ઠરવી હતી. એ ઉપરથી તેમનો જેમ અપૂર્વ ઉત્સાહ માલમ પડેછે, તેમ એવું પણ સિદ્ધ થાયછે કે તે વખતે તેમને ભય ઉપજાવે એટલો પ્રાકૃતનો પ્રસાર થયો હશે. કોઇ પણ અપરાધના કરનારાઓ ઘણા થાય ત્યાં લગી તે અપરાધને માટે ઘણી શકત શિક્ષા ઠરાવવાની જરૂર પડતી નથી. બ્રાહ્મણોને યજ્ઞાદિક ક્રિયામાં સંસ્કૃતનો ઉપયોગ પડતો હતો, તેથી તે શુદ્ધ બોલવાને માટે વ્યાકરણનો અભ્યાસ કરતા હશેજ, અને તે વખતનું પ્રાકૃત મૂળ ભાષાથી તરતજ જૂદું પડ્યું હતું તેથી તેમને સંસ્કૃત શીખવું અઘરૂં પડતું નહીં હોય. તેમના સહવાસથી સ્ત્રીઓના ભાષણમાં શુદ્ધ શબ્દો વધારે આવતા હશે, તથાપિ તેમની ભાષા તો અપભ્રંશજ હોવી જોઇએ એમ અમને લાગેછે.

૪. સંસ્કૃત અને પ્રાકૃત એ બે શબ્દો પણ અમારી શંકાને ટેકો આપતા હોય એમ દેખાયછે. સંસ્કૃતનો અર્થ સંસ્કાર પામેલી એવો થાયછે. એ સંસ્કાર તે વ્યાકરણ બનાવનારની તરફનોજ, અને જ્યારે ભાષાને અનુસરતું વ્યાકરણ કરવાને બદલે વ્યાકરણના નિયમને માટે ભાષામાં ખેંચ તાણ કરવામાં આવે, ત્યારે તે ભાષા સ્વભાવિક અથવા લોકોમાં બોલાતી શી રીતે કહી શકાય? સંસ્કૃત કોષ અને વ્યાકરણ કર્તા પ્રોફેસર વિલસન એનો અર્થ "યુક્તિથી બનાવેલી" એવોજ કરેછે. સંસ્કૃત અને પ્રાકૃત એ બે શબ્દો ઉલટાંછે, અને પ્રાકૃત એટલે પ્રકૃતિ અથવા માણસના

સ્વભાવિક વલણથી ઉપન્ન થએલી ભાષા એમ ગણીએ, તો સંસ્કૃતનો અર્થ સ્પષ્ટ એમ નીકળેછે કે તે વિદ્વાનની યુક્તિથી બનાવેલી. ઘણા એમ કહેછે ખરા, કે પ્રકૃતિ એટલે સંસ્કૃત એમાંથી જે નીપજેલી ભાષા તે પ્રાકૃત, પણ એમ અર્થ કરવાની શી જરૂરછે? વળી બધી ભાષાઓનાં નામ તે દેશના અથવા ત્યાંના લોકના નામ ઉપરથી પડેછે અને આ બે ભાષાના નામ તો આવી વિલક્ષણ રીતે પ્રયકરણ શક્તિ વાપરીને પાડ્યા છે તેશું અમારા વિચારને વધારે પુષ્ટી આપનાર નથી!

૫. જો પાંચે પ્રાકૃત ભાષાઓ જૂના પ્રાકૃતમાંથી નીકળી એ વાત ખરીછે, તો ભરતખંડના ઘણા ભાગોની એક વખત લોક ભાષા જૂની પ્રાકૃત હોવીજ જોઇયે. હવે કાળ ગણનાનાં સંપૂર્ણ સાધન આપણી પાસે નથી, તો પણ જરા અટ્કળ કરીએ કે ભરતખંડમાં જૂનું પ્રાકૃત ક્યારે બોલાતું હશે. એમ કહેવાય છે કે જૂનું પ્રાકૃત પણ કાળાંતરે બગડીને તેમાંથી સુરસેની, અને સુરસેનીમાંથી માગધી ભાષા નીકળી. માગધી એ મગધ દેશની ભાષા હતી, અને બૌદ્ધ ધર્મવાળાઓએ પ્રથમ તે ભાષામાં લખવાનું શરૂ કર્યું. એ અને બીજાકારણો ઉપરથી બુદ્ધના વખતમાં માગધી ભાષા ચાલતી હશે એમ કહી શકાય. હવે જો એક ભાષાનું રૂપાંતર થતાં ઓછામાં ઓછાં પાંચસે વર્ષ તો લાગેજ એમ ધારીએ તો બુદ્ધની પૂર્વે પાંચસે વર્ષઉપર માગધી અને હજાર વર્ષ ઉપર સુરસેની નીકળેલી એમ અટકળ કરી શકાય. એ રીતે જોતાં તો બુદ્ધની પૂર્વે હજાર વર્ષ ઉપર જૂનું પ્રાકૃત બોલાતું હોવું જોઇએ. એ સમય ઘણું કરીને પાણિનિના સમયની લગભગ આવી જાયછે. ત્યારે પાણિનિના વખતમાં પ્રાકૃત કાં ન ચાલતું હોય! તોપણ આપણામાં કાળગણના હજી એટલી અનિશ્ચિત છે કે આ તકરાર ઉપર અમે ઘણું વજન મૂકવા ચાહાતા નથી.

૭. ઝેંદ, ગ્રીક વગેરે આર્ય વર્ગની ભાષાઓની વ્યુત્પત્તિ વરરૂચિના પ્રાકૃત ઉત્સર્ગ વડે ઘણી ખરી થઇ શકે છે, અથવા બીજા શબ્દમાં બોલીએ તો તે ભાષાના શબ્દો સંસ્કૃત કરતાં જૂના પ્રાકૃતને વધારે મળતા આવે છે. હવે એ ભાષાઓ અને તે લોકોની ઉત્પત્તિ સંબંધી જનવિચાર જૂદો છે, તોપણ થોડાએક યૂરોપના વિદ્વાન એમ પણ માનેછે, ખરા કે હિંદુસ્તાનમાંથી જઇને આર્યોએ ઇરાન, ઇજીપ્ત, ગ્રીસ વગેરે દેશો વસાવ્યા, અને તેમાંના

ઘણા ખરા પ્રાકૃત ભાષા બોલનારા હતા. એ વિચાર જો કબુલ કરીએ તો પ્રાકૃત ભાષાનું પ્રાચીનત્વ ઘણું નિર્માણ થાય છે, અને અમારો પૂર્વ પક્ષને ટેકો મળે છે.

---

## દેશી પિંગળ.

છંદનાં સ્વરૂપ સમજાવનારા શાસ્ત્રને પિંગળ કહે છે. સંસ્કૃતમાં પ્રથમ એ શાસ્ત્ર પિંગળ નામના નાગે રચ્યું તે ઉપરથી એ આચાર્યનું નામજ છંદ-શાસ્ત્રવાચક થઇ પડ્યું છે. પિંગળ નાગે દર્શાવેલા છંદો સિવાય પાછળથી એ શાસ્ત્રમાં ઘણા છંદો વધારવામાં આવેલા છે, અને વ્રજભાષામાં તો મૂળ સંસ્કૃતમાં જણાએલાજ નહિ એવા ઘણા છંદો લખાયા તથા તે છંદોનું નિરાકરણ થયું, તોપણ એ વિષયના ગ્રંથો પિંગળ નામથીજ ઓળખાતા આવેછે.

કોઇ પણ પિંગળમાં જેનાં નામ શોધ્યાં ન જડે એવા ઘણી તરેહનાં પદ્યબંધ ગૂજરાત પ્રાંતમાં અસલથી આજ પર્યંત ચાલ્યા આવેછે એ કોઇને અજાણ્યું નથી. એ પદ્યબંધને [1]દેશી કહેછે, કેમકે બીજા પ્રાંતમાંથી અથવા સંસ્કૃતમાંથી એ રીતો આવી નથી, પણ આપણા પ્રાંતની ખાશ રીતિઓ છે. ગૂજરાત પ્રાંતમાંજ એમછે એમ ન જાણવું, આખા હિંદુસ્તાનમાં બે તરેહના પદ્યબંધ ચાલે છેઃ—એક સંસ્કૃત અને એક દેશી. દક્ષિણમાં ઓવી, અભંગ, કટાવ વગેરે ચાલેછે તે ત્યાંના દેશી પદ્યબંધજ છે, અને વ્રજભાષામાં દોહરા, ચોપાઇ, છપય, કુંડળિયા, કવિત વગેરે ઘણી રીતીઓ ચાલેછે તે પણ ત્યાંની દેશીજ છે. માત્ર વ્રજભાષામાં કાવ્યશાસ્ત્ર વધારે

---

[1] કેટલા એક લોકો પ્રેમાનંદ વગેરે વાર્ત્રિક કવિતા લખનારા જે ટપનું પદબંધન કરી ગયાછે તેનેજ દેશી કહેછે, અને સંગીત કવિતાની રીતિને દેશી કહેવા ઇચ્છતા નથી. એ વિચારે તો ગરબી, ધોળ, પદ, પ્રભાતિયાં, વગેરે જે અનેક દેશી રીતિઓ છે તેને દેશી કહી નહી ચાકાય. અમારા મત તો એ પ્રમાણે એ શબ્દનો સ્વાભાવિક અર્થ સંકોચી નાંખવાની કાંઇ જરૂર નથી, અને કદાપિ વ્યવહારમાં એવું અર્થ ખરો હોય, તો અમે આ નિબંધમાં એને સંકેતિક અર્થમાં વિસ્તીર્ણ રીતે વાપરીએ છઇએ એમ જાણવું. પિંગળ પ્રદર્શિત રીતિ વિના જેટલી રીતિ ગૂજરાતમાં ચાલે છે તેને અમે દેશી કહીએછઇએ.

જોડાયાથી ત્યાંના પંડીતોએ એ દેશીઓનું પૃથક્કરણ કરીને તેના નિયમો બાંધ્યા, અને એમ સંસ્કાર પમાડી તેને છંદ એવા શાસ્ત્રીય નામે પિંગળમાં જગા આપી. ગૂજરાતની એકે દેશી હજી એવો સંસ્કાર પામી નથી. કદાપિ સોરઠો ગૂજરાતમાંથી વૃજપિંગળમાં ગયો હોય, તોપણ એને સંસ્કાર પમાડનાર તો બેશક વૃજભૂમિજ હશે.

ગૂજરાતી કવિતા તો બધી દેશીમાંજ લખાઇછે એમ કહેવામાં કાંઈ ઘણી અતિશયોક્તિ નથી. દયારામભાઇના વખત સુધી તો પ્રાચીનકાળથી ગૂજરાતી કવિઓ દેશીમાંજ લખતા આવ્યાછે. માત્ર સામળ કવિએજ વૃજદેશના થોડાએક છંદ સર્વત્ર ઠેકાણે વાપર્યા, અને દેશીનો ત્યાગ કર્યો. એને અનુસરી બે ત્રણ કવિઓ કોઇ કોઇ વખત એ પરદેશી પદબંધન પોતાની કવિતામાં વાપરી ગયા છે. બાકીના બીજા બધા તો ગરબા ધોળ કે બીજી જાતની દેશીમાંજ પોતાની વાણીનો પ્રકાશ કરી ગયા છે. હાલના વખતમાં છંદનો કાંઇ વધારે પ્રસાર થવા લાગ્યો છે ખરો. કવિ દલપતરામે પ્રથમ છંદનો સામળ કરતાં ઘણો વધારે ઉપયોગ કીધો, અને ઘણા માત્રામેળના તથા કેટલાએક અક્ષર છંદથી ગૂજરાતીઓને જાણીતા કીધા. પછી કવિ નર્મદાશંકરે તો અક્ષરછંદનો મહીમા ઘણોજ ગજાવ્યો. એવામાં નર્મદાશંકર, દલપતરામ, અને હીરાચંદનાં પિંગળ બહાર પડ્યાં, અને છંદનું જોર મજબૂત પાયા ઉપર આવ્યું. એ સ્થિતિમાં સ્વભાવિક રીતે દેશી લખનારાઓ હલકા ગણાવા લાગ્યા, અને છંદમાં લખવું એ કવિનું પરમ પુરૂષાર્થ છે એમ માનવામાં આવ્યું; તે છતાં પણ દેશીઓનું પ્રબળ બહુ ઓછું થયું એમ સમજવામાં બહુ ભૂલછે. એ કદાપિ કોઇને આશ્ચર્ય જેવું લાગશે, પણ નિસંશય ખરું છે કે છંદનો એ પ્રમાણે ગૂજરાતમાં અપૂર્વ પ્રસાર કરાવનારા કવિઓ નર્મદાશંકર અને દલપતરામની કવિતાનો પણ ઘણો ભાગ છંદમાં નથી, પણ દેશીઓમાંજછે. એ બેઉની અજમાયશ ઉપરથી એનો સિદ્ધ જ થઈ ચૂક્યું છે કે સંગીત કવિતામાંતો દેશીઓ રહેવાનીજ, અને મોટા કાવ્યમાં અક્ષરછંદ બધે ફતેહમંદીથી ગૂજરાતીમાં વાપરી શકાય એ વાત પણ અસંભવિત સરખી બધાને લાગેછે. અર્થાત્—દેશીઓ ગૂજરાતમાં ઘણી વપરાતી આવીછે અને આગળ પણ વપરાવાનીજ. વળી હાલ પ્રાચીન કવિતાનો અભ્યાસ

નજ હતા. હરવ દીર્ઘ લખી જાણનારા તો શાસ્ત્રી ભણેલા છે એમ કહેવાતું, અને એ શાસ્ત્રી ભણેલાનું પણ ડિક્ટેશન હાલના ચોથા ધોરણના છોકરા કરતાં ઉતરતું હતું. પાંચ લીટીનું એક વાક્ય લખવું એ તે વખતે બુદ્ધિની પરમ સીમા સમજાતી. અર્થાત્—હાલ ભાષાનું સામાન્ય જ્ઞાન લોકોમાં ઘણું ફેલાયું છે, વાંચનારની સંખ્યા વધીછે, ગ્રંથકારો ઠેર ઠેર નીકળવા લાગ્યાછે, અને અગર જો હજી સારા ગ્રંથ થોડાજ ઉત્પન્ન થયાછે તો વૃદ્ધિના ચિન્હ અચૂક જણાયછે.

આજ પર્યંત કોષની બાબતમાં ગૂજરાત આ જમાનાની પોતાની ફરજ બજાવવામાં પછાત હતી. બંગાળા, દક્ષિણ, હિંદુસ્તાને પોતાની ફરજ ક્યારની બજાવીછે. મરાઠી ભાષા આપણા કરતાં વધારે એડાએલી સ્થિતિમાં આવી તેનું એક મુખ્ય કારણ પંડીતોની સહાયતાથી થએલા પેલા બે મોટા કોષછે. ગૂજરાતી કોષનો પ્રથમ વિચાર અને પ્રારંભ સુરતના રહેનાર સ્વર્ગવાસી માસ્તર દલપતરામ ભગુભાઇએ કીધો હતો. એનો લખેલો કોષ સર જમશેદજી જીજીભાઇએ ખરીદ કરીને મિરજા અહમદ કાજીમ તથા નવરોજજી ફરદુનજીને સ્વાધીન કીધો, અને તેઓએ એ ઉપરથી જે કોષ રચ્યો તે હાલ તેઓના નામથી પ્રસિદ્ધ છે. એ કોષમાં પંદરહજાર શબ્દછે, તો પણ વિદ્વાનોને એમાં આવે એવો થોડોજછે. આપણી હાઇસ્કૂલોનો કોઈ વિદ્યાર્થી જો પોતાને ન આવડતો હોય એવો ગૂજરાતી વાંચનની ચોપડીમાંનો શબ્દ તેમાં શોધવા જાય તો તે કેવળ નિરાશ થયા વિના રહેજ નહિ. ટુંકામાં એ કોષ ગ્રંથસ્થ શબ્દ આપતો નથી, પણમાત્ર વ્યવહારમાં વપરાતા શબ્દજ આપેછે, અને તે પણ બધા નહિ. માસ્તર દલપતરામના પુત્ર રાજેશ્રી મોતીભાઇ એમ કહે છે કે મારા પિતાનો કરેલો મૂળ કોષ વધારે વિસ્તીર્ણ હતો. તે સમયે અને વળી હિંદુ નહિ એવા એ વિદ્વાન ગૃહસ્થો તરફથી વધારે આશા નજ રાખવી જોઇએ એ વાત ખરી છે, અને અમે એ આદિ કોષકારનું માન કોઈ પણ પ્રકારે ઓછું કરવા ઇચ્છતા નથી, તોપણ જ્યાં કોષનો ઇતિહાસ આપવા બેઠા છઇએ ત્યાં તો કહેવુ જોઇએ કે એ કોષ થયાથી વિદ્યા પ્રકરણમાં જે કોષની ખોટ હતી તે તો તેવીને તેવીજ રહી. ત્યાર પછી કરસનદાસ મૂળજી અને બાપુજી એદલજીના શાળોપયોગી નાના કોષ રચાયા. કરસન-

ઘાસનો કોષની બીજી આવૃત્તિમાં સુધારો વધારો ઠીક થયોછે, તો પણ એ બંને કોષ શાળોપયોગીજછે. ભાષાનો ઘણો ભંડાર હજી ભાંયરામાં ને ભાંયરામાંજ રહ્યો એમ કહીએ તો ચાલે. બીજું એ બન્ને કોષ ગૂજરાતીને અંગરેજી હતા એટલે ગૂજરાતી શબ્દના અર્થ ઇંગરેજીમાં સમજાવવામાં આવ્યા હતા. ગૂજરાતીશબ્દના અર્થ ગૂજરાતીમાંજ સમજાવે એવા અતિ ઉપયોગી કોષનો વિચાર તો કવિ નર્મદાશંકરને માટેજ રહ્યો હતો.

સને ૧૮૬૧માં પ્રથમ કવિ નર્મદાશંકરે પોતાના ધારેલા મોટા કોષનો પેહેલો ભાગ પ્રગટ કીધો, કેમકે ભાગમાં પ્રગટકરવાનો પ્રથમ વિચાર હતો. એ પ્રમાણે ચાર ભાગ બહાર પડયા અને પછી એ કામ અટકયું. આવું મહાભારત કામ એ વિદ્વાને એકલા પોતાને માથે લેવાની હિંમત ચલાવી, પણ આસપાસથી કાંઇ પણ આશ્રય મળ્યો હોય અથવા એ શ્રમની કોઇએ કદર જાણીહોય એમ જણાતું નથી, અને અમે એમ ધારીએ છઇએકે એ કામ અટકી પડ્યું તેનું એક કારણ એ હશેજ. તોપણ અમે જોઇને ઘણાજ ખુશી થઇએ છઇએ કે એ ખંતી વિદ્વાને પોતાનો ઉદ્યોગ છોડી દીધો નહિ, અને સઘળી મુશકેલીઓને પાર કરી પોતાના દેશને એક મોટો કોષ અર્પણ કીધો છે. ખરે એ ગ્રંથ ગૂજરાત પ્રાંતનેજ અર્પણ કીધોછે. અમે ધાર્યું કે આવો ગ્રંથ કોઇ શ્રીમંતના નામની સાથે જોડાયો હશેજ, પણ અર્પણપત્રને સ્થાનકે જોયું તો "જય જય ગરવી ગૂજરાત" એવા શબ્દ ઝળકી રહેલા જોયા, અને તે જોતાં અમારા મોખાથી પણ એમજ નિકળ્યું કે " જય જયજ છે તારા, ગરવી ગૂજરાત, કે જ્યાંના વિદ્વાન આવો ગ્રંથ જાતે પ્રસિદ્ધ કરવાની હિંમત આશ્રય વિના ચલાવે છે."

અત્યારે આ ગ્રંથનું વિવેચન આપવાનો અમારો વિચાર નથી તો પણ એટલું તો હમણા કહેવુંજ જોઇએ કે એ ગ્રંથ બાર બાર વરસના પરિશ્રમનું અને ઘણા બુદ્ધિબળનું તથા અનુભવનું ફળછે. એ સંપૂર્ણછે એમ અમે નથી કહેતા, અને કોષ જેવા ગ્રંથ પ્રથમ પ્રયત્ને સંપૂર્ણ થાય એ વાતજ અશકયજ છે, તો પણ જ્યારે મોટો મરાઠી કોષ રચાયો ત્યારે ઠામ ઠામ સરકાર તરફથી કેવી ઓજ ચાલીરહી હતી, પંડીતોની સભા શબ્દ પરખવાને

અને તેના અર્થ નિર્માણ કરવાને કેવી બેસીજ રહી હતી, અને પ્રત્યેક શબ્દ કેટલા કેટલા હાથમાંથી ઘડાતો ઘડાતો આવી કોષકારની કલમમાંથી ઉતરતો હતો, એ વાતનો જ્યારે વિચાર કરીએ; અને બીજા હાથ તરફ આ કોષકારક એકલોજ, કોઇ વિદ્વાનની મદદ વિના, અને કોઇ શ્રીમંતની હુંફ વિના, જાતે કાંઇ શ્રીમંત ન છતાં, આવા મહાભારત કામમાં મંડી રહયો અને સિદ્ધિને પામ્યો એ વાતનો જ્યારે વિચાર કરીએ; ત્યારે એમતો કહ્યા વિના નથી ચાલે કે નર્મદાશંકરે ઘણો ઉદ્યોગ, વિદ્વત્તા, અને સૂક્ષ્મ બુદ્ધિ આ ગ્રંથમાં દરશાવી છે, અને આ ગ્રંથ રચી બધા ગુજરાતીઓને અત્યંત આભારી કીધાછે.

## સરક્યુલર.

નિશાળનો હિસાબ રાખવામાં ગફલત કરવાના બે દાખલાં હાલ જણવામાં આવ્યા છે. (૧.) રજીસ્ટર રાખવાનું અને ફી એકઠી કરવાનું કામ માસ્તરના અને આસિસ્ટંટોના હાથમાં રાખવાને બદલે છોકરાઓને સોંપવામાં આવ્યું હતું. (૨.) એક નિશાળમાં કારકુન રાખેલો હતો ત્યાં એમ માલમ પડયું કે ત્રાજોરીમાં ફી નિયમસર ભરવામાં આવતી નહિ, અને જે વખતે સ્કાલરશિપ અને સ્ટાઇપેંડના પૈસા વસુલ કરવામાં આવતા તેજ તે આપવામાં આવતા હતા નહિ.

સઘળી નિશાળોના હેડમાસ્તરોને ફરમાવવામાં આવેછે કે આ બાબતો ધ્યાનમાં લેવી, અને નિશાળના રજીસ્ટર તથા દફતરમાં છોકરાઓને હાથ ઘાલવા ન દેવો. મુકરર વખતે ફી એકઠી કરવી, અને મહીને મહીને નિયમસર ત્રીજોરીમાં ભરી દેવી. દરેક સ્કૂલનો કારકુન એ પ્રમાણે નિયમસર ચાલશે અને ભૂલ નહિ કરે એમ આશા રાખવામાં આવેછે, અને નહિં તો તો બરતર્ફીને પાત્ર થશે, અને હેડમાસ્તરો હીસાબની બધી બાબતોમાં જોખમદાર છે.

"ડિરેક્ટર આવૂ પબ્લિક ઇંસ્ટ્રક્શનના હુકમથી"

૨૧ મી એ. સને ૧૮૭૩–૭૪.

G. Buhler,

એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉત્તર પ્રાંત.

સરેક્યુલર.

જા. નાં. ૬૨-સને ૧૮૭૩.

આંજમ. મેહેરબાન દાકતર મનચેરજી બેહેરામજી. કોલા. સૂપ્રીન. ટેનડેન્ટ. ઓફ વેકશીનેસંન પ્રાંત ઉત્તર ભાગના સાહેબ. બહાદુરની ખીજમતમાં સરદાર મીઆનના મીઆ. ડે. સૂપ્રી. વે. જીલે અમદાવાદનાની સલામ અરજ એછે જે—આ સાલમાં સ્વભાવીક શિતળાનો ઉપદ્રવ જારી થયોછે. તેમાં મૂખ્ય કરીને મોટી ઉમરના છોકરાઓને સદહું મરજ જણાએ છે. તેથી મારા ધારવા મુજે રાવેકશીનેસંનનું કામ કરવાને ઘણી ફરેજછે, ને આ દેશના લોકોને કામ કરતા ઘણી હરકત લછે. તો ઘણીજ મૂશકેલથી સદરહુ કામ ચાલે છે ને હાલ કમબે રાણપૂરમાં એ કામ કરતાં ઘણી સગવડ થઇ છે, કારણ કે કરમીમજકુરની સ્કૂલના "નવા" માસ્તરે પોતાની સ્કૂલમાં ભણતા છોકરાઓને ઉપદેશ કરી રીવેકસીનેસંન કરવાને ખુશી કર્યા એટલુંજ નહી પણ પ્રથમ પોતાને જે સ્કૂલમાં રીવેકશીનેસન કરાવ્યું તેથી બીજા છોકરાઓએ પણ પોતાની ઊલટ સાથે કરાવ્યું. એ દાખલો લેઇ ગામના બીજા લોકો પણ રીવેકસીનેસંન કરાવાને ખૂશી થયા. માટે એ લિખે મારે અરજ કરવાની એછે જે સદહું બાબત મેહેરબાન. એજ્યુકેશનલ ઇન્સ્પેકટરે સાહેબ તરફ લખાણ કરી બીજી તમામ જીલાની નિશાળના મેહેતાજીઓ ઉપર સરક્યુલર કડાવવાનો એવા મતલબનો કે સર્વે મેહેતાજીઓ પોતાની નિશાળમાં ભણતા છોકરા છોકરીઓને રીવેકશીનેસંન તથા પ્રાયમેરી વેકશીનેસંન કરાવવાને ઉપદેશ કરી વેકશીનેટર પાસે વેકશીનેસનનું કામ કરાવે તેણે થાયતો રીવેકસીનેસંનના કામને ઘણી સગવડ પડશે એવી મને આશા છે માટે મરજી મૂજબ બંદોબસ્ત કરશો. તારી. ૪-૫-૭૩

સહી સરદાર મીઆ મેતા મીઆ

ડે-સૂપ્રીનં. ઓફ. વેકસીનેસંન

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | ૧—૦ | | | રા. ત્રીકમલાલ હરિભાઈ તરફથી. |
| | | | ૦—૮ | | | મે. ઝાલા રાયસંગજી વજેસંગજી તરફથી. |
| | | | ૧—૦ | | | રા. મૂળજી હરીભાઈ તરફથી. |
| | | | ૦—૮ | | | દેશાઈ ત્રીકમલાલ જીવણરામ તરફથી. |
| | | | ૧૯—૦ | | ૨૫—૦ વડીઆળ. | ગ્રાહમ કંપનીના ભાગદાર મે. કારનાક સાહેબ તરફથી. |
| | | | ૪—૦ | | | રા. ઓડીદારા વિશ્વનાથ તરફથી. |
| | | | ૪—૦ | | | રા. રૂપશંકર જટાશંકર તરફથી. |
| | | | ૧૨—૦ | | | મુંબાઈવાળા શેઠ નરશી કેશવજી તરફથી. |
| | | | ૪—૮ | | | પારેખ લાલચંદ ડોસા તરફથી. |
| | | | ૪—૦ | | | શેઠ ગોકલ ઝુંઝાભાઈ તરફથી. |
| | | | ૨—૦ | | | કારકુન કશલચંદ કેશવજી તરફથી. |
| | | | ૧—૦ | | | કારકુન શંભુસંગ મૂલશંકર તરફથી. |
| | | | ૧—૦ | | | રા. જદુરામ કાશીરામ તરફથી. |
| | | | ૧—૦ | | | માજી મેહેતાજી શિવશંકર બાણજી તરફથી. |
| | | | ૨—૦ | | | શેઠ હકમીચંદ સંઘજી તરફથી. |
| ૪૪ | કલ્યાણપર | ૩-૧૫ | | | | અત્રેના વહીવટદાર આ. જટાશંકર અંબાશંકર તરફથી. |
| ૪૫ | માલવીઆના પીપલીયા. | ૨—૦ | | ૧—૮ | | કારભારી ભીમજી વીરજી તરફથી. |
| ૪૬ | હડાલા. | ૩—૦ | ૨—૦ | | | ભીમના મે. સ્પેશીઅલ આસીસ્ટંટ સાહેબ તરફથી. |
| ૪૭ | મોરબી. | | ૧૫—૦ | | | આજમ મે. રાવબહાદૂર શંભુપ્રસાદ સાહેબ તરફથી. |
| | | | ૧૫—૦ | | | મે. ડાક્ટર સાહેબ તરફથી. |
| ૪૮ | ધોરાજી. | ૨—૦ | | | | આ. મામલતદાર મે. નરભેશંકર હરીશંકર તરફથી. |
| | | | ૧—૦ | | | આ. થાણદાર મે. ધનેશ્વર આદીતરામ તરફથી. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | રાજેશ્રી કુબેરરામ મંગળજી તરફથી. |
| | | ૧—૦ | | | નગરશેઠ પેલાભાઈ કહાનજી તરફથી. |
| | | ૧—૦ | | | શેઠ કરસનદાસ મથુરાદાસ તરફથી. |
| | | ૧—૦ | | | મેમણની જમાત તરફથી. |
| | | ૦—૮ | | | પોષ્ટ માસ્તર પુનાભા હરજીવન તરફથી |
| | | ૦—૮ | | | સોની પીડાભાઈ લક્ષમણ તરફથી. |
| | | ૦—૮ | | | પટેલ આકુ સુરૂભાઈ તરફથી. |
| | | ૦—૮ | | | જોજીરર મૂલચંદ અજરામર તરફથી. |
| ૪૯ | ઉપરેટા, | | ૨—૦ | | મહાલકરી સાહેબ રામાનંદ માહેશ્વર તરફથી. |
| | | | ૨—૦ | | વકીલ લલુભાઈ અંબાલાલ તરફથી |
| | | | ૧—૦ | | કાકના દરબાર તરફથી. |
| | | | ૧—૦ | | આ. વહીવટદાર દામોદર ભગવાનજી તરફથી. |
| | | | ૧—૦ | | ફોજદાર સુનજી પરમશી તરફથી. |
| | | | ૧—૦ | | ગામના મહાજન તરફથી. |
| | | | ૦—૮ | | વકીલ રાયચંદ ગોપાળજી તરફથી. |
| | | | ૦—૮ | | પુરશોતમ દેવકરણ તરફથી. |
| | | | ૦—૮ | | જોષી વનમાળી ઓધવજી તરફથી. |
| | | | ૦—૮ | | કારકુન મહાસુખરામ તરફથી. |
| | | | ૦—૪ | | કારકુન વાસણજી પ્રાગજી તરફથી. |
| | | | ૦—૪ | | કારકુન ગીરીલાલ તરફથી. |
| ૫૦ | માધવપુર. | ૮—૦ | | ૩—૦ | આજમ ગૌરીશંકર આણંદરામ તરફથી. |
| ૫૧ | ગડુ. | ૧—૦ | | | મેહેરબાન ઠાકોર સાહેબ તરફથી. |
| | | ૧—૦ | | | મે. માસ્તર બાલકૃષ્ણ તરફથી. |
| | | | ૧—૦ | | મે. માસ્તર જશાદેવા તરફથી. |
| | | ૧—૦ | | | મહાજન લોકો તરફથી. |

૨—૮

૧-૧૧

૫૨ સીહોર. ૧—૭

૫૩ નવાણીઆ. ૨—૦

૫૪ શમીર. ૬—૦

૦—૮

મુ. રાજકોટ તા. ૯ મી ફેબ્રુવારી સન ૧૮૭૩

ભાવનગરના રહીસ દયાલજી કરશનજી તરફથી.
પુરશોતમ ગવરીશંકર તરફથી.
સોની હરખજી નાગજી તરફથી.
આ. વહીવટદાર સાહેબ હરીલાલ. પીતમલાલ તરફથી.
ફોજદાર કેશવરાવ આપા તરફથી.
શેઠ બાવા મોરારજી તરફથી.

GOPALGI SURBHAI

ડેપ્યુટી. એ. ઇન્સ્પેક્ટર પ્રાંત કાઠીઆવાડ.

## ખેડા જીલ્લાની સરકારી નિશાળમાં ઇનામ અપાયું તેની યાદી.

| નંબર. | નિશાળનું નામ. | ઇનામવેહેચ્યાની તારીખ. | રૂપિઆની રકમ | શીખાળતમાં | આપનારનું નામ. | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ખડાલમેચ. | ૩૦—૫-૭૨ | ૧—૮-૦ | છોકરાને | શા. હરગોવન વરજલાલ. | ૨૦ાામીઠાઇ૦ાાકાગળ. |
| ૨ | નાહાપાડ | ૮—૬-૭૨ | ૫—૮-૦ | છોકરીઓને | પુરાણી. રાજારામ બાપુભાઇ, ગોસાઇ સીવલાલગર સંતોકગર તથા મેહેતાજી રણછોડલાલ નારણજી. | ૨૫ સ્લેટો.૨૦ાામાંઠાઇ. |
| ૩ | અલીણા. | ૧૮—૮-૭૨ | ૨—૦-૦ | છોકરા તથા છોડીઓને | મલેક. ખાન જહાંમીઆં રાજનમીઆં. | ૩૨ મીઠાઇ |
| ૪ | ખંભાત. | ૯-૧૦-૭૨ | ૨—૦-૦ | છોકરાઓને | નામીચા દાકતર ભાઉ દાજી. | |
| ૫ | નડીઆદ. કન્યાશાળા | ૧૫-૧૦-૭૨ | ૬૬—૮-૦ | છોકરીઓને | કલેક્ટર સાહેબ, ઇન્સ્પેક્ટર સાહેબ.જડજસાહેબ, મામલતદાર સાહેબ વગેરે. | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬ | પીપળાવ. | ૨૫-૧૧-૭૨. | ૦—૮—૦ | છોકરાઓને | અડાના રેહેનાર પા. ગોપાળ ગિરધર. |
| ૭ | વાસદ. | ૨-૧૨-૭૨ | ૪—૩—૦ | છોકરાઓને | સ્ટેશન માસ્તર. ડાહ્યાભાઇ ઇજ તરામ તથા કમેટીના મેમ્બરો. |
| | | ૨૦-૧૧-૭૨. | ૪—૨—૬ | છોકરાઓને | કેશવલાલ મોતીલાલ અમદાવાદના. |
| | | ૬-૭૨. | ૨—૧૦—૩ | છોકરાઓને | કવિ મોહનલાલ દલપતરામ. |
| ૮ | વાસણા મારગામા. | ૪-૧૨-૭૨ | ૧—૦—૦ | છોકરાઓને | મેહેરબાન પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબના રાઇટર પરશોતમ ત્રંબકરાવ. |
| ૯ | ઉમરેઠ. | ૧૮-૧૨-૭૨. | ૩—૦—૦ | છોકરા તથા છોડીઓને | મેહેરબાન. હરીલાલ અંબાશં- મીઠ કર મુનસફ સાહેબ. |
| ૧૦ | કઠાણા. | ૧૮-૧૨-૭૨ | ૨—૦—૦ | છોકરાઓને | વજેશંગ અખેશંગ. |
| ૧૧ | વિરસદ. | ૮—૧—૭૩ | ૩—૫—૦ | છોકરાઓતથા છોડીઓને | નાપાડના ગોસાઇ. શિવલાલગર સંતોકગર. |
| ૧૨. | રાસકા. | ૧૧—૧—૭૩ | ૧—૬—૦ | છોકરાઓને | મેહેરબાન કુકસાહેબ. આ. કલેક્ટર. |
| ૧૩ | મેહુદાવાદ કુવાવાળા. | ૧૪—૧—૭૩ | ૨—૬—૦ | છોકરાઓને | મેહેરબાન કુકસાહેબ. આ. કલેક્ટર. |
| ૧૪ | ઓરીઆવી. | ૧૫—૧—૭૩ | ૧—૦—૦ | છોકરાઓને | ડાકોરના જમીનદાર મનોહર ગણેશ તથા આ. ડે. પો. ઇ. રામચંદ્ર બળવંત. |
| ૧૫ | બોરસદ. | ૧૭—૧—૭૩ | ૫—૦—૦ | છોકરાઓને | પાલણપુરના કારભારી. ગોવિંદરાવ બળવંતરામ. |
| ૧૬ | વિરસદ. | ૨૮—૧—૭૩ | ૨—૧૩—૩ | છોકરાતથા છોડીઓને. | મુખી. શિવાભાઇ મનોરભાઇ તથા પે. આ. વેહેરીભાઇ ગલાભાઇ તથા મેહેતાજી ગંગાશંકર મયારામ. |
| | | | | છોકરાઓને | મેહેરબાન કુકસાહેબ. આ. કલેક્ટર. |

| | | | | |
|---|---|---|---|---|
| ૮ અકલાચા. | ૩૦—૧—૭૩ | ૨-૧૫-૦ | | ને. મેહેરબાન.કુકસાહેબ. આ.કલેકટર. |
| ૯ તોરણ. | ૧૩—૨—૭૩ | ૨-૧૧-૧૦ | છોકરાઓને | મેહેરબાનડીસ્ટ્રીક્ટ ડીપુટી કલેકટરસાહેબ,બમનજી એદલજી મોદી. |
| ૧૦ પીંડાધ. | ૩—૨—૭૩ | ૨—૪-૦ | છોકરાઓને | એજન. |

Motiram Rajaram,
ડીપુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર એડાવિભાગ.

## ઇનામની યાદી

અમદાવાદ વિભાગની સરકારી નિશાળોમાં માંહે અકટોબર ૧૮૭૨ની માંહે માર્ચ સન૧૮૭૩સુધીમાં જે જે સદ્ગૃહસ્થો તરફથી ઇનામ વેહેચવામાં આવેલી તે બાબતની યાદ.

| અ. નં. | નિશાળનું નામ. | કઇ તારીખે ઇનામ વેહેચ્યું. | ઇનામ આપનારનું નામ. | ઇનામની બાબત. | કેટલી કીમતનું. |
|---|---|---|---|---|---|
| ૧ | વીરમગામ. | ૧૧-૧૦-૭૨ | કારકુન દીનાનાથ હરીવલભદાસ | ઇનામ વહેચ્યું | ૨—૬—૬ |
| ૨ | અમદાવાદ નં. ૭ ઉર્દુ. | ૧૩-૧૦-૭૨ | દીલ્લીના શાહાજાદા સાહેબે | મ ઠાઈ | ૧—૦—૦ |
| ૩ | અમદાવાદ નં. ૭ ઉર્દુ. | ૧૩-૧૦-૭૨ | દીલ્લીના મેહેરબાન સેર મહમદશાહા બાહાદુર તથા બાદશાહી દીવાન. | મીઠાઈ | ૧—૪—૦ |
| ૪ | નાવડા | ૧૭-૧૦-૭૨ | ધંધુકાના મામલતદાર સાહેબે | મીઠાઈ | ૧—૦—૦ |
| ૫ | કમળેજ | ૨૦-૧૦-૭૨ | સા. રાયચંદ જેચંદ | મીઠાઈ | ૦—૮—૦ |
| ૬ | ધોલેરા | ૨૧-૨૦-૭૨ | ધંધુકાના મામલતદાર શાહેબ અરજુનરામ ઉલાસરામે | મીઠાઈ | ૧—૦—૦ |
| ૭ | ધોળેરાં ક. શા. | ૨૧-૧૦-૭૨ | એજન | મીઠાઈ | ૧—૦—૦ |
| ૮ | ધોળકા | ૨૩-૧૦-૭૨ | પ્રાંતીજના ફર્સ્ટ કારકુન લલુભાઇ ઉલા- | મીઠાઈ | ૧—૪—૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯ | પુંસરી | ૧૩-૧૧-૭૨ | આજમ પ્રાંતીજના મામલતદાર સાહેબ | | |
| ૧૦ | ઘોજેરા ક. શા. | ૨૫—૧—૭૨ | મ. લો. પ્રે. સાહેબના હેડ કલાર્ક મોતી રામભાઈ ૦-૮-૦ ગરબાવળી નં. ૪ લાયબ્રેરીમાં તથા ફુલપાવર માજીસ્ટ્રેટના શિરસ્તેદાર અજીતરાવજી તથા અમીર હુસેન તથા સભાઓ સોમનાથભાઈ તથા થાણદાર મંછાભાઈ બુલાખીદાસ તથા ફોજદાર નેહાલાલ તથા ચુડાસમા રામાભાઈ વિગરે. | | |
| ૧૧ | બરવાળા ક. શા. | ૮-૧૧-૭૨ | મેહેરબાન ફુલપવર માજીસ્ટ્રેટ લેલી સાહેબ | મીઠાઈ | ૨—૦—૦ |
| ૧૨ | પ્રાંતીજ ક. શા. | ૯-૧૧-૭૨ | અત્રેના ટપાલ માસ્તર યસવંતરાવ મા• રમારામ | સલેટો નં ૫ | ૧—૦—૦ |
| | | | | મીઠાઈ | ૦—૮—૦ |
| ૧૩ | નાવડા | ૯-૧૧-૭૨ | આજમ જમનાદાસ નહાનચંદભાઇ | મીઠાઈ | |
| ૧૪ | બરવાળા | ૮-૧૧-૭૨ | મેહેરબાન ફુલપવર માજીસ્ટ્રેટ લેલી | મીઠાઈ | |
| | | | | ૩૨૫ પાયડી | ૨૫—૦—૦ |
| ૧૫ | ગાંફ | ૧૧-૭૨ | મજકુરગામના ઠાકોરસાહેબ | ઇનામ | ૧—૪—૦ |
| ૧૬ | મીરોલી | ૫-૧૧-૭૨ | પટેલ ઘોરીદાસ ગલાભાઇએ | | ૦—૮—૦ |
| ૧૭ | બદરખા | ૨૨-૧૧-૭૨ | મેહેરબાન પોલીસ સુપરીન્ડેન્ટ હન્ડરસન સાહેબ | મીઠાઈ | |
| ૧૮ | કમળેજ | ૧૪-૧૨-૭૨ | પાણેથા તાબે રાજપીપળાના મેહેતાજી નર્મદાશંકર ભુલેશ્વરે | મીઠાઇ | ૦—૬—૦ |
| ૧૯ | મોડાસા | ૨૩-૧૨-૭૨ | મેહેરબાન મહીકાંઠાના પોલીટીકલ એજન્ટ મેહેરબાન હદ્રન સાહેબ | મીઠાઇ | ૩—૮—૦ |
| ૨૦ | રાણપુર ક. શા. | ૧૨-૧૨-૭૨ | અમદાવાદ જીલ્લાના કલેકટર મેહેરબા- | ઓઢણાં નં. ૩ | ૮—૦—૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | ...ડેલ સાહેબ તથા તાલુકદાર પરમાર આમભાઈ | તા. મીઠાઈ | |
| ૨૧ | મોડાસા ક. શા. | ૨૩-૧૨-૭૨ | મહીકાંઠાનાં મે. પોલીટીકાલ એજનસાહેબ | મીઠાઈ | ૧—૮—૦ |
| ૨૨ | નડીઆદ | ૯-૧૨-૭૨ | મેહેરબાન સેલી સાહેબ તથા કમેટીના મેમ્બરો તરફથી. | મીઠાઈ ૨૧ ઓઢણું ૨૧ તા. મીઠાઈ | ૨—૦—૦ |
| ૨૩ | એજન | ૨૪-૧૨-૭૨ | કમેટીના મેમ્બર તથા મહાજન તરફથી | ઇનામ | ૧૧—૪—૦ |
| ૨૪ | ભુવાલડી | ૧૯-૧૨-૭૨ | ઓવરસિયર વીઠલરાવ સદાનંદ | ઇનામ | ૮—૦—૦ |
| ૨૫ | વારણા | ૧૨-૭૨ | ભટ પોચાભાઈ હીરજી પાંચ ગામના. હરીભાઈ ત્રીભોવનગોર ગોર. કેશવરામ ફુલજારામ ભટ. નારણ જેશંકર ભટ. નંદુરામ ત્રીકમ ઠકર. લવજી કાનજી | ૦-૮-૦ ૦-૮-૦ ૦-૪-૦ ૦-૪-૦ ૦-૩-૬ ૦-૩-૬ ; ૦-૭-૦ શાકર ૧-૮-૦ ગોપડી | ૧—૧૫—૦ |
| ૨૬ | વાલુકડ | ૨૨—૧—૭૩ | મેહેરબાન સેલી સાહેબ તથા લાઠી દરબાર તરફથી કારભારી જેશંકર સેવકરામ | મીઠાઈ | ૧—૦—૦ |
| ૨૭ | પ્રાંતીજ ક. શા. | ૩૦—૧—૭૩ | અમદાવાદના કલેકટર સાહેબ | ૬-૦-૦ રેવડી. ૧-૦-૦ પતાશા | ૭—૦—૦ |
| ૨૮ | મોડાસા ક. શા. | ૩૧—૧—૭૩ | કોઠારી નાથજી જેચંદ | મીઠાઈ | ૦—૧૨—૦ |
| ૨૯ | ગાંફ | ૬—૧—૭૩ | ધંધુકાના મામલતદાર સાહેબ તથા અંગ્રેજી દાકતર સાહેબ | ૨-૮-૦ મીઠાઈ | ૨—૮—૦ |
| | ...ન | ૧... | ...મ્યુને | મીઠાઈ | ૧—૦—૦ |

ગુજરાત શાળાપત્રના લવાજમ વગેરેનાં નાણાં આવેલાં તેની પહોંચ તા. ૧ અપ્રેલ સને ૧૮૭૩થી તા. ૩૦ મી જુન સને ૧૮૭૩ સુધી.

| નામ. | સન ૧૮૭૨ | સને ૧૮૭૩ |
|---|---|---|
| દિલ્હિના શાહજાદાના તરફથી | ૦-૦-૦ | ૧—૮—૦ |
| મે. સુરત જીલ્લાના ડે. એ. ઇ.ના તરફથી | ૦-૦-૦ | ૭૫—૦—૦ |
| ધંધુકા રીડીંગ રૂમના તરફથી | ૦-૦-૦ | ૧—૦—૦ |
| રાવબહાદુર મગનભાઇની કન્યાશાળાના તરફથી | ૦-૦-૦ | ૧—૦—૦ |
| હરકોર શેઠાણીની કન્યાશાળાના તરફથી | ૦-૦-૦ | ૧—૦—૦ |
| કરાંચી. પારસી વીરબાઇજી સ્કૂલના તરફથી | ૦-૦-૦ | ૧—૮—૦ |
| કવિ નર્મદાશંકર લાલશંકર તરફથી | ૦-૦-૦ | ૩—૮—૧૦ |
| મોરબી તા. સ્કૂલના તરફથી | ૦-૦-૦ | ૨૧—૧૫—૮ |
| મહુવા તા. સ્કૂલના તરફથી | ૦-૦-૦ | ૧૮—૪—૦ |
| મેહેરબાન ડાયરેક્ટર સાહેબના તરફથી | ૧૦૦-૦-૦ | ૦—૦—૦ |
| મેહેરબાન સોંથના ડે.એ. ઇ.ના તરફથી | ૧૬-૧૦-૯ | ૦—૦—૦ |
| હાંસોટ તા. સ્કૂલના માસ્તર તરફથી | ૦-૦-૦ | ૧—૮—૦ |
| મે. કચ્છના ડે. એ. ઇ.ના તરફથી | ૦-૦-૦ | ૩૭—૨—૦ |
| મે. સોરઠ અને ગોહલવાડના સબ ડી. એ. ઇ.ના તરફથી | ૦-૦-૦ | ૧—૮—૦ |
| ઝાડી તા. સ્કૂલના માસ્તર તરફથી | ૦-૦-૦ | ૫—૫—૯ |
| બાબરા તા. સ્કૂલના માસ્તર તરફથી | ૦-૦-૦ | ૪—૧૨—૦ |
| બાટવા તા. સ્કૂલના માસ્તર તરફથી | ૦-૦-૦ | ૨—૪—૦ |
| | ૧૧૬-૧૦-૯ | ૧૪૬-૧૧-૭ |

કુલ...૨૬૩-૮-૪

Registered No. 12.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

AUGUST 1873

પુસ્તક ૧૨ મું. આગષ્ટ સંન ૧૮૭૩. અંક ૮ મો.

મેંતાજી બહુ મીઠું ગુજ, નામ તેમ છે કામ:—
કર અંતે મનલેનની, ખરી એતિ ધરિ હામ.

| અનુક્રમણિકા | પૃષ્ઠ. | *Contents.* | Page |
|---|---|---|---|
| મેઘદૂત કાવ્ય .. .. ..... | ૧૧૩ | The Medhaduta (Translated) .............. | 113 |
| દેશી પીંગળ .. ... , .. | ૧૧૮ | The indigenous versification of Gujarat | 118 |
| ચરચા પત્ર ...., ... | ૧૧૨ | Correspondence .. | 112 |
| કેળવણી ખાતાની ખબરો | ૧૨૫ | Educational news . | 125 |



( કેળવણીખાતાના હુકમથી. )

---

અમદાવાદ ગરધે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદ છાપી પ્રસિદ્ધ કર્યું.
(... રૂ ૧. અગાઉથીજ)

# गूजरातशाळापत्र.

પુસ્તક ૧૨ મું. ઑગસ્ટ સને ૧૮૭૩. અંક ૮ મો.

## मेघदूत काव्य.

छप्पर खादनि उप्पर झीणी जाळे [1]गूंथ्या ज्याय
[2]चंद्रकांत मणि, चंद्र प्रतापे, [3]तूं नहि होये त्याय
त्यारे, [4]माझम रात्रे
जळ बुंद झरपिने रामानी रति [5]ग्लानि उतारे
तन जेनुं जुलमि भुजबाथेरे थकव्युं [6]प्राणप्यारे ९

---

राजसमे ज्या शे'रनि बाहर [1]विभ्राज्य बागे रोज
अक्षय लक्ष्मीवंत रसीकनर संचरे करता मोज,
[2]गांधर्व गण लई जोडे,
स्वर ऊंचे सुंदर गान जे करता बहु[3] वाटे,

---

૯. ૧. ચંદ્રકાંત મણિનું વિશેષણ.—૨. એ મણિને માટે એમ કહે છે કે એના ઉપર ચંદ્રના કિરણ પડ્યાથી તેમાથી પાણી ઝરપેછે.—૩. વરસાદ, વાદળા વગરની નિર્મળ રાત્રિ.—૪. મધ્યનો અપભ્રંશ શબ્દ. મધ-રાત્રિ.—૫. થાક.—૬. પ્રાણના જેવો જે પ્યારો તેણે, કંથે.

૧૦—૧. રાજ બાગ, કુબેરનો જે મોટો બાગ છે તેનું નામ.—૨. ગવૈયાનું ટોળું.—૩. રસ્તામા આગળ ગવૈયાઓ ગાન કરતા જાય, અને

पण मन ने श्रवण तो लीन छे प्रिय [4]सहचारिवाते. १०

---

ठामठाम वाटे वेराणां वेणिथि फुलमंदार;
कर्णेथि कमळ कनकनां; कहिं कहिं शिरथी शेरो अपार
मुक्ताफळ मोघांनी;
ने स्तनस्थळ त्रूट्याहार;— [1]ए सौ सुचवे प्रभाते,
आ मार्ग मानुनिओ मझामां मा'ली राते. ११

---

[1]धनेश स्नेहाथि शंभु वसेछे ए स्थानक साक्षात,
[2]माटे [3]मन्मथ मधुपपणछ्युत धनुष धरे नहिं हाथ
धाक थकी जे धामे;

---

પેલા રસીક આમંતો મોજ કરતા કરતા ચાલ્યા જાયછે.—૪. સહ કેહેતાં સાથે, અને ચરી એટલે ચાલનારી, પોતાની જોડે જે સુંદરીને લઈને ફરવા નીકળ્યાછે તે. એ પ્યારી સુંદરીની વાતમાં તેનું મન અને કાન તો લીન થઈ ગયાછે. કહેવાનો મતલબ એ કે આગળ ગાયન ચાલેછે પણ પ્રિય સંભાષણના માધુર્ય આગળ તે ઉપર તેઓ ધ્યાન આપતા નથી.

૧૧. ૧. એ એટલે વેરાએલાં મંદારનાં ફુલ, સોનાનાં કમળ, મોતીની સેરો, અને તૂટેલા હાર જે રસ્તામાં ઠેકાણે ઠેકાણે પડેલાં છે તે સવારમાં બીજા જોનારને સૂચવેછે કે આ રસ્તે રાત્રે સ્ત્રીઓ મઝામાં માહાલી હતી.

૧૨. ૧. ધનેશ કહેતાં કુબેરની સાથે મૈત્રીછે તેથી શિવજી સાક્ષાત્ એ સ્થાનકે વસેછે. સાક્ષાત્ કહેવાનું કારણ એ કે મૂર્તિરૂપે નહીં—તે તો બધે હોયજ.— ૨. એ માટે એટલે અહિંયા સાક્ષાત્ શિવજી વસેછે તેથી. ૩. કામદેવ. ભમરાની પણછ છે એવું જે પોતાનું ધનુષ તે કામદેવ એ ઠેકાણે શિવજીના ધાકથી પોતાના હાથમાં ધારણ ક-

पण कामिनुं काळज कोरवानुं [4]कार्य तो थाये
अति अचुक चतुर वनितानारे कटाक्षनि सहाये. १२

सुंदरिओने सुरतरु एकलुं आपे सौ सणगारः--
चारु चीर विचित्र, वळी बहु कुसुम कळी दळसार,
भूषण विविध विधीनां,
वळि चरण कमळ चीतरवाने अलतो, वळि, वीरा,
[1]लालित्य अलौकिक लोचने लावनारि मदीरा. १३

धनपति धामथि उत्तरे त्यां, ओ! दीसे मुज वास!
बारणे [1]तोरण रत्नजडीतज ओपे ऊंचुं आकाश--
[2]इंद्रधनुप होय जाणे--

રેતો નથી. મહાદેવે એક વખત કામને બાળી મૂકયો હતો તે દિવસથી એ બીહીતોજ ફરેછે. ભમરાનું ધનુપ પુરાણમાં કામદેવને સારૂ કલ્પ્યુંછે તે તેના તીવ્ર ડંખના કારણથી.—૪. કામ, હેતું. ભમરાનું ધનુષ્ય કામદેવ ધારણ કરે તેનો હેતુતો એજ કે કામીનાં અંતઃકરણ કોરવા, અને તે હેતુ તો અચૂકજ ચતુર વનિતાનાં કટાક્ષની મદદવડે અહીંયા પૂરો પડેછે. મતલબ કે સ્ત્રીઓની કટાક્ષ તે અહીંયા કામદેવનું ધનુષ્ય. ભમર ને ધનુષ્યની ઉપમા તો તેના આકાર ઉપરથી સાધારણ રીતે અપાયજછે, પણ કામદેવના ભ્રમર યુક્ત ધનુષ્યની ઉપમા તેના શામળણું ઉપરથી વધારે સંભવેછે, અને રેસમાં બેહદ વધારો થાયછે.

૧૩. આ શ્લોકમાં કહેવાની મતલબ એછે કે સ્ત્રીઓનો ઘણો શણગારે ફકત કલ્પ વૃક્ષઉપરથીજ મળેછે.—૧. લોચનમાં અલૌકિક લાલિત્ય લાવનારી જે મદીરા તે.

૧૪. ૧. દરવાજાની કમાન.—૨. એ કમાનના ઉંચાપણા ઉપરથી

छे [3]बाळमंदारज, [4]बाळाए [5]बाळकवत पाळ्यो,
ऊंमो आंगणे, हस्ते [6]अडातो रे फुलगुमखे वाळ्यो. १४

---

पाळे पानां जडेलुं त्यां छे एक तळाव रसाळ,
कनकनां पत्र ने विदूर मणिनी चळकति काळी नाळ,
एवां कमळे ढंकायुं,
नीर निर्मळ जेनां जोईने बहु हंस वस्याछे,
चोमासे पण नहि पासेनुं मान सरवर वांछे. १५

---

[1]मारि प्रियानि प्रिया रंग टेकरी त्यां छे तळावने तीर,

---

અને તેના ઉપર રંગાબેરંગી રત્ન જડ્યાછે તે ઉપરથી એને ઇંદ્રધનુષ અથવા મેઘધનુષની ઉપમા આપેછે.—૩. મંદારનું નાનું ઝાડ.—૪. એની સ્ત્રી. બાળા કહેવાનું કારણ કે ઝાડ ફુલનો શોક બાળાને વધારે હોયછે. ૫—જાણે પોતાનું છોકરૂં હોય તેમજ તેણે એ ઝાડ પાળીને મોટું કીધુંછે. એ અતિ સ્નેહ દર્શાવેછે.—૬. હેઠે ઉભેલા માણસથી હાથવડે અડકી શકાય એવા. ભાવાર્થઃ—મારી સ્ત્રીએ પોતાના બાળક પ્રમાણે પાળેલા બાળમંદાર ફુલના ભારથી હાથે અડકી શકાય એટલા વળી ગએલા ત્યાં આંગણા આગળ ઉગ્યાછે.

૧૫. પાળે પાનાં જડેલાંછે એવું, અને સોનાનાં પાંતરાંવાળાં તથા વિદૂર મણિની ચળકતી કાળી નાળવાળા કમળોથી ઢંકાએલું એક ત્યાં રસાળ સરોવર છે, જેના નિર્મળ પાણી જોઇને બહુ હંસ ત્યાં વાસો કરીને રહ્યાછે, અને ચોમાસું આવેછે તો પણ પાસેજ માનસરોવર છે તે છતાં ત્યાં જવાની ઇચ્છા પણ કરતા નથી. ચોમાસે હંસ માનસરોવરે જાયજ, પણ આ તળાવ એવું સુંદર છે કે તેઓને તે સાંભરતું પણ નથી.

૧૬. ૧. મારી પ્રિયા કહેતાં પ્રિય અને વાહાલી એવી એક રંગટેકરી

[2]कनककदलिवन चोगम चळके, नीलमणीमय, वीर,
[3]शिखर सरस शोभे छे
ते साभरि आवे छे हवा चित चमकित होई,
चोपाजु झबुकती विजळीओमा तुजने जोई. १६

---

माधवि वेलनो माडवो त्या; फरता कुरुबक छोड;
पासे लाल अशोक प्रणमतुं पल्लवे धरिने कोड,
ने चितचोर बकुल छे.
अेक ईच्छे चारु चरण बीजुं मुखनी मदिराने
मुज पेठे तुज भामीनारे दोहदने बा'ने. १७

---

ત્યા તે તળાવને કાંઠેછે. રંગટેકરી એટલે જે ટેકરી ઉપર અમે રંગભોગ કરીએ છઇએ તે.—૨. સોનાનાં કેળનાં વન.—૩. તે ટેકરીનું નીલ મણિમય શિખર, ઓ ભાઈ, સરસ શોભેછે, તે ચોગમ ઝબુકતિ વીજળીઓની વચમાં તને જોઇને હમણાં મને સાંભરી આવેછે, અને ચિતમાં ચમક પેદા થાયછે. વીજળીઓ સોનાના કદળી વનનું, અને કાળું વાદળું નીલ મણિમય શિખરનું સ્મરણ કરાવેછે. રમણસ્થાન સાંભર્યાથી ચિતમાં ચમક થાય એ સ્વાભાવિકજ છે, અને વીજળીઓના ઝબકારાની વખત સહજ પણ ચિતને ચમકાવી શકેછે.

૧૭. ત્યા માધવીવેલનો માંડવો; ફરતા કુરૂબકના છોડ; અને પાસે પાંતરા વડે કોડથી પ્રણામ કરતું લાલ અશોકનુ ઝાડ તથા ચિતને ચોરી લે એવું એક બકુલનું ઝાડ છે. તેમાથી એક એક (લાલ અશોક) તારી ભાભીના કહેતાં મારી પ્રિયાના ચરણની અને બીજું તેના મુખની મદિરાની દોહદને બા'ને મારી પેઠે ઈચ્છા કરેછે. કહેછે કે સ્રીના ચરણસ્પર્શથી અશોક અને તેના મુખના કોગળાથી બકુલનું ઝાડ ન ફળતું હોય તો પણ ફળેછે. એને દોહદ કહેછે. અશોકને પ્રણમતું કહેવાની મતલબ એકે પવનથી તેનાં પાંતરાં હાલેછે તેથી પ્રણામ કરતું હોય એમજ જણાયછે.

# देशी पिंगळ.

દેશી પિંગળનો આરંભ કરવાની પૂર્વે-પિંગળ શાસ્ત્રનાં સામાન્ય મૂળતત્વ સમજવાં જોઇએ. પિંગળના ગ્રંથોમાં એ શાસ્ત્રના વિશેષ નિયમો બહુ આપ્યા હોયછે, પણ સામાન્ય મૂળ તત્વને બિલકુલ છેડતાજ નથી. આ છંદમા આટલી માત્રા ગણ તથા આ ઠેકાણે યતિ, અને આ છંદમાં આ પ્રમાણે એ બહુજ વિસ્તારથી લખ્યું હોયછે–એટલે સુધી કે ગૂજરાતીઓને મન પિંગળનો અર્થ નકામું બાંધુ કથનજ થઈ રહ્યોછે–પણ તેનાં કારણ લેશમાત્ર પણ આપતા નથી. પિંગળના મૂળ સમર્થગ્રંથકારો એ કારણોથી અજાણ હતા એમ અમારો કહેવાનો હેતુ નથી. એથી. ઉલટું તેઓએ કેટલાએક સૂક્ષ્મ નિયમો બાંધ્યાછે તે ઉપરથી સાફ લાગેછે કે તેઓ એ કારણ બરાબર જાણતા હતા. પણ આપણા સઘળા શાસ્ત્રના ગ્રંથોની પેઠે પિંગળમાં બોધન શૈલીજ વાપરીછે, અને શોધનની જરા પણ ઉપયોગ કીધો નથી તેથી કારણોની સમજ તે સમજનારમાંજ રહી, અને પાછળથી તો ઘણા પિંગળપાઠી વેદપાઠીના જેવાજ વિવેકરહીત થયા.

પિંગળ એ પદ્ય રચનાનું શાસ્ત્રછે, ત્યારે પ્રથમજ એ પ્રશ્ન ઉઠેછે કે પદ્ય એટલે શું. ઘણા લોકો પદ્ય'ને કવિતામાં શો ભેદછે તે ન સમજી તે બંનેને એક રૂપ ગણેછે, પણ ખરૂં જોઇએ તો દેહ અને આત્મા એ બે જેવી નિરાળી વસ્તુછે, તેવીજ કવિતા પદ્યથી જૂદીજ વસ્તુ છે. કવિતા અર્થમાં રહેલીછે, અને પદ્યરચના શબ્દની ધ્વનિમાં રહેલીછે, અજાણી પરભાષાના પદ્યની ખૂબી આપણે અનુભવી શકીએ. પણ તે ભાષા સારી પેઠે ભણ્યા શિવાય તેનો કવિતારસ ક્યારે પણ સમજાવાનો નાહિ. એ વાત ખરી કે કવિતા અને પદ્ય બહુધા જોડેજ જોવામાં આવેછે, અને કવિતાનો સંપૂર્ણ સમાવેશ પદ્ય વિના બીજા રૂપમાં થઈ શકતો નથી, તોપણ એ નિરાળી વસ્તુઓ છે એ જાણવું બહુ અગત્યનું છે. પદ્ય કવિતા વિનાનું હોય, અને ગદ્યમાં કવિતારસ કેટલોએક તો ઘણીવાર આવી શકેછે.

પદ્ય જેમ એક બાજુએ કવિતાની હદમાં પેસી જાયછે તેમ બીજી

બાજુએ તે સંગીતની હદમાં જતું રહેછે. ઘણા લોકો ગાયન ને પદ્ય એ-
ક રૂપજ ગણેછે, અને ખરેખર એ બે વચ્ચેનો ભેદ તો ઘણોજ સૂક્ષ્મ
છે. એ બંને એટલે પદ્યશાસ્ત્ર અને સંગીતશાસ્ત્રને અર્થની સાથે કામ
નથી, પણ શબ્દની ધ્વનિ સાથે કામ છે. એ શબ્દ માધુર્યના નિયમોનાં
શાસ્ત્રછે, અને ખરૂં જોઇએ તો સંગીતશાસ્ત્રનોજ પદ્યશાસ્ત્ર એક વિ-
ભાગછે. સંગીતશાસ્ત્રના બે વિષય છેઃ— સ્વર અને તાલ. સ્વર એ સં-
ગીતશાસ્ત્રનો ખાસ વિષયછે, અને તાલનું જ્ઞાન એ બંનેમાં જોઇએ
છઇએ. હાલ આપણામાં કવિતા જે ગવાયછે તેમા અવશ્ય કાંઈ સ્વર
ભેદ થાયછે ખરો, પણ તે એટલો નથી કે સંગીતશાસ્ત્રની ગણત્રીમાં
ગણવાજોગ કહેવાય, અને જેમ જેમ ભાષાઓ વધારે બેડાતી જાયછે.તેમ
તેમ તેનુ વળણ એ સ્વરભેદ દૂર કરવા તરફ છે. ઘણી બેડાએલી ભા-
ષાઓમાં જેમકે ઇંગરેજી, વૃજ વગેરેમાં છંદ ગવાતા નથી, પણ બો-
લાયછે. પંડીત કવિઓની ક્ષણે ક્ષણે અનેક રેસમાં ઉડતી વાણીને ગા-
યનનો એક રસ ઉદ્દીપન કરવાને બદલે તેને પ્રતિકુળ થઈ પડેછે. માટે
પદ્યની વ્યાખ્યા એમ કરીએ તો ચાલેકે શબ્દના ઉચ્ચારણ સંબંધી
સ્વર ભેદ વિના બીજા કાંઇ નિયમો રાખીને જે રચના કીધી હોય તે પદ્ય.
ગદ્યમાં શબ્દરચના અર્થ અને વ્યાકરણ નિયમને અનુસરીજ કરવામા આ-
વેછે, પણ પદ્યમાં તે ઉપરાંત શબ્દના સ્વરૂપ ઉપરજ, અને તે સ્વરૂ-
પના સંયોગે ઘડાતા શ્રવણ માધુર્ય ઉપર અવશ્ય ધ્યાન આપવામાં આવેછે.

દુનિયામાં પદ્ય રચનાનાં બે ધોરણ જાણવામાં આવ્યાછે. એબે શિ-
વાય બીજાં છે પણ તે આ બેના પેટામાજ મૂકી શકાયછે. મુખ્ય તો એ
રીત છે કે પદ્યની પ્રત્યેક લીટીના અમુક ભાગ પાડ્યા હોય તો તે દરેક ભા-
ગને બોલતા સરખોજ કાળ જાય. એરીતે સરખો કાળ જવાથી ઉચ્ચારણ
નિયમિત થાયછે અને કાનને સ્વભાવિક રીતેજ પ્રિય લાગેછે. એ પ્રત્યેક
કડકો બોલતી વખતે કાંઇ ભાર મૂકવામાં આવેછે,અને એ કડકા સમાન
કાળ અંતરે હારબંધ સ્વરનો કડકો લેતા લેતા હારબંધ ચાલ્યા જાયછે.
કાંઇ વધારે થોભવાનુ આવેછે ત્યારે એમ કહેવાયછે કે લીટી અથવા ચ-
રણ પૂરૂં થયું, અને એવા ચરણના અમુક જુથને છંદ કહેછે. ઘણું

કરીને આપણા દેશના છંદ ચાર ચરણનાં હોયછે. સંગીત કવિતા વિના ત્રણ ચરણી શ્લોક જોવામાં આવતો નથી-પણ બે ચરણી દોહરો અને ૭ ચરણી છપ્પો તો બધે પ્રસિદ્ધ છે.

ઉપર કહ્યું તે શિવાય બીજી રીત પદ્યરચનાની છે. પ્રથમની રીત તો આપણા દેશની સામાન્ય રીત છે એટલે ઉદાહરણ વિના પણ સમજાઇ હશે, તથાપિ આ રીતનું ઉદાહરણ વિના સ્પષ્ટીકરણ કરવું અશક્યછે. ઇંગરેજી વગેરે કેટલીએક યૂરોપીઅન ભાષાઓમાં એ ચાલેછે. સંસ્કૃત, ગ્રીક, લાટિન, સઘળી હિંદુસ્તાનની પ્રાકૃત, આર્બી વગેરે ઘણી પ્રાચીન અને અર્વાચીન ભાષાઓમાં પહેલી રીત ચાલેછે. એ બધાના પદ્ય સમકાળી વિભાગના ઉપર આધાર રાખેછે. પણ એ સમકાળી વિભાગ કઈ ભાષાઓમાં થઇ શકે કે જેના ઉચ્ચારણમાં હ્રસ્વ દીર્ઘની ભેદ ચોખો રહેલોછે. ઇંગરેજી ભાષામાં એ ભેદ ચોખો નથી, અને લિપિતો એ ભેદ સમજતીજ નથી. ત્યારે એવી ભાષાઓએ પદ્યરચનાની બીજી યુક્તિ કહાડીછે. અથવા ખરૂં જોઇએતો સંસ્કૃત ગ્રીકમાં જે ઊંચી પદ્ધતી ચાલતી હતી તેની સ્વસામાર્થ્યને અનુકુળ પડતી એક અપભ્રંશ રીત પકડી છે. એ બે ભાષાઓએ સમકાળી નિયમ શિવાય એક વધારે નિયમ સ્વિકાર્યો હતો. સમભાગમાં અક્ષર સંખ્યા પણ સરખીજ રાખતા હતા કે તે ભાગ સઘળી રીતે સરખાજ થઇ જાય. એ વિશેષ નિયમ એ ભાષાઓએ રાખ્યો, પ્રત્યેક ભાગમાં જેમ ભાર મૂકવામાં આવતો હતો તેમ મૂકવાનું કાયમ રાખ્યું, પણ સમકાળની વાત પોતાની અશક્તિ જાણી છોડી દીધી. એ રીત આપણને એવી નવી છે કે વખતે એમ પણ લાગે કે એમાં તે પદ્યપણું ક્યાં રહ્યું, તોપણ એ રીતથી એ કેટલુંએક શબ્દ માધુર્ય સંપાદન થઈ શકે છે, અને કવિતા રસનો ભાગ બેશક તે ઝીલવાને સમર્થછે. ટુંકામાં સમકાળ ભાગની, અને સમસંખ્યા વર્ણવાળા ભાગની એવી બે રીતિઓ પદ્યરચનાનીછે.

હવે ગુજરાતી દેશિઓનું બંધારણ કઈ રીતિનું છે? પહેલી કે બીજી? એ જાણવું બહુજ અગત્યનુંછે. પણ એની ઉત્તર કાંઈ અઘરો નથી. બીજી રીતિએ એટલે અક્ષરના સામ્ય ઉપર તો દેશિઓ નથી ર-

થાઇ, એતો જરા મહેનત લઇને કોઈ ગમે તે દેશીનું પ્રથક્કરણ કરશે તો તેને ઝટ માલમ પડશે. એક લીટીમાં સોળ અક્ષર માલમ પડશે, તો બીજીમાં ચૌદ, ત્રીજીમાં ૨૦) અને ચોથીમાં હરાડ. અક્ષરોનો નિયમ છેજ નહીં. ત્યારે માત્રાનો નિયમ હોવો જોઇએજ, કેમકે જો તે નિયમ પણ નહીં હોય તો તો એ પદ્યજ નથી, અને જો પદ્યજ નથી તો ગાંધર્વો જે સારંગો નરથાં લઈ ગાયછે, અને ગૂજરાતીઓ હરખથી સાંભળે છે તે બધું પશુથી પણ અધમ પ્રાણીના જેવો એલજ સમજવો.

આ ઠેકાણે અમારે એક વાત સંભારવી જોઇએ. પદ્યના નિયમ પાળવા, અને મજૂરની માફક મહેનતે માત્રેમાત્રા મેળવી જવી એ બંને જૂદીજ વાત છે. ખરા કવિને માત્રા ગણવી પડતી નથી, તે ગણતા નથી જ, અને જગતમાં જેટલા મોટા કવીઓ થઈ ગયા છે તેમની વાણી સ્વભાવિકજ છે. જેમ ગદ્યનો કોઇપણ સારો લખનારો લખતી વખતે વ્યાકરણ નિયમનો વિચાર કરતો નથી, પણ પોતાની કલમને ઉછાળાબંધ મનના વેગની પછાડો ફેંકતો ચાલ્યો જાયછે, તેમ કવિઓના મુખાંવિંદમાંથી સરસ્વતી આપો આપ ખળખળાટ ચાલીજ જાયછે, અને તે વખતે પિંગળ શાસ્ત્રનાં બંધનમાં ચાલુંછું એમ તેને લેશમાત્ર પણ માલમ પડતું નથી. એ ખરૂં કે એટલા સ્વચ્છંદ વેગ છતાં પિંગળશાસ્ત્રનું બંધન બરાબર જળવાયછે, પણ તેતો સ્વાભાવિક રીતેજ તેનાથી થઈ જાયછે. જેમ સાધારણ લોકોથી બોલતાં અને વિદ્વાનોથી લખતાં વ્યાકરણ નિયમ સહજ જ પળાઇ જાયછે, તેમ ખરા કવિની ઉભરાતી વાણીમાં સ્વભાવિકજ પિંગળ નિયમ રહેલા છે. ખરે જો એ પિંગળ નિયમ એ પ્રમાણે સ્વાભાવિક નહો હોય, તો પછી એ શાસ્ત્રજ શેનું અને એને માન્ય પણ કોણ કરે!

ઉપર કહ્યું તે પ્રમાણે ગૂજરાતી કવિઓ સ્વભાવિકજ કવિતા કરી ગયા છે અને તેમાં કાંઈ નિયમ હોવાજ જોઇએ, પણ ફકત સ્વાભાવિક રીતેજ. અને શાસ્ત્રની સહાયતાની સાથે કામ કરવામાં જે ફેર પડેછે તે બેશક અહીંયાં નજરે પડેછે. શાસ્ત્રના નિયમ જાણ્યાથી કળા સંપૂર્ણ થાયછે. ગદ્યનો લખનાર લખતી વખતે વ્યાકરણ નિયમ જોતાખોળાનેજ લખતો

નથી, તે છતાં વ્યાકરણજ્ઞાનથી તેનું લખાણ નિર્દોષ થાયછે. તેમ સ્વભાવિક કવિઓ પિંગળ નજાણતા હોયતો છૂટ વધારે લે, એટલે તે પોતાના ઉત્સાહમાં જે અક્ષર લઘુ બોલાતો હોય તેને તે ગુરૂ કરે અને ગુરૂને લઘુ કરે, અને તેને ખબર નપડે કે હું આ ઠેકાણે છૂટ લઉંછું. તેનો કાનતો તેના ઉચ્ચારણ પ્રમાણે પદ તાલબંધ છેકે નહી તે કહે, પણ જ્યાં તેનું ઉચ્ચારણજ ભાષાના નિયમથી ઉલટું હોય તો ત્યાં તે તેને કાંઇ સહાય કરી શકતો નથી. ખરૂં કે એના ઉચ્ચારણ પ્રમાણે એ લીટી તાલબંધજ છે, તથાપિ બીજા વાંચનારે જો ઉચ્ચારણ ભિન્ન કીધું તો તે ઝટ તૂટવાની. આ ઠેકાણે શાસ્ત્રનો અભ્યાસ ખપમાં આવેછે. જો પિંગળ જાણતો હોય તો સમજે કે આ ઠેકાણે દીર્ઘ ઉચ્ચારણ હું કરૂં છું, પણ ભાષામાં તો હ્રસ્વ છે જો. આટલું જ્ઞાન તેના ઉપર હમેશાં અંકુશરૂપ રેહેવાનું અને છૂટ લઉંછું એમ સમજ્યોકે તેને જેમ બને તેમ થોડીજ છૂટ લેવાનું મન થવાનું. સંસ્કૃત કવિઓ ઘણું કરીને કાંઇજ છૂટ લેતા નથી. વૃજભાષાના કવિઓ ઇકારને ઉકારવાળા અક્ષર શિવાય બીજે ઠેકાણે થોડીજ લેછે, અને આપણા જૂના ગૂર્જર કવિઓ તો સઘળા સ્વભાવિક કવિજ છે એટલે મરજીમાં આવે ત્યાં અને મરજીમાં આવે તેટલી છૂટ લેછે. તે છતાં તેમનું લખાણ નિયમિત છે એતો નિઃસંશયજ, પણ ઉચ્ચારણની છૂટ ઘણી લીધીછે. સારા કવિઓમાં એ છૂટ પણ ઘણી નથી, અને જ્યાં છે ત્યાં રસમાં વધારો કરનારી છૂટછે, પણ એ વિષય આગળ કાંઈક વિસ્તાર આવશે.

---

## चर्चा पत्र.

૧ ભૂગોળવિદ્યા ભાગ ૧ આવૃતી ૧૦મી પાને ૪૪માં ધોળકા તથા સાંણદછે. તે પરગણામાં મારા ધાર્યા મુજબ. સર્ખેજ શજેલુ છે (સાંણદ તાલુકે) તો પણ સર્ખેજ દસક્રોઇ પરગણામાં છે તો તે વિશે કેમ હશે.

૨ હાલરોજમેળ તથા. ખાતાવહી. સરકારે નિશાળોમાંથી કાઢી નાંખેલ છે, તો ચોપાનીયાં ઉચક કંન્ટીંજંટમાંથી લેવાં કે કેમ તે વિશે હજુ સુધી ખુલાશો નથી.

૩ નિશાળોમાં હાલ કેટલાક મેહેતાજી, માસ્તરો, તરફથી ધોરણવાર ચોપડીઓ બનાવેલ છે. તો પણ કઈ કઈ ચલાવવી તેનો હજુસુધી કાંઈ ખુલાશો નથી.

ઉપરના ત્રણ સવાલોથી હું બીલકુલ અજાણ્યો છું તે વિશે મને ખુલાશો હાલ મળતો નથી તો આપને પૂછેલ છે જેથી આવતા આંકમાં મેહેરબાની કરી ખુલાશો આપશો તા. ૩૦-૬-૭૨

ગણપતરામ ગોવિંદદાસ. અરેચાક
તાલુકે વડોદની. સ.ગુ.નિ. મેહેતાજી
પ્રાં. ઝાલાવાડ

☞ ગામ અને તાલુકા હમેશાં ફરેતા જાયછે માટે જે જે વખતે જેમ હોય તેમ જાણી લેવું. બીજો સવાલ પોતાના ડેપુટી સાહેબને પૂછવો જોઇએ. ત્રીજા સવાલમાં કહેવાનું કે જે ચોપડીઓ સરકારે પસંદ કીધી હોય તેજ ચલાવવી જોઇએ. એવી નવી થએલી ચોપડીઓ તો ઘણીખરી નિરૂપયોગી છે અને કદાપિ ઉપયોગી હોય તો પણ રજા વિના નિશાળમા ચલાવી શકાય નહિ. ધોરણ શીખવવામાં જો કોઇ નવી ચોપડીની જરૂર જણાય તો ઉપરી તરફ તે બાબત લખાણ કરવું.

## ૨. રીતિ

જે વારની સંખ્યા કહે તેમાંથી એક બાદ કરી તેને સાતે ગુણી તેમાં એક ભેળવવો. જે આવે તે કહેલા વારના દીવસ.

### ઉદાહરણ.

૧ સવાલ.—બાર સોમવારના દિવસ. કેટલા ?

૧ જવાબ.—૧૨-૧=૧૧×૭=૭૭+૧=૭૮ દિવસ થાય.

૨ સવાલ.—એક મંગળવારના દિવસ કેટલા ?

૨ જવાબ.—૧-૧=૦×૭=૦+૧=૧ દિવસ થાય.

આવી બાબત મેં ગામડામાં વધારે ખપ માટે આપણી હજુરમાં મોકલી છે એજ અરજ તા.૨૨-૩-૧૮૭૩

લી. સેવક. વીરજી ધારામ પંજા. મેહેતાજી
સાધીઆ. પ્રાંત હાલાર ઇલાકે કાઠીઆવાડ

## ३. मुंबइमां छठा धोरणनो अभ्यास करनारने मोटी अडचण.

હાલમાં ઘણા લોકો અંગ્રેજી ભાષા શિખવા પછવાડી લાગેલા જણાયછે. એ ખરેખર ખુશી થવા જેવુંછે. પણ વિચાર કરતાં જેટલું ખુશી થવા જેવુંછે તેટલુંજ અફસોસ કરવા જેવુંછે, કારણ કે આપણા અવિચારી લોકોએ પેહેલાથી પુરતો વિચાર ન કરતાં અને પોતાની નિઘા લાંબી દોડાવ્યા વગર એક ચોકશ કામ હાથમાં પકડવું એ કેવળ મૂરખાઈ ભરેલું છે. જે કરવા માડ્યું તેને અધવચ રખડાવવું નહીં. નથાય એવું હોય તે મૂળથીજ હાથમાં પકડવું નહી, જેમ ધોબીનો બળદ નહી ઘરનો અને નહી ઘાટનો એજ કહેવતને હાલના ઘણા માણસોને લાગુ પડતી હોય એમ જણાયછે. જુઓ કે જેના બાપદાદા ચીન વીલાયત અને ફ્રાન્સ સાથે વેપાર ચલાવતા, જેના ઘરડાઓએ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી મોટી આબરૂ મેળવેલી તેના અપટ છોકરા હાલમાં પોતાની સ્વભાષાનુ પુરતું જ્ઞાન મેલવ્યા વગર પરભાષા પછાડી પેહેલાંથી પોતાનું ધ્યાન લગાડી પાછળથી પૂરતા સાધનો ન મળવાથી ફસાઈ પડેછે. પછી નહીં હંસમાં અને નહીં કાગમાં એટલે અધવચ લટકે છે. એવા છોકરા હાલમાં દશ અને પંદર રૂપીઆની ચાકરીને સારૂ ભટકેછે. અને એનું પરિણામ એટલુંજ કે, તેઓ પોતાનો પાયો પેહેલાથી પાકો નહીં કરેતાં, પોતાંની આખી જીંદગીને ખરે ખરા દુઃખમાં અજવાળી રાતે હાથમાં દીવો લઈ એ અવિચાર રૂપી કુવામાં યાહોમ કરી ઝંપળાવેછે. માટે પેહેલાંથી આપણી ભાષાનું પૂરતું જ્ઞાન મેળવવું અને પછીથી જો પૂરતાં સાધન મળે તો બીજી ભાષા શિખવાને કોઈ પણ પ્રકારની અડચણ અમારા જોવામાં આવતી નથી. હવે હલકા દરજ્જાની નોકરી મેલવવાને જે સાધનો જોઇએ તે આવા મુંબાઈ સરખા શેહેરમાં બિલકુલ છેજ નહીં એમ કહીએ તો ખોટુ નથી કારણ કે જો આપણા ગૂજરાત તરફ નીધા કરીશુ તો ત્યાં જોવામાં આવેછે કે હલકા દરજ્જાની નોકરી કરનારને જે પેહેલું સાધન જોઇએ તે ત્યાં છે એટલે કે ત્યાં છઠા ધોરણ સુધી અભ્યાસ કરનારને નિશાળ મળી

શકેછે કે જ્યાં છઠા ધોરણ સુધી શિખવાયછે પણ આ શેહેરમાંની ઘણી નિશાળોની અંદર ત્રીજા અને ચોથા ધોરણથી અંગ્રેજી શિખવવામાં આવેછે. હવે જો કોઈ છોકરાના માબાપની એવી મરજી હોય કે, મારે તો મારા છોકરાને ગુજરાતી શિખવી છઠા ધોરણમાં પાસ કરી હલકા દરજ્જાની જ. ચાકરી કરાવી અમારો ગરીબ સંસાર ગુજારવોછે, કારણ કે હાલના વખત પ્રમાણે જો સારૂં જ્ઞાન અંગ્રેજી ભાષામાં મેળવે તોજ તેનો કોઈ ભાવ પુછે નહીં તો એઉમાં રખડી મરે માટે જો એક પણ નિશાળ આ શેહેરમાં હોય તો સારૂ. મુંબાઈ શેહેરમાં અંગ્રેજી શિખનારને જેવી સ્કૂલો જોઇએ તેવી મળી મળી શકેછે પણે ખરે ખરી અડચણ તો છઠા ધોરણના શિખનારને છે માટે અમે કેળવણી ખાતાના ઉપરીને અને લાગતા વળગતાને એવી સુચના કરીએછીએ કે તેઓ જો આ શેહેરના વચલા વાંધાના લોકોનું ભલું ચહાતા હોય તો તેઓએ એકપણ એવી નિશાળ કાઢવી કે જેમા ધોરણના અભ્યાશીઓને અભ્યાસ કરવાનું બની આવે. અને આ બીના ઉપર કેળવણી ખાતાના ઉપરીઓ ધ્યાન આપ્યા વગર ચૂકશે નહીં એવી આશાછે.

Ishawarlal Amaritlal Davey,
An Assistant Matsor in the Bholeswar
School, Bombay.

---

## कोळवणी खातानी खबरो.

| | | | | |
|---|---|---|---|---|
| ૩૧ | ધોળકાકસબા. | મેહેરબાન ડી. એ.ઈ. સાહેબે પરીક્ષા કરી. | મીઠાઈ | ૧-૦-૦ |
| ૩૨ | રોજીદ. | ફુલપવર માજીસ્ટ્રેટ લેલીસાહેબ પધારી ત્યાંની કમેટીના મેમ્બરો તરફથી. | મીઠાઈ | ૨-૦-૦ |
| ૩૩ | હરશોલ. | અમદાવાદજીલ્લાના મેહેરબાન કલેકટર સાહેબ બાહાદુર. | મીઠાઈ | ૧-૦-૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૪ | હરશોલ,ક.શા. | અમદાવાદ જીલ્લાના મે કલેકટર સાહેબ. | ૪-૦-૦રેજ ૧-૦-૦૫તાશાં | ૫-૦-૦ |
| ૩૫ | મોડાશા,ક.શા. | મેહેરબાન ગ્રાંટ સાહેબ. | મીઠાઈ | ૫-૦-૦ |
| ૩૬ | કુકવાવ | પોલીસ ઇન્સ્પેકટર સાહેબ. | ૧-૦-૦ | |
| | | મયાચંદ ખુશાલ. | ૦-૪-૦ | |
| | | મેતા મયાચંદ દામોદર. | ૦-૮-૦ | |
| | | મેંતા કેવળ ઉમેદ. | ૦-૮-૦રોકડા | |
| | | તાલુકદાર કાનાજી ગોરધનજી. | ૦-૮-૦ | |
| | | તાલુકદાર રામશંગજી તારાજી. | ૦-૮-૦ | |
| | | તાલુકદાર શવાજી ગંગજી મુખ્ય ઠાકોર. | ૦-૮-૦ | |
| | | તાલુકદાર ઉમાજી ગમજી મુખ્ય ઠાકોર. | ૦-૮-૦ | |
| | | મુખી મણકાજી પરતાપજી મુખ્ય ઠાકોર. | ૦-૮-૦ | |
| ૩૭ | આંબલી. | તલાટી છોટાલાલ કાળીદાસ. | ૧-૦-૦ ૫-૧૨-૦ચોપડી | ૮-૧૨-૦ |
| | | ગોમતી ચુડાશમા ભુપતસંઘ જીવાભાઈ. | ૧-૦-૦ | |
| | | ચુડાશમા મદારસંઘ જીવાભાઈ. | ૧-૦-૦ ૨-૦-૦મીઠાઈ | |
| | | શેઠ એમચંદ નથુભાઈ. | ૧-૦-૦ ૧)ઓઢણીને.૧ | |
| | | શેઠ હીરાચંદ ધનજીભાઇ. | ૧-૦-૦ | |
| | | ચુડાશમા કરણાભાઈ પેહેલાભાઈ. | ૧-૦-૦ | |
| | | ગાંધી ત્રમલ ગોવનજી. | ૧-૦-૦ | |
| | | ઠકર ચકુ વાલજી. | ૦-૮-૦ | |
| | | ચુડાશમા અભુજી માંકાભાઈ. | ૦-૮-૦ | |
| | | ચુડાશમા અમરસંઘ રાણાભાઈ. | ૦-૮-૦ | |

| | | | | |
|---|---|---|---|---|
| | | દરજી કુબેર માલદાસ. | | ૦-૪-૦ |
| ૩૮ | રોજકા. | ચુડાશમા. દીપસંઘજી અ-મરસંઘજી.<br>એજન કેશરીસંઘજી બાલ-મસંઘજી.<br>એજન દાજીભાઈ આતાભાઈ.<br>એજન પથુભાઈ માનાભાઈ.<br>એજન સામતસંગજી જશવં-તસંઘજી. | ચોપડીઓ ઇનામમાં આપી ૬-૧૦-૬ | ૬-૧૦-૬ |
| ૩૯ | ગોરમથા. | વાસ. કેટવેળ સુપરીન્ટેન્ડેન્ટ ખાનદેશ માંડળ. | મીઠાઈ | ૧-૦-૦ |
| ૪૦ | કોઠ. | મે. ડી. એ. ઇ. સાહેબ ઉત્તર બાગના બાહાદુરે ૨૧-૦-૦ મીઠાઈમાં સાકર આપી. | ૧-૦-૦ | ૧-૦-૦ |
| ૪૧ | ધડકણ. | લોકોએ ૩૯-૪-૦ માં. | નવાઘરનું વાસ્તુકરી જમાડયા. | ૯-૪-૦ |
| ૪૨ | ધોલકાકન્યા-શાળા. | મે. અમદાવાદ જીલ્લાના ડી. એ.ઇ. સાહેબે પરીક્ષા વખતે શેઠ શાહુકાર વીગેરેને બોલા-વ્યા હતા તેમાં ઠકર. દેવજી-ભાઇ તા. શેઠ. કુંવરજી ધર-મશીતયા. બીબા મણીઆરા તા. માંકાભાઈ. આ દરેક જણે ૩૨ નાં ઓરણાં તથા ૩૨ની મીઠાઈ. | ૩૮ નાં ઓઢણાં ૩૨ ની મીઠાઈ | ૧૦-૦-૦ |
| ૪૩ | ધુંધકા કન્યા-શાળા. | મેહેરબાન લીલ સાહેબ ૨૧-૦-૦ પતાસાં. | મીઠાઈ | ૧-૦-૦ |
| ૪૪ | નાવડા. | તાલુકદાર. મેણાભી બલોક-ખાનજી સરદાર મહમદખાનના ૦-૮-૦ | મીઠાઇ | ૦-૮-૦ |

| | | | | |
|---|---|---|---|---|
| | | કારભારી જેઠાભાઇ તા. દાગો-દરબાઇએ રૂ૦-૮-૦આઠ આનાની મીઠાઇ વેહેંચી. | | |
| | | માજી ચુડાસમા કરણાભાઇ ખેતાભાઇએ રૂ૦-૮-૦ મીઠાઇ વેહેચી. | ૦-૮-૦ | ૦-૮-૦ |
| ૪૫ | ધોલેરા. | ઠકર. દેવજી ગોવા. ૦-૮-૦ | ૦-૮-૦ | ૧-૮-૦ |
| | | કોટન ઇન્સ્પેકટર નાહાનાભાઇ નરોતમદાસે રૂ૧-૦-૦ ચોપડીઓ વેહેંચી. | મીઠાઇ ૧-૦-૦ | |
| ૪૬ | રાણપર. | દરબાર. આલમભાઇ બડામીયાં ૧-૦-૦ | ચોપડીઓ નું ઇનામ. આપ્યું | ૧-૮-૦ |
| | | ૦-૮-૦ દેશાઇ શીવલાલ બેચારદાસ. | | |
| | | ૦-૮-૦ મે. ખીમજી પ્રેમજી. | | |
| | | ૦-૮-૦ કારકુન ગીરધરલાલ મોતીલાલ. | | |
| ૪૭ | થલતેજ. | અમદાવાદ જીલાના મે. પ્રાટ ફસ આસીસ્ટંટ કલેકટરસાહેબે તા. આણંદના મામલતદાર સાહેબે. | ૩-૦-૦ મીઠાઇ. | ૩-૦-૦ |
| ૪૮ | વારણા. | મુખીપટેલ. પ્રાણદાસ, નરજીતદાસે. | ૦-૪-૦ મીઠાઇ. | ૦-૪-૦ |
| ૪૯ | બરનાળા. | મેહેરબાન તાલુકદારી સેટલમેન્ટ ઓફીસર પ્રાટસાહેબે તથા પોલીશ સુપ્રીન્ટેન્ડેન્ટ શ્રી. ૧૯ સાહેબે. | ૩૪-૦-૦ મીઠાઇ. | ૪-૦-૦ |

Mayaram Sumbhoonath,

ડીપુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર.

અમદાવાદ વિભાગ.

# જાહેર ખબર.

## જગતનો ઈતિહાસ છપાય છે. કિંમત ૪ આના.

સાદીને સેહેલી ઇબારતમાં બનતી કોશિશ લેઇ તૈયાર કર્યો છે. છઠા ધોરણ વાળાને ઘણો જરૂરનો થાય તેમ કરેલું છે. પચાસથી સો સુધી રાખનારને રોકડી કીમતે પંદર ટકા, સોથી બસેં રાખનારને વીશ ટકાને ત્રણસેં વાળાને પચીશ ટકા કમીશન મળસે. કીમત રોકડી જોઇશે. તેને જોઇએ તેણે અમને લખી મંગાવી લેવી. ખરચ અમારે શીરછે.

એ વીના ગુજરાતી પેહેલા ધોરણવાળાને જરૂરની સઘળી બાબતો જેવાકે આંક, મૂળાક્ષર, એક અક્ષરના બે અક્ષરના ત્રણને ચાર અક્ષરના શબ્દો જોડાક્ષર વિનાના. ધાતો, મહીના વગેરે. કીમત બે આના.

બીજા ધોરણવાળાને ઉપયોગી એડાને અમદાવાદ જીલ્લાની જુદી જુદી ભૂગોળો, નવા વરતી પત્રકને નવા ફેરફાર પ્રમાણે કીમત એકેક આનો.

જેને જોઇએ તેણે અમને લખવું. દરેકજાતની સોની અંદર ગખનારને પંદર ટકા, સોથી ત્રણસેં સુધા ૨૫ ટકાને ત્રણસેંથી છસેં સુધી રાખનારને ૩૫ ટકાને છસેં ઉપર રાખનારને પચાસ ટકે કમીશન મળશે. કીમત રોકડી જોઇશે. મોકલવાનું ખરચ અમારે શીર છે. અમારા ખાતાવાળા ઉધાર જોગડ વેચવાને રાખશે તેને સોની અંદર દશ, બસેંની અંદર પંદરને ત્રણસેંની અંદર વીસ ટકા કમીશન મળશે.

વિઠલદાસ ધનજીભાઈ.

Registered No 12.

# गुजरातशाळापत्र.

# GUJARAT SCHOOL-PAPER:

SEPTEMBER 1873

પુસ્તક ૧૨ મું.     સપટેમ્બર સન ૧૮૭૩.     અંક ૯ મો.

મ'તાજી મધુ મીઠું દુધ, નામ તેમ છે કામ—
કર અંતે મનક્ષીરની, ખરી ચિતિ ધરિ હામ.

અનુક્રમણિકા     પૃષ્ઠ.



Contents     Page





( કેળવણીખાતાના હુકમથી )

અમદાવાદ ગટે ગામાની હવેલીમા યુનાઈટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમા
રણછોડલાલ હીરાચંદે છાપી પ્રસિદ્ધ કર્યું.

(મૂલ્ય વરસે રૂ ૧. અગાઉથી)

# गूजरातशाळापत्र.

पुस्तक १२ मुं. સપટેમ્બર સને ૧૮૭૩. અંક ૯ મો.


## मेघदूत काव्य.

लीला वांस समान प्रकाशित, लीलां रत्न जडीत,
स्फाटिकना पायापर शोभे स्तंभ सुवर्णनो नित्य
ए वृक्षोनी वचमां;
[1]नीलकंठने थन थन नचवे [2]ज्यां सांजे शामा रे
कर कोमळे ताल बजावती, कंकण [3]झणकारे. १८

ए [1]लक्षण रक्षण करि उरमां, [2]दक्ष दयाळु मित्र,
[3]शंख पद्म बळि चितर्यां द्वारे, देखी परम पवित्र
मंदीर मारूं ओळखजे.

---

૧૮. ૧. મોર. [1]એનું ગળું નીલું છે તે ઉપરથી એને નીલકંઠ કહેછે —૨— જે સ્તંભ ઉપર. ઉપર વર્ણવેલા સ્તંભ ઉપર મોર ઉભો રહે અને નીચેથી મારી પ્રિયા ગાતી ગાતી કોમળ કર વડે તાલ બજાવે તે પ્રમાણે તે નાચતો જાય.—૩. તાલ બજાવતાં પ્રિયાના હાથનાં કંકણનો જે નિયમિત અવાજ થાય તે. એ ધ્વનિ ઉપલા સંગીત વર્ણનના લાલિત્યમાં વધારો કરેછે.

૧૯. ૧. ઉપલા પાંચ શ્લોકમાં કહેલાં ઘરની નિશાનીઓ.—૨. દક્ષ. ડાહ્યો, ચતુર.—૩. કુબેરના નવ નિધિ આ પ્રમાણે ગણાય છે:—
"पद्म ऽस्त्रियां महापद्मः शंखो मकर कच्छपौ ॥ मुकुंदनंद नीलाश्च

निस्तेज थयुं निश्चे हशे हमणां मुज पाखे!
रवि आथमे तो अंभोज नहिं निज आभा राखे! १९

---

तुर्त तुं तुर्त उतरवाने धर लघुकरिकेरुं रूप;
प्रथम कहीजे रमण टेकरी तेना रम्य अनुप
शिखर उपर जइ बेसी,
बीजरूपि नजर तुं घरमां रे फेरव चोपासे,
होय आगियानी ओळ एवा रे अति अल्प आभासे २०

---

લર્વેશ્ચ નિધયો નવ." પદ્મ, મહાપદ્મ, શંખ, મકર, કચ્છપ, મુકુંદ, નંદ, નીલ, અને ખર્વ એ નવનિધિ છે. એમાંના બે શંખને પદ્મ એને બારણે ચિતર્યાં હતાં એમ કહે છે. —૪ આ પ્રમાણે ભભકદાર વર્ણન પોતાના મકાનનું હતું તેમ કરીને પાછો પોતાના તે સમયના રસામાં ઉતરીને યક્ષ કહે છે કે "પણ તેતો હમણાં નિશ્ચય મારા વિના નિસ્તેજ થઈ રહ્યું હશે, જેમ રવિ આથમ્યે કે અંભોજ કહેતાં કમળ પોતાની શોભા રાખી રહે તું નથી." આ કહેવું પણ ખરૂંજ છે. એકનું એક ઘર ધણીની ગેરહાજરીમાં બધી શોભા છતાં સૂનું દેખાય છે, અને તેના ઉપર ઉદાસીની છાયા પૂડે છે. એમ દેખાવાના બે કારણ છે. એકતો ઘરનો સ્તંભ દૂર હોવાથી તે ધામધૂમ રહીત થઈ જાય છે, અને બીજું જોનારના મનની ઉદાસ વૃત્તિનું તેના ઉપર પ્રતિબિંબ પડે છે, અને તે પાછો પોતે જોય છે તેથી તે ઘર નિસ્તેજ થઈ ગયું એમ સમજે છે. આ ઠેકાણે ઉપલું કારણ બરાબર લાગુ પડે છે, કેમકે એ દૂર ગયો, અને પતિવ્રતા સ્ત્રી વિયોગની વ્યથામાં રીબાતી પડી એટલે સેવકવર્ગનું ચાપલ્ય, રાગતાન, નોબત, નગારાં વગેરે ઉત્સવનું તેજ ક્યાંથીજ રહ્યું હોય?

૨૦ ભાવાર્થ:—પેહેલાં જે રમણટેકરીનું વર્ણન કર્યું તેના રમણ કરવા યોગ્ય શિખર ઉપર તુરત તું જઈને બેસ અને તુરત ઉતરવાને સારૂ નાના કરી કહેતાં હાથીનું રૂપ ધારણ કર (મોટા હાથીની ગતિ મંદ હોય)

त्यां निरखिश तुं पद्मिणीरे [1]स्त्रीमणि, रुपनिधान,
नाजुकडी; जोबनभरि, जेनां पाकां बिंब समान
अधर सरस शोभे छे;
झिणि दंतुडियो अणियाळ छे— कळि कुदनि जाणे;
छे लोचन रमणिक रांकडां चौंकि [2]हरणि प्रमाणे; २१

कटि पातळि मुठ्ठीमां माती; नाभिकमळ गंभीर;
पीन पयोधर मदभर पूरां, जेने भारे शरीर
कांइक नीचुं नम्युं छे;
धीमेधीमे चरण चलावती नितंबने भारे—
शुं वर्णवुं? विधिए प्होलिरे रचि पूर्ण प्रकारे ! २२

---

પછી જાણે આગિયાનીજ ઓળ કહેતાં હાર હોય એવા અતિનાના અજવાળા વડે તું મારા ઘરમાં તારી વીજળીરૂપી નજર ઓપાસ ફેરવ. "એટલા થોડા અજવાળા વાળી વીજળી એટલા માટે કહી કે પેલી નાજુક અબળા બીકથી ચમકે નહિ.

૨૧. હવે એ પ્રિયાનું સ્વરૂપ વર્ણવે છે. આ ઠેકાણેથી આ રસમય કાવ્યનો અતિ સરસ ભાગ શરૂ થાય છે. ૧. સ્રી વર્ગમાં મણિની પેઠે શોભી રહેલી. ૨ આ પદ્મિણીનું અમુક ચિન્હ છે. મૂળમાં નીચલો શ્લોક આ-માંજ સમાએલો છે, પણ ગૂજરાતીમાં માઈ શક્યો નહિ.

૨૨. આમાં કેટલુંએક કામાતુર પુરૂષને પ્રિય લાગતું વર્ણન કીધું છે. છેલ્લી લીટીનો ભાવાર્થ—અરે એનું રૂપ તે શું શું વર્ણવું? વિધિ કહેતાં બ્રહ્માએ પેહેલ વહેલીજ એને પૂર્ણ પ્રકારે રચી છે. મતલબ કે સૌંદર્યનો સાર બધો એને ઘડતાં ગયો અને પછી જે શેષ વધ્યું તેમાંથી બીજી રંભાદિ સ્રીઓ ઘડાઈ. એ રૂપ વિયોગની પૂર્વે કેવું હતું, તે વર્ણવાયું એમ સમજવું.

तेज [1]ग़ूम थइ गयलीं गोरी जाण [2]त्रिजो मुज प्राण,
रोजनो साथि हुं दूर पडेथी जाणे चक्वी सुजाण.
होय एकलडि पडेली.
झूरि झूरि अरे विजोगमां आ लांबे दहाडे
रूप वर्ण्युं वधुं वणश्युं हशे, ज्यम पंकज टाढे! २३

---

जळ भर्युं, झांखुं, [1]अर्ध छवायुं, जाणे चंद्रनुं बिंब;—
तेमज छूटि लटोमां लपायुं, व्हालिनुं वदन [2]आलंब

---

૨૩ ૧. ખાવા ચાલવાની શુદ્ધ જતી રહી હોય તે. ૨-મારો બીજો પ્રાણ એટલે પ્રાણપ્રિયા. કહેવાની મતલબ એકે મારા દેહને બે પ્રાણ છેઃ- એક તો મારા દેહમાં છે તે, અને બીજો પેલી પ્રાણપ્રિયા. એ બેમાંના એકે પ્રાણ વિના મારો દેહ ટકી શકે નહી. ભાવાર્થઃ-એજ (ઉપર જે વર્ણવી તેજ) ગૂમ થઈ ગએલી ગોરીને મારી પ્રાણપ્રિયા જાણજે, જે કે રોજનો સાથી હું તે દૂર પડ્યાથી જાણે પ્રેમ જાણનારો ચકવીજ હોયની તેમ બિચારી એકલી પડી છે. અરે! આ (ઉન્હાળાના) લાંબા દહાડામાં વિજોગથી ઝૂરીઝૂરીને એનું રૂપ ઉપર જે વર્ણવ્યું તે બધું બગડી ગયું હશે, જેમ કમળ ટાઢથી મરવા જેવું થઈ જાય છે." કવિએ વિયોગજન્ય રૂપ વર્ણવાની આ ઠેકાણે ઠીક યુક્તિ કરી છે. યક્ષેતો પૂર્વ રૂપ જોએલું અને વળી આશક એટલે તેનું બબરતુંજ રૂપ વર્ણન કરે એમાં કાંઈ નવાઈ નથી, કેમકે તેનેતો પેલા રસભર્યા રૂપનીજ કલ્પના આવ્યા કરે છે. તે પ્રમાણે પ્રથમતો કવિએ તેનો પારો વર્ણન કરાવ્યું. પછી વિજોગમાં પડી છે એમ કહેતાં એને સાંભરી આવ્યું કે "હાય એ રૂપ તો ઝૂરીઝૂરીને વણશી ગયું હશે." એ સાંભળતાંજ એની ઉશ્કેરાએલી કલ્પના તેના દુઃખી સ્વરૂપનું ચિત્ર ઝટ ચિતરીને એની આંખ આગળ ઉભું કરે છે, અને તે પ્રમાણે એ વર્ણન કરવા નીચે પ્રમાણે મંડી જાય છે.

૨૪ ૧. વાદળાંથી અરધું ઢંકાઇ ગએલું.—૨. એક કોમળ હાથના ઉપર

कोमळ करपर करवुं;
[3]हायहायानि हुंनो झाळमां होठ सुका पडीने
रुप रंग रहीत थया; सुझ्यां [4]बहु नेत्र रडीने. २४

नजरे पडशे नेहथी तें करती नित्य पूजन
आरत भरि आतुर अंतरथी; के मुज विरहि वदन
चितरति चित्त विचारी;
के पुछति मधुर मुखि मेनांने जे पांजरे पाळीः—
“अलि रसिलि तने पति सांभरे, तुं पण हाती व्हाली” २५.

---

અવલંબન કરવું એટલે હાથ ઉપર ટકી રહેવું — ૩. હાયા હાયા કરીને જે નીસાસા મૂકે છે તેની હુંની ઝાળમાં હોઠ સુકા પડીને રૂપ ને રંગ વિનાના થઈ ગયા છે. મતલબ કે "પાકાં બિંબ સમાન" જે ઉપર લાલ કહ્યા તેવા હાલ નથી.–૪. અને આંખો રડી રડીને બહુ સૂઝી છે. એમાં મુખને જે આ ઠેકાણે ઉપમા આપી છે તે તો હૂબેહૂબ અને અજબજ છે. બીબ જેમ અર્ધું છવાએલું કહ્યું તેમ વદન છૂટી લટોમાં અરધું ઢંકાઇ ગયું છે; જેમ ચંદ્ર બાંખ ફીકું દેખાય છે તેમ એ એ પણ ફીકું પડી ગયું છે, અને આખરે જેમ તે જળ ભર્યું જણાય છે તેમ અહીયા આંસુના અને પરિસ્વેદના અંશથી જળ ભર્યું છેજ. આ ઉપમાની વધારે ખૂબી એ છે કે આવી દુઃખદાયક સ્થિતિમાં પણ ચંદ્રનું ભાન તો એ મુખ કરાવે છે ખરૂંજ; અને ઉપમા પણ ચંદ્રનીજ અપાઈ શકે છે. એ બે ચિત્રો ચિતારાને ચિતરવા જોગ છે. નીચલા ત્રણ શ્લોકમાં તે શું કરતી હશે તેનું વર્ણન કરેછે:

## પાટડીની નિશાળનું વાસ્તુ.

પાટડીની નિશાળના વાસ્તાની વખતે જે ભાષણો થયાં, અને એક પુસ્તકશાળા સ્થાપવાની તજવીજ થઈ તેને લગતી હકીકતો અમને રા-

વસાહેબ મયારામ શંભુનાથની માર્ફતે મળી છે તે ખૂશીની સાથે અમે તેજ આકારમાં નીચે પ્રગટ કરીએ છીએ.

ભુજંગી છંદ.

અરે ભાઈ હું તો કહું વાત એવી, ન ધારો કશી વાતમાં જેવિ તેવી.
થયો પાટડી પૂરે મૂકામ મારો, બધુ પાઠશાળે શિશૂનો વધારો.
કરી અર્જ મકાન માટેજ ભારી, દિઠા સૂર્યને ચંદ્ર બે લાભ કારી.
અતીશે વસેછે દિલે હોંશ જેને, સુધારા સજાવા કુધારા તજીને.
કરી પ્રેરણા દીલથી ઠીક જ્યારે, બની બેશ નિશાળ તો તેજ વારે.
મટયું કષ્ટ નિશાળિયાનુંજ વારૂ, થયા તે હશે રાજી દીલમાંજ ધારૂં
વિના પુન્યશાળી ન થાયેજ એવું, મળે સૂખ્ય ઝાઝું નકી સ્વર્ગ જેવું.
દયાળુજ દીસે સદા રાજ ભારી, કૃપાળુ બનીનેજ કીર્તિ વધારી.
ન દીસે બીજું વૈશ્યનું રાજ્ય એકે, ભણેલા ગણેલા કુમારો વિવેકે.
વળી વૃપ રાજા રૂડા જોર ભાઈ, દિસે પુન્યશાળી વડા હીમભાઈ.
હવે રાજ રાજી કરોજી અમોને, કરી ચાકરી ખૂબ જાચૂં તમોને.
નથી માગતો પાઘ કે શાલમાળા, કરો સ્નેહથી પુસ્તકોનીજ શાળા.
બીજા લાભથી છેજ એ લાભ મોટો, સ્વદેશી ભણીને તજે લ્હાવ ખોટો.

આ સભામાં બિરાજેલા દરબાર સાહેબ, અને બીજા સર્વે સદ્ગ્રહસ્થોને વિનંતી કરવાને રજા લઉંછુ કે, આ પાટડી કસ્બામાં સુધારાનું ખરે ખરૂં બીજ જે વિદ્યાશાળા તે સ્થાપન થએ આશરે દશ વર્ષ થયાં ને એ શુભ કામની સરૂઆત સારૂ આ સભામાં બીરાજેલા દરબાર સાહેબે પોતાના ખરચથી મકાન બંધાવી આપેલું કે જેમાં ગઈ કાલરોજ સુધી નિશાળ બેસતી હતી. આપણા સ્વદેશી ભાઇઓ માયાળુ અંગ્રેજ સરકારના પરોપકારી કામની આશ્રય લઈ ધીમેધીમે કેળવણીથી થતા ફાયદાથી વાકેફ થઈ, તેની ખુબ જાણી જેમ બને તેમ પોતાના બાળકોને વિદ્યા ભણાવવાને દીન પરદીન વધારે ખંતી માલમ પડતા જાયછે. ને તેજ પ્રમાણે આ કસ્બાના લોકોમાં પણ તે ઉલટ વધવાથી આ નિશાળમાં આશરે ત્રણ વર્ષની મુદતમાં વિદ્યાર્થીઓની સંખ્યામાં સુમારે અરધી ઘણો વધારો થવાથી નિશાળનું મકાન બસ ન થયું તેથી સભામાં બિરાજેલા કુંવર શ્રી સુરજમલ

શીંધજીને મેં તે વિશે વિનંતી કરવાથી તેઓએ ખુદ દરબાર સાહેબને તે હકીકત જાહેર કરી તેથી દયાળુ દરબાર સાહેબે આ સઘળા વિદ્યાર્થીઓની સમાસથાએ તેવું જુના મકાનને બદલે બીજુ નવું મકાન બનાવરાવી નિશાળ ખાતાને સ્વાધીન કર્યું, કે જેમાં હાલ સઘળા સાહેબો બિરાજેલા છે. તેનાં વાસ્તુ સારૂ આ પ્રસંગે સર્વે સાહેબોને તસ્દી આપીછે. આવા દેશ સુધારાના કામમાં સભામાં બિરાજેલા ખુદ દરબારસાહેબ, તથા કુંવર શ્રી હીમત શીંધજી પોતે ખરા દીલથી ઉલટ રાખેછે. તેનો ખરેખરો દાખલો આ મકાન બંધાવી આપ્યું એટલુંજ નહીં, પણ અત્રે એક કન્યાશાળા સ્થાપન કરેવા દરબાર સાહેબે પોતે ઇચ્છા જણાવી છે તેથી ઉમેદ છે કે તે કામતની સરૂઆત પણ સેહેજ મુદતમાં થશે, વળી અત્રે એક નાની સરખી પુસ્તકશાળા કરવાને માટે મેં એક પ્રસંગે કુંવર શ્રી. સુરજમલ શીંધજીને વિનંતી કર્યાથી તેમણે ખરી ઉલટથી તે વિશેની કેટલીક પુછ પાછ કરેલી પણ તે પ્રસંગે કેટલાંક કારણથી અનુંકુળ ન હોવાથી તે વાત બંધ રહેલી છે પણ આ પ્રસંગ એ દેશ સુધારક કામ પાર પડે તેવે જાણી ખુદ દરબાર સાહેબને તથા બીજા સર્વે સદગ્રસ્થોને પોતાની મહતા પ્રમાણે તે કામમાં નાંણાંની મદદ કરવા વિનતી કરૂંછું તે માન્ય કરશો. ને આ સભામાં બિરાજેલા દરબાર સાહેબ પોતાની પ્રજાને સુધારવા ખરાદીલથી ઉલટલે છે. તેઓ સાહેબના નામથી એ પુસ્તકશાળા ઓળખાય એટલા માટે તેનું નામ (જોરાવર શીંગ લાઈબ્રેરી) એવું ઠરાવવા હું ભલામણ કરૂંછું તે સર્વે સાહેબો એક મતથી માન્ય કરશો.

આવા સુધારાંના કામમાં દરબાર શ્રીના. કારભારી, જેઠાભાઈ તથા કરશનદાસ ઉલટ લેછે. તેથી તેમને પણ સાબાશી ઘટેછે.

દોહરા.

પુસ્તકશાળા પ્રેમથી, કરો સજન સહુ આજ.<br>
અવસર આ ઉલાસનો, હરખી સકળ સમાજ.<br>
અર્પો નામ નરેશનું, શુભ જોરાવર ભૂપ.<br>
દિન દિન વૃદ્ધી પામિને, દીપાવે તમ રૂપ.<br>
માટે મિત્રો માહરા, ઢહો નહીં આ વાર.<br>
ખરી ઊલટથી આપતાં, દ્રવ્ય મદદ નિર્ધાર.

# જાહેર ખબર.

હું નીચે સહીં કરનાર, આ કસ્બાના સર્વ રાજવંશીઓ અને સદ ગૃહસ્થોને માન પુર્વક વિનંતી કરૂંછું કે દુનીઆંના સર્વ ભાગ ઉપર હાલ માં કેળવણીનું કામ ધુમધોકાર ચાલેછે. તેવા વખતમાં આ ગામના વિદ્યાર્થીઓ અને દુનીઆંનું જ્ઞાન મેળવવાને ઇન્તેજારી રાખનાર શોખીલાઓને માટે એક પુસ્તકશાળાની મોટી ખામી છે. તે ખામી સર્વ ગૃહસ્થો એકદિલથી સહાયતો મટવાને મુશ્કેલ નથી. હાલ અત્રે એક નાની સરખી પુસ્તકશાળા સ્થાપવાને આશા રાખુછું ને તેથી જે સદ ગૃહસ્થો તરફ આ યાદી મોકલવામાં આવે તેઓ એવા સુભ કામમાં મેંબર થઈને પોતાના જાતી ભાઇઓના અને દેશ સુધારાના કામમાં ઉલટ ભેર કેટલી મદદ કરવા ચહાય છે. તે બાબત પોતાની સહીં સાથે નાણાંની રકમ ભરશે. એવી આશા છે. તા. ૫ મી જુલાઇ સને ૧૮૭૩

સરકારી. ગુજરાતી. મુખ્ય નિશાળના મેહેતાજી પાટડી.

૧ દેશાઇશ્રી. જોરાવરસીંગજી કુબેરશીંગજી સહીં. દાઃ મૂળજી બુદર. રૂ૨૫) ૨ આજમ. જમનાદાશ. કશનદાશ. સરકારકુન સાહેબ. રૂ૧૧) ૩ પ્ર. પુરશોતમરાય. નહાનાલાલ. રૂ૭) ૪ રાજેશ્રી નથુભાઇ. મેહેચરભાઇ પેહેલા. કારકુન. રૂ૫) ૫ શેઠ. ચતુર પરસોતમ બજાણાના માજી કારભારી. રૂ૪) ૬ દેશાઇ. જેસીંગભાઇ. અંબાભાઈ. રૂ૩) ૭ દેશાઇ. મૂળાભાઇ વખતસીંગજી. દા. મલુભાઇ મૂળાભાઇ. રૂ૩) ૮ દેશાઇ. મહીપતભાઇ કુબેરસીંગજી. દા. મેહેચરલાલ મહીપતભાઇ. રૂ૩) ૯ દેશાઇ. ફતેશીંગ કુબેરશીંગજી. દા. કલ્યાણસીંગ ફતેસીંગ રૂ૩) ૧૦ દેશાઇ. જીભાઇ ધુગલભાઇ દા. બાવનજી. દસુભાઇ. રૂ૩) ૧૧ દેશાઇ. કેશવલાલ કલ્યાણજી. રૂ૩) ૧૨ રાજેશ્રી. મણીશંકર રામશંકર. સ્ટેશન માસ્તર. રૂ૨) ૧૩ રાજેશ્રી ભગવાનલાલ મેહેચરલાલ. નીમનોકી દરોગા રૂ૨) ૧૪ રાજેશ્રી. લલુભાઇ મોતીલાલ. ડી. પોષ્ટમાસ્તર. રૂ૧) ૧૫ ચોરા. કુબેર બુદર મેંબર. રૂ૨) ૧૬ શેઠ. મેહેચર ગણેશ. મેંબર. રૂ૨) ૧૭ અધ્યારૂ. છગન હરીવલભ. મેંબર. રૂ૧) ૧૮ શા. વાઘજી જીવણ. મેંબર.

દા. છગન હરીવલવ. ૩૨) ૧૯ શેઠ. શોભારામ રામપ્રતાપ. દા. છગન હરીવલવ. ૩૨) ૨૦ દેશાઇ. રણછોડ ગલાબશીંગ. ૩૨) ૨૧ ભટ. ધનેશ્વર માલજી. ૩૨) ૨૨ પટલ. હરીભાઈ મૂળજી. ૩૧) ૨૩ પારેખ. ગોવનજી પરભુદાશ. દા. પા. હરીભાઇ. ૩૧) ૨૪ પારે. મંગળદાસ વનાભાઇ. ૩૦।। ૨૫ પારેખ. બાલમુકન હરદેવ. ૩૧) ૨૬ રાજેશ્રી. વૈજનાથ પુરશોતમ. કારકુન. ૩૧) ૨૭ માસ્તર. કાશીરામ હીરાચંદ. (કારભારી) ૩૧) ૨૮ દેશાઇ. મેહેશ્વર જેઠાભાઈ દા. મોતીલાલ. ૩૧) ૨૯ પારેખ છોટાલાલ અંબારામ. ૩૧) ૩૦ જવાડી. ગવરીશંકર મૂળજી. મેહેતાજી. ૩૨) કુલ. ૩૯૮।।

આ સભામાં બીરાજેલા સદગૃહસ્થોના રૂબરૂ ટુક વિનંતિ વાંચવાને રજા લઊછું.

મેહેતાજી ગવરીશંકરને અહીઆં આવે આસરે ત્રણ વરશ થયાં, તે દરમીઆને પોતાના કામમાં એટલી બધી મેહેનત લીધી કે વિદ્યાર્થીઓને વિદ્યા ગૃહણ કરતાં જેટલાં દુખ હતાં તે તેમની મેહેનતથી અને દરબાર શ્રી જોરાવર શીંગજીનો પરોપકારી બક્ષીશથી દુર થયાંછે. તેથી વિદ્યાર્થીઓને હવે ભણવાને અને શીક્ષાગરૂઓને ભણાવવાને ઘણી સગવડ પડવાનો વખત આવ્યો જોઈ ખુશી પેદા થાયછે.

આ મેહતાજીની સારી મેહનતથી શીખેલા વિદ્યાર્થીઓમાંનો એક વિદ્યાર્થી રાજકોટ ટ્રેનીંગકાલેજમાં પાસ થયો અને બીજો અંગ્રેજી ભણવાની સ્કોલરશીપની પરીક્ષામાં થયોછે. વળી એમના વખતમાં વિદ્યાર્થીઓને ભણવાને સારો રસ લાગ્યાથી વિદ્યાર્થીઓની સંખ્યામાં અતિ ઘણો વધારો થયોછે. આવી રીતની તેમની મેહેનતની બુજ તેમના ઊપરી સાહેબોએ જાણી તેમના પગારમાં રૂપૈયા ૫૦) નો વધારો કર્યોછે. આ સર્વ બીના જાણી તેમને ઘણી મેહેનત લીધી અને લેછે એમ આ સભાની અંદર કેહેવાને આંચકો ખાવો પડતો નથી. આ તેમના સદગુણ જોઈ આ સભામાં બિરાજેલા સર્વે સદગૃહસ્થો ખુશી થાયછે એમ કેહેવાને રજા લઊછું.

એમની ધારેલી ઊંતેજારીના કામમાં ફકત લાઇબ્રેરી સ્થાપન કરવાનુ કામ આજ સુધી નહીં થયું તેને વાસ્તે દરેક પ્રસંગેતે આ દિલગીરી,

બતાવતા હતાં. તે દિલગીરી દૂર કરવાને આ સભાના ગૃહસ્થોએ વિચારમાં લીધું તેથી શીખનાર વિદ્યાર્થીઓ અને કેળવણી પામેલા ગૃહસ્થોએ લાઇબ્રેરીનો લાભ લેવાની હોંશથી આ સભાનો ઘણો ઉપકાર માનેછે, ને જાચેછે, કે દરબાર શ્રી જોરાવરશીંઘજીનુ રાજ સદા કાળ રહો. (સહી) ત્રણ

પાટડી તા. ૫ જુલાઈ શન ૮૭૩

દરબાર સાહેબના હુકમથી હું ભાશણ કરવાને રજા માગુંછું.

આ કસ્બાની નિશાળમાં હાલના મેહેતાજી. ગવરીશંકર મૂળજી: ઉ-સવી સને. ૧૮૭૦ ની સાલમાં બહાલ થઈ આવ્યા. તે પછી આ નિ-શાળમાં ઘણો સારો સુધારો થતાં વિદ્યાર્થીઓને દિલ દેઈ ભણાવવા તેમણે સારી મેહેનત લીધીછે તેથી અમો ઘણા ખુશી થયા છીએ, અને હવે પછીના વાસ્તે વિદ્યાર્થીઓને વિદ્યા અભ્યાસ કરાવવા તરફવધારે સુધારો કરશે એમ ધારવામાં આવેછે. માસ્તર કાશીરામે વાંચ્યું.

---

## कॆळवणी खातानी खबरो.

પ્રાંત કાઠીયાવાડની તમામ નિશાળોમાં તા. ૧ લી અકટોબર સને ન૮૭૨ થી તે તા. ૩૧ મા માહે માર્ચ સને ૧૮૭૩ સુધીમાં જે ઇનામ વહેંચાયું તે નીચે મુજબ.

૧ જુનાઘઢની ઇંગ્રેજી સ્કુલમાં પાટવી કુમાર, ખુદાવંત બાપુ મીયાં સાહેબ રૂ૨૫-૦-૦ નું ઇનામ વેંચ્યું. ૨ મહુવા સે. એ. વ. નિશાળમાં અત્રેના સીવીલ ઇજિનેરના કારકુન રા. ભોગીલાલ માવજીએ રૂ૯-૧૩-૬ તથા, મહાજન લોકોએ રૂ૫-૪-૦ ઇનામ વહેંચ્યું. ૩ બોટાદ સે. એ. વ. સ્કૂલમાં, આજમ મેહેરબાન રાવસાહેબ ભોગીલાલપ્રાણવલભદાસે રૂ૧-૦-૦ ઇનામ વેંહેચ્યું. ૪ તલાજા. સે. એ. વ. સ્કુલમાં આજમ વ-હીવટદાર તથા. મહાજન લોકોએ રૂ૩-૦-૦ નું ઇનામ વહેંચ્યું. ૫ ગોંડીની નિશાળમાં ગામના લોકોએ રૂ૨-૦-૦ નું ઇનામ વહેંચ્યું. ૬ ટંકારાની નિશાળમાં આજમ વહીવટદાર કુબેરજી કહાનજી તથા મહાજન લોકે મળીને રૂ૪-૦-૦ છોકરાઓને રૂ૨-૦-૦ મહેતાજી તથા આસીસ્ટંટને રૂ૧-૦-૦ મહાજન લોકે છોકરાઓને ઇનામ વહેંચ્યું. ૭ જેતપર તાબે મોરબીની

નિશાળમાં સાહુકાર લોકે રૂ૩-૦-૦ નું ઇનામ વહેંચ્યું. ૮ મેપપર, મોરબીના મહેરબાન ઠાકોર સાહેબે રૂ૧૩-૯-૦ છોકરાઓને રૂ૪-૦-૦ મહેતાજી તથા આસીસ્ટંટને; તથા ગરાશીઆ લોકોએ રૂ૩-૪-૦ નું ઇનામ વેહેંચ્યું: ૯. સર્જનપરની નિશાળમાં દરબારે રૂ૧-૦-૦ તથા જાડેજા શ્રી વિભાજીએ રૂ૫-૦-૦ ઇનામ વહેંચ્યું; તથા મોરબીના મેહેરબાન ઠાકોર સાહેબ રૂ૫-૪-૦ લાઇબ્રેરીમાં ચોપડીઓ આપી. ૧૦ આંબરડીની નિશાળમાં મોરબીના મહેરબાન ઠાકોર સાહેબે રૂ૦-૧૨-૦નું ઇનામ વહેંચ્યું. ૧૧ મોડપરની નિશાળમાં મહેતા ભાઇચંદ અમુલખચંદે રૂ૭-૦-૦ છોકરાઓને રૂ૨-૦-૦ મહેતાજી તથા આસીસ્ટંટોને ઇનામ વહેંચ્યું. ૧૨ પાંટીલા નિશાળમાં ગરાશીયા ચારણ હરીપાવડ પાસે રૂ૧-૯-૦; તથા મુખી પટેલ કુબેરજી તથા વસ્તાએ રૂ૧૦-૦-૦; તથા નંદવાણા ભગવાનજી માનજીએ મહેતાજી તથા આસીસ્ટંટોને; તથા. શેઠ મંગલજી જેનસીએ રૂ૧-૦-૦ તથા. ઠા. પ્રાગજી કહાનજીએ રૂ૧-૦-૦ ઠા. ખીમાડોસાણીએ ૦-૮-૦; તા. ઓજા રૂડા હરજીએ રૂ૦-૮-૦ ને સોની ગંગારામ જેઠાએ રૂ૦-૮-૦ ને શા. ભવાન ગોવીંદજીને, મોઢવાણીઆ ડુગરસી કલ્યાણજી ને, મોડવાણીઆ જેતશી ને શા. ઝવેર પમાણીએ મળીને રૂ૦-૧૪-૦ નું ઇનામ વહેંચ્યું: ૧૩ ધ્રાંગદરા મે. રાજસાહેબ બાહાદુર કુ. શ્રી હરીસંઘજીએ રૂ૬૦-૦-૦ છોકરાને, રૂ૭-૦-૦ મહેતાજી આસીસ્ટંટોને તથા પરતાપ સંગજીએ રૂ૭-૦-૦છોકરાઓને ઇનામ વહેંચ્યું. ૧૪ મેથાણાની નિશાળમાં માજન લોકોએ, રૂ૨-૦-૦ નું ઇનામ વહેંચ્યું. ૧૫ નાગનેશ.—મે. વઢવાણના ઠાકોર સાહેબે રૂ૧૩-૯-૦ નું ઇનામ વહેંચ્યું. ૧૬ ખોડુ—મે. એજને રૂ૧૯-૧૪-૯છોકરાને, રૂ૫-૧૧-૦મહેતાજી આસીસ્ટંટોને ઇનામ વહેંચ્યું.૧૭ હડાળા. ગામ લોકે રૂ૧૦-૬-૬ તથા. રૂ૨-૦-૦ મોજે જસાપરના મુખીએ ઇનામ વહેંચ્યું. ૧૮ પાંચમ. મુખી પટેલ મુલજી રવજીએ રૂ૧૫-૦-૦નું ઇનામ વહેંચ્યું, રંગપર—લીમડીના સ્ટેટ મે. વિનાયક રાવસાહેબે રૂ૨-૦-૦ ની. સ્કો. દરમાસે આપી; રાણાશ્રી. કેસરીસંગજી અભેસંગજીએ રૂ૨-૦-૦, કુંરાણાશ્રી ભારમસંગજીએ રૂ૧-૦-૦.નું; રૂ૨-૦-૦ કલ્યાણસંગજી તા. પટેલ. નથુ જેરાજે; રૂ૧-૦-૦ દવે જે કરશન ભાણજી; રૂ૧-૦ લીમડીના શેઠ હકમચંદ અમરચંદે; રૂ૦-૮-૦ શા. પીતાંબર જશરાજે;

૦-૮-૦ શા વલભદાસ મથુરદાસ. રલોલ. ગામ લોકે રૂ૫-૦-૦ નું ઇનામ વહેંચ્યું. મોજીદડ. ગામ લોકે રૂ ૧-૦-૦ નું ઇનામ વહેંચ્યું. બંલોલ. આજમ ખલોલના થાણદાર ભવાનીશંકર મહેશ્વર રૂ૬-૮-૬ નું ઇનામ વહેંચ્યું. વાંકાનેર આજમ મહેરબાન નટસાહેબ, પો. આસીસ્ટંટ સાહેબ બહાદુરે રૂ૫-૦-૦; મે. શેઠ શાહેબે. રૂ૫-૦-૦ નું ઇનામ વહેંચ્યું. સાયલા મે. દરબાર સાહેબ ૧૫-૬-૬ છોકરાને રૂ૬-૪-૦ મહેતાજી આસીસ્ટંટોને. ૨૭-૦-૦ સદર, નું ઇનામ વેહેંચ્યું. સરા સદ રૂ ૩-૦-૦ તથા. માહાજન લોકોએ ૦-૮-૦ નું ઇનામ વહેંચ્યું. લખતર મુખી પટેલ. લાલજી ગંગારામ તથા. રૂ૧૨-૦-૦ મે. દરબાર સાહેબે રૂ૨-૧૪-૦ મુખી કારભારી પરસોતમ અનોપરામે ઇનામ વહેંચ્યું. થાન મેહેરબાન દરબાર સાહેબે તથા. માજન લોકે રૂ૫-૬-૩ નું ઇનામ વહેંચ્યું. ખજાણા મહેરબાન દરબાર શાહેબે રૂ૭-૫-૦ નું. ઇનામ વહેંચ્યું. ૧૬-૮-૦ સદર રૂ૫-૦-૦ નું. મહેતાજી તા. આસીસ્ટંટોને ઇનામ વહેંચ્યું. મુલી મે. દરબાર સાહેબે રૂ૧-૦-૦નું ઇનામ વહેંચ્યું. મલી આખા ખરેચી ૧૯-૦-૦ મે દરબાર સાહેબે. રૂ૫-૦-૦ મેહેતાજી આસાસ્ટંટોને ઇનામ વહેંચ્યું. વણોદ મે દરબાર સાહેબે રૂ૧૫-૦-૦ નું ઇનામ વહેંચ્યું. વીઠલગઢ મે દરબાર સાહેબે. રૂ૧-૦-૦; તા. વકીલ શાંકરલાલ શંભુલાલે રૂ૧-૦-૦, આજમ ફોજદાર રણછોડલાલ શિવશંકરે રૂ૧-૦-૦, રાજેશ્રી રતનરામ જમીયતરામે રૂ૦-૧૨-૦, તથા ડા. નથુ ગાંગાજીએ રૂ૦-૮-૦ નું ઇનામ વહેંચ્યું. દસાડા. મેરબાન દરબાર સાહેબ તરફથી આજમ થાણદારે ૨૩-૪-૦ છોકરાને, તા. ૩-૦-૦ છોકરીઓને ૯-૧૨-૦ મહેતાજી આસીસ્ટોને ઇનામ વહેંચ્યું. બોઇકા મે. દરબાર સાહેબે રૂ૮-૦-૦ છોકરાઓને, ૩૨-૦-૦ મહેતાજી આસીસ્ટંટોને; આજમ કેશવરાવ ભાઇએ રૂ૧-૦-૦, આજમ બોઇકા થાણદારે રૂ૧-૦-૦ નું ઇનામ વહેંચ્યું. વેરાવળ મે. લીમડીના ઠાકોર સાહેબ જસવંત સંગજીએ ૫૧-૪-૦ છોકરાઓને તા. ૧૦-૦-૦ મેહેતાજી આસીસ્ટંટોને ૩-૨-૦, આજમ મહેરબાન રાવસાહેબ ભોગીલાલ પ્રાણવલભદાસ વડોદરા કેળવણી ખાતાના સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબે; ૨-૦-૦; વલાસાના નવાબ સાહેબે ઇનામ વહેંચ્યું. ઉના. મહેરબાન નવાબ સાહેબે ૨૯-૮-૯ નું ઇનામ વહેંચ્યું. દેલવાડા. મે. નવાબ

સાહેબ બહાદુરે. ૧૬-૨-૦ છોકરાઓને, ૧૨-૧-૦ લાઇબ્રેરીમાં ચોપડીઓ આપી. આજમ વહીવટદાર છોટાલાલ ભવાનીદાસે ૩૧-૦-૦ તથા ગામ લોક ૦-૮-૦; આજમ ઉનાના ફોજદારે ૩૩-૦-૦ મે. નવાબ સાહેબ બહાદુરે ૨-૬-૦ નું ઇનામ વહેચ્યું. કુતીયાણા. માંગરોલના શેખજી સાહેબે. ૮-૨-૦ તથા. મે. નવાબ સાહેબ બહાદુરે ૩૧-૮-૦, રાજેશ્રી બલવંતરાવ દુલભજી તથા. સરવાણી હૈયાતખાએ ૪-૦-૦ તથા મે નવાબ સાહેબ બહાદુરે ૪-૧૨-૦ નું ઇનામ વહેચ્યું. માંગરોલ મહેરખાન દરબાર સાહેબે ૩૨૭-૦-૦ છોકરાઓને તથા ૨૯-૦-૦ મહેતાજી આસીસ્ટંટોને. મજેવડી. મહેતાજી ઇશ્વર બહેચરે ૫-૦-૦ તથા ગામ લોકે ૦-૧૨-૦ નું ઇનામ વહેચ્યું. ગાધકડા. આજમ ફોજદાર વલભદાસે ૩૦-૮-૦ છોકરાને, ૧૨-૧૨-૦ મહેતાજી આસીસ્ટંટોને. સુબાપાડા રાજેશ્રી લીલાધરે મુલશંકરે ૧-૮-૦, રાજેશ્રી વાલાજી કુરણા શંકરે ૦-૬-૦, નગરશેઠ નાગજી ગોવીંદજીએ ૦-૪-૦ નું ઇનામ વહેચ્યું. ગોંડલ બ્રેંચમાં ખવાશ નથુ હછુએ ૦-૬-૦, દેસાઇ વનમાલી ડોસાએ ૦-૪-૦ નું ઇનામ વહેચ્યું. ખોખરી ઠા. પરશોતમ શવજીએ ૦-૧૫-૦ નું ઇનામ વહેચ્યું. મણોદ. આજમ મહેરબાન કપતાન એ. એમ ફીલીપ્સ ગોંડલના સ્પે. પો. આ. સાહેબ બહાદુરે ૨-૦-૦ નું ઇનામ વહેચ્યું. બોવીયાં. તબાટો માનશંઘ પીતાંબરે ૪-૧૨-૩ છોકરાઓને, ૨-૦-૦ મેહેતાજી આસીસ્ટંટોને ઇનામ વહેચ્યું. સરસાઈ. મેહેતાજી કરશનજી દુલભે ૦-૪-૦, શેઠ નારાયણ જીવાએ ૦-૪-૦, શેઠ હીરા ચંદરામજીએ ૦-૪-૦, ઘોડેસ્વાર અશમાન ખોખરે ૦-૪-૦, કાઠી બાલા લખમણે ૦-૪-૦ નું ઇનામ વહેચ્યું. પોરબંદર વકીલ બાપાશંકર નાના બાઇએ ૩૧૩-૧૪-૦, મહારાજા રાણા સાહેબ બહાદુરે ૩૨૮-૯-૬ નું ઇનામ વહેચ્યું. માધવપુર આજમ ફોજદાર મથુરાંદાસ નરભેરામે ૩૦-૧૨-૦, આજમ ઉમીયાશંકર બાપાએ. ૧-૦-૦ પટેલ બની દયારામ કહાંનજીએ ૩૧-૦-૦ નું ઇનામ વહેચ્યું. કંડોરણા મહારાજા રાણા સાહેબ બહાદુરે. ૫-૧-૦ લાઇબ્રેરીમાં ચોપડીઓ આપી. જાફરાબાદ વકીલ દુલભજી ત્રીકમજીએ ૩૨-૮-૦ નું ઇનામના વહેચ્યું. મહુવા બ્રાંચમાં રાજેશ્રી ભોગીલાલ મહાવજી સીવીલઈજનેર કારકુને ૫-૧૦-૦ નં. ઇનામ વહેચ્યું. ખુંટવાડા ૩૭-૮-૦ મહેરખાન ઠાકોર સાહેબ બહાદુરે. લાઇબ્રેરીમાં ચોપડીઓ આપી.

---

મહીકાંઠા તથા પાલણપુર વિભાગમાં તા. ૧-૧૦-૭૨ થી. તા. ૩૧-૧૨-૭૨ સુધીમાં ઇનામ. અપાયું તેની વિગત.

ગાબટ ઈડરના દરબાર તરફથી થાણદાર રેવાશંકર વીરેશ્વરે રૂ૧-૪-૦ મીઠાઈ વહેંચી. બાયડ સદરહુ તરફથી રૂ૧-૮-૦, દરબારે ૧-૦-૦ થાણદારે મીઠાઈ વેહેંચી. મોઈલા સદરહુ તરફથી ૧-૮-૦ મીઠાઈ. ડીસા શહેર પાલણ પૂરના માજી વજીર પીતાંબર હાથીભાઇએ. ૧-૦-૦ મીઠાઈ. પાલણપુરે, દક્ષીના શાહજાદા અહમદ સેરશાહે. ૨-૦-૦ મીઠાઈ. એજન પાલણપુરના દીવાન સાહેબના કારભારી રાજેશ્રી. ૪-૦-૦, છોકરાઓને ગોવીંદરાવ બલવંતરાવે. ચોપડીઓ. ડભોડા ૩-૪-૦ વાણીઆ મહાજન સમસ્ત ૨-૫-૩, બ્રાહ્મણ સમસ્ત ચોપડી છોકરાઓને ૩-૪-૦ ગામ ખાતે ખાતે મતા દારોએ આપ્યા. ૦-૮-૦ ગોર ગોપાળજી પુરશોતમે. ૧-૦-૦ મીઠાઈ. ૧-૦-૦ મહારાજ પરભુદાસજી પુરશોતમજી ૪-૦-૦ મહેતાજી આસીસ્ટંટો તથા. માનીટરોને. પેથાપુર ઠાકોરશ્રી હીમતશીંગજી ભવાનશીંગજીએ ૬-૦-૦ છોકરાઓને ચોપડીઓ તા. ફુપટા. ૨ ને ૧-૦-૦ મહેતાજીને તથા ફુપટા. રૂ૧-૮-૦ આસીસ્ટંટ માનીટરને તથા ફુપટા. ૧-૮-૦ મીઠાઈ એવી રીતે કુલ રૂ૧૦-૦-૦ રોકડા તા. ફુપટા. પાંચનું ઈનામ વહેચ્યું. જોટાણા સ્કૂલ ફંડમાંથી રૂ૭-૦-૦ ની ચોપડીઓ. સતળાસણા. ઠાકોરશ્રી હરીશીંગજી ગુમાનશીંગજી તથા થાણદાર છોટાલાલે રૂ૧-૦-૦ નું ઈનામ. વહેચ્યું. માણસા સબ ઇન્સ્પેકટીંગ પોષ્ટ માસ્તર વીજુભા બગાજી ૨-૬-૨ છોકરાઓને ચોપડીઓ તથા. ૧-૦-૦ મીઠાઈ વહેંચી. વાળ, તાલુકાના કારકુન વેલજીભાઈ દોલજી તથા મહેતા ડુંગરજી તા. દીકરા વીગેરે મળીને ઉઘરાણું કર્યું તેમાં ૪૫-૦-૦ થયા. રૂ૫-૦-૦ ઉઘરાણામાંથી મહેતાજીને રૂ૨-૦-૦ વરાદના વહોરા. આંબા મોતીચંદ મળીને છોકરાઓને મીઠાઇ વહેંચી. "અમનગર મહીકાંઠાના મહેરબાન આકટીંગ પોલીટીકાલ એજંટ સાહેબ બહાદૂર. ૧૦-૦-૦ છોકરાને ચોપડીઓ, ૪-૮-૦ છોકરીઓને ઓરણાં, ૪-૦-૦ માઠાઈ ૧૧-૦-૦ મહેતાજી આસીસ્ટંટ વીગેરેને ઈનામ વહેંચ્યું. મેતા.—પાલણપુરના મે. દીવાન સાહેબ ૨-૭-૦ ચોપડી તથા. ૦-૮-૦ મીઠાઈ. ગઢ—સદરહું તરફથી ૨-૦-૦ ચોપડીઓ તથા. ૦-૮-૦ મી-

ડાઈ. ઈડર—મહીકાંઠાના મે. આકરીંગ પોલીટીકલ એજંટ સાહેબ બહાદૂર ઈડરના માહારાજેશ્રી કેશરીશીંગજી સાહેબ તથા. ઈડરના મહેરબાન આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબ બહાદુરે ૧૬-૦-૦ છોકરાને ચોપડીઓ, ૧૦-૧૪-૦ છોકરીઓને ઓરણાં તથા ચોપડીઓ, ૪-૦-૦ છોકરાને મીઠાઈ, તથા ૧-૦-૦ છોકરીઓને મીઠાઈ, ૧૩-૦-૦ છોકરા તથા મહેતાજી આસીસ્ટંટ વિગરેને ૩-૦-૦ છોકરીઓના મહેતાજીને ઈનામ વહેચ્યું. કુલ ૩૪૦-૧૪-૦, ગાબટ—મોડાસા મહાલકરી આજમ મણીરામ ભાઈ તથા ગામના સદગૃસ્થોએ ૩-૦-૦ છોકરાઓને ચોપડીઓ. ડીસાસહેર—પાલણપૂરના મે. દીવાન સાહેબ તથા એઓના માજી વજીર રાજેશ્રી પીતાંબર હાથીભાઈ તથા તાલુકાના કારકુન ચતુરભાઈ ફતેચંદ મળીને ૫-૦-૦ દીવાન સાહેબ તરફથી છોકરાને ચોપડીઓ, ૨-૮-૦ માજી વજીર તરફથી છોકરાને ચોપડીઓ, ૧-૦-૦ મીઠાઈ તાલુકાના કારકુને વહેંચી. પાલણપૂર ગુજરાતી નિશાળમાં પાલણપૂરના મહેરબાન દીવાન સાહેબે ૩૦-૦-૦ છોકરાઓને ચોપડીઓ, ૫-૦-૦ મીઠાઈ, ૩૦-૦-૦ મહેતાજીને મળી કુલ ૩૬૫-૦-૦ નું ઈનામ વહેચ્યું. પાલણપૂર કન્યા શાળામાં પાલણપૂરના મે. દીવાન સાહેબે ૧૩-૦-૦ ઓરણીઓ, ૯-૧૩-૦ ચોપડીઓ, ૧-૪-૦ મીઠાઈ, ૧૦-૦-૦ મહેતાજીને મળીને કુલ ૩૩૧-૧-૦ નું ઈનામ વહેચ્યું. એજન અંગ્રેજી સ્કુલમાં સદરહુ સાહેબે ૧૫-૦-૦ ચોપડીના, ૧-૪-૦ મીઠાઈ, ૨૦-૦-૦ માસ્તરને મળી કુલ ૩૩૬-૪-૦ નું ઈનામ વહેચ્યું. ફારસી નિશાળમાં સદરહુ સાહેબે ૧૦-૦-૦ છોકરાઓને ચોપડીઓ, ૨-૮-૦ મીઠાઈ, ૧૦-૦-૦ મેળવી જે શેલાં પાધડી કુલ ૩૨૨-૮-૦ નું ઈનામ વહેચ્યું.

*Jevachram Satvachram,*

ડેપ્યુટી એજ્યુકેશનલ. ઈન્સ્પેકટર. મહીકાંઠા પાલણપૂર.

---

મહીકાંઠા પાલણપૂર વિભાગમાં તા. ૩૦-૩-૭૩ સુધી જે ઈનામ વહેચ્યું તે. માણસા પોસ્ટ ખાતાના સબ ઈન્સ્પેકટર વીઠુભા ભગાજીએ ૩-૬-૨ ની ચોપડીઓ. તા. મીઠાઈ વહેંચી. પેથાપુર પેથાપુરના ઠાકોરેશ્રી હીમતસંગજી તથા. મેજરોએ છોકરાઓને ૧૪-૫-૦ ની ચોપડીઓ

તથા. મીઠાઈ વહેંચી ને મેહેતાજીને પાઘડી આપી. ચરાદ વાવના કા૨કુન વેલુબાઈ તથા દેશાઈ મપાભાઈ વગેરે ૩-૦-૦ નું ઈનામ વહેંચ્યું. ડભોડા નિશાળના મેમ્બર તથા ગામ લોકોએ ૯-૫-૩ નું ઈનામ વહેંચ્યું. દીશા ઠેકી રાજેશ્રી મણીબાઈ જસભાઈ, પાલણપુરના વજીર મંગળજી ઇશ્વર, તથા પાલણપુર દરબારે મળી ૨૧૭-૩-૦ નું ઈનામ વહેંચ્યું. એજન ધરમચંદ ફતેચંદ ૧-૮-૦ નું ઈનામ વહેંચ્યું. ધાનેરા. ધાનેરાના દીવાન સ્કુલ કમીટીને હોથીલદાર સુજચંદભાઈ દોલજીએ મળી ૨૮-૮-૦ નું ઈનામ વહેંચ્યું: થરાદ. એજનશ્રી કારકુન રાજેશ્રી મહીપતરાવ પ્રાનરાય વગેરે. ૨૩-૮-૦ નું ઈનામ વહેંચ્યું. વાવ નારણજી તથા તેમના કુટુંબે મળી જે ૨૮-૮-૦ નું ઈનામ વહેંચ્યું. વરાહી ઠાકોર ઉમર ખાનજી દેશાઈ વખતરામ માધવજી તથા મહેતા મેવાચંદ દેશાઈ ભવાન સુંદરજી દેશાઈ ગોપા કમા દેશાઈ રઘનાથ જેનથી સોની સુંદરજી કુંવરજીએ મળી ૨૧૭-૮-૦ નું ઈનામ વહેંચ્યું. રાધણપુર દીવાન જોરાવર ખાનજીએ ૨૩૫-૯-૦ નું ઈનામ વહેંચ્યું. ગઢ પાલણપૂર અંગ્રેજી સ્કુલ માસ્તરે તાલુકા સ્કુલ માસ્તર તથા રામચંદ્ર રૂપરામે ૨-૮-૦ નું ઈનામ વહેંચ્યું. એડબ્રહ્મા ઈડરના દરબાર સાહેબે ૨૪-૦-૦ નું ઈનામ વહેંચ્યું. સાબળ એજન ૨૪-૦-૦ નું ઈનામ વહેંચ્યું. એમત નિશાળના મેંમબરોએ ૨-૨-૦ નું ઈનામ વહેંચ્યું.

Jevachram Satvachram,

ડે. એ. ઈ. મહીકાંઠા પાલણપુર.

---

## સરકારી જાહેર ખબર.

અમદાવાદ ટ્રેનિંગ કાલેજની પ્રવેશક પરીક્ષા સને ૧૮૭૩ ના નવેંબરની ૫ મી તારીખે થનાર છે. અમદાવાદ, સુરત, અને ગોધરા એ ત્રણ ઠેકાણે કમીટી ભરાવાની છે. અમદાવાદની કમિટી ઉર્દુ વર્ગના ઉમેદવારોની પણ પરીક્ષા લેશે.

૨ ગુજરાતી તથા ઉર્દુ નિશાળોના મહેતાજીઓએ અથવા મુનશીઓએ પોતાના આસિસ્ટંટોને તથા ઉપલા નિશાળીઆઓને આ ખબર કરવી. જે મહેતાજીઓ અને મુનશીઓ પોતાની નિશાળના છોકરાઓને આ પ્રવેશક પરીક્ષામાં સારી રીતે પસાર કરાવામાં તથા વખતસર કાલેજમાં દાખલ થવાની સમજુતી આપવામાં ફતેહ પામશે તેને ઈન્સ્પેકટર સાહેબ પગારનો વધારો કરી આપશે.

મુ. સુરત. G. BUHLER,

૨૩ મી અગષ્ટ સને ૧૮૭૩ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર ઉત્તરપ્રાંત.

ગુજરાતશાળાપત્રનાં લવાજમ વગેરે નાણાં આવેલાં તેની પહોંચ.

તા. ૧ અગષ્ટ સને ૧૮૭૩ થી તા. ૩૧ મી અગષ્ટ સને ૧૮૭૩ સુધી.

| | સન ૧૮૭૧ | સને ૧૮૭૨ | સને ૧૮૭૩ |
|---|---|---|---|
| અમદાવાદ બ્રાંચસ્કૂલ નં. ૧ લાના માસ્તર તરફથી | ૦-૦-૦ | ૧-૦-૦ | ૧-૦-૦ |
| ધ્રાંસ તા. સ્કુલના માસ્તર તરફથી | ૦-૦-૦ | ૦-૦-૦ | ૨-૪-૦ |
| રેવાકાંઠા પંચમહાલના ડે. એ. ઇન્સ્પેક્ટરના તરફથી | ૧-૦-૦ | ૦-૦-૦ | ૧-૦-૦ |
| | ૧-૦-૦ | ૧-૦-૦ | ૩-૪-૦ |

કુલ રૂ. ૫-૪-૦

---

## પુસ્તકની પહોંચ.

આપારાવ ભોળાનાથ લાઇબ્રેરીનો સને ૧૮૭૧ તથા ૭૨ નો સાલનો રીપોર્ટ પહોંચ્યો છે. દિનપર દિન એ પુસ્તકશાળાની આબાદી થતી જોઇને અમને ઘણી ખુશી પેદા થાયછે. રાયપુર અને ખાડીયાના રહેવાસીઓ એનો લાભ સારો લેતા માલમ પડેછે. એવી પુસ્તકશાળાઓ અમદાવાદના બીજા ભાગમાં પણ ઉદાર ગૃહસ્થો તરફથી નીકળે તો કેવું સારૂં.

---

ઓડીની વખતના નિવૃત્ત ડે. ના. ઇન્સ્પેક્ટર, ગુજરાતી ગદ્યનો આરંભ કરનાર, અને આખા ગુજરાતને પોતાની વિદ્વત્તા અને ગંભીર સ્વભાવને માટે જણાએલા રણછોડદાસ ગીરધરભાઈ તા. ૨૭મી આગષ્ટને રોજ દેવલોક થયા એવા સમાચાર દેશીમિત્રમાં વાંચીને અમને ઘણો ખેદ થયો છે. સુરતજીલ્લાના ડેપુટી ઇન્સ્પેક્ટર રાવસાહેબ મોહનલાલજીના એ પિતા લાગે, અને એમના બનાવેલા બાળમિત્રાદિ ગ્રંથ અદ્યાપિ પ્રસિદ્ધછે.

---

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER.

OCTOBER 1873

પુસ્તક ૧૨ મું. અકટોબર સન ૧૮૭૩, અંક ૧૦ મો.

મીઠાશ બહુ મીઠું ગુજ, નામ તેમ છે કામ—
કર અંતે મનહીમતી, ખરી ખોળ ધરિ હામ.

| અનુક્રમણિકા | પૃષ્ઠ. | *Contents.* | Page |
|---|---|---|---|




(કેળવણી ખાતાના હુકમથી.)

---

અમદાવાદ મધ્યે ભાગાની હવેલીમાં યુનાઈટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદ છાપી પ્રસિદ્ધ કર્યું.

(મૂલ્ય વરસે રૂ ૧. આગાઉથી.)

# गुजरातशाळापत्र.

પુસ્તક ૧૨ મું. અકટોબર સને ૧૮૭૩. આંક ૧૦ મો.

## पावागढ.

(સાંધણ પૃષ્ટ ૮૯ થી ચાલુ).

એક વિદ્વાન કહેછે કે આ નાશવંત પણ દીર્ઘસુખી જગતમાં ચાર પ્રકારના આંધળાછે. ૧ લોભાંધ. ૨. સ્વાર્થાંધ ૩ કામાંધ અને ૪ લોચનાંધ. (નિશ્ચક્ષુ) એઓને પવિત્ર માર્ગ સૂઝતોજ નથી. તેમ કામાંધ થએલા પતાઈ રાવળના ઉપર હવે કાળચક્ર ફરી વળ્યું. રાજાની આવી દુષ્ટ હઠ જોઈ દેવીએ અઘોર શાપ દીધો કે "તું અને તારા વંશનો તેમજ આ સુંદર ચાંપાનેરનો જોતાં જોતાંમાં નાશ થશે." એટલું કહી માતા અલોપ થઈ ગયાં અને પહાડમાં સમાઈ જવા લાગ્યાં, છાતી સુધી સમાયાં એટલે કહેછે કે સદનશાહ પીરે તેનો ચોટલો ઝાલી લીધો, અને ધરી રાખ્યાં. મોટો સમુહ એ બીનાને તદન જૂઠી ઠરાવેછે. તેઓ કહેછે કે પાવાગઢ ઉપર પીરનું સ્થાન શી રીતે હોય? હાલ જે પીરોના સ્થાન જણાયછે તે મુસલમાનની ચઢાઈ થયા પછાથી સ્થાપન થયલાછે, અથવા તો મુસલમાનો એ ગઢને હરકત નહિ કરે એવા મતલબથી હિંદુ રાજાઓએ સ્થાપન કરેલાંછે. તો પણ આટલું તા ચક્ષુર્વિસત્યં છે કે આજ કાળિકાની મૂર્ત્તિ છાતી હેઠળથી બરાબર જણાતી નથી. પૂર્વે કહ્યા પ્રમાણે દેવીના કોપને લીધે પથ્થરની ગદાને ગદાઓ પહાડ ઉપરથી ઉછળવા લાગી, અને તેથી ઘરો તથા માણસોનો નાશ થવા માંડ્યો, અને લોક પ્રાણસમાન વહાલી વસ્તુઓનો ત્યાગ કરી બારેવાટ થઈ ગયું. એ રીતે પતઈ રાવલ અને ચાંપાનેરનો અલ્પકાળમા નાશ થઈ ગયો.

ચાંપાનેરના નાશ વિષે બીજું કારણ એવું જાહેર થાયછે કે અમદાવાદના મહમદ બેગડાએ પાવાગઢ ઉપર ચઢાઈ કરી, પણ શેહેરની પ્રૌઢ

મજબુતી અને પતઈરાવળની યુદ્ધકળા એવી હતી કે મહમદ પાદશાહ જય મળવી શક્યો નહિં. પણ અંતે નામાંકિત અને પ્રબળ ચાંપાનેર તથા અનધડ અને અભાગી પતઈની પડતી દશા આવવાની હતી, માટે પતઈ અને તેના સાળા વચ્ચે મોટો ટંટો થયો; તેનું ફળ એ નીપજ્યું કે કમબખ્ત પઈતનો સાળો અનાજ લાવવાને મિષે પાદશાહને મળ્યો, અને કહ્યું કે પાવાગઢ અને ચાંપાનેર સર કરવાનો હવે વખત આવ્યોછે, માટે ઉંટોની પોઠોમાં હથિયારબંધ મુગલો અને પઠાણોને સંતાડો. હું તે ઉંટોની વ-ણજાર અનાજને બહાને ગઢ ઉપર લઈ જઈશ, એટલે તમારો વિજય થશે, અને મારૂં વેર વળશે. મહમદ પાદશાહની નજરમાં આ યુક્તિ સારી લાગવાથી તેણે તે પ્રમાણે કર્યું. હવે પતઈનો વિશ્વાશઘાતી સાળો ઉં-ટોની પોઠ લઈ અર્ધો ગઢ ચઢ્યો, એટલામાં કોઈ ચોકીદારને શક આવવાથી તેણે ગુણમાં બરછી મારતાં ધડ ધડ લોહી વહેવા માંડ્યું. એટલે આખા ગઢ ઉપર "દગો દગો" એવો અવાજ થઈ રહ્યો. રાજા રાવળે ઘણીએ તૈયારી કરી પણ તે વ્યર્થ ગઈ, મુગલ અને પઠાણો પોઠ ફાડી ફાડીને બહાર નીકળી પડ્યા, તેઓ રાજા વગેરેને ઠાર કરી ગઢ કબજે કર્યો, અને ચાં-પાનેર ઉપર હુમલો કરી આગ લગાડી. અંતે લોકો ઘણા દુઃખી થઈ વેરાઈ ગયા. એ રીતે પતઈરાવલ અને ચાંપાનેરનો નાશ થયો. આ બે કાર-ણોમાંથી કયું કારણ વજનદારછે, તે વાંચનારેજ જાણવું જોઇએ. કહેછે કે પતઈરાવલે ૧૦૦વર્ષ સુધી રાજ્ય કર્યુંછે. ત્યાર પછી મહમ્મદ બેગડાના તાબામાં એ ઉજડ અને વેરાન થયલાં ગઢ તથા ચાંપાનેર આશરે ૫૦ વર્ષ સુધી રહ્યાં હશે. ત્યાર પછી ચંપકનામના ભીલે આવી વાસ કર્યો અને થોડી ઘણી વસ્તી આબાદ કરી એમ કહેવાયછે. ત્યારપછી એ ગઢ સિંધિયા સરકારના તાબામાં આવતાં સુધીનું વૃત્તાંત જાણવા લાયક બન્યું નથી. આશરે બસેં વર્ષ ઉપરે તાબે થયો હતો. તેમની પાસેથી જ્યારે અંગ્રેજ સ-રકારે પંચમહાલ ઈજારે (હાલ ખાલસા થયોછે) રાખ્યો ત્યારથી શ્રી મહારા-ણી વિકટોરિયા બહાદુરના તાબામાં આવેલોછે.

ચાંપાનેર વિશે કહેવાયછે કે એ જ્યારે આબાદ શેહેર હતું, ત્યારે નવતેરી નગરી કહેવાતી હતી, એટલે પૂર્વ પશ્ચિમ લાંબુ ૧૩ ગાઉ અને

ઉત્તર દક્ષિણ પોહોળું ૯ આઉ હતું: એ શેહેરને બાવન બજાર અને ચોર્યાસી ચૌટાં હતાં. હાલ જે હાલોલ અને કાલોલ કસ્બાછે તે એ નગરીના હાલોલ તે હલાલખોર અને કાલોલને કલાલ લોકોના પરાં ગણાતાં હતાં. અરાઢે વરણનો વાસ હતો. વેપાર રોજગાર પણ તેવોજ ઘણો હતો, અને તરેહ તરેહના કારીગરો પણ રહેતા હતા. કહેછે કે જ્યારે એ શેહેરની ભર જુવાની હતી ત્યારે તેમાં ૧૨૦૦ સાળવી (લુગડાં વણનાર) વસતા હતા, તો એ ઉપરથી આખી વસ્તીનો અડસટ્ટો વાંચનારથી થોડો ઘણો થશેજ. આજ પણ ચાંપાનેર ઘણુંજ નામીચું થઈ ગયું કહેવાયછે. કહેછે કે ચાંપાનેર તૂટીને અમદાવાદ, વડોદરૂં અને ભરૂચ એ ત્રણ શેહેરો વસ્યાં.

ચાંપાનેર વિશે ગમે એમ કહેવાતું હોય અને તે વિશે લોકોમાં સૂઝે એવા જૂદા જૂદા વિચારો ચાલતા હોય, પણ મારી અલ્પ બનતી તપાસથી જે જે મારી જાણમાં આવ્યુંછે તે વાંચનારની સેવામાં હવે પછીના અંકમાં મુકીશ.

(બાકીછે)

પ્રાણજીવન તુળજારામ.
સ્કુલ માસ્તર
ઝાલોદ તાબે પંચમાહાલ.

---

## गूर्जराती भाषामां प्रांतभेद.

ચરોતરના મધ્યભાગમાં એટલે આણંદ, નડીઆદ, મહુધા વગેરેમાં તથા કાઠીઆવાડના વચલા ભાગમાં અને તેમજ ભરૂચ જીલ્લાના વચલા ભાગમાં સાધારણ શબ્દોમાં કેટલો કેટલો ફેર પડેછે તેના સાધારણ શબ્દોનો કોઠો. મુખ્યત્વે કરીને એક તો ફેર એછે કે ચરોતરમાં ચ, અને શ, બોલવાની વધારે માવરોછે તેમજ કાઠીઆવાડમાં હ,ને તેમજ ભરૂચાંમાં સ, બોલવાની રીવાજછે; ભરૂચાંના ઉતરતી પંક્તીના લોક (તળાવીઆ, ભીલ) સનો (હ) બોલેછે.

શબ્દો

| નંબર | ચરોતરીશબ્દ. | કાઠીઆવાડી. | ભરૂચી. |
|---|---|---|---|
| ૧ | છોકરો<br>છોકરી | ગીગો,મોટીઆર<br>ગીગી, નાંધલી | ખોડો,કીકો<br>ખોડી,કીકી |
| ૨ | ટોપલો | હુલો | ડાલું,ટોપલો |
| ૩ | સાંજ<br>હાંજ | રાંઢો | સાંજ |
| ૪ | મળહકું | બળકડું | મળસકું |
| ૫ | હુકો | ડુંગો | હુકો |
| ૬ | તમાકુ | બજર | તંબાકુ |
| ૭ | ભાંગ | સીલાગર | ભાંગ |
| ૮ | ગુલબા | ગલગોટો | ગલગોટા |
| ૯ | બાવળ | ઝાંપડો | બાવળ |
| ૧૦ | હમડો | ખીજડો | સમડો |
| ૧૧ | તળાવ<br>મલાવ | નાળીએરો | તળાવ |
| ૧૨ | ભાગળ | પાદર | પાદર |
| ૧૩ | ચાલ્ય | હાલ્ય | હોડ |
| ૧૪ | હળ | હાંથીકું | હોળ,હાંથીકું |
| ૧૫ | રસ્તો<br>મારગ | કેડો | મારગ; |
| ૧૬ | દેખાવું | લેહવાતું | લેવાતું |
| ૧૭ | જવું | હાલવું | ગવું |
| ૧૮ | બળદ | ઢાંડો | બળદ |
| ૧૯ | આખલો<br>સાંઢ | ખુંટીઓ | વાછડો<br>આખલો |
| ૨૦ | ભેંશ<br>ભોટડી | ખડી | ભેંહ<br>ભેંશ |
| ૨૧ | ઘરે | ખોલકું | ઘરે |
| ૨૨ | રઝળેલ | નીધણું | નીધણું |
| ૨૩ | ફરીઆદ | દાદ<br>રાવ | ફરીઆદ |

| | | | |
|---|---|---|---|
| ૨૪ | એકું<br>દેયડું | કળહ | એકું |
| ૨૫ | બધું | હંધું | હંધું |
| ૨૬ | ધારવું | કળવું | અટકવું<br>ધારવું |
| ૨૭ | જવું | વાધવું | ગવું |
| ૨૮ | ખડકી<br>ડેલી | ડેલી | હવેલી<br>ખડકો |
| ૨૯ | કવેંબડી | કરેબડાં<br>કરબ | કરબ<br>કરબડાં |
| ૩૦ | દીવો | દીવડો | દીવો |
| ૩૧ | રૂ | વણ | કપાસ<br>રૂ |
| ૩૨ | હાવયણી<br>જુડો | રૂડાકયણી | સાવરણી.<br>રૂડાકરણી |
| ૩૩ | ગજીઉં | જોટો | જોટો |
| ૩૪ | વંત્યાક | વેગણ<br>રેગણ<br>ભટા | રીગણાં |
| ૩૫ | ગાડું | રેંકડું | રેંકડું |
| ૩૬ | નથી | નમળે | નમળે |
| ૩૭ | સાડી | પાટીઉં | પાટીઉં |
| ૩૮ | પેલું | ઓલ્યું | પેલું |
| ૩૯ | બચકો<br>કોથળો | માલવડો | કોથળો |
| ૪૦ | આપો<br>અપ્રંમાં | ઓરો | હોડ |
| ૪૧ | પછી | આકરો<br>આકમડો | પછી. |
| ૪૨ | મારે | ગુડે | મારે |
| ૪૩ | ખડાય | ગ્રેડાય | કાંઈ |

| | | | |
|---|---|---|---|
| ૪૪ | { મશકરી<br>ઠઠો | ચપડકી | ઠઠો |
| ૪૫ | દોવડું | રોડવું | દોરડું |
| ૪૬ | રાશ | હરેખ | રાશ. |
| ૪૭ | કબુતર | પારેવાં | કબુતર |
| ૪૮ | કાતરા | ખપયડી | ખપયડી |
| ૪૯ | કોલું | ચીંચોડો | કોલું |
| ૫૦ | ટોપરૂં | કોપરૂં | કોપરૂં |
| ૫૧ | ચણા | { દાળીઆ<br>ચણા | ચણા |
| ૫૨ | ગલપાપડી | પકવાન | { સુખડી<br>ગલપાપડી |
| ૫૩ | { સાજ<br>સામાન | { હાજ<br>પલાણ | સાજ |
| ૫૪ | વાંજણી | વેઠો | વાંઝણી |
| ૫૫ | કુવારો | વાંઢો | કુવારો |
| ૫૬ | ગાય | { ગા<br>ગઇ<br>ગાવડી | ગાયો |
| ૫૭ | ઘડો | મોરીઓ | ઘડો |
| ૫૮ | બટાકે | { ગાંગડી<br>પટાટા | ગાંગડી |
| ૫૯ | સરતચુક | ડાકો | ડાકો |
| ૬૦ | બંગીઆ | ઝાંપડો | બંગીઓ |
| ૬૧ | તબુડું | { ધુમોઉં<br>રણશીંગુ | { રણશીંગું<br>ધપુડું, |

જે કૌંસમાં લખેલુંછે તેનો એવો હેતુ છેકે વખતે એજ અર્થમાં એ શબ્દ પણ બોલાય ખરો.

(અપુરૂં.)

ભુલચુક માફ કરશો.

તા. ૨૫-૮-૭૩ } શી. મ. ડાહ્યાભાઇ પ્રેમાનંદ.

# मेघदूत काव्य.

के खोळे धोळे धोतीए म्हेलि वीणा ओपार,
मारे विषे पद पोते रचिने धारति मनमोझार
गावा उंचे स्वरे ते;
आंशुपाते पलळला तंतुने ज्यम तेम सुधारी
वारेवारे विसरती उठाविने निज [1]अलापदारी. २६

---

अथवा मारि [1]मुदतमा महिना केटला छे बाकीय,
ते [2]उमरापर फूल मुकेलां ते लइने [3]गणतीय
भूमि उपर म्हेलीने;
के अनुभवती सुख स्वाद मुज [4]कल्पित संभोगे,
रे एविज रमत गमत छे रे स्त्रीओने वियोगे! २७

---

२६. १ वियोगमां विधवा वेश धारण करवानुं कह्युंछ ते प्रमाणे एणे धोळु धोतीज पहेर्युं हतुं. हालतो विधवांओज नामनुं वैधव्य पाळेछे तो विजोगणी स्त्रीनो आ आचार अप्रसिद्ध होय एमां शा नवाइ!— २ गवैया बीजा गावा मांडयानी अगाउ सुरावट करीने रागनुं स्वरुप बांधेछे ते, जेम के आ–आ–आ–आ–आ.—भावार्थ. आ वारे खोळामां धोळा धोतीआ उपर वीणा मूकीने मारे विषे पोते पद रचीने उंचे स्वरे गावानो मनमा विचार करती, अने ते विचारथी जे आंशुपात थायछे तेथी वीणाना तंतु-पलळी जायछे तेने सुधारी वारेवारे पोतानी उठावेली अलापदारीज भूली जती ते तारी नजरे पडशे. उपला, आ, अने नीचला श्लोकमां नजरे पडशे ए शब्द सामान्यछे, अने त्रणे श्लोक मळीनेज एक वाक्य थायछे. ए वाक्य वडे विजोगी स्त्रीओ शी रीते काम-

स्थळकमळ वादळिए ढांढे छे उघडयुं त्रिडयुं कहो ते! ३०

---

तेल तजी कठ्ठण थइ खुंचता आवि गालपर वाळ,
तेने खसेडति म्हेलि निसासा, जेनी फफळति झाळ
अधर कुंपळिने सेके,
स्वप्ने पण दर्शन माहरुं मेळववा माटे
उंघ इच्छति, पण आंखडलि तो रुंधि आंसुपाते. ३१

---

तोडि फोंकि दइ फुल गजराने, प्रथम विरहनी वेळ
बांधि शिखा, जे शाप समाप्तिए छोडिश हुं थइ घेल.
शोकाथि मुक्तथएलो,
ते कठण विषम खुंचति शिखाने गाल उपरथी

---

ક બીડાઈ જાય, અને વળી સૂર્ય નીકળે કે પાછું ઉઘડે તેમ આ આંખો વારે વારે બંધ થાયછે અને મીંચાઈ જાયછે એમ કહેવાનો ભાવાર્થ છે. એ વર્ણન નાયકાનું અતિવ્યગ્ર ચિત્ત બતાવે છે.

૩૧. ભાવાર્થ—તેલ નહીં અડકયાથી કઠણ થઈ ગએલા નિમાળા ગાલ પર આવીને ખૂંચે છે તેને નિસાસા મૂકી ખસેડતી સૂતી છે ઈ૦, જે નિસાસાની ફફળતી ઝાળ એના ઓઠરૂપી કુંપળને સેકી નાંખે છે. સ્વપ્નમાં પણ કાંઈ કરતાં સ્વામીનું દર્શન થાયછે એમ વિચારીને ઉંઘવાની ઇચ્છા કરતી સૂતીછે પણ આંખ તો આંશુપાતે રૂંધિ લીધીછે તેથી ઉંઘ આવી શકતી નથી તેને તું જો.

૩૨. અમે છૂટાં પડયાં તે વેળાએ તેની વેણીઓમાં જે નાના પ્રકારના ફૂલ ગજરા ગુંથ્યા હતા તે તોડીને ફેંકી દઈ જે તણે એક (પીંગીના જેવી) શિખા બાંધી છે, અને જે શિખા આશાપ સમાપ્ત થશે ત્યારે હું શોકથી મુક્ત થએલો આનંદ ઘેલો થઇને છોડનાર છું, તે કઠણ અને વિષમ ખૂંચતી શિખાને લાંબા વધેલાછે નખ જેના એવા હાથવડે ગાલ

क्षणे क्षणे पसेडलि लांबारे नयपुक्रज करथी ३२

---

आभ्रण सर्वज वर्ज करेलुं उज्वल कोमळ अंग
वारंवार मथी माथे म्हेलाते सय्याने ओछंग
[1]आ अबळाने जोतां,
रे निश्चय तूं पण करशेरे नवजळनी धाराः—
कोमळ मनना जन बहुधा तो होयछे करूणाळा ३३

---

तारि सखिनुं मन प्रेमे पुरण मारे विषेछे तेह,
जाणिज आ परमाणे मानुंछुं तेनि पिडित दुखि देह
प्रथम वियोगे थएली.
नथि रे! नथि हुं करतो कंइ निज बल्नि वडाइ!
कह्युं ते बधुं तुर्त थशे तने प्रत्यक्षज, भाइ! ३४

---

ઉપરથી ઘડા ઘડીએ ખરોડતી સૂતી છે તેને જો૦

૩૩. ૧. ઉપર જે વર્ણનથી દર્શાવી તે—૨ ભાવાર્થ. સઘળાં ઘરેણાનો જેણે ત્યાગ કર્યોછે એવા પોતાના કોમળ ઉજ્વળ અંગને વારેવારે મથીને પથારીમાં મૂકતી આ અબળાને જોતાંજ તું પણ નિશ્ચય નવાં જળની ધારા કરશે, કેમકે કોમળ મનના માણસો ઘણું કરીને દયાળુજ હોયછે.—મલ્લિનાથ કહેછે કે આભરણ ત્યાગ કરવાનું કારણ એકે શરીર બહુ સૂકાઈ જવાથી તે નીકળી પડ્યાં હતાં. મથી મથી કહેવાથી એના શરીરની અત્યંત અશક્તિ જણાય છે, અને વારેવારે એનું શરીર શય્યાની બહાર જતું રહેતું એ એનો વિરહ આકંદ દર્શાવેછે. નવા પાણીની ધારા કરશે એના બે અર્થઃ—એક તો દયાથી આંશુપાત, અને બીજો વરસાદની ધારા તો છેજ. આ ઠેકાણે તું દયાળુ એ વગેરે કહેવાનો સંદર્ભ અભિપ્રાય એવો કે તું જલદીથી ત્યાં જા, અને વિલંબ કરીશ મા.

# केळवणी खांतानी खबरों.

પીંડાઇની સરકારી ગુજરાતી નિશાળમાં ડીસ્ટ્રીક્ટ ડીપ્યુટી કલેક્ટર સાહેબ બમનજી એદલજીએ ૨-૪-૦ ની ચોપડીઓ.—વડતાલ મહેમદાવાદના તાલુકા સ્કૂલ માસ્તરે આશારામ મોતીરામે ૦-૮-૦ મીઠાઇ— દહેવાણ દિલ્હીના શાહજાદા શ્રી મહમદ શેરશાહ બાહાદુર. ૧-૮-૦ મીઠાઇ. કઠલાલ. ડીસ્ટ્રીક્ટ ડીપ્યુટી કલેક્ટર સાહેબ બમનજી એદલજી મોદી. ૨-૪-૬ ચોપડીઓ-ઠાસરા આશીસ્ટંટ ડીપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ ૨-૦-૬ ચોપડીઓ. સુણાવ-બોરસદના ચીફકાન્સ્ટેબલ આજમ ગોપાલરાવ બળવંતરાવ. ૫-૧૧-૦ ચોપડીઓને મીઠાઇ. બોરસદ મામલતદાર સાહેબ એદલજી ડોસાભાઈ. ૧૨-૦-૦ ચોપડીઓને પતાસાં. બોરસદ સેકન ક્લાસ સબારડીનેટ જડજ સાહેબ જમીએતગમ હીંમતરામ. ૬૨-૦-૦ તેમાં ૨૬-૦-૦ ચોપડીઓને પતાસાં ને ૩૬-૦-૦ કન્યાશાળા માટે બોરસદ અવલ કારકુન મુલજીભાઈ હરીભાઈ. ૬-૦-૦ કન્યાશાળા માટે બક્ષીસ. બોરસદ ચીફ કાન્સ્ટેબલ આજમ ગોપાળરાવ બળવંતરાવ. ૬-૦-૦ કન્યાશાળા માટે બક્ષીસ. ડાકોર ઇનામદાર ગણપતરાવ મનોહર. ૫-૦-૦ ચોપડીઓ. ડાકોર મંદીરના કારકુન સદાશિવ નંદલાલ ૧-૦-૦ મીઠાઈ. ખંભાત આલીનવાબ સાહેબ બહાદુર. ૬૦-૦-૦ ચોપડીઓ તથા મીઠાઈ. આણંદ ચીફકાન્સ્ટેબલ આજમ ફતેખાં નથેખાં ૨-૦-૦ મીઠાઈ.

Motiram Rajaram,
ડે. એ. ઇ. ખેડાવિભાગ.

---

### મહીકાંઠા.

ઇલોલ ઇડર સંસ્થાનના આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબ તરફથી. ૬૩-૧૨-૦ અમનગર ઇડરના દરબાર તરફથી તથા વહીવટદાર જમીએતરામ આદીતરામ તરફથી. ૩૧-૭-૬ બેરણા ઇડરના દરબાર તરફથી ૫-૦-૦ રાયગઢ.ઇડરના દરબાર તરફથી. ૨-૮-૦ ટીંટોઈ ઇડરના દરબાર તરફથી. ૬-૦-૦ ગાબટ ઇડરના દરબાર તરફથી. ૭-૩-૦ સાઠંબા સાઠંબાના

ઠાકોર શ્રી તરફથી. ૧૦-૯-૦ બાયડ ઇડરના દરબાર તરફથી. ૯-૦-૦ ચોઇલા ઇડરના દરબાર તરફથી. ૫-૪-૦ નીરમાળ ગામ લોક તથા નિશાળના મેંબર તરફથી. ૫-૦-૦ આમલીઆરા ઠાકોરશ્રી અમરસિંહજી તરફથી. ૧૧-૦-૦ સામેત્રાઈ ગામ લોક તથા નિશાળના મેંબર તરફ- ૩-૮-૩ રખીઆલ ગામ લોક તથા નિશાળના મેંબર તરફથી. ૩-૮-૦ આનપુર ઉપર પ્રમાણે ૩-૧૦-૦ પુનાદરા પુનાદરાના દરબાર તરફથી. ૫-૦-૦ ખડાલ ખડાલના મીયાંશ્રી સરદારસંગજી તરફથી. ૧૫-૪-૦ મહાસા નિશાળના મેમબર તથા ગામ લોક તરફથી. ૫-૦-૦ ધોડાસર. ધોડાસરના દરબાર શ્રી સુરજમલ ચંદ્રભાણજી તરફથી. ૧૫-૦-૦ હળદર વાસ ઉપર પ્રમાણે ૧૨-૨-૦ ડભોડા જેસંગભાઈ પ્રેમચંદ તરફથી. ૧-૪-૦ બાયડ સરવેયર પોચા લાલ વગેરે તરફથી. ૩-૦-૦ જોટાણા ગામ લોક તથા નિશાળના મેમબર તરફથી. ૭-૦-૦ પેથાપુર પેથાપુરના ઠાકોર શ્રી તરફથી તથા ગામ લોક તરફથી. ૧૩-૧૧-૬ થરાદ વાવના કારેકુન જસકરણ ચેલજી તરફથી. ૧-૮-૦ માણસા માણસાના ઠાકોર શ્રી તરફથી. ૨-૦-૦

Jevachram Satvachram,

દી. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મહીકાંઠા તથા
પાલણપુર વિભાગ.

---

લીલીઆ વહીવટદાર મનસુખરામ ઉત્તમરામે ૨૭-૦-૦નું ઇનામ વહેચ્યું. ગઢડા મેહેરબાન ઠાકોર સાહેબ બહાદુરે, ૨-૦-૦ નું તથા મે. મણીદાદ મસરૂએ ૧-૦-૦નું આજમ મેહેરબાન રાવસાહેબ ભોગીલાલ પ્રાણવલભદાસે ૧-૦-૬ નું ઇનામ વહેચ્યું. ઉમરાળા. મહેરબાન ઠાકોર સાહેબ બહાદુરે ૬-૦-૦ લાઠીબોરીમાં, જસર આજમ વહીવટદાર બાઇચંદે ૧-૦-૦ દેશાઈ મગનલાલ ગવરિશંકરે ૨-૧૩-૦ તથા આજમ થાણદાર જમનાદાસ કેશવજીએ ૧-૦-૦ સુખી પટેલ. ડોસા કાળાએ ૦-૮-૦ ઇનામ વહેચ્યું. લાઠીદડ મહેરબાન ઠાકોર સાહેબે ૪-૮-૦ આજમ વહીવટદારે ૨-૦-૦ નું ઇનામ વહેચ્યું. બાદ્રોડ સ્કૂલ કમેટીના મેમબર સાહેબોએ ૦-૧૦-૦ નું ઇનામ વહેચ્યું. જલાલપુર—દસના

મેહેતાજીએ ૦-૯-૩ નું ઇનામ વહેચ્યું. ત્રાપ્રજ વહીવટદારે વજેશંકર હરપ્રસાદ ૨-૦-૦ તથા ગામના મહાજન લોકોએ ૦-૧૨-૦નું ઇનામ વહેચ્યું. ઠલાપા પોલીસ ફોજદાર આજમ પરભાશંકર ભગવાનજીએ ૦-૮-૦ નું ઇનામ વહેચ્યું. જીરા આજમ વહીવટદાર ભાઇચંદ માવજીએ ૩-૯-૯ નું ઇનામ વહેચ્યું,—આંબરડી આજમ શિરસ્તેદાર ઉત્તમરામભાઇએ ૧-૦-૦ તથા જોશીરામજી રવજીએ ૦-૬-૦ નું ઇનામ વહેચ્યું. પાંચ તલાવડી—આજમ વહીવટદાર મનસુખરામ ઉત્તમરામે ૩-૦-૬ નું ઇનામ વહેચ્યું. મોવણ બંદર આજમ વહીવટદાર મનસુખરામ ઉત્તમરામે ૪-૦-૭ ઇનામ વહેચ્યું. ઢસા મહેરબાન ઠાકોર સાહેબ બહાદુરે, ૫૦-૦-૦લાઇબ્રેરીમાં પાલીતાણા મહેરબાન ઠાકોર સાહેબે ૨૧-૦-૦ નું ઇનામ વહેચ્યું, પરબડી મહેરબાન ઠાકોર સાહેબે ૦-૮-૦ નું ઇનામ વેહેચ્યું. વળા આજમ મહેરબાન આસીસ્ટંટ સાહેબે ૪-૦-૦ મેહેતા અમસી રાજમાલે ૧૦-૦-૦ નું ઇનામ વહેચ્યું. દરેડ મેહેરબાન ઠાકોર સાહેબે ૬-૧૨-૦ નું ઇનામ વહેચ્યું. જસદણ મહેરબાન દરબાર સાહેબે ૨૮-૨-૧૧ નું ઇનામ વહેચ્યું, લાઠી મહેરબાન દરબાર સાહેબે ૯-૭-૬ નું ઇનામ વહેચ્યું. દાઠા મહેરબાન દરબાર સાહેબે ૧૨-૮-૦ નું ઇનામ વહેચ્યું. પચેગામ આજમ થાણદારે ૫-૪-૦ મે. દરબાર સાહેબે ૧૩-૦-૦ ૫-૦-૦ છોકરીઓને ૭-૦-૦ મહેતાજી આસીસ્ટંટને ઇનામ વહેચ્યું. આજમ વળાના ન્યાયાધીશ લીલાધર વ્યાસે ૫-૦-૦ આજમ વલાના ફોજદાર મગનલાલે ૨-૦-૦ તથા નેચંદ ઓધવજીએ ૧-૦-૦ તથા ગઢાલીના રાવળ હઠી બીહનુંભાઇએ ૧-૦-૦ નું ઇનામ વહેચ્યું. બાબરા આજમ મે. પૂર્વ પ્રાંતના પો. આ. આસીસ્ટંટ સાહેબે. ૨-૮-૦ નું ઇનામ વહેચ્યું. કોટડાપીઠા આજમ ફોજદાર રામચંદ્ર બાબજીએ. ૦-૮-૦ તથા મહેતાજી આસીસ્ટંટોને ૧-૦-૦નું ઇનામ વહેચ્યું. પાલીયાદ મહેરબાન દરબાર સાહેબે ૨૫-૦-૦નું ઇનામ વહેચ્યું. ચોક આજમ થાણદાર સાહેબે ૦-૮-૦ નું ઇનામ વહેચ્યું. તલાજા મોદી ત્રીકમજી પ્રેમજીએ૮-૧-૬નું ઇનામ વહેચ્યું. તરેડ ગામના મહાજન લોકોએ ૧-૦-૦નું ઇનામ વહેચ્યું. બડલી-પૂર્વ પ્રાંતના આજમ મે. પો. આસીસ્ટંટ સાહેબે ૫-૦-૦નુ ઇનામ વહેચ્યું. ખંભાલીયા ઠા. ચંત્રભજે કાકરસીએ

૪-૦-૦ ઠકર. દામોદર મોરારજીએ ૪-૦-૦ તથા ઠ. સામજી નારણજીએ ૫-૦-૦ નું ઇનામ વહેચ્યું; ભાણવડ આજમ ફોજદારે ૦-૮-૦ નું તથા આજમ વહીવટદારે રંગીલદાસે ૧-૦-૦ નું ઇનામ વહેચ્યું.— લાલપુર આજમ વહીવટદારે ૦-૮-૦ નું ઇનામ વહેચ્યું. સતાપર મહારાજાધીરાજ પ્રભુ. જામસાહેબે ૧૬-૪-૦ લાઇબ્રેરીમાં. આમરણ. દરબાર શ્રી સામજીભાઇ નથુભાઇએ ૧૭-૦-૦ તથા ૭-૦-૦ મહેતાજી આસીસ્ટંટોને તથા ૧૬-૦-૦ લાઇબ્રેરીમાં શેઠ માણેકચંદ હંશરાજે ૧-૦-૦ તથા શેઠ ભગવાનજી દામોદરે ૧-૦-૦નું ઇનામ વહેચ્યું. રાવલ. ભાણવડના ઠા. કરશનજી વાલજીએ ૦-૮-૦ નું ઇનામ વહેચ્યું. સરધાર આજમ કોટડાના કારભારી જીવણરામ મેઘાભાઇએ ૧૨-૦-૦ તથા આજમ થાણદાર હરી પાંડુરંગે ૧-૦-૦ તથા ગામના મહાજન લોકોએ ૨-૦-૦ નું ઇનામ વહેચ્યું. હળેડા ગામના મહાજન લોકોએ ૦-૬-૦નું ઇનામ વહેચ્યું સરપદડ મે. દરબાર સાહેબે ૦-૧૨-૦ નું ઇનામ વહેચ્યું વીરપોર આજમ થાણદારે સાહેબે ૩-૦-૦ નું વહેચ્યું. ખેરડી આજમ મે. કાવસી સાહેબે ૪-૦-૦ છોકરાઓને તથા ૩-૦-૦ મહેતાજી આસીસ્ટંટોને. ખીરસરા આજમ કારભારી સાહેબે ૨-૦-૦ નું ઇનામ વહેચ્યું. મેંગણી. દરબાર સાહેબે ૨-૮-૦ નું ઇનામ વહેચ્યું. લોધીકા જાડેજા શ્રી અભેસંગજી તથા પથુભાએ ૧૯-૦-૦ છોકરાઓને ૬-૦-૦ મહેતાજી આસીસ્ટંટોને ઇનામ વહેચ્યું. અમરાપર દરબારશ્રીએ ૩-૦-૦ નું ઇનામ વહેચ્યું. પાલ દરબારશ્રી હરજમજીએ ૧-૧૨-૦ નું ઇનામ વહેચ્યું. ગવરીદડ દરબારશ્રી તરફથી ૧-૦-૦ નું ઇનામ વહેચ્યું. લીલીયાદ દરબાર શ્રી તરફથી. ૫-૧-૦ નું ઇનામ વહેચ્યું. મચાણ દરબાર શ્રી તરફથી. ૨-૦-૦ નું ઇનામ વહેચ્યું. માથક રાણાશ્રી રધાભાઇએ ૩-૦-૦નું ઇનામ વહેચ્યું, મરાડવા એ. ધ્રાંગદરાના રાજાસાહેબે ૫-૩-૦ નું ઇનામ વહેચ્યું. મુસવાલ રાણાશ્રી ડોસાજી તથા કેસરીસંગજી તથા મુલજીએ ૪-૮-૦ નું ઇનામ વહેચ્યું. ભડકવા ચુડાના દરબાર સાહેબે ૫-૦-૦નું ઇનામ વહેચ્યું. ધાંધલપર શ્રી દરબારો તરફથી ૨૬-૦-૦ લાઇબ્રેરીમાં જાબરેચી બાલા પ્રાગજીએ ૧-૦-૦ તથા પટેલ ગંગારામ બેહેચરે ૧-૦-૦ દાથા માલવણના રાણાશ્રી તખ્તસીંગજીએ ૨-૦-૩ સોની વીઠલ

## કેળવણી ખાતાની ખબરો.

શામજીએ ૦-૮-૦ નું તથા દરબારશ્રી મોહોડજીએ ૧૦-૪-૦ છોકરાઓને તથા ૪-૦-૦ લાઇબ્રેરીમાં મળીને ઇનામ વહેચ્યું. કોઠારીયા દરબારશ્રી તરફથી ૨-૦-૦ નું ઇનામ વહેચ્યું. ઉચડી તલાજાના ન્યાયાધીસસાહેબે ૦-૪-૦ નું ઇનામ વહેચ્યું. હડમતીયા આજમ વહીવટદાર હરીલાલે ૦-૮-૦ નું ઇનામ વહેચ્યું. મહુવા કન્યાશાળામાં ખુ. ભાવનગરના ઠાકોર સાહેબે ૭-૭-૦ નું ઇનામ વહેચ્યું, કુંડલા કન્યાશાળામાં—રાજશ્રી વજેશંકર ગવરીશંકરે ૨-૦-૦ નું છોકરીઓને ૩૪-૦-૦ ખુદા. ભાવનગરના ઠાકોર સાહેબે લાઇબ્રેરીમાં. તલાજા કન્યાશાળામાં આજમ વેણીરામભાઇએ ૧૬-૦-૦ નું છોકરાઓને ઇનામ વહેચ્યું. દાઠા કન્યાશાળામાં જમાદાર ઇમાએતખાંએ ૧—૮—૦ છોકરા છોકરીઓને તથા ૧૪-૦-૦ લાઇબ્રેરીમાં મોરબી કન્યાશાળા ખુદાવંદ ઠાકોર સાહેબે ૪-૦-૦ નું છોકરીઓને ઇનામ વહેચ્યું. દેલવાડા કન્યાશાળામાં વલાસાના નવાબ સાહેબે ૮-૮-૦ નું છોકરાઓને ઇનામ વહેચ્યું. ઉના કન્યાશાળામાં આજમ વહીવટદારજ સુખલાલ દયાલજીએ ૧-૦-૦ નું ઇનામ વહેચ્યું. વેળાવદર કન્યાશાળામાં લીમડીના ઠાકોર સાહેબ જશવતસીંગજીએ ૫-૦-૦ છોકરાઓને તથા ૨-૦-૦ મેહેતાજી આસીસ્ટંટોને ઇનામ વહેચ્યું. આજમ મે. રાવસાહેબ ભોગીલાલભાઇએ ૧-૬-૦ છોકરાઓને ઇનામ વહેચ્યું. ધ્રાંગદ્રા કન્યાશાળામાં મહારાજાધીરાજા રાજાસાહેબે ૧૬-૦-૦ નું ઇનામ વહેચ્યું. પોરબંદર કન્યાશાળામાં શેઠ ભગવાનદાસ અમેરદાશે ૧૩-૦=૦ તથા મહેતાજીને પાઘડી બંધાવી. પાલીતાણા કન્યાશાળામાં ખુ. ઠાકોરસાહેબે ૩-૦-૦ નું ઇનામ વહેચ્યું. ગઢડા કન્યાશાળામાં આજમ મહેરબાન રા. ભોગીલાલભાઇએ ૧-૦-૦ નું ઇનામ વહેચ્યું. બોટાદ કન્યાશાળામાં દોસી હરજીવન ભગવાને ૨-૨-૦ નું તથા ૪-૬-૩ વકીલ કલ્યાણજી પુંજારામે ઇનામ વહેચ્યું. ખંભાલીયા કન્યાશાળામાં આજમ ન્યાયાધીશ દ્વારકાંદાસ નંદલાલે ૧-૪-૦ તથા ઠ. દામોદર મુલજીએ ૦-૮-૦ રોજ તથા શામજી નારણજીએ ૦-૮-૦ તથા મહારાજા ધીરાજા જામસાહેબે ૩-૦-૦ લોકોએ ફાલો કર્યા તેમાંથી ૮—૯—૦ તથા ખુ. વઢવાણના ઠાકોર સાહેબ બહાદુર તરફથી ૧૦—૦—૦ નું ઇનામ વહેચ્યું.

Gopalji Surbhai,
ડે. એ. ઇન્સ્પેકટર પ્રાંત કાઠીયાવાડ.

# केळवणी खातानीं खबरो.

કાઠીઆંવાડની તમામ નિશાળોમાં તારી. ૧લી એપ્રિલ સને ૧૮૭૨ થી તારીખ ૩૦ મી સપ્ટેંબર સને સુધીમાં જે ઇનામ અપાયું તેનું છ માશીક પત્રક.

| સહૅ. અંકલાસ ઠકાણા એ અંક અણ પોતાનાં નાટ. | ગામનું નામ. | છોકરાઓને ઇનામ. | છોકરીઓને ઇનામ. | મેહેતાજી આસી. ને ઇનામ. | લાઇબ્રેરીમાં. | કોના તરફથી ઇનામ અપાયું તેનું નામ. |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૧ | ધ્રાંગદ્રા ગુજરાતી. | ૪-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | મેહેરબાન મહારાજા શ્રીરાજસાહેબ બહાદૂર તરફથી. |
| | | ૩-૦-૦ | ૦-૦-૦ | ૦ ૦-૦ | ૦-૦-૦ | મહાલ ઊભરડાના ફોજદાર છગનલાલ તરફથી. |
| | | ૪-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | જાડેજા શ્રી અભેસિંહજી તરફથી. |
| | | ૧૪-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | મે. મહારાજા શ્રીરાજસાહેબ બહાદૂરતરફથી. |
| | | ૫-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | વેદ અંબાશંકર બાવાભાઇ તરફથી. |
| | | ૧૩-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | મે મહારાજા શ્રીરાજસાહેબ બહાદૂર તરફથી. |
| ૨ | દશાડા. | ૦-૦-૦ | ૦-૪-૬ | ૦-૦-૦ | ૦-૦-૦ | નગર નારહીશ શેઠ પેશતનજી તરફથી. |
| ૩ | વઢવાણવખાંણ. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૩-૮-૦ | મેહેરબાન ઠાકોર સાહેબ તરફથી. |
| ૪ | જશદણ. | ૧૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦=૦ | ૦-૦-૦ | કુંવર જીવા ખાચર તરફથી. |
| | | ૭-૦-૨ | ૦-૦-૦ | ૩-૦-૦ | ૦-૦=૦ | આજમ ઉત્તર પ્રાંતની સીમાડા કમેટીનાં પ્રેસીડેંટ સાહેબ જમાલુદ્દીનખાં તરફથી. |
| | | ૧૭-૧૨-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | અત્રેના મે. દરબાર સાહેબ તરફથી. |
| | | ૭-૦-૦ | ૦-૦-૦ | ૩-૦-૦ | ૦-૦-૦ | આજમ કારભારી સાહેબ તથા મેંબરોતરફથી. |
| ૫ | વાંકાનેર | ૩૫-૦-૦ | ૩૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | મેહેરબાન રાજસાહેબ તરફથી. |
| ૬ | ચોટીલા. | ૧૦-૨-૦ | ૦-૦-૦ | ૩-૦-૦ | ૦-૦-૦ | અત્રેના ખાચર ભીમવાળાજી તરફથી. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૭ | આણંદપર | ૧૨—૦—૦ | ૦—૦—૦ | ૩—૦—૦ | ૦—૦—૦ | મોટીલાના થાણદાર આજમ ભગવાનલાલ લાલજી તરફથી. |
| ૮ | વણા. | ૩—૮—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | અત્રેના આજમ તાલુકદાર સાહેબો તરફથી. |
| ૯ | ઓઝતવાડા. | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૬૦—૦—૦ | અત્રેના મે. તાલુકદારસાહેબે સામાન આપ્યો. |
| ૧૦ | શીઆણી. | ૨—૦—૦ | ૦—૨—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | અત્રેના થાણદાર આજમ આનંદરાવ શુભા નરસંઘના. |
| | | ૪—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | અત્રેના મહાજન પંચતરફથી. |
| | | ૩—૮—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | અત્રેના બ્રાહ્મણ પંચતરફથી. |
| | | ૨—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | અત્રેના કણબી પંચ તરફથી. |
| | | ૨—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | સુતાર તથા પીંજારાણીનામળાને |
| | | ૧—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | અત્રેના પંચ તરફથી. (એપ્રમાણે ફાળો કરી છોકરાઓ તથા કન્યાઓને જમાડવામાં આવ્યા છે.) |
| | | ૧—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | અત્રેના મુખી પટેલ મુળુભાઈ તરફથી. |
| | | ૧—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | વકીલ પોમજી ગોપાળજી તરફથી. |
| | | ૧—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | અત્રેના વહીવટી કારકુન માધવરાવ તરફથી. |
| | | ૧—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | અત્રેના ખત્રી પેલજી હરખા તરફથી. |
| | | ૦—૮—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | મોચી પંચ તરફથી. |
| | | ૧—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | સથવારા પંચ તરફથી. |
| | | ૧—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | રેટના સ્વારોના તરફથી. |
| | | ૦—૬—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | વહોરા પંચ તરફથી. |
| | | ૮—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | અત્રેના તાલુકદાર સાહેબ ફતેસંગજી રતનસંગજી તરફથી. |
| | | ૨—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | અત્રેના શેઠ પુંજા પેલશી તરફથી. |
| | | ૧૭—૦—૦ | ૪—૮—૦ | ૦—૦—૦ | ૦—૦—૦ | અત્રેના આ. મે. ભાગદાર સાહેબો તરફથી. |
| | | ૧૩—૦—૦ | ૦—૦—૦ | ૧—૪—૦ | ૩૦—૦—૦ | અત્રેના આ. તાલુકદાર સાહેબો તરફથી. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | અંકુલા- | ૦-૦-૦ | ૨.૧૨-૦ | ૨-૦-૦ | ૦-૦-૦ | અત્રેના ઠાકોરશ્રી ગોરખા મેહેરામ તરફથી. |
| | ટકોવ્યા એ | ૦-૦-૦ | ૨-૧૨-૦ | ૧-૦-૦ | ૦-૦-૦ | અત્રેના ઠાકોર શ્રીસામતરાર્ણીગ તરફથી. |
| | અણ તાદેવળીયા. | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | કબાટ ૧ પેટી ૧ | અત્રેના આજમ તાલુકદાર સાહેબ તરફથી. |
| ૧૫ | ચુંટવડા | ૨-૦-૦ | ૦-૦-૦ | ૨-૦-૦ માનીટર. | ૨૦૦-૦-૦ નવુંમકાન. | આજમ મેહેરબાન ભાવનગરના જોઇન્ટચાર્જ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબના હુકમથી તાલુકા મજકુર તરફથી. |
| | | ૨-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ભાવનગરના રેવીન્યુ કમીશનર સાહેબ આજમ વજેશંકર ગવરીશંકરના તરફથી. |
| ૧૬ | પાલીતાણા. | ૦-૮-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | મહાજન તથા સ્કૂલ કમેટીના પ્રેસીડેંટ તરફથી. |
| ૧૭ | દાઠ. | ૭-૦-૦ | ૨-૧૨-૦ | ૧૫-૦-૦ | ૦-૦-૦ | આજમ પરમાનંદદાસ હરજીવનદાસ થાણદાર તરફથી. |
| ૧૮ | ઉમરાલા. | ૧૩-૪-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | મુસાફર બાલજી બનારસીના તરફથી. |
| ૧૯ | જીરા. | ૪-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | અત્રેના મે. દરબાર સાહેબે છોકરાને જમાડ્યા |
| ૨૦ | કરદેજ. | ૩-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | આ. દશક્રોઇના વહીવટદાર છોટાલાલ બાણશંકર તરફથી. |
| | | ૨-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | અત્રેના મહાજન તરફથી. |
| ૨૧ | કુલસાર. | ૬-૪-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | અત્રેના વહીવટદાર પારેખ કુલબદાસ વાલજી. તરફથી. |
| ૨૨ | તલાજા. | ૨-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | દાઠાના થાણદાર આજમ પરમાનંદદાસ હરજીવનદાસ. |
| ૨૩ | જેસર. | ૦-૮-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | ૦-૦-૦ | સ્કૂલ કમેટીના પ્રેસીડેંટને મે. ગવરીશંકર જેશંકરે તરફથી. |
| ૨૪ | નવાનગર ઉરફ | ૬-૦-૦ | ૦-૦-૦ | ૪-૦-૦ | ૦-૦-૦ | ખુશવંત જામસાહેબ શ્રી વીભાજીના તરફથી. |

## ચર્ચાપત્ર.

૧ ભૂગોળના ઉપયોગમાં કલમ-૭૧ મી પાને ૨૪ માં લખેછે કે હોકાયંત્રમાં જે લોહચુંબક પાયેલી સોય છે તે સોય બરાબર ઉત્તર દિશાથી ૨૪ અંશ પશ્ચિમે રહે છે. હવે એ સોયને એ બાજુએ કાંઈ આકર્ષણ થતું હશે, કે કારીગર લોકો એ દિશાએ રાખીને બનાવતા હશે. અને કારીગર લોકો બનાવતા હોય ત્યારે બરાબર ઉત્તરમાં વા બીજી કોઈ દિશામાં રાખીને ન બનાવે ને એજ દિશામાં રાખી બનાવે તેનું કારણ શુ હશે?

૨ આખા વિશ્વનું કેંદ્ર કયો ગ્રહ અથવા કયું સ્થળ થયું હશે ને એ કોણે શીદ્ધ કર્યું હશે. ને તેનો પરિધ, તથા વ્યાસ કહી જગોયો લીધો હશે?

૩ શેર તથા સટ્ટાનો વેપાર શી રીતે કરતા હશે, કે તેથી ઘણા લોકોએ આટ આવીને દેવાળાં કાઢ્યાં; ને ઘણા નિર્ધનના ધનવાન થયા? એથી ગામડાના લોકો તદન અણ જાણ્યાજ છે.

૪ મહારાણીના રાજમાં કાગળની નોટ સોના રૂપાંના શીક્કાને ઠેકાણે વપરાય છે ત્યારે લોકોના ઉપર કર વા ઈનકમટેકસ નાંખવાનું શુ કારણ હશે? કેમકે નોટ કાગળની બને છે તેને સારુ કાંઈ સોના રૂપાની પેઠે ખાણતો શોધવી નથી પડતી. અને એ નોટ એનાજ કારખાનાવાળા પાડે છે ત્યારે એ વધારે નૌકર રાખીને વધારે નોટો બનાવીને ખુટતાં નાણાંની જગ્યાએ ચલાવેતો લોકો ને કરે ભરવો ન પડે.

૫ આ દેશના કોઈ રાજા પોતાના રાજમાં તેનાજ એટલે એ પોતાના શીક્કાથી નોટ પાડીને એના રાજમાં ચલાવેતો ચાલે? અને તે નોટ અંગ્રેજ સરકારના રાજમાં ચાલેકે નહી?

૬ સરકારી નિશાળમાં ખુરસી, સ્ટુલ, આકારની પેટી તથા ચપુ કાતર વિગેરે જે સામાન છે તેમાંથી કોઈ વસ્તુનો ઉપયોગ કરતાં સ્વભાવિક મેહેતાજીથી કવા આસિસ્ટંટથી વા છોકરાઓથી ભાગીગઈ તો તેને સમરાવતાં કવા નવી લાવતાં જે કિંમત આપવી પડે તે કોણ આપે? એટલે ભાગનાર પાસેથી ભરીલેવીકે સરકારના તરફથી સમરાવી લેવી?

એડ૰ ટકાવ્યા એ ઉપલા ૭ સવાલથી હું અણજાણ્યોછઉ માટે મહેરબાની કરીને ખુએણે પોતાનાં ભવા દાખલ કરશે.

ડા૰ રા૰

# જાહેર ખબર.

ગુજરાત વરનાક્યુલર સોસાઈટી, સરવે વિદ્વાન ગૃહસ્થોને ખબર આપેછેકે ગુજરાતમાં વેપાર રોજગાર તથા ખેતીવાડીનાં કારખાનાં સંબંધી જરૂરીઆત આબાદીનીમાં વધારો થવાના સાધનો વિષે નિબંધ રચી, સદરહુ સોસાઈટી તરફ જે કોઈ મોકલશે તેને શેઠ સોરાબજી તરફનું ૩૧૦૦) અંકે રૂપૈઆ સોનું ઈનામ નીચેના કરારો પ્રમાણે આપવામાં આવશે.

1. નિબંધ ઓછામાં ઓછા એક શીટના આઠ પાનાવાળા સાઠ પૃષ્ઠનો રચવો જોઈએ.
2. નિબંધો તપાસવા સારૂ તા. ૩૦ નવંબર સન. ૧૮૭૩ ના રોજ મોકલવા જોઈએ.
3. એક કમેટી મળી નિબંધોના ગુણ દોષો વિષે વિચાર કરશે અને સૌથી સારો નિબંધ રચનારને સદરહુ ઈનામ આપવામાં આવશે.
4. જો નિબંધ ઈનામ આપવા લાયક હશે તેનેજ ઈનામ આપવામાં આવશે.

અમદાવાદ હીમાભાઈ ઈનસ્ટીટ્યુટ,
તા. ૧૫ માહે એપ્રિલ સન ૧૮૭૩.

Gopalrao Hurry,
ગુજરાત વરનાક્યુલર સોસાઈટીના સેક્રેટરી.

Registered No. 12 of 18/3.

# ગુજરાતશાળાપત્ર.

# GUJARAT SCHOOL-PAPER:

JUNE-JULY 1873

પુસ્તક ૧૨ મું. જુન-જુલાઈ, સન૧૮૭૩. આંક ૬-૭મો.

મે'તાજી બહુ મોટું ગુજ, નામ તેમ છે કામ;—
કરે અંતે મનક્ષેત્રની, ખરી ખેતિ ધરિ હામ.





( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ મધ્યે મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ હીરાચંદ છાપી પ્રસિદ્ધ કર્યું.
(મૂલ વરસે રૂ ૧ આગાઉથીજ)

# ગૂજરાતશાળાપત્ર.

પુસ્તક ૧૨ મું. જુન-જુલાઈ, સને ૧૮૭૩. અંક ૬-૭ મો.

## मेघदूत काव्य.

मानसरोवरमां नव ल्होतां पान तुं कर धरि प्रीत;
कंचन कमळ वगडतां छों ने, मित्र [1]नंगेंद्रने चित्त
मित्रनुं म्हालवुं मोघुं.
उर इच्छे तो सुरतरुना पण पलवने धुणवजे
[2]ऐरावतमुख क्षण छाया तें किधि शुं सुत समजे? ७०

---

[1]अलबेली अलका पुरी, ओ! पेली गिरि ओछंग;
गंगा रूपि पटकूल कटितटथी लटके रुपेरी रंग
[2]ए वयम दीठि भुलाए!
जळ बिंदुनि धारा तारी तो जाणे[3] मोतीनी

---

७०. १. પર્વતનો ઇંદ્ર, પર્વતનો રાજા, કૈલાસ. હીમાળયને ગિરિરાજ કહ્યો ત્યારે કૈલાસને ઇંદ્ર કહે, તોજ શોભે.—૨. ઇંદ્રનો હાથી. ઇંદ્ર ત્યાં મહાદેવના દર્શન કરવા આવ્યો હતો એમ આ શબ્દ સૂચવે છે. ઐરાવત ત્યાં પાણી પીતો હોય તે વખત તું જરા તેના મોં ઉપર તારા વાદળા વડે છાયા કરેછે. એમ જે તું કરેછે તે શું તેના કદના અને રંગના સરખાપણા ઉપરથી તે તારૂં બચ્ચું છે એમ ધારીને?

૭૧. ૧. અહિંયા અલકાપુરીને રસભરી સ્વાધીનપતિકા નાયકાની ઉપમા આપી સુંદર છબી ચીતરી છે. ૨. એકવાર દીઠી કે આ નગરી અથવા નગરી રૂપી સ્ત્રી તે કેમ ભૂલાય? સાધારણ સૌંદર્ય હોય તો કદાપિ ભૂલાય પણ આ તો એમ કહેવાની મતલબ છે.—૩ વાદળાં તા: અલકાપુરી.

होय शेरो लबकति शोरथी सुंदर रसभीनी. ७१

---

## उत्तरमेघ.

हे घन ! गगन घुमे घर त्यांना-शके बके तुथि होड !
तारा धनुष सम चितर्यां चळके; तूं गर्जे धारि कोड,
तो त्यां मृदंग बजे छे;
तुज अंगे जळकण झळके, तो रंग भूमिए मणि त्यां;
तुज संगे चपळा चमके, तो त्यां ललितज वनिता.

---

उप. अलबेलडिओने हाथे, कमळ रमणने काज;
कुंद कर्णाए, केश गुंथ्या छे; पाण्डुं पाडूताज

---

નગરીનો કાળો ચોટલો, અને વરસાદની ધારા તે મોતીની શેરો એવી અ- હીંયા સુંદર તરંગ ઉઠાવ્યો છે. આ બે લીટી વડે સ્ત્રીની ઉપમા અહીંયા સંપુર્ણ કીધી.

૧. અહિંયા મેઘનો અને ત્યાંનાં ઘરનો મુકાબલો કરીને તેઓને એક રૂપજ ઠેરાવ્યાં છે. પ્રથમતો તેઓની ઉંચાઈ સરખી છે એમ કહી, વ- ર્ષાદના ધનુષની સાથે તે ઘર ઉપરના નવરંગી ચિત્ર, ગર્જનાની સાથે મૃદંગનો અવાજ, જળકણની સાથે મણિઓ, અને વીજળીની સાથે ત્યાંની સ્ત્રીઓ- નું સરખાપણું અનુક્રમે બતાવ્યું છે. એક મોટા સાબ્સહેલસાં ત્યાં રંગ જામી રહ્યો છે અને ત્યાંથી સુંદર નાયકાઓના ઝળકારા કોઈ કોઈ વખત બહારના તટસ્થ જોનારાની ચકિત દૃષ્ટિ ઉપર પડેછે એ જેણે જોયું હશે તે આ અનુપમ ચિત્રની ખુબી જાણી શકશે. હવેથી અલકાપુરીનું વર્ણન શરૂ થાયછે અને તે એવા રસમાં લખ્યું છે કે પાછલા બધા વર્ણનોને ભુલાવી દે છે અને દેવભૂમિ તે દેવભૂમિજ એમ આપણી પાસે આનંદની સાથે કહેવડાવે છે.

मुखडुं लोधर फुल रजथी;
मंदु कुरवक छे, अंबोडले; सरसव फुल कर्णे;
छे सेंथे कदम फुल सुंदर जे ऊगे तुज [1]चरणे. २

---

नित्य कुसुम ज्यां होय तरुने, संगे भृंग गुंजार;
नित्य कमळ आपे [1]नलिनीओ, [2]जेने हंसनि हार;
चोगम वींटि वळीछे;
नित्य पिच्छ प्रकाशित मोरने[3] मुख मधुरी वाणी;
नित्य अजवाळी ज्यां रातडी रमणिक [4]तमहारणी. ३

---

आंशु तो आनंदनां ज्यां, अन्य निमित्ते नहींज;
रोग नो ज्यां कामज्वर गात्रज, जे प्रिय मळवेथीज
सहज सुखे समिजाए

---

૨. ૧. તારાં પગલાંથી, તું આવ્યાથી, વર્ષાઋતુમાં. આ શ્લોકમાં કવિ ત્યાંની સ્ત્રીઓની સાદો સણગાર વર્ણવે છે, પણ તેમાં જે ફૂલ વર્ણવ્યાંછે તે જૂદી જૂદી ઋતુનાં છે. કમળ શરદઋતુમાં, કુંદની કળી હેમંતઋતુમાં, લોધ્ર શિશિરઋતુમાં, કુરબક વસંતઋતુમાં, સરસવ ગ્રીષ્મઋતુમાં, અને કદમનાં ફૂલ વર્ષાઋતુમાં થાયછે. એ રીતે વર્ણન કરીને એમ સૂચવે છે કે આ દેવભૂમિમાં સઘળી ઋતુનાં ફૂલ પ્રત્યેક ઋતુમાં થાયછે.

3. આ છંદમાં ત્યાંનુ અદ્ભૂત સૃષ્ટિસૌંદર્ય વર્ણવ્યું છે.—૧. કમળનું ઝાડ.—૨. જે કમળના ઝાડને ચોગમ હંસની હાર વીંટી વળી છે.—૩. વર્ષાઋતુમાંજ મોરના પીછાં પ્રકાશિત થાય અને તે મધુરીવાણી બોલે એમ ત્યાં નથી.—૪. અંધારાનો નાશ કરનારી. ત્યાં શુક્લપક્ષને કૃષ્ણપક્ષ એવો ભેદ નથી, પણ હમેશાંજ અજવાળી રાત છે.

नहि प्रेमना मान विना बिजो विजोग तो ज्यांही;
ज्यां जोबन विण वय बीजुंरे जन जाणे नाहीं. ४

---

आरस केरि अगासियोमां तारानुं पडे तेज—
जाणे रत्न जडीत अमूलक को गलिचो झळकेज—
त्यां पिउ प्यारि बेसेछे.
[1]रसवर्धनहार मंदारनुं म्हस मद्य उडेछे
मंद मंद मृदंगे थाप त्यां खुब रंगे पडेछे. ५

---

[1]मंदाकिनिने तिर मंदारनि छाया हेठे ज्यांय
शितळ पवनमां बेसे बाळा, [2]गूढमणि खेल खेलाय
सोनानी रेतीमां.
को मुठ्ठि माणिनि संताडती को खोळति संने,
[3]सुरसाथ करि स्नेह याचना ते धरातिन [4]चंते. ६

---

આ ઠેકાણે ત્યાંના લોકનાં સુખ વર્ણવે છે. જ્યાં એટલે જે ન-
ાં આંશુ તો ફક્ત હર્ષનાંજ હોય છે, પણ બીજા કારણનાં હતાં ન-
થીજ, જ્યાં રોગ તો ફક્ત કામ જ્વર છે જે રોગ કે પ્રિય પુરૂષ કે સ્રીના મળવા થકીજ ઝટવારમાં સમી જાયછે, અને ઉલટું સુખ થાયછે, જ્યાં પ્રેમમાં એક બીજા સાથે જરાવાર રિસાય તે વિના બીજી જાતનો વિજોગજ નથી, અને જ્યાં જુવાની શિવાય બીજી ઉમરતો લોકો જાણતાજ નથી. સારાંશ કે ત્યાં દુઃખ નથી, રોગ નથી, પ્રિયમરણ કે બેવફાઇ નથી, અને સઘળાં સદાકાળ યુવાવસ્થામાંજ રહે છે.

૫—૧. રસને વધારનાર. મદ્યનું વિશેષણ.

૬. ૧. આકાશ ગંગાને કિનારે—૨. એ નામની કોઇ જૂની રમત જ-
ણાય છે. મલ્લિનાથ કહેછે કે એ દેશી રમત છે. એ રમતનું સ્વરૂપ તો આ કવિતામાંથીજ સમજાય છે. સોનાની રેતી,ને સંતાડેલાનાં મણિ,એ ક-

नीवी बंधन तोडि ताणे ज्या पिपु थइ हेते अधीर
बिंब सरीखा होठवाळीनुं ढीलुं पडेलुं चीर,
ते थइ लज्जा घेली
दीप रत्नरूपी होलववारे भरि मुठ्ठि गुलाले
ते तरफ फेंके पण ज्योततो बळे अधिक झगारे.

---

ज्या तुज सरखो [1]पयोद कोइ [2]पवनथि पाम्यो प्रवेश
बुंदे बगाडी सातमा माळनि सुंदर छाबिओ बेश
[3]झट जाळीयामार्गी
संकोचइ धूम्ररूपे पळे [4]बहुरूपि पाछो रे
भयभीत थयो होय जाणे रे निज कृत्य [5]अघोरे. ८

---

વિની આપેલી એ બાળાઓની સમૃદ્ધિ બતાવે છે. ૩. દેવતાઓનીટોળી, તે બાળાઓનો પ્રેમ મેળવવાને કાલાવાલા કરનારા દેવતા. ૪. ચિત્તમાં પણ બાળાઓ તેઓના બોલવાને ન ગણકારતાં રમતમાંજ લાગુ રહે છે. આ અજ્ઞાતયૌવનાનું વર્ણન થયું.

૭. તે બાળાનુ અહિંયા મુગ્ધાપણું વર્ણવ્યું છે. મુગ્ધામાં અત્યંત શરમ, અને ઘણી વાહાલી લાગે તેવી પણ એક જાતની નાદાની હોય છે. મુગ્ધાનો અર્થજ મૂર્ખ થાય છે. ગુલાલની મુઠી નાંખીને સુરત સમયે દીવો હોલવવા જવું એ મુગ્ધાનું શરમાળપણું અને લલિત ચાતુર્ય, પણ રત્નનો દીવો એ રીતે ન હોલવાય એમ ન સમજવું એ નાદાની.

૮. ૧. વાદળું.—૨. પવનને આ ઠેકાણે દૂતની ઉપમા આપી છે, અને મેઘને પરમંદીરમાં પેસનારો વ્યભિચારી કલ્પ્યો છે. ૩. મલ્લિનાથ કહેછે કે એવા કામ કરનારને જાળી બારીઓ વગેરેમાંથી નાસી જવું પડેજ.—૪. મેઘ તો બહુ રૂપ ધારણ કરનારો છેજ, અને એવા પુરૂષને પણ એમ કરવુંજ પડે.—૫. બહુ ભયંકર, જોખમભરેલા પોતાના કામથી જાણે બીધો હોય તેમ નાસી જાય છે.

# પાવાગઢ.

આ ગઢ પંચમહાલના હાલોલ મહાલમાં આવેલોછે. એનો પૌરાણિક વૃત્તાંત "પાવકાચળ મહાતમ" નામનું પુસ્તક છે તેમાંથીજ બરાબર મળી શકે. પણ થોડો ઘણો ભાગો તૂટો મને મળ્યો છે તે અગત્યનો જાણી વાંચનારેની સેવામાં મૂકુંછું. "પાવકાચળ મહાતમ" મેળવવાની મેં ઘણી જુગ્તિ કરી પણ દેશીઓની અજાએબ જેવી વહેમી ચાલને લીધે મને તે મળી શકયો નહીં.

જેને હમણા પાવાઘઢ કહેછે, તેનું અસલ નામ પાવકાચળ હતું. પાવકાચળ બાર ગાઉ ઊંચો અને તેટલોજ પેરાવાનો ગણાતો હતો.

કોઇ એક સમયને વિષે વિશ્વામિત્ર નામના મહામુનિ જે કે પ્રાચિન કાળમાં થઈ ગયા કહેવાય છે તેમની ધેનુ (ગાય) ઘાસ ચરતાં ચરતાં એ પાવકાચળની ખાઈમાં પડી. રૂષિ ગાયની શોધ કરતા કરતા એ ખાઈ આગળ આવ્યા, એટલે ગાયે સાદ કર્યો; અને સ્તુતિ કરી કે "કૃપા કરી આ દુઃખમાંથી કાઢો". મુનિએ ઉત્તર આપ્યો કે હું તને કાઢવાને અશકત છું. પણ તારાં આંસુમાંથી દૂધ નીકળી ખાઈ ભરાઈ જશે, એટલે તું તરીને બહાર નીકળજે. આટલું કહી રૂષિ ક્રોધાંધ થઈ હીમાચળ ભણી ચાલ્યા; અને ગાય તરીને બહાર નિકળી.

વિશ્વામિત્ર હીમાચળને ત્યાં ગયા, ત્યાં તેમનું હીમાચળે સારૂં આતિથ્ય કર્યું; અને દીનતાથી વાણી ઓચર્યા કે "આપના જેવા તપસ્વી પધારવાથી મારૂં ધામ પવિત્ર થયુંછે માટે કાંઈ પણ આજ્ઞા હોય તે કરો". મુનિ બોલ્યા કે હે ગિરિરાજ બીજી કાંઇજ આજ્ઞા નથી પણ તારો એક પુત્ર ત્રણ પોજનના વિસ્તારનો છે તે મને આપ, અને આપ્યા શિવાય કોઈ પણ પ્રકારનો બીજો ઇલાજ નથી, માટે આનાકાની કરીશ નહીં.

આ વચન સાંભળી હીમાચળ અને મેનારાણી ઘણાં વિસ્મિત થઈ અત્યંત શોકાતુર થયાં. પણ શું કરે? જો ના કહેછે તો રૂષિ કોપાયમાન થઈ શાપ દે. માટે મોટું મન કરી પોતાના પુત્ર પાવાગઢને આજ્ઞા કરી. પાવાગઢ માત પિતાનું વચન માથે ચઢાવી વિશ્વામિત્રને શરણે થયો, અને વિનતિ કરી કે મારાથી એકલા રહેવાય નહીં માટે શોબત જોઇએ, ત્યારે

મુનિએ બીજા પુત્ર દેવગઢને સાથે લીધો, પણ પાવાગડે પાછો બીજો વાંધો લેઈ બહાનું કાઢ્યું કે મારે તો નિત્ય કાળકા માતાના દર્શન કર્યા વગર ભોજન કરવું નહિ એવી પ્રતિજ્ઞાછે. મુનિએ તે વાતનો પણ નીકાલ કર્યો કે મારે પાવાગઢ ઉપર કાળકાનું સ્થાપન કરવુંજ છે. આખર બન્નો પુત્ર રૂષિની સાથે ગયા.

ક્રોધાંધ થયેલા વિશ્વામિત્રે પાવાગઢને પાવકાચળની આજુ બાજુ પૂર્ણો તેથી તે ત્રણ ભાગ પૂરાયો અને એક ભાગ (આખા ગઢનો પા ભાગ) ઉઘાડો રહ્યો. "પાને પાવ" ઘણા ખરા કહેછે તે ઉપરથી "પાવગઢ" અથવા "પાવાગઢ" કહેવાયો.

પાવાગઢ ઉપર રૂષિયે કાળકા માતાનું સ્થાપન કર્યું જે કે આજ પ્રસિદ્ધ છે અને પાવાગઢના ભાઈ દેવગઢને નજીકમાં સ્થાન આપ્યું જે કે આજ "દેવગઢ બારિયા" એ નામથી થોડાજ અજાણ્યા હશે. પાવાગઢનું રાજ્ય વિશ્વામિત્રે ત્રિશંકુ નામના રાજાને આપ્યું. એ રાજાને દૈત્ય લોકોની ઉપાધિ ઘણીજ નડવા લાગી, પણ દેવીની સહાયતા વડે સર્વ દૈત્યનો પરાજય કરી રાજ્ય આબાદ કરવા લાગ્યો. તેના પછી ચંપકસેન રાજા થયો. એના વખતમાં એ રાજ્ય ભરજુવાનીમાં આવ્યું, અને ગઢની તળેટી આગળ હેઠળ એક શહેર વસ્યું તેનું નામ રાજાના નામ ઉપરથી ચંપાવતી નગરી પડ્યું. પછી કાળાંતરે "ચંપાવતી" નો અપભ્રંશ થઇ ચાંપાનેર શહેરનું નામ કહેવાયું જે કે આજ તે શહેર મટીને ગામડું થયુંછે તો પણ ચાંપાનેરજ કહેવાયછે. ગઢ ઉપર આજ પણ ચંપકસેન રાજાએ સ્થાપન કરેલા ચંપકેશ્વર મહાદેવની જગ્યા છે ને તે પ્રસિદ્ધ રીતે જાણીતી છે.

ચંપકસેન પછી હંશધ્વજ નામનો રાજા થયો. ત્યાર પછી સુધન્વા થયો. એઓના વિષે કાંઈજ જાણવા જોગ બીના નથી, પણ છેલ્લો પતઇરાવળ[1] નામનો રાજા થયો તેના વિષે દંતકથા અને લેખનો સારો આધાર છે. પતઇરાવળ આશરે વરસ ૪૦૦ ઉપર થઈ ગયો કહેવાયછે. એના વિષે બાકીનું વૃત્તાંત નજીવું જાણી ફક્ત જાણવા લાયકજ દર્શાવ્યુંછે, તે નીચે પ્રમાણે.

---

[1] ગુજરાતના ઇતિહાસમાં લખ્યુંછે કે વનરાજ ચાવડાનો પ્રધાન ચાંપા કરીને હતો તેણે એ ચાંપાનેર વસાવ્યુંછે. ૨. એને કેટલાક રાવળ ઠઇ પણ કહેછે.

ચંપાનેરના નાશ વિષે દંતકથા ચાલેછે કે કોઇક વર્ષના નવરાત્ર (આસો માસનાં નવરાત્ર ) માં પતઇની રાણીઓ ગરબા ગાતી હતી તેમાં કાળકા માતા પણ રમવા લાગ્યાં; દેવીનું અદ્‌ભુત સ્વરૂપ અને અલૌકિક શૃંગાર જોઇ પતઇ રાવલનું ચિત્ત ચળ્યું, અને અત્યંત મોહ પામ્યો; તરત દેવીનો છેડો પકડ્યો ત્યારે દેવીએ કહ્યું કે "હું તારા ઉપર પ્રસન્ન છું માટે મરજીમાં આવે તે વર માગ, પણ મારો પાલવ મૂક". પતઇએ માગી માગીને ત્રણ વખત પૂછતાં એજ માગ્યું કે "મારે મોહોલે પધારો". અંતે દેવીએ છ ચોક કહ્યું કે "હું આ ગઢની કાળકા દેવીછું, અને સ્વઇચ્છાએ રમવા નીકળી છું; માટે હિણમતિયા જો તારૂં તું રૂડું ચહાતો હોય તો બીજું કાંઇ માગ"? પણ અભાગી મોહ નિદ્રાવાન પતઇએ એજ માગ્યા કર્યું કે "મારે મોહોલે પધારો". તમો દેવીછો એ તદન પ્રપંચ છે. મને ઠગવાને સારૂંજ એમ બોલોછો. પણ હું છેતરાઉં એવો નથી.

(આગળ ચાલશે.)

લા૦ પ્રાણજીવન વ્રજલાલરામ મહેતાજી
ઝાલોદ તાબે પંચ મહાલ.

---

## काळीपरजनी भाषा.

| ગૂજરાતી. | ઢોડીઆની. | કુંકણાની. | નાયકાની. |
|---|---|---|---|
| ૧ મા | હાઇલી | આઇ | આયા |
| ૨ બાપ | બહાલા | બા | બા |
| ૩ મોટોભાઇ | દાદો | બાબા | બાબા |
| ૪ પોતાની સ્ત્રી | ડોકાડી | પોસાનીઆઇ દોસાડી | બાયકો |
| ૫ છોકરો | બાપો,પોહો | પોસા,પોરે | બાબા |
| ૬ છોકરી | પોહીયા | પોસી | મુળગીઆં,પોરગી |
| ૭ કાકો | નગવો | કાકા,અકબાસ. | વાડબાસ |
| ૮ કાકી | કાકી,વડાઇ | વડાઇસ | કાકીસ |

| | | | |
|---|---|---|---|
| ૯ સાસુ | સાસુ,હાહુ | હોાઇ,સાસુસ | ફુઇ |
| ૧૦ સસરો | હહરો | સુસરાસ | મામો |
| ૧૧ સાળો | ભાવડ | ભાવડ | મેવણાં,મેનાસ |
| ૧૨ સાળી | હાટી | સાળશા | સાળીશે |
| ૧૩ બનેવી | ભાવડ | ભાવડ | ભાવડ |
| ૧૪ મામો | મામો | મામાંસ | મામા,મામ્યા |
| ૧૫ મામી | ફુઇ | ફુઇ | ફુઇ |
| ૧૬ દાતરડું | ઓહીઓ | ઓસીયા | દાતડું,દાહડું |
| ૧૭ કુવાડો | કુરાડો | કુરાડા | કુરાડા |
| ૧૮ ભેંસ | ટોટા | ડોબડ | ડોબડ |
| ૧૯ ગાય | ડોબી | ગુરાં | ગાય. |
| ૨૦ બળદ | બૈલ | બીલ | ધુરાં,બીલ |
| ૨૧ ગોધો | આંડીઓ | આંડીયા બીલ | આડધુરાં |
| ૨૨ પાડો | હેલો | હેલો | હેલો,ટોંડકો |
| ૨૩ મરઘો | કુકડો | કુકડા | કોમડા |
| ૨૪ મરઘી | કુકડી | કુકડી | કોમડી. |
| ૨૫ તાડી | તાડે | તાડી | તાડી,શેંવડી |
| ૨૬ બાજી | હોનારા | સોનારાં | બાંજે, સુનારાં |
| ૨૭ ઘર | ઘોર,ઝુપડા | ઘરાં | ઘરાં |
| ૨૮ અંગરણું | ડોગડાં | આંગણા | આંગડાં,આગ્યા. |
| ૨૯ દીવલી | દીવલી | દીવેલ્યા | એંડી એરંડયા, |
| ૩૦ કલી | ડોલા,ગેરના | કાકન | કાકન |
| ૩૧ સુપડું | સૂપ | સૂપાં | સુપત, |
| ૩૨ સાંબેલું | મુહાળ | મુસળ | મુસળ,મુસળાં |
| ૩૩ સાવરણી | બુઆરી | બારી | બારી, |
| ૩૪ ઘંટી | ઘંગે | ઘંટી | ઘંટી, ઘંટયા |

| | | | |
|---|---|---|---|
| ૩૫ બોંબ | બૂંધ | બૂંધ્એ | બૂંધ |
| ૩૬ ટોપલો | ટોપલાં | ડાલકાં | ડાલકાં |
| ૩૭ ખજુરીનુંઝાડ | બોથી | બોથા | ખજુરે |
| ૩૮ ડુંગરે | ડોંગોરે | ડોંગરા | ડોંગાર |
| ૩૯ વાડવું | ખાંડવું | તોડુંલા | ખાંડુન |
| ૪૦ ઇંધણા | ડારવાં | ફાટવા | ફાટવા, ફેંટી |
| ૪૧ ફાડવું | ફોડવાં | ફાડુંલા | તોડુંલા |
| ૪૨ કેરી | આંબો | આંબા | આંબા, આમ. |
| ૪૩ થાંભલો | અર | મળી | બેલ્યા, બેળી |
| ૪૪ રાંધેલા ચોખા | કોદાઇ | કોદી | ધાન |
| ૪૫ કોંદરી | કોદાઇ | બગરે | ધાન |
| ૪૬ દાળ | સારણા | વરણ | બાજી. |
| ૪૭ અથાણું | ચાખણાં | ખબાં ખડા | બાજી |
| ૪૮ તમે | તુમી | તું | તું, તુંમી |
| ૪૯ વાડકા | વાટાં | વાટાં | વાટી વાટાં |
| ૫૦ કંદોરો | કદડો | સુતળી | કોદડા |
| ૫૧ પિછોડી | ચાદર | કડકાં | ધડકા |
| ૫૨ ધોતિઆં | ધોડકાં | ધોતીર | ધડકાં |
| ૫૩ ઊંઘવાના | થાકવાના | નીંજુંલા | નીંદ કરું લા. |
| ૫૪ ઊંઘઆવે | નિંદઆવે | નીંજવે | ઝાપ લાગે |
| ૫૫ ઘુંઘડી | ઘોઘડા | ઘોઘડી | ઘોઘડાં. |
| ૫૬ આપે | ઓપે | દે | ઓપી ધી જાઇરે |
| ૫૭ ભાયુંઆપો | કાયુંઓકા | ભાયે દે | ભાયે ઓકા. |
| ૫૮ ભડકું, મેંથ | પેજવા | આંબીલ | આંબીલ |
| ૫૯ મોળવું | વાડવું | કાપુલા | કાપાં |
| ૬૦ તરેણી | નીનારી | નીનારી | નનારી |

| | | | |
|---|---|---|---|
| ૬૧ મુખવેસ | હુંકીઆ | સુંકપાં | સુંકપાં |
| ૬૨ રોટલા | પોવ્યા-પોળી | બાખરી | બાખુરે |
| ૬૩ ખુસાળણ | ધો સાળઆ | ધો સાળઆં | ધો સાળઆં |
| ૬૪ કૂતરો | કૂતરો | શુણો | શુણા-શુંકા |
| ૬૫ કૂતરી | કૂતરી | શુણી | શુણી |
| ૬૬ બિલાડાં | બિલાડાં | માજર | બીલાડાં માંજર. |
| ૬૭ વેંગણ, વંત્યાક | વેંગણે | વાંગા | વાંગાં |
| ૬૮ મરચા | મીર્સુલા | મીરચાં | મીરચુંલા |
| ૬૯ કાળા મરી | મીરીએ | મીરા | મીરા-હા ટમીરીયાં |
| ૭૦ કાકડી | વાલકાં | વાલકા | વાલકાં |
| ૭૧ કોળું | કોગાં | ડાગરે | ડાગરે-બો પૃથ્યા. |
| ૭૨ કોદાળ | કોદાળ | કોદાળ | કોદાળ |
| ૭૩ મારી | બબદાવી | કુટી | કુટી-પીટી |
| ૭૪ જાંબુ | વાંજળે | વાજા | વાઝરે. જામના. |
| ૭૫ શેરડી, | હેડપા. | શેડપા | શેડી-ઉપ |
| ૭૬ સાકઠા | હાકઠા | વળી-સાકઠા | વળી-વળ્યાં |
| ૭૭ ભોંડા | ભેંડા | ભેંડા | ભીંડી |
| ૭૮ ચોખા | ચોખા | તાંદુળ | તાંદુળ |
| ૭૯ વાંસ | ટોકર્યા | ટોકોર | ટોકુરી |
| ૮૦ કાંસકી | કાંખાઇ | ફની | ફની |
| ૮૧ કાચળી | કાંપડા | ચોળી | ગોળ્યાં-ચોળી. |
| ૮૨ દેડકા | દેડક | દેહુક | દેડકા |
| ૮૩ ઉંદર | ઉંદરે | ઉંદીર | ઉંદીર-ગુશા |
| ૮૪ ઓટલો | શેડી | શેડી | શેડો |